




# ઊર્મિ નવરચના

દીપોત્સવી-૧૯૬૩

તંત્રી: ઈશ્વરલાલ દવે
સંપાદક: જયંત પરમાર

તમારું નસીબ અજમાવી...................................

# રૂપિયા ૫૦,૦૦૦ સુધીનાં ઈનામો મેળવો.

રૂ. ૧૦૦ ના મૂલ્યાંકના પ્રિમિયમ પ્રાઇઝ બૉન્ડ

–: માટે ઇનામો :–

| ઈનામની સંખ્યા | | | ઈનામની રકમ. |
|---|---|---|---|
| ૧ | ... | રૂ. | ૫૦,૦૦૦ |
| ૨ | ... | રૂ. | ૨૫,૦૦૦ |
| ૫ | ... | રૂ. | ૧૦,૦૦૦ |
| ૧૦ | ... | રૂ. | ૫,૦૦૦ |
| ૭૫ | ... | રૂ. | ૨,૦૦૦ |
| ૧૫૦ | ...રૂ. | | ૧,૦૦૦ |
| ૨૪૩ કુલ ઈનામો. | | | |

રૂ પાંચના મૂલ્યાંકના પ્રિમિયમ પ્રાઇઝ બૉન્ડ

–: માટે ઇનામો :–

| ઇનામની સખ્યા | | | ઇનામની રકમ |
|---|---|---|---|
| ૧ | . | રૂ. | ૨૫,૦૦૦ |
| ૨ | | રૂ. | ૧૦,૦૦૦ |
| ૧૦ | ... | રૂ. | ૫,૦૦૦ |
| ૨૫ | ... | રૂ. | ૨,૦૦૦ |
| ૨૦૦ | ... | રૂ. | ૧,૦૦૦ |
| ૩૩૦ | ... | રૂ. | ૫૦૦ |
| ૫૬૮ કુલ ઇનામો. | | | |

ઈનામ માટેના ડ્રો ૧૯૬૪માં બે વખત યોજાશે. તેમાંના નીકળેલા નંબરો ઇનામને પાત્ર ઠરશે. ઈનામ ન લાગે તો પણ ૧૦ ટકાના પ્રિમિયમ સાથે પાંચ વરસે પૈસા પાછા મળશે.

## ક્યાંથી ખરીદશો ?

સ્ટેટ બૅન્કની શાખાઓ, સરકારી તિજોરીઓનુ કામ કરતી તેના હાથ નીચેની બૅન્કો, ઉપરની બૅન્કોની શાખાથી આવરી ન લેવાયાં હોય તેવાં સ્થળોએ તિજોરીઓ અને પેટા તિજોરીઓ તેમજ હેડ અને સબ પોસ્ટ ઑફિસથી તેની મૂળ કિંમતે મળી શકશે.

લગ્ન, જનોઈ, જન્મદિન તેમજ એવા બીજા માંગલિક અવસરોએ પ્રિમિયમ પ્રાઇઝ બૉન્ડ ભેટમાં આપી પ્રસંગને યાદગાર બનાવો.

**આજે જ પ્રિમિયમ પ્રાઇઝ બૉન્ડ ખરીદો**

ગુજરાત સરકારના માહિતી ખાતા દ્વારા પ્રકાશિત.

# નૂતન વર્ષાભિનંદન

## આપનાં લવાજમો 'વિજય' ને જ મોકલો :

| | |
|---|---|
| નવચેતન | ૮-૦૦ |
| ચાંદની | ૬-૦૦ |
| મહેંદી | ૬-૦૦ |
| સ્ત્રીજીવન | ૮-૦૦ |
| રમકડું | ૧૨-૦૦ |
| આરામ | ૬-૦૦ |
| રસરંજન | ૧૦-૦૦ |
| ચિત્રલેખા | ૧૫-૦૦ |
| બીજ | ૬-૦૦ |
| શ્રીરંગ | ૮-૦૦ |
| રંગતરંગ | ૮-૦૦ |
| નવનીત | ૧૦-૦૦ |
| સમર્પણ | ૫-૦૦ |
| સંગીત | ૫-૦૦ |
| સબરસ | ૮-૫૦ |
| ચિત્રજ્યોત | ૮-૫૦ |
| ચિત્રલોક | ૮-૫૦ |
| જી | ૮-૦૦ |
| જીવન માધુરી | ૭-૫૦ |
| વર્ષા | ૫-૦૦ |
| મિલાપ | ૧૦-૦૦ |
| કુમાર | ૧૦-૦૦ |
| અખંડ આનંદ | ૮-૫૦ |
| તંદુરસ્તી | ૫-૫૦ |

### બીજમાંથી વટવૃક્ષ

એક નાના સાહસમાંથી, પગભર બનેલ, અને પાંગરેલ વટવૃક્ષસમ આ સંસ્થા ઉજવે છે; પ્રગતિના નવ વર્ષ. આ સમય દરમ્યાન દેશપરદેશના લગભગ ૮૦,૦૦૦ થી ય વધુ ગ્રાહકો-મિત્રોએ લાભ ઉઠાવ્યો છે. એ બધાંને અમે બિરદાવીએ છીએ, અને પાઠવીએ છીએ સર્વને

**નૂતન વર્ષાભિનંદન્**

નવા વર્ષે સેવા માટે આતુર

—વિજય સ્ટોર્સ

| | | | |
|---|---|---|---|
| નૂતન ગુજરાત | ૧૦-૦૦ | પ્રજાબંધુ | ૮-૫૦ |
| અદ્ભૂત | ૫-૦૦ | મુવીલેન્ડ | ૧૦-૦૫ |
| વ્યાપાર | ૨૦-૦૦ | મધર ઈન્ડીયા | ૬૫-૦૦ |
| યુગમંગ | ૮-૫૦ | ઈસ્ટર્ન | |
| જન્મભૂમિ | | ઇકોનોમિકસ | ૬૫-૦૦ |
| પ્રવાસી | ૧૦-૦૦ | ટેક્ષેસન | ૩૦-૦૦ |

| | |
|---|---|
| બોમ્બે માર્કેટ | ૪૨-૦૦ |
| કરન્ટ ઈવેન્ટસ | ૧૨-૦૦ |
| બીઝનેસ ડાઈજેસ્ટ | ૨૪-૦૦ |
| ઇન્ડીયન ટ્રેડ જર્નલ | ૯૬-૦૦ |
| ઇન્ડિયન બીલ્ડર | ૨૦-૦૦ |
| કલરએજ | ૨૦-૦૦ |
| સ્ટીલ હિન્દુસ્તાન | ૧૫-૦૦ |
| ઈકોનૉમિક વીકલી | ૨૪-૦૦ |
| ઈકોનોમિક રીવ્યુ | ૮-૦૦ |
| ઈકોનોમિક ટાઈમ્સ | ૮૦-૫૦ |
| ટાઈમ્સ ઓફ ઈન્ડીયા | ૬૫-૭૦ |
| પીટમેન્સ શોર્ટ હેન્ડ | ૧૦-૦૦ |
| રિચર્સ એન્ડ ઈન્ડસ્ટ્રી | ૨૪-૦૦ |
| ઓટો સ્પાર્ક | ૮-૦૦ |
| આયર્ન પાથ | ૬-૦૦ |
| ફ્રી પ્રેસ જનરલ | ૩૬-૦૦ |
| એક્ષપોર્ટ ઈન્ડીયા | ૧૨-૦૦ |
| પ્રાનીશ | ૧૦-૦૦ |
| ઈન્ડીયન એક્ષપ્રેસ | ૪૫-૦૦ |
| મોટર ટ્રાન્સપોર્ટ | ૮-૦૦ |
| નાટ્ય | ૮-૦૦ |
| રીધમ | ૧૦-૦૦ |
| થોટ | ૧૩-૦૦ |
| યુનીટેડ એશિયા | ૬૦-૦૦ |
| વિશ્વભારતી | ૧૫-૦૦ |

### કુટુંબનાં સર્વપ્રિય મેગેઝીનો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ડીસ્કવરી | [illegible] | વુમન એન્ડ હોમ | ૨૪-૭૫ | જી. ડી. આર. રીવ્યુ | ૪-૦૦ | એનીમલ્સ | ૭૯-૦૦ |
| ફ્લાઈન્ગ આઉટ | [illegible] | વુમન્સ વીકલી | ૨૮-૭૦ | સોવિયેત સંઘ | ૬-૭૫ | સ્માર્ટ નોવેલ્સ | ૧૫-૦૦ |
| એકાઉન્ટર | ૧૮-૦૦ | સ્ટાર્ચ ફ્રેટ | ૧૬-૫૦ | સોવિયેત ફિલ્મ | ૬-૭૫ | ન્યુ સ્ટેટ્સમેન | ૩૭-૫૦ |
| પંચ | ૬૧-૮૦ | અન્ડરસ્ટેન્ડીંગ સા. | ૯૭-૫૦ | રીડર્સ ડાયજેસ્ટ | ૧૫-૦૦ | સાયન્સ ડાઈજેસ્ટ | ૨૬-૪૦ |
| નોલેજ | ૭૮-૦૦ | વુમન | ૩૭-૫૦ | સ્પાન | ૪-૦૦ | લુક | ૩૬-૦૦ |
| નેશનલ જોગ્રોફીક | ૪૫-૭૦ | સોવિયેટ નારી | ૪-૨૫ | સ્ટેમ્પકલેટીંગ | ૨૮-૦૦ | ઈકોનોમીસ્ટ | ૯૭-૫૦ |
| લુક એન્ડ લર્ન | ૫૭-૦૦ | વુમન્સ ઓન | ૨૯-૩૭ | સોવિયેટ દેશ | ૫-૦૦ | આઈડીયલ હોમ | ૩૧-૦૦ |

* આજે જ લવાજમ મોકલો *

**વિજય સ્ટોર્સ**
ભારતની પ્રમુખ લવાજમ એજન્સી

૧૨, કલ્યાણ ભુવન, રિલીફ રોડ, બીજે માળે, અમદાવાદ

સ્ટેશન રોડ, ગોપાલ ટોકીઝ પાસે, આણંદ

૩૮૧, એ, કાલબાદેવી રોડ, ત્રીજે માળે, મુંબઈ નં. ૨
Call on : 23172

ભારત બહાર વસતા ગ્રાહકોને જણાવવાનું કે પરદેશના માટેના અમારૂં ખાસ સૂચિપત્ર મંગાવવા આજેજ લખશો.

# સાલ મુબારક

વર્ષો જૂની અમારી આ પેઢીમાં
પુસ્તકોનું બાઈન્ડીંગ કામ સુંદર
ને મજબૂત રીતે કરી
આપવામાં આવે છે.



## જેઠાભાઈ એન્ડ સન્સ

પીરમશાહ રોડને નાકે, રીલીફરોડ,

અ મ દા વા દ.

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક




ઊર્મિ : વર્ષ ૩૪ નવરચના : વર્ષ ૨૮ અંક ૭–૮ (સંયુક્ત)
સળંગ અંક ૪૦૩–૪૦૪ (સંયુક્ત)
ઑક્ટોબર–નવેમ્બર ૧૯૬૩ ( દિવાળી અંક )

## અનુક્રમ



## ચિત્ર-સમાગ્રી

પૂંઠા પરનું ચિત્ર

ચિત્રકાર : શ્રી ચન્દ્ર

*

આ ખાસ અંકની છૂટક કિંમત

રૂ. ૧/૨૫ : વિદેશમાં રૂ. ૧/૫૦


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫.)

* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.

* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.

* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.

* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.

* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.

* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ–નવરચના'

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧



પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પરીખે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



૧૪, નવેંબર '૬૩ ના રોજ આવતી નેહરુ જયંતિ નિમિત્તે

એક સદ્‌ગૃહસ્થ તરફથી સ્થાન સમર્પિત

સુન્દરમ્

## સકલ સિદ્ધિઓ

પ્રશાન્ત તવ પદ્મમાં અમ ઢળે પ્રલો, અંતર :
અહો સભર તારી શીતળ સુધા મહા તર્પિણી.
અનંતમયતાની છાલક છલાવી આ કાળના,
કિનાર સહુ લોપતી—ક્યહીં ક્યહીં ઉપાડી જતી;

ક્યહીં ક્યહીંની વાત લાવી અમમાંહિ મૂકી જતી,
અહીં લઘુક બિંદુને શિર અનંત સ્થાપી જતી.
અહીં ક્ષણ તણે શિરે ચરમ શાશ્વતી યોજતી,
સુ-અલ્પ સઘળું બૃહત્ પરમ સંગ જાતું ભળી.

ક્ષણે ક્ષણની આ ગતિ : પરમ તારી આ સંનિધિ—
અહીં જગત કાજ તારી કરુણાતણો આ નિધિ—
છલોછલ છલી રહો, અમિતનાં ખચાં અમ્રતો,
ધરા અરથ લાવી લાવી તવ ધામ સંવર્ધી રહો.

સજ્યું જગત તેં—સમસ્ત તવ રિદ્ધિઓ સિદ્ધિઓ
સજાવી અહીં દેવી એ પરમ તારી સંયોજના.

☆

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે • • સંપાદક: જયન્ત પરમાર

મધુરમ્

## ગૌરવ

રાજા ગયો જંગલમાં જ સાંજે
વિનોદ કાજે ફરવા ગયેલો
ઘૂસ્યો થયો વાપસ બિંબિસારે
ન ભાન વીત્યા કંઈ કાળ કેરું
ભાસ્કર ડૂબ્યો, તવ વાત જાણી
તયેં ફર્યો એ પુરદ્વાર પાસે.

કાનૂન છે કે નવ કોઈ આવે
દઈ જ દ્વારો પુરના જ વાસી
ચોકી કરે ત્યાં દરવાન, આજ્ઞા
રાજા તણી ત્યાં નવ કો ઉથાપે.

સોચે મને કાં જવું રાજમાં કે
બહાર ઠંડી વનની જ વેઠી
કાનૂન કેરું કરું માન જાતે?
વળી વિચારે દરવાનને જો
બોલાવું પાડી કંઈ સાદ જોરે
કદાચ ખોલે, નવ જાણશે હો.

" દ્વારો ઉઘાડો દરવાન ભાઈ! "
" નહીં જ ખૂલે નિયમો જ છે કે
આ દ્વાર રાતે, ઊઘડે સવારે."
" છતાં હું રાજા કહું ખોલ ભાઈ."
" કાનૂન પાસે નવ ઊંચનીચા
ગણાય કો ત્યાં જ સમાનતા છે"

રાજા સુણીને દરવાનવાણી
સવારની વાટ જુએ, ન આરો
બીજો રહ્યો ત્યાં, પુરમાં ન પેઠો
બહારની શીતળતાય વેઠી.

ઊગી ઉષા ને પુરદ્વાર ખૂલ્યાં
નમી નમીને દરવાન ઝૂક્યો
રાજા તણે પાદ કરો જ માફી.

નમી કહે રાજ: " ઈનામ ચાહે
તે લે અહો જ્યાં થતું રાજઆજ્ઞા
તણું વિના કોઈ જ ભેદભાવે
રાજી થયો પાલન જોઈને હો."

રાજા કરે ગૌરવ રાજસત્તા
ગણાય કાનૂન મહાન જ્યારે
પ્રજાતણી તો ટકતી જ શ્રદ્ધા.

★

પારાશર્ય[*]

## સ્વમાન

પામે ભલે મૃત્યુ છતાં સ્વમાની,
ના માન છોડી કૃપણત્વ દાખવે.
બૂઝાય છો અગ્નિ, પરન્તુ તેનો,
સ્વભાવ ના શીતળતા બતાવે.

---
[*] मनस्वी म्रियते कामं એ સંસ્કૃત શ્લોક પરથી.

★

ભૂપેન્દ્ર વકીલ

## અશુદ્ધ છું

અશુદ્ધ છું, શુદ્ધ થવા મથી રહું,
પાતાળ ખૂણે તિમિરે પડેલું
પેટ્રોલ છું કીચડમાં ભળેલું,
તે શુદ્ધ થૈ મોટરમાં પૂરાઈ
શક્તિ બનીને ગતિરૂપ પામી,
ઉત્થાન પામુ જગનાં યાણે!

★





પ્રો૦ પ્રકાશ ગજ્જર

## શ્રીલેખા

પક્ષ્મો ખોલી જગત નિરખું સ્વપ્નનો હું વિહારી,
તો આ વિશ્વે ભડભડ થતી જોઉં છું અગ્નિજ્વાળા.
હૈયે હૈયે ધખધખ થતા લાખ લોહીઉકાળા,
ના દેખાતી પ્રણયઝરતી મુગ્ધ કો' નીરઝારી.

આ માનવ્યે કટુવિષમતા, દુષ્ટતા, હીનતાઓ,
ભાંગે હૈયાં અતલ તલમાં નાખતાં. દુર્ગુણોને.
વીંટા વાળે યુગ યુગ લગી મુક્ત રાખે ન કોને,
અંધારાની અકલિત નિરાશા અને દીનતાઓ.

ત્યાં તું આવે ગગનપટથી પ્રેમની ઓ શ્રીલેખા!
તારી સાથે સકલ નભના દીવડાઓ ઝબૂકે,
તારાં સો સો કિરણ પગલે વીતતી ઘોર રાત્રી.
લાખો હૈયે પ્રગટિત થતી તું નવી વીજરેખા,
ને આ આખું ગગન ચરણે આવતું આજ ઝૂકે,
હે શ્રીલેખા! જગત પર તું સ્વર્ગની મુગ્ધયાત્રી.



જેઠાલાલ ત્રિવેદી

## ચિત્ર

તૂટેલ બારી તણું ચોકઠું શું,
નિસર્ગનું સુંદર ચિત્ર આપે!
હિમે થીજેલા ગિરિ જોઈ રાચું,
વૃક્ષો, સરો, સુંદર અભ્ર-રંગો.
તૂટેલી બારી નિજ વેદના ભૂલી
કવિત્વનું ધન્ય બનાવતી ચિત્ર.



'મીનપિયાસી'

## અમાસે

ચૂમશો ના આજ હો!
ચંદ્ર વિરહી, આ બિચારી
રાત વ્યાકૂળ થઈ જશે.



## 'ઊર્મિ-નવરચના'ના ગ્રાહકોને

'ઊર્મિ–નવરચના'નો ઑક્ટોબર–નવેમ્બર માસનો આ સંયુક્ત અંક દિવાળી અંક તરીકે પ્રગટ થાય છે. એટલે હવે પછીનો અંક ડિસેમ્બરની પહેલી તારીખે ગ્રાહકોને મળી જશે.

વ્યવસ્થાપક : 'ઊર્મિ-નવરચના'



'રાજહંસ'

# સમયનાં શોર-જોર

### સમાજવાદની વિચારસંશુદ્ધિ

સમાજવાદ વિચાર સંશુદ્ધિ તરફ વળવા માંડ્યો છે. પ્રૌઢત્વને પામીને એનાં તોફાનો શમવા લાગ્યાં છે. એની અત્યાર સુધીની પ્રાપ્તિ વિષે કે ભવિષ્યનાં પ્રયોગો વિષે જગતભરમાં વિચાર ચાલે છે. એનો ઉપલો ચળકાટ જો કે હજુ ઘણાને આંજી દે છે અને એનું ઝનૂન હજી કેટલાક નવા દેશોમાં જોર કરે છે. તેમ છતાં એના મૂલ્યાંકન વિષે ઘણા સજાગ થયા છે.

સ્વાભાવિક છે કે જગતમાં વિચારનું બળ પ્રવર્તવું જોઈએ. જે વિચારમાં મથામણો હોય, ઘર્ષણ હોય, જિજીવિષાને પોષક હોય, નાવીન્ય હોય, માણસની અહંતાને દઢીભૂત કરતો હોય તેનો આદર થાય છે. સમાજવાદ પછી એવો સમર્થ વિચાર જગતને મળ્યો નથી. સર્વોદયનો વિચાર હજી બાલ્યાવસ્થામાં છે ને એનું બળ કોઈની સાથે ટકરાતું નથી એટલે મુગ્ધ રહે છે. એના પ્રયોગ તરંગી છે, પરિણામ પ્રત્યક્ષ કરી શકતા નથી. એ પ્રયોગ દૂરના—ભાવિના લક્ષ્યમાં છે તેથી વર્તમાનમાં એનું ફળ ખૂંપતું નથી. બીજા કોઈ સમર્થ વિચારને અભાવે હજી સમાજવાદનું આકર્ષણ ટક્યું છે, એનું શુદ્ધિકરણ પણ થવા લાગ્યું છે.

ઈસ્લામની સમાનતા એક કાળે તો ટક્કર લેનારો વિચાર હતો. ખ્રિસ્તની કરુણાનો વિચાર પણ બલિદાનોથી પુષ્ટ બનીને મથામણોને વર્યો હતો. એ રીત બૌદ્ધોએ રાખી ત્યાં સુધી એમનો વિચાર વિસ્તર્યો ને બૌદ્ધો સ્થિર થવા ગયા ત્યારે એ સંકોચાયો, જડવત થઈ રહ્યો. ગાંધી-વિચાર પણ એની સિદ્ધિઓની ઈમારતો ચણવામાં રોકાયો ને થંભી ગયો, વગોવાયો પણ ખરો. મથામણો ને ઘર્ષણો ટાળીને રહેનારો વિચાર હમેશાં બચાવપક્ષે પડી જાય છે. ને જીત માટે તો આગલી હરોળમાં ઝંપલાવવું પડે છે, આંદોલનોની પરંપરા કાયમ રાખવી પડે છે.

સમાજવાદની મૂડીમાં કેટલાંય ખોટાં ને થોડાંક સાચાં એવાં આંદોલનો હંમેશ મોજૂદ રહે છે, ટકરાઈને એ બળ વધે છે, વ્યાપક બને છે. જ્યાં જ્યાં સ્થિરતા આવે છે ને કોઈ વિચાર આજનું નહીં પણ આવતી કાલનું ગોઠવવા લાગે છે ત્યારે એનું શુદ્ધિકરણ આપોઆપ શરૂ થાય છે.

### ચીનમાં ક્રાંતિનું પૂર શમી જશે

રશિયા અને ચીન વચ્ચેની વિચારસરણીમાં ભેદ પડ્યો છે. એ ભેદ વડે જગતને સમાજવાદના ગુણદોષ મૂલવવાની તક સાંપડી છે. આ ભેદ પાછળ રાષ્ટ્રીય મહત્વાકાંક્ષા તો રહેલી જ છે, પરંતુ એ ભેદ વિચાર-કક્ષાએ વધારે રહ્યો છે. એની પાછળ આંદોલનો આવે તો જ એ ભેદ સાર્થક બને, મંથનનું નવનીત નીકળે. ને નહીં તો સમાજવાદ સ્થિરતા કાજે પાછળ રહે ને એનું નાવીન્ય ગુમાવે.

ને થવાનું પણ એવું જ છે. ભારતની કોન્ગ્રેસની જેમ બીજા કોઈ બળના અભાવમાં જ એનું જોર હમણાં પર્યાપ્ત રહે છે. સમાજવાદની ટોચ દેખાઈ ચૂકી છે ને હવે એનાં વળતાં પાણી છે. એવે વખતે ચીન રશિયાની સરસાઈ નહીં કરી શકે. એને ક્રાંતિનો માર્ગ છોડવો પડશે. કાં તો ચીનનું આંતરિક માળખું તૂટી પડે ને કાં તો ચીન રશિયાએ શરૂ કરેલા શુદ્ધિકરણનો માર્ગ સ્વીકારી લે.



રશિયા ચીનને પોતાનો ઉપગ્રહ બનાવી શક્યું નથી અને ચીન રશિયાને ક્રાંતિ માર્ગે કાયમ કરી શક્યું નથી, ચીનની ક્રાંતિનું પૂર હવે જ શમી જશે.

ભારતમાં સમાજવાદનો માત્ર રાજકીય આગ્રહ છે, સમાજનો—લોકોની એ માંગ નથી. એથી અહીં સમાજવાદ હમેશાં પરાયો રહેવાનો છે. આ સ્થિતિમાં રહીને એ જગતના સમાજવાદ ઉપર કેવો પ્રભાવ પાડી શકે? આ દેશ વ્યક્તિના પુરુષાર્થને ઓળખનારો છે. અને એની આડે જે નિયંત્રણો મુકાય તે પ્રગતિને અવરોધક નીવડે છે.

## કચાશ ક્યાં છે?

સમાજવાદે મજૂરો ઉપર મોટો મદાર બાંધ્યો એ એની ભૂલ છે. જગતમાં વિજ્ઞાન એટલી ઝડપથી વધતું જાય છે કે શ્રમ ઉપર બુદ્ધિ વિજય મેળવતી આવે છે. યંત્રોની આગેકૂચ એટલે શ્રમના ડંખ કપાતા જવાના. હજારો મજૂરોને એમનાં કારખાનાંના બુદ્ધિશાળી નિષ્ણાતનો આધાર લેવાનો. ધીરે ધીરે મજૂરોનું બળ આ નિષ્ણાતોના હાથમાં શિથિલ થતું જાય છે. અને પ્રજાના મોટા ભાગને મજૂર બનાવી શકાતોયે નથી. હજી સુધી દુનિયાના સર્વ દેશોમાં મજૂરો કરતાં પ્રજા ઘણી મોટી છે. અને પ્રજાને લાંબા કાળ સુધી ઉવેખી શકાતી નથી.

માનવીને જેમ સુખ જોઈએ છે એમ સારપ પણ જોઈએ છે. એને નૈતિક વિકાસ કરવો છે. સમાજવાદમાં આવી તક ઓછી વરતાઈ છે. સારપની ગુંજાશ ઓછી થાય ત્યારે આધ્યાત્મિક વિકાસની તો વાત જ ક્યાં રહી! એકલા મજૂરોનો મહિમા ગાવાનું છોડી પ્રજાની તરફદારી કરે ને પ્રજામાં નૈતિક આંદોલનોનાં ચક્ર સદા ચાલુ રહે એવી જોગવાઈ રાખે ત્યારે કદાચ સમાજવાદની વગ વધી શકે.

પણ એમ કરવા જતાં એણે બે હથિયાર છોડવાં પડે એમ છે: એક યુદ્ધનું અને બીજું શોષણનું. જૂની દુનિયાને આ બે કારણે એણે વગોવી છે અને આજે એ બંને કારણોમાં જ સમાજવાદ ગળાડૂબ ગરકી ગયો છે. એણે પણ ભયંકર શોષણ કર્યું છે ને વિનાશક સૈન્યોને કાયમી કેળવ્યાં છે. આ બંને એબ ધોઈ શકે એવો ધુરંધર સમાજવાદી હજી વિશ્વભરમાં પાક્યો નથી. એ એબ રહેવા દઈને એણે કેટલાંય દૂષણો ઊભાં કર્યાં છે, નિભાવ્યાં છે, ટાંક્યાં છે ને ઉત્તેજિત કર્યાં છે. મજૂરોને પ્રજાનું એકધારું શોષણ કરવાનો છૂટો દોર મૂકી અને લશ્કરનાં કાયમની ભીડ વધારતા રહીને સમાજવાદે પોતાનું મોં ઝૂકાવી દીધું છે. એ શરમ અનુભવમાંથી નવો સશક્ત, મનનો ઉદાર, સાચો માનવી—માનવતાનો પ્રેમી માનવી ને નવા અવતારને ઝીલી શકે એવો માનવી નીપજતો નથી. પછી સમાજ આખાના પરિવર્તનની શી આશા રહી?

ગ્રીસના એથેન્સમાં દુનિયાભરના ન્યાયશાસ્ત્રીઓની પરિષદ મળી. એમાં ઘણા દેશોમાંથી આ શાસ્ત્રના જાણકારો હાજર રહ્યા. નવાઈ છે કે આવી અગત્યની વિશ્વપરિષદમાં રશિયામાંથી કે બીજા સમાજવાદી દેશોમાંથી કોઈ જઈ શક્યું નહીં. જાણે એમણે ન્યાયનો બહિષ્કાર કરીને અન્યાય કબૂલી જ લીધો છે.

આ પરિષદનો મહત્વનો વિચાર એ છે કે જગતમાં ન્યાયનું વજન સહુ સ્વીકારે. પરસ્પરના વ્યવહારમાં બળ નહીં પણ ન્યાય સર્વોપરી બને. વિખવાદોનું નિરાકરણ ન્યાયથી થાય, મનસ્વી વર્તન ઉપર અંકુશ રહે. ગેરરીતિઓ અટકે અને સહુ જાણી શકે, સમજી શકે, સુધારી શકે ને પાળી શકે એવો ન્યાય વિશ્વભરમાં પ્રતિષ્ઠિત બને.

આવું ક્યારે શક્ય થશે તે કોણ જાણે, પણ એ વિચારને ગ્રીસની પરિષદે એકીમતે વધાવ્યો છે. અત્યારે તો માત્ર બીજ નંખાયું છે. પણ વાવેતર એવું છે કે લણણીની સારી આશા પડે છે. ન્યાયને અસરકારક ઠરાવવા બળની જરૂર રહે છે, નહીં તો એનો ઉપહાસ થાય. તો પણ માનવું જોઈએ કે બળ વિનાયે ન્યાયની શુદ્ધ દૃષ્ટિનું મૂલ્ય ઘણું ઊંચું છે. આપણે ઇચ્છીશું કે કેવળ સત્તાની ઉપર ન્યાયનું વર્ચસ વધો.



### દેવ બદલ્યા વિના છૂટકો નથી

અને એવી આશા પણ પડે છે. ખ્રુશ્ચેવ–કેનેડીએ અણુ બોંબના પ્રયોગો ઉપર સારો અંકુશ સ્થાપી દુનિયાની આશાને નવજીવન દીધું છે. એ પછી હવે શું—એ પ્રશ્ન ઠેર ઠેર પૂછાય છે. શું અણુશસ્ત્રોનું વિસર્જન થશે ? શુ સૈન્ય ભરતી કમી થશે ? શું ઠંડુ યુદ્ધ અને તંગદિલી ઓછાં થશે ? આવી શકયતાઓ વિષે અવાજ ઊઠયા છે. ને તાત્કાલિક લાભ નહીં દેખાય તો પણ આ પગલું શાણપણનું છે એટલે એમાંથી કૈંક શુભ ઊગશે એવી આશા ઊગે છે.

રશિયાએ કેટલીય સારી બાબતોનો લગાતાર ઈન્કાર કર્યો છે, દુનિયાની સમજુતીને થંભાવી છે. એથી વિશ્વનો લોકમત રશિયા તરફ શંકાથી જુવે છે. ખ્રુશ્ચેવ આ વાત સમજી શક્યા છે ને એમણે ચાલ બદલી છે. પોતાના બળનો કયાસ કાઢી લીધો છે. અને સર્વ સમાજવાદી દેશોની સામે ઊભા રહેવાની ચર્ચા કરી લેવાની તૈયારી બતાવી છે. એમણે ચીનનો પડકાર ઝીલીને જગતભરના સમાજવાદ વિરોધી પડકારને પણ ઝીલ્યો છે.

આથી માનવું જોઈએ કે ખ્રુશ્ચેવનું રશિયા અમુક ફેરફાર કરવા સાહસ ખેડશે. જો કે એની જૂની પદ્ધતિ—શંકા, ભય, ધાક, દ્વેષ, દખલ, ધિક્કાર, અતડાશ ને યુદ્ધ—એકાએક અદૃશ્ય તો નહીં થાય. લાગ જોઈને એવા ધડાકા કરતાં એ અચકાશે પણ નહીં છતાં એ તોપો હવે નકામી છે એવું ભાન વધતું રહે એમ જણાય છે.

હાલ આવી ગઈ છે એવી પરસ્પરના બળની સમતુલા જળવાય ત્યાં સુધી તો ઠીક છે. એમાં પલટો આવવો શકય પણ નથી. બંને સત્તાજુથો સંહારક શક્તિની ઘણી ઉપાસના કરી ચૂક્યા છે, વધારે ઉપાસનાનું ફળ મળે એવું રહ્યું નથી. એટલે દેવ બદલ્યા વિના હવે એમનો છૂટકો જ નથી. જૂના દેવને કોઈ ફેંકી દેતું નથી. છતાં એમની આરતી ઊતરે તો પણ છેલ્લી ને રૂઢિ જાળવવા પૂરતી હોય છે. પાશ્ચાત્ય દેશોએ સમાજવાદની દિશામાં લાંબી મજલો કાપી છે, હવે સમાજવાદે પોતાના દુર્ગનાં દ્વાર ખોલવા જોઈ શે, લોખંડી પડદા ઊંચકવા પડશે, નવા દેવ સ્થાપવા જોઈ શે.

### સત્તાની ભૂખ કાયમ રહી છે

દેશમાં કામરાજ યોજનાના ભાવિ વિષે આતુરતા વધી છે. કોઈ માને છે કે મોરારજી જુદો પક્ષ જમાવશે. કોઈ કહે છે રાજાજી નિવૃત્ત થઈને એમનો પક્ષ અમુક ગાંધીવાદીઓને સોંપી દેશે. કોઈ આશા રાખે છે કે કોંગ્રેસમાં કડાકો બોલી જશે. આ બધી ઇચ્છાવાળી ધારણાઓ છે, મિથ્યા છે.

કામરાજ યોજના સારી છે. પણ એનાથી કોંગ્રેસની સફાઈ શકય બનશે એવી ખાતરી હજી પડતી નથી. આમ તો એ યોજનાની કડક શરૂઆત થઈ ચૂકી છે. અને હવે બીજું પગલું કેવુંક ભરાશે—કોંગ્રેસ જનતા સુધી જશે કે નહીં, શાસન સાથે સેવા ટકશે કે નહીં, વહીવટીતંત્ર અને લોકશાહીના પ્રતિનિધિઓમાં અધિકારોની યોગ્ય વહેંચણી કરી શકાશે કે નહીં, સત્તા ઉપર રહીને શાણપણ જાળવી શકાશે કે નહીં—આવા પ્રશ્નો પ્રજા સમક્ષ ઉત્પન્ન થયા છે.

આપમેળેનાં આટલાં બધાં રાજીનામાં તથા તેમનો બહોળો સ્વીકાર એ બંને ઘટનાઓથી કોંગ્રેસની પ્રતિષ્ઠા જરૂર કંઈક વધી છે. લાગે છે કે કોંગ્રેસમાં ભૂલો જોવાની ને એ સુધારવા મહત્વનાં પગલાં ભરવાની શક્તિ હજી મોજુદ છે. હિંદનો બીજો કોઈ રાજકીય પક્ષ આવું વિચારી પણ ના શકે, અમલમાં તો ના જ મૂકી શકે. ને દુનિયાના રાજકીય પક્ષો માટે આ પગલું ખૂબ ચોંકાવનારું બન્યું છે. એણે એક ઉત્તમ શિરસ્તો ચાલુ કર્યો છે.

કોંગ્રેસે પંચાયતો ચાલુ કરી લોકશાહીનો બહોળો અખતરો શરૂ કર્યો છે. એ કુમળા છોડની માવજત કરવામાં આવશે ખરી ? કોંગ્રેસે આયોજનની સફળતા માટે ઘણા અંકુશો ચાલુ કર્યા છે ને એમાંથી બદીઓની બદબૂ છૂટી છે. શું એની સફાઈ કરવામાં





આવશે ખરી ? અધિકારના મૂઢીકરણથી લોકો મૂગા અને હતાશ બન્યા છે. શું એમની હિંમત ટકાવી રાખવામાં આવશે ખરી ? ઉદ્યોગોના જાહેર ક્ષેત્રમાં ઠેરઠેર ગાબડાં દેખાય છે. શું એમાં નશિયત થશે ખરી ? નવી ઔદ્યોગિક સમૃદ્ધિ આવવાના કાળે દેશનાં સાંસ્કૃતિક મૂલ્યો ઝંખવાયાં છે. શું ભારતીય સંસ્કૃતિઓનું તેજ વધે એવી સાવચેતીઓ લેવાશે ખરી ? કે પછી એક શહેરમાંથી ગુંડાગીરી બદલ હદપાર કરેલા દાદાઓ બીજા પ્રદેશોને રંજાડે એના જેવું અહીં પણ થશે ? ખટપટો, જી હજુર અપેક્ષા, કામની ખેવડ, ઉપાડનો અભાવ, લૂખા વિવેકની પીપુડીઓ અને સિદ્ધાંતોની પીંજણો—એવું થશે ? લોકમાન્યતા તો એવી છે કે સત્તાસ્થાનેથી છૂટો થયેલો દરેક જણ પોતા માટે નવું સ્થાન ખોળશે—ઊભું કરશે, પગદંડો જમાવશે અને હાકોટા ગજવશે. એમનો કાંઈ વૈરાગ્ય નથી, ત્યાગ નથી, પક્ષ એમને મન એક સાધન હતો અને ધીરે ધીરે દેશને પણ એક સાધન બનાવ્યું હતું—પોતાની બઢતીનું પગથિયું કર્યું હતું, પોતાના સગાસંબંધીઓ માટે ચોતરો ગણ્યો હતો ને અડંગા નાખ્યા હતા. એ વળી પક્ષને ક્યાં લઈ જવાના ને દેશને ક્યાં ફેંકવાના ! સત્તાનું સ્થાન ભલે છૂટયું, એની ભૂખ તૃપ્ત થઈ નથી.

### લોકશાહી કે હવનકુંડ ?

કામરાજ યોજનાની આવી દાહક ઝાળ ગુજરાતને વહેલી લાગી એ કરુણ ઘટના છે, શરમ છે. ધારાસભામાં સરકારને વિશ્વાસ મળ્યા પછી બીજી જ ક્ષણે જીવરાજનો બકરો વધેરવો પડ્યો એ તો સહુએ જોયું, એનાં કમકમાં ખાધાં, પણ જે ચંડીએ ભોગ માગ્યો ને લીધો એનું શું ? ગુજરાતમાં એક હવનકુંડ સળગતો રહ્યો છે—જે માથું ઝૂકાવીને ના રહે તેના વધ થતા આવે છે. એમાં સમર્થ પુરુષોને ગુજરાતે વારંવાર ગુમાવ્યા છે. આ શિસ્ત નથી પણ લોકશાહીનો અભાવ છે, એમાં ગુજરાતનું હિત નહીં પણ અહિત છે.

ગુજરાતના મોટા ભાગના કોંગ્રેસના પ્રતિનિધિઓ પોતાના સ્થાનની જાળવણી માટે આટલી દરકાર કરતા રહે, શેહમાં તણાતા રહે, અન્યાયને બરદાસ કરી લે, દાદ તપાસની માગણી સામે આંખો મીંચી દે—એમનો ગાંધીજી સાથે શો નાતો રહ્યો ? પ્રજા એમનો શો વિશ્વાસ કરે ?

જીવરાજ છૂટા થયા પછી પક્ષને એમની જરૂર જ ના રહી કે શું ? શું એમના હાથમાં ખરેખર હાંડિયા પકડાવી દીધા છે ? એ તો આજે પણ એમનો દાક્તરી વ્યવસાય પાછો ચાલુ કરી શકે ને અનેકને ઉપયોગી થઈ શકે. પણ કોંગ્રેસ તો એમને કાઢીને જ રાજી રહે ને ? આવું શા માટે ? શો ગુનો ? કોને લીધે ? ક્યાં સુધી ? કેમ કોઈ બોલતું નથી ?

### છૂપા વાઘનખ ને બેજવાબદારી

પંજાબના એક ગામમાં પોલીસોએ એક સ્ત્રીનાં વસ્ત્ર ઉતારી જાહેરમાં ફેરવી ત્યારે પાંડવોની જેમ ત્યાંની પ્રજા ચૂપ બનીને બેસી રહી ! ત્યાંની સરકારના પેટનું પાણી હાલ્યું નહીં ! (ત્યાંના પક્ષમાં તો પાણી રહ્યું જ નથી.) હિંદ સરકારે એ તરફ લક્ષ આપ્યું નહીં ! ને સર્વોદયવાળાઓએ ઉપવાસ કર્યા કે કરાવ્યા નહીં !

ભલે આવું જવલ્લે જ બનતું હોય, પણ બને ત્યાર પછી ઉકળાટ ના થાય ત્યારે જાણવું જોઈએ કે જડતા વધી છે. આ દેશમાં પોલીસ ક્યારેય પારકી મટી નથી ને હવે સરકારોનું પણ એવું જ થતું જાય છે. બંને જાણે શોષણ ને કનડગતના છૂપા વાઘનખ પહેરીને ઝાળાં નાખવા તલસી રહ્યાં છે !

કપડવણજ આગળ એક હરિજનની કન્યાના શબનું પોસ્ટમોર્ટમ કરાવવા એને ત્રણ જગ્યાએ ઊંચકી ઊંચકીને અથડાવું પડ્યું—એ વાતને દિવસો થઈ ગયા. તે પછીયે એવી બેજવાબદારી કેમ થવા પામી તે જણાતું નથી. સરકારની દોરેલી પ્રજા મૂક બનીને કાંઈ બોલતી નથી, એની સૂઝ ને લાગણી બૂઠાં થતાં જાય છે ! અંકુશના કાયદાઓ અને એ કાયદાના

ફોરડા વીંઝનારા અધિકારીઓ પ્રજાને શું માની બેઠા છે? લોકો તો એમની સામે અંગૂઠા પકડતા જ રહે એ જ કે બીજું કાંઈ!

### હિન્દુ–ખ્રિસ્તીનું મિલન

ભરુચના આધ્યાત્મિક જીવનકેન્દ્રમાં સપ્ટેમ્બરની આખરમા ખ્રિસ્તી મિશનરીઓએ ગુજરાતના અગ્રગણ્ય હિન્દુ વિચારકોને નોતર્યા અને પરસ્પર કેટલીક જિજ્ઞાસાઓની આપલે કરી. એમણે જે મુદ્દાઓ સામે રાખ્યા હતા તેમાં સાંપ્રદાયિકતાની સંકડાશ નહોતી. વિશ્વના કોઈ પણ દેશમાં તે સંજોગોમાં ચાલી શકે એવી વિશાળતા હતી. 'વિશ્વધર્મની શક્યતા કેવી છે?' ઉદ્યોગો ઉપર સમાજ આધાર રાખે ત્યારે ધર્મનું એમાં કેવું સ્થાન હોય?' આવા મુદ્દાઓ ઉપર ત્યાં સરસ વિચાર ચાલ્યો. એમાં ચર્ચા કે વિવાદ નહોતો, ઠરાવો નહોતા ને આંદોલન પણ નહોતું છતાં આ પરિસંવાદની ઉપયોગિતા વિષે કોઈને શંકા રહી નથી.

ખ્રિસ્તી મીશનરી સંસ્થા અને વ્યક્તિ વિષે હિંદુ ધર્મને ઘણું શીખવાનું છે, બોધ લઈને એવા મિશનરીઓ તૈયાર કરવાના છે ને સંસ્થાઓ ચલાવતાં શીખવાનું છે. ખ્રિસ્તીઓ ગુજરાતી બોલે છે ને પ્રજામાં છૂટથી ભળે છે. પરંતુ એમણે ધર્માંતરનો આગ્રહ છોડી સંપ્રદાયની ઉદારતા છતી કરવાની છે. હિંદુઓનો સમીપમાં કોઈ ધર્મ આવે તો હાલમાં ઉદાર ખ્રિસ્તી મત છે. બંને ધર્મો પરસ્પરનાં શ્રેષ્ઠ તત્ત્વોનો સમન્વય કરીને એકબીજાની ક્ષતિઓ ઓછી કરી શકે તેમજ ધર્મને લોકોમાં વધારે કાર્યક્ષમ કરી શકે એમ જણાય છે.

ધર્મનો પ્રસાર હવે જૂની રીતે—માત્ર ઉપદેશથી નહીં થઈ શકે. ધર્મનો પ્રસાર સેવાભાવી પ્રભુપ્રેમી નિષ્ણાતો જેવો કરી શકે એવો કોઈ નહીં સાધી શકે. ઉદ્યોગોથી આધારિત સમાજને દોરવા જાણકાર ને તાલીમ પામેલા ધર્મપ્રેમીઓની જરૂર રહેવાની. જરૂરીઆતોની મર્યાદાઓથી ને શોખને વખતોવખત ઓળખાવવા તથા અધોગતિ આણનારા વિલાસોમાં લોકો લપટાઈ ના જાય તેની તકેદારી રાખવી એ જાગ્રત ધર્મસમાજનું કર્તવ્ય છે. જે કોઈને બદલાતી જીવનવ્યવસ્થામાં માર્ગદર્શન જોઈતું હોય, નૈતિક સહાયતા શોધવી હોય તેમનેયે સુલભ થવી જોઈએ. અને જીવનની મધુરતા પ્રત્યેક કામગીરીમાંથી લઈ શકે એવો સંતુષ્ટ અને કર્તવ્યપરાયણ સમાજ રચવાની ધર્મે હામ ભીડવી જોઈએ. હિંદુ ધર્મે નિરાંતે તાત્ત્વિક ચર્ચાઓ ઘણી કરી લીધી. હવે એણે જીવનનો નિત્યનો વ્યવહાર ધર્મ સંગાથે જોડતાં અને ધર્મને જીવનના અનિવાર્ય અંગ ઠેરવતાં શીખવું જોઈશે. એ કામમાં ખ્રિસ્તી ધર્મની સંસ્થાઓનો અનુભવ ખપમાં આવે એવી શક્યતાઓ રહેલી છે.

આશા રાખીએ કે હિન્દુ–ખ્રિસ્તીની મિલનમૈત્રી દૃઢ બનો, નૂતન સમાજને ઉપકારક હશે.





યંત્રોનો આ યુગ ચાલે છે. યંત્રો આજે માનવીની પ્રગતિનું સાચું સોપાન બની બેઠાં છે. વિશાળ ટરબાઇન બનાવતી બાજુના ચિત્રમાના લેનિનગ્રાડની એક ફેક્ટરીમા બાકલીન નામનો કીટર ટરબાઈનનું રોટર બને છે તેના ઉપર દેખરેખ રાખી રહ્યો છે.

પ્રસંગેતુ

# અભયનું ગાન

વેદ એ તો આપણો અણમોલ વારસો છે. વેદોનું ગાન આપણા જીવનને પ્રેરક બનાવે છે. આપણા જાણીતા સાહિત્યકારે વેદવાણીને અહીં સરળ રીતે વાચકો માટે રજૂ કરી છે જે પ્રેરક અને ઉદ્બોધક નીવડી શકે તેવી છે...

ધરિત્રી અને આકાશ એ બંને અભય છે. એમને કોઈનો ભય નથી. નુકશાનની ચિંતા નથી. કોઈ આઘાતનો ડર નથી.

હે મારા આત્મા ! તું પણ ધરિત્રી સમાન છે. આકાશ છે. તું પણ અભય છે. તું તો નિર્ભય છે. કોઈ ભય માત્રની તને ચિંતા ન હો !

દિવસ અને રાત્રિ કોઈ દિવસ કોઈનાથી ભય પામ્યાં જાણ્યાં છે ? કોઈ દિવસ એમને લાગે છે કે ભય અહીંથી આવશે કે ત્યાંથી આવશે ?

તું પણ હે મારા આત્મા ! દિવસ અને રાત્રિ જેવો જ અવિચળ છે. તારે માટે પણ ક્યાંય ભય નથી. કોઈનો ભય નથી. તને આઘાત આપનાર કોઈ જન્મ્યો નથી. કોઈ જન્મવાનો નથી. તું પણ દિવસ અને રાત્રિની જેમ અભય છે. તું પણ કુદરતનું એક મહાન સામર્થ્ય છે. તારે ભય કેવો ? શંકા કેવી ? આઘાત કેવો ? દિવસ અને રાત્રિની જેમ જ તું પણ નિત્ય ગતિ કરે છે. તારે ભય શેનો ?

અને સૂર્ય અને ચંદ્ર—કોઈ દિવસ એ ભય પામતા નથી. શંકાથી મૂંજતા નથી. એમની ગતિને રોકનાર કોઈને એ જાણતા નથી. તું પણ હે મારા આત્મા ! સૂર્ય ચંદ્ર સમાન તેજસ્વી છો. એવો જ સમર્થ છો. તારે અભયને ભય કેવો ?

બ્રાહ્મણત્વ અને ક્ષત્રિયત્વ—માનવની પવિત્રતા અને માનવનું પરાક્રમ—એ જેમ કોઈનાથી ડરતાં નથી તેમ તું પણ, હે મારા આત્મા ! પવિત્રતા અને પરાક્રમનું દ્વંદ્વ બનીને નિર્ભય થઈ રહો તારે ભય કેવો ? આઘાત કેવો ? તારે માટે કોઈ હાનિ પણ કેવી ?

સત્ય જેમ નિર્ભય છે અને ધૃષ્ટ અસત્ય—એ પણ જેમ નિર્ભય છે. તેમ હે મારા આત્મા ! તું પણ નિર્ભય છે. તારા આત્માને ભય નથી— ધૃષ્ટ અસત્ય છે માટે !

શું થઈ ગયું, શું થયું હોત, શું થશે, શું તું શું આવશે, કાળ આવો આવશે ને કાળ તેવો આવશે હે મારા આત્મા ! નિર્બળોની, નિર્માલ્યોની, તેજહીણોની એ શંકા, એ આશંકા, એ વાણી, એ ભય, એ અવિશ્વાસ જવા દે ! કાળ તારે માટે કાંઈ જ નથી. તું જ નથી. તું જ કાળનો પણ સ્વામી છે. તું જ તારો કાળ ઘડનારો છે.

તારે માટે કોઈ આઘાત નથી. કોઈ ભય નથી. કોઈ શંકા નથી. તું ...હે મારા આત્મા ! તારા જેવાને ભય કોનો ? તારા જેવાને ભય આપનારો કોણ ? તારા જેવાને ડગવનારો ક્યાં ?

તું અભય છે. નિર્ભય છે. સમર્થ છે.

*

આ શિશુ હે વૃદ્ધાવસ્થા ! એક દિવસ તને, અને માત્ર તને, ભેટવા આવશે. તને કુદરતદીધી વૃદ્ધાવસ્થાને એ બે સમયમર્યાદાની વચ્ચે આવી ચડેલાં એનાં સેંકડો મૃત્યુઓ—

એમાંથી કોઈ એને સ્પર્શી પણ નહિ શકે.

મિત્રો, જે મુશ્કેલીઓ એને માટે લાવશે, તેનાથી મિત્ર દેવ એનું રક્ષણ કરો જેમ પ્રીતભીની માતા પોતાના શિશુને રક્ષે છે તેમ મિત્રદેવ એને નિત્ય રક્ષે, એના પોષણના મિત્ર પદાર્થો, જે મુશ્કેલીઓ એને આપે, એનાથી મિત્રદેવ એને રક્ષો.

અને અ-મિત્રો—એનાથી વરૂણદેવતા એને રક્ષો. અને કુદરતદીધી શતાયુની એની જીવનમર્યાદા બની રહો!

અને અગ્નિદેવતા એને નિર્ભય-મુક્ત રાખો. તું હે શિશુ! આપણા બધાં પશુ—જે જન્મ્યાં છે ને જે હજી જન્મવાનાં છે—તેનો તું સ્વામી છો.

જે શ્વાસ તું અંદર લે, અને જે શ્વાસ તું બહાર મૂકે એ કોઈ શ્વાસ તને ભયપ્રદ ન હો. તને તારી એ ક્રિયામાં લેશ પણ ખામી-રૂપ ન હો.

આકાશ તારો જનક છે. ધરિત્રી તારી જનની છે. એ તારાં માતા અને પિતા એ કુદરતી બળો—તને કુદરતી જીવન આપો!

એક નહિ અનેક રાત હેમંત શિશિરને તું પસાર કરી જાય—અને તે તારા અદિતિ દીધા શ્વાસોચ્છ્વાસના બળે—તારું એ જીવન હો!

ઓ અગ્નિદેવતા! તું આ શિશુને જીવનના ઉંબરમાંથી જીવનના ક્ષેત્રમાં દોરનારો થા અને જીવનની શોભામાં એને લઈ જનાર, હે વરૂણ દેવતા! તું હો! હે મિત્ર! હે વરૂણ તમે ઉભય એના રક્ષણહાર હો. એને માટે માતૃ-રૂપ હો: અને બધા જ દેવતાઓ આ નવજાત માનવદેવત ને કુદરતદીધી જીવનમર્યાદાની ભેટ કરો!

*

કાલ મહાકાલ એણે પેલા આકાશને જન્મ આપ્યો છે. એણે જ આ ધરિત્રીને ઘોડિયામાં હીંચોળી છે!

કાલ-મહાકાલ—એણે ધરતીને જન્મ આપ્યો. એણે સૂર્યને જન્મ આપ્યો. સૂર્યનાં તેજ અને તારા—એનામાંથી જન્મ્યો.

અને બધા જ પદાર્થો છેવટે આરામ પણ ત્યાં—કાલ-મહાકાલમાં લે છે.

મહાકાલે જ મનને, શ્વાસને, નામને અને રૂપને બધાંને એક બીજાની મૈત્રી આપી—એણે જ એ બધાંને ભેગાં કર્યાં.

એટલા માટે જીવંત તમામ પદાર્થો આનંદ ત્યારે પામે છે જ્યારે મહાકાલનો પગરવ સંભળાય છે!

કાલ અગ્નિને ભેટે છે. બ્રહ્મને ભેટે છે. એ સર્જકના સર્જક પ્રજાપતિનો સર્જક છે. એ એક જ છેવટે રહે છે એ બધાનો સ્વામી છે.

એણે જ આ સૃષ્ટિ સરજી. એણે જ એને ગતિ આપી. એના જ ખોળામાં એ બધાં આરામ લેવાનાં છે.

મહાકાલે જ પ્રજાપતિને પ્રથમ સર્જ્યા, અને પ્રજાપતિએ પછી આ દુનિયાની સંસાર-લીલા સરજી.

કાલ-મહાકાલ—એ પવિત્ર અગ્નિનો પણ પિતા છે.

જે મહાકાલને નમે છે, એને માન આપે છે.





ચક્રવર્તી રાજગોપાલાચારી

# ગાંધીજીના ઉપદેશોનું સારતત્ત્વ

આપણા દેશના પ્રખર વિચારકોમાં રાજાજી પણ એક ગણાય છે. ગાંધીજીનાં લખાણોને પચાવી જનાર આ વિચક્ષણ વ્યક્તિના સારલેખનો આ અનુવાદ દરેકને સાચા અર્થમાં માર્ગદર્શક નીવડે...

પ્રબળ પ્રજ્ઞાશક્તિ ધરાવતી વ્યક્તિઓમાં, જીવન વિષે બે પ્રકારની ફિલસૂફી પ્રવર્તે છે, કેટલીકવાર એક જ વ્યક્તિ બંને પ્રકારની ફિલસૂફીમાં માનતી હોય છે. એક ફિલસૂફી, ચિત્તાનો રંગ બદલાય જ નહિ એ કહેવતરૂપે વ્યક્ત થાય છે. બીજી ફિલસૂફી એવી છે કે, પ્રત્યેક માનવી મૂળભૂત રીતે સજ્જન અને સમજદાર હોય છે અને તે યોગ્ય માર્ગ અપનાવવામાં આવે તો, એને દુર્જનમાંથી સજ્જન અને અસન્માર્ગીમાંથી સન્માર્ગી બનાવી શકાશે છે. ગાંધીજી આ બીજી પ્રકારની ફિલસૂફીને વરેલા હતા.

ગાંધીજીએ જે કાંઈ શીખવ્યું કે વાપર્યું એનું સારતત્ત્વ આ જ છે. પોતે જે આચરતા નહિ એવું કશું જ તેઓ ઉપદેશતા પણ નહીં. ગાંધીજીએ આપણને શીખવ્યું કે, સમજાવટના પ્રત્યેક પ્રયત્ન છતાં જો તમારું દૃષ્ટિબિન્દુ સ્વીકારવામાં ન આવે અને તમારા મતનો જ વિજય થાય એ ઘણું મહત્વનું છે એવી તમને પ્રતીતિ થઈ હોય તો, તમારે તમારા ધ્યેયને છાજે એ રીતે સત્યાગ્રહનો આત્મ-દમનનો માર્ગ અપનાવવો જોઈએ. તમારી માન્યતા વિષેની તમારી સન્નિષ્ઠા અને સચ્ચાઈ, એને ખાતર તમે જે દુઃખ વેઠવા તૈયાર થાવ, એના વડે પુરવાર થાય છે. આવી સ્વ-યાતના, સામા પક્ષની આડોડાઈ કે અભિમાન કે સ્વાર્થ પર વિજય મેળવે છે.

જ્યારે સમજાવટ કે દલીલ નિષ્ફળ જાય ત્યારે, અત્યાર સુધી જેને એક માત્ર ઉપાયરૂપ ગણવામાં આવતી હતી એવી હિંસાના વિકલ્પ તરીકે, ગાંધીજીએ આ કાર્યમાર્ગ જગતને દાખવ્યો. એમને તો પ્રતીતિ થઈ ચૂકી હતી કે, હિંસાથી જે કાંઈ મેળવવાની ધારણા હોય તે સર્વ અને તેથી પણ કાંઈક વિશેષ, સત્યાગ્રહથી મેળવી શકાય છે. કોઈ પણ સંઘર્ષમાં, હિંસાના ઉપયોગને અંતે કૂદતા રહે છે ત્યારે, સત્યાગ્રહનો માર્ગ સદ્‌ભાવના મૂકી જાય છે.

માત્ર સજ્જનો પર જ સત્યાગ્રહનો પ્રભાવ પડે અને દુર્જનો પર નહીં અને તેથી દુર્જનો સામે સત્યાગ્રહનો કોઈ અર્થ નથી એવી દલીલ, ગાંધીજીને માન્ય નહોતી. ગાંધીજી તો 'ઈશ્વરઃ સર્વ ભૂતાનામ્ હૃદ્દેશે તિષ્ઠતિ' પ્રાણી માત્રના અંતરમાં ઈશ્વરનો વાસ છે—એવા હિન્દુમંત્રમાં માનતા હતા. પ્રત્યેક માનવી મૂળભૂત રીતે સજ્જન છે અને આપણે એનામાં રહેલા એ સદ્‌તત્વને સ્પર્શ કરી શકીએ અને કરવો જોઈએ એવી માન્યતા વેદાન્તની હિન્દુ ફિલસૂફીમાંથી પ્રગટી છે. પ્રત્યેક જીવમાં રહેલા 'આત્મા'ની એકરૂપતાની આછી પણ ઝાંખી થાય અને પોતાનામાં અન્યને તથા અન્યમાં પોતાને નિહાળવાની સર્વમાં ઈશ્વરના અને ઈશ્વરમાં સર્વના દર્શન કરવાની કક્ષા પ્રાપ્ત કરી શકાય તે પહેલાં, લાંબા સમય સુધી તપ કરવાની અને નિર્મોહ તથા સમર્પણની વૃત્તિઓ સતત કેળવતા રહેવાની જરૂર પડે છે, આપણા ઋષિઓએ આ સત્યની ઘોષણા કરી જ છે અને દટાયેલા પડેલા મહાન ધનભંડારની જેમ, એ ખોદી કાઢવાનું અને

---

એને મહાકાલ પોતાનાં જેવો ચિરંજીવ બનાવે છે. જે કાલને નમતો નથી. સમજતો નથી, આવકારતો નથી; બે હાથ જોડીને વંદતો નથી, બહાર ઊભેલા એ અતિથિને પોતાના ઘરમાં લાવવા માટે માનપૂર્વક આગળ વધતો નથી, એ ક્ષુદ્ર છે. ક્ષુલ્લક છે. અકિંચન છે. અણઘડ છે. જેને મહાકાલનાં પવિત્ર ચરણરજનો ઉત્સાહ નથી તે ભિખારીમાં છે.





પ્રાપ્ત કરવાનું જ બાકી રહે છે. 'અદ્વૈત' એ આપણો અજોડ વારસો છે પરંતુ આપણે તે પોતાનો કરી શકયા નથી અને આપણે કેટલા સંપત્તિવાન છીએ તેના જ્ઞાનના અભાવે, ગરીબી અને દુઃખ સહીએ છીએ.

આપણને મળ્યો છે તેવો મૂલ્યવાન વારસો, બીજી કોઈ પ્રજાને મળ્યો નથી. અને છતાંય, ભારતના ભૌતિક જીવનમાં જેવી અને જેટલી આધ્યાત્મિક અંધતા પ્રવર્તે છે તેવી અને તેટલી આધ્યાત્મિક અંધતાથી આ જગતની બીજી કોઈ પ્રજા પીડાતી નથી. આપણી પાસે જે વિશિષ્ટ વારસો છે તે જો આપણે માત્ર આત્મઘાત કરીએ તો એ, આ ભ્રમણા નિવારવા અને શુભ-ભાવના વિશ્વવ્યાપી બનાવવા સમર્થ છે. તેના બદલે આજે ભય, વિસંવાદ અને અશુભ ભાવના આપણું જીવન દુઃખમય બનાવી રહ્યાં છે.

યઃ તુ સર્વાણિ ભૂતાનિ, આત્મન્યેવાનુપશ્યતિ,
સર્વભૂતેષુ આત્માનં તતો નો વિજુગુપ્સતે.

પોતાની આસપાસનાં પ્રાણીમાત્ર પોતાનામાં રહ્યાં છે અને પોતે બીજાં સર્વ પ્રાણીમાત્રમાં વસી રહ્યો છે એવી ભાવનાથી જે નિહાળે છે તેને કોઈનો ભય હોતો નથી, તેને કોઈ અણગમતું હોતું નથી. માનવી જ્યારે આસપાસનાં પ્રાણીમાત્રમાં પોતે હોવાની એકરૂપતાનો ભાવ અનુભવે છે ત્યારે, એનાં સર્વ દુઃખ અને સર્વ શોક નાશ પામે છે.

યસ્મિન્ સર્વાણિ ભૂતાનિ આત્મૈવાભૂત વિજાનતઃ,
તત્ર કો મોહઃ કઃ શોક એકત્વમ્ અનુ પશ્યતઃ

અદ્વૈતનો, પરમાત્મા સાથે સર્વની એકરૂપતાનો આ મહાન આદર્શ છે. પ્રત્યેક ભારતવાસી કહે છે કે પોતે અદ્વૈતવાદી છે. પરંતુ આપણું આચરણ, આપણા ગર્વયુક્ત જાહેર કરાતા ધર્મને અનુરૂપ નથી. અને આપણને લાધેલા એ સત્યદર્શનથી, આપણે દૂર, અતિ દૂર છીએ.

પરબ્રહ્મ સાથે એકાત્મભાવની અનુભૂતિનું ધ્યેય તો ઘણું દૂર છે, પરંતુ સત્યની શોધના માર્ગમાં એક નજીકનું સ્થળ પણ છે, અને થોડોક પ્રયાસ કરવાથી આપણે ત્યાં અવશ્ય પહોંચી શકીએ એમ છીએ. આ તબક્કો તે, જેમનો આપણને ભય લાગતો હોય, જેમની પ્રત્યે અણગમો હોય તેવા સાથે, આપણી જાતને એકરૂપ બનાવવાનો છે. આપણે અત્યંત અપૂર્ણ સ્ત્રી-પુરુષો છીએ. પરમાત્મા સાથે એકાત્મનો ભાવ આપણે અનુભવી શકીએ એમ નથી અને છતાંય આપણે, માનવ પ્રત્યેની સહાનુભૂતિ તથા સમજદારીની મહાન અને ઉદાત્ત કલા જીવનમાં આચરી શકીએ એમ છીએ અને અન્ય સાથેના આપણા સંબંધમાં; જ્યારે ગેરસમજ કે ભય આપણી પર સવાર થવા આવે ત્યારે આપણે આપણી જાતને અન્યના સ્થાને મૂકી શકીએ છીએ. આ જ સાચો યોગ છે. સજ્જન પુરુષો, પોતે યોગી કે તત્ત્વજ્ઞાનીઓ હોવાનો દંભ કર્યા વિના, જીવનનાં સર્વ ક્ષેત્રોમાં, આ પ્રમાણે વર્તે જ છે. આપણા જગતને જંગલ બનતું કોઈ અટકાવતા હોય તો તે આવા પુરુષો છે.

યોઽસાવસૌ પુરુષઃ સોઽહમસ્મિ ।

'ત્યાં રહેલો તે પુરુષ અને હું એક જ છીએ.'

આ મંત્ર, સૂર્યમાં રહેલા દેવ વિષે છે એમ સામાન્ય રીતે માનવામાં આવે છે, પરંતુ મને લાગે છે કે તે માત્ર સૂર્યમાં રહેલા દેવ માટે જ નથી ઉચ્ચારાયો. એ આ પૃથ્વી પરની, આપણી આસપાસની પ્રત્યેક વ્યક્તિ માટે ઉચ્ચારાયો છે—ત્યાં રહેલો પેલો પુરુષ તે હું જ છું! જેમ દર્પણમાંનું પ્રતિબિંબ, પ્રતિબિંબિતના જેવું જ હોય છે તેમ જ, આપણી આસપાસનું સર્વ કોઈ, આપણી સાથે એકરૂપ છે.

આપણા નિત્યના દૈનિક જીવનમાં, સહાનુભૂતિ અને સમજણમાં વર્તન દ્વારા આપણે આ સત્ય, આ સંપત્તિ પામી શકીએ એમ છીએ. એ તમામ ભય અને અરુચિનું નિવારણ કરશે અને નાશ કરશે. આ સત્યપ્રાપ્તિનો માર્ગ, પ્રખર અભ્યાસ કે ગૂઢ યોગક્રિયાઓનો માર્ગ નથી પરંતુ સહાનુભૂતિ અને સમાજના નિત્ય આચારનો અને સમભાવ કેળવવાનો માર્ગ છે.







રજુ પંડિત

# ગરીબ કેટલા ગરીબ છે ?

અર્થશાસ્ત્રના જાણીતા અભ્યાસુ લેખક ઘણે લાંબે સમયે ઊર્મિનાં વાચકો માટે સમયોચિત લેખ લખે છે. અર્થશાસ્ત્રમાં રસ ન ધરાવતાં હોય તેને પણ વાંચવો ગમે તેવો આ લેખ સરળ અને રોચક બન્યો છે......

કોઈ અર્થશાસ્ત્રીએ કહ્યું છે કે આંકડાશાસ્ત્ર એક એવું શાસ્ત્ર છે કે જેના વડે જે સાબીત કરવું હોય તે કરી શકાય. હિંદની રાષ્ટ્રીય આવકની વહેંચણી અંગે તાજેતરમાં લોકસભામાં જાગેલા વિવાદે આ કથન સાચું હોવાનો ભ્રમ ઊભો કર્યો છે. શ્રી. લોહિયાએ સરકાર સામે અવિશ્વાસની દરખાસ્ત રજૂ કરતાં એમ કહ્યું કે હિંદમાં આજે ૨૭ કરોડ માનવી રોજની સરેરાશ ત્રણ આનાની આવક ઉપર જીવે છે. આયોજનના પ્રખર હિમાયતી શ્રી નેહરુએ તુરત આ કથનનો વિરોધ કર્યો અને જણાવ્યું કે રોજીંદી આવક ચારગણી વધારે છે એવું વિધાન કર્યું. શ્રી લોહિયાના નિવેદનમાં કેટલું તથ્ય છે એ આપણે આગળ જોઈશું પરંતુ આ નિવેદનની અસર લોકસભા અને આયોજન પંચ ઉપર બોંબગોળા જેવી પડી અને આર્થિક વર્તુળોમાં પણ થોડા દિવસ ગરમાગરમ ચર્ચાઓ ચાલી.

રાષ્ટ્રીય આવકની વૃદ્ધિ ઉપરથી આપણી આર્થિક પ્રગતિ માપીએ તો વિકાસ ગોકળગાયની ગતિએ જ થાય છે એ કબૂલ્યા વિના છૂટકો નથી. રાષ્ટ્રીય આવક ૧૯૫૦–૫૧ માં ૮૮૫૦ કરોડ હતી તે ૧૯૬૦–૬૧ માં ૧૩,૦૨૦ કરોડે પહોંચી ને માથાદીઠ આવક એ જ ગાળામા ૨૪૮ રૂપિયા ઉપરથી ૨૯૩ રૂપિયે પહોંચી એટલે કે છેલ્લા દશકામાં રાષ્ટ્રીય આવક દોઢી થઈ પણ માથા દીઠ આવક માત્ર ૨૦ ટકા જ વધી. આ જ ગાળામાં વપરાશની વસ્તુઓના ભાવનો આંક ૧૦૪ પરથી ૧૨૧ પર પહોંચ્યો એટલે રાષ્ટ્રીય આવકની વૃદ્ધિનો ફાયદો સામાન્ય માનવીને જણાયો નહીં.

પણ લોહિયાએ તો ૬૦ ટકા વસ્તી રોજના ત્રણ આના પર જીવે છે એવું નિવેદન કરીને હદ કરી નાખી. આયોજન પ્રધાન શ્રી નંદાએ રાષ્ટ્રીય આવક અંગેની વિભાગીય તપાસને આધારે એમ સાબીત કરવા યત્ન કર્યો કે રોજનું માથા દીઠ ખર્ચ ૭૫ આના છે અને લોહિયાએ આપેલો માથાદીઠ આવકનો આંકડો તળિયાની પાંચ ટકા ગરીબમાં ગરીબ વસ્તીને પણ લાગુ નથી પડતો.

કમભાગ્યે રાષ્ટ્રીય આવકની વહેંચણી અંગે સમગ્ર અર્થતંત્રને આવરી લેતી તપાસ હજુ થઈ નથી. સરકારના પૂરા સહકાર વિના આ મહાન કાર્ય ઉપાડવું ને પાર પાડવું મુશ્કેલ છે; પરંતુ સરકાર તો હજુ જાગે ત્યારે ખરી. વ્યક્તિ દીઠ ખર્ચના જે આંકડા નેશનલ સેમ્પલ સર્વે (સપ્ટેમ્બર ૧૯૬૧થી જુલાઈ ૧૯૬૨) તરફથી પ્રસિદ્ધ થયા છે એ પરથી એટલું તો ફલિત થાય જ છે કે લોહિયાની ગણત્રીમાં ક્યાંક મોટું ગાબડું છે. નીચે રજૂ કરવામાં આવેલા આંકડા સામે એક જ દલીલ થઈ શકે એમ છે કે વ્યક્તિ દીઠ ખર્ચ એની આવક જેટલું જ હોય એવું માની શકાય ખરું? નીચલો વર્ગ દેવું કરીને પણ જીવે છે ને એક સાંધતાં તેર તૂટે એ સ્થિતિમાં રહે છે, તો તો પછી એવું કેમ મનાય કે એની સરેરાશ રોજીંદી આવક એના ખર્ચ જેટલી જ છે?

**હિંદમાં વ્યક્તિદીઠ સરેરાશ ખર્ચ**

| વસ્તીના સરેરાશ ખર્ચ મુજબ જૂથીકરણ | મહિનાનું સરેરાશ વ્યક્તિદીઠ વપરાશ ખર્ચ | | રોજિંદું સરેરાશ વ્યક્તિદીઠ વપરાશ ખર્ચ | |
|---|---|---|---|---|
| | ગ્રામ વિસ્તારમાં (રૂ. માં) | શહેરોમાં (રૂ. માં) | ગ્રામ વિસ્તારમાં (ન. પૈ.) | શહેરોમાં (ન. પૈ.) |
| ૦—૫ | ૭.૦૯ | ૮.૫૩ | ૨૪ | ૨૮ |
| ૫—૧૦ | ૯.૦૯ | ૧૧.૫૫ | ૨૭ | ૩૩ |
| ૦—૧૦ | ૮.૦૯ | ૧૦.૦૪ | ૨૭ | ૩૩ |
| ૧૦—૨૦ | ૧૦.૬૭ | ૧૩.૮૯ | ૩૬ | ૪૦ |
| ૨૦—૩૦ | ૧૨.૮૨ | ૧૬.૬૧ | ૩૫ | ૪૫ |
| ૩૦—૪૦ | ૧૪.૬૨ | ૧૯.૫૬ | ૩૯ | ૫૦ |
| ૪૦—૫૦ | ૧૬.૪૭ | ૨૧.૯૪ | ૪૨ | ૫૫ |
| ૫૦—૬૦ | ૧૮.૭૯ | ૨૫.૫૦ | ૪૫ | ૬૦ |
| ૬૦—૭૦ | ૨૧.૨૫ | ૨૭.૬૮ | ૪૯ | ૬૪ |
| ૭૦—૮૦ | ૨૪.૭૦ | ૩૫.૬૫ | ૫૩ | ૭૧ |
| ૮૦—૯૦ | ૨૯.૯૫ | ૪૩.૮૬ | ૫૮ | ૮૦ |
| ૯૦—૧૦૦ | ૫૧.૬૬ | ૮૮.૭૬ | ૭૦ | ૧૦૧ |

આપણા દેશમાં થોડાં માનવી એવાં છે ખરાં કે જેમની આવક ખૂબ નીચી છે—લોહિયાએ આંકી છે એ કરતાંય નીચી, પરંતુ આટલી ઓછી આવકવાળો વર્ગ કેવડો એ કહેવું મુશ્કેલ છે. કુલ સંખ્યામાં કદાચ આ વર્ગ મોટો હશે; પરંતુ દેશની વસ્તીની કુલ ટકાવારીની દૃષ્ટિએ જોઈએ તો જેમની આવક રોજની ત્રણ આનાથી પણ ઓછી હોય એવો વર્ગ વસ્તીના પાંચ ટકાથી પણ ઓછો છે એ ઉપરના કોઠા પરથી સ્પષ્ટ થાય છે. લોહિયા પોતાની ગણત્રી ઉપર મુસ્તાક છે. એમણે તો વડાપ્રધાનને પડકાર ફેંક્યો છે કે હિંદનાં ૨૭ કરોડ માનવી રોજની ત્રણ આનાની આવક ઉપર જીવે છે એ ગણત્રી ખોટી પડે તો પોતે રાજીનામું આપવા તૈયાર છે નહીં તો શ્રી નેહરુ રાજીનામું આપે. લોહિયાના મત મુજબ ૧૦થી ૧૫ કરોડ માનવી રોજના માત્ર બે આનાની આવક ઉપર જીવે છે અને ખેત–મજૂરની સરેરાશ માસિક આવક રૂ. ૫.૬થી વધારે નથી. ગામડાંની ૩૪ ટકા વસ્તી પાસે જણદીઠ એક એકર કરતાં પણ ઓછી જમીન છે; ૧૯૬૦–૬૧માં ૩૨ કરોડ ખેડૂતોની સરેરાશ દૈનિક આવક ૪૫ નવા પૈસા હતી ને ૧૯૬૧–૬૨માં ૩૩ કરોડ ખેડૂતોની આવક રોજના ૪૩ નવા પૈસા હતી. વળી ૧૦ ટકા વસ્તીના હાથમાં ૫૦ ટકા રાષ્ટ્રીય આવક જાય છે આથી આવકની અસમાનતા વધતી જાય છે ને ગરીબ માનવી વધુ રહેંસાતો જાય છે.

નંદાજીએ લોહિયાની ગણતરીમાં ક્યાં ક્યાં ભૂલ છે એ દર્શાવતાં એવું સાબીત કરવા યત્ન કર્યો છે કે વ્યક્તિદીઠ રોજની સરેરાશ આવક **સાડા સાત આના** છે. નંદાજીનું કથન સંપૂર્ણપણે સ્વીકારી શકાય એમ નથી કારણ કે એમના આંકડા વ્યક્તિદીઠ રોજીંદા ખર્ચના છે, આવકના નથી એ આપણે ઉપર જોઈ ગયા. ગામડાંનાં કે શહેરનાં ઓછી આવકવાળાં લોકો જીવનનિર્વાહ માટે કેટલું દેવું કરે છે એ વિષે પણ આપણને માહિતી નથી. લોહિયાની દલીલ એવી છે કે ગામડાંની સરેરાશ વાર્ષિક આવક ૬૦૦૦ કરોડ રૂપિયા છે પણ ખર્ચ ૯૦૦૦ કરોડ રૂપિયા છે આ બે આંકડા વચ્ચેનો તફાવત રૂપિયા ૩૦૦૦ કરોડનો થાય. એટલું મોટું દેવું ગરીબ લોકો દર વર્ષે કરે એ માનવું મુશ્કેલ છે. એમને આટલી રકમ ધીરનાર વર્ગ ક્યાંથી આવ્યો એ પ્રશ્ન સહેજે ઉદ્‌ભવે. વળી નંદાજીના આંકડા ગામડાં અને શહેર વિસ્તારના સંયુક્ત ખર્ચ ઉપર નિર્ભર ન હોવાથી બંનેનાં તારણો વચ્ચેની સરખામણી મુશ્કેલ બને છે.

એક વર્ગ એવું માને છે ખરો કે વપરાશ ખર્ચ એ વ્યક્તિનું જીવનધોરણ માપવા માટે વધુ આધારભૂત સાધન છે—આવક કરતાં; કારણ કે એને સાંપડતી વિશેષ સવલતો અને સેવાઓનો એમાં પડઘો પડે છે. વળી પ્રાથમિક શિક્ષણ ફરજિયાત થવાથી, આરોગ્યનું ધોરણ ઊંચું આવવાથી અને વધુ ને વધુ ચીજવસ્તુઓ ગરીબ માનવીને ઉપલબ્ધ થવાથી એનું જીવનધોરણ ઊંચુ જરૂર આવ્યું છે, ભલે એની નાણાકીય આવકમાં એથી વૃદ્ધિ ન થઈ હોય.

લોહિયા–નંદા ચર્ચાએ આપણા અર્થકારણ વિષે પૂરતી માહિતીના અભાવની સમસ્યાને છતી કરી છે. રાષ્ટ્રીય આવકની વહેંચણી અંગેનો મહાલાનોબીસ સમિતિનો અહેવાલ ખૂબ વહેલો બહાર પડવો જોઈતો હતો, પરંતુ કમભાગ્યે એ હજુય હવામાં અટવાય છે. એ અહેવાલ બહાર પડે કે ન પડે તો પણ જે કાંઈ આંકડા અત્યારે મળે એ ઉપરથી એટલું તો જરૂર કહી શકાય કે ગરીબ વધુ ગરીબ તો નથી જ બન્યો, સંભવ છે કે શ્રીમંત વધુ શ્રીમંત બન્યો હોય. એટલે કે આયોજનથી થયેલી આર્થિક પ્રગતિના લાભની વહેંચણી એવી અસમાન થઈ લાગે છે કે સમાજનો અમુક આર્થિક વર્ગ એનો લાભ લઈને વધુ તાલેવાન બની ગયો છે જ્યારે બીજો ગરીબો ને નોકરિયાતોનો વર્ગ મેળવવો જોઈએ એટલો લાભ મેળવી શક્યો નથી. સમાજવાદ





ભણી આગેકૂચ કરવાની વાતો રોજ સવારે છાપણોમાં કરવાની ટેવ હદ-વટાવતી જાય છે, પરંતુ વાસ્તવમાં ચિત્ર જુદું જ ચીતરાય છે આથી આમ પ્રજાનો અસંતોષ વધે છે ને લાગવગિયો વર્ગ આ અસંતોષ વિષે જરાય પરવા કર્યા વિના જ્યાંથી મળે ત્યાંથી પૈસા ખિસ્સામાં ધાબડતો જ જાય છે. આ વર્ગની ખરીદ શક્તિ વધી છે, પરિણામે એનાં ખર્ચ વધ્યાં છે. મધ્યમ વર્ગ ભીંસાતો જાય છે ને અકળાય છે પણ ખરો. આવકની અસમાનતા વધવાની સાથે ફુગાવો પણ વધે છે. આથી જે વર્ગ નોકરી ઉપર નભે છે એમની સ્થિતિ કફોડી થતી જાય છે. ઉદ્યોગોના વિકાસ સાથે મધ્યમ વર્ગના અમુક સુશિક્ષિત લોકોને સારી તક સાંપડી છે ખરી, પરંતુ એથી એમની મહત્ત્વાકાંક્ષાની માત્રા સંતોષાવાને બદલે ઊલટી વધી છે. ફુગાવો ડામવામાં નહીં આવે તો મધ્યમવર્ગ ખૂબ પરેશાન થઈ જશે. ભાવના દર ૧૯૬૧–૬૨માં ૧.૫ ટકા વધ્યા હતા, ૧૯૬૨–૬૩માં ૪૬ ટકા વધ્યા છે. આવકની વહેંચણીમાં વટતા ફેરફાર કરવાથી જ સમસ્યા નહીં ઉકેલે. ફુગાવો પણ ડામવો પડશે; નહીં તો ઇચ્છાઅનિચ્છાએ આપણું અર્થકારણ અને રાજ્યવ્યવસ્થા સરમુખત્યારશાહી ભણી વળશે ને પછી એને વારવાં મુશ્કેલ પડશે.



અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

## જન્મદિને

આજે મારો જન્મદિન.
પ્રભાતને કરીને પ્રણામ
ઉદય-દિગન્ત પ્રતિ માંડી આંખ,
જોઈ સદ્યસ્નાતા ઉષા
અંકિત કરી છે જેણે આલોકચન્દન લેખા
હિમાદ્રિના હિમશુભ્ર પેલવ લલાટે.

જે મહાદુરત્વ નિખિલ વિશ્વના મર્મસ્થાને
તેની આજે પ્રતિમાને જોઈ
ગિરીન્દ્રના સિંહાસને.

પરમ ગાંભીર્ય યુગે યુગે
છાયાઘન અજ્ઞાતનું કરી રહે પાલન
પથહીન મહારણ્યે,
અભ્રભેદી સુદૂરને વેષ્ટિ કરી રાખે

દુર્ભેદ્ય દુર્ગમ તલે
ઉદય–અસ્તના ચક્રપથે.
આજે આ જન્મદિને
દૂરત્વનો અનુભવ અન્તરે નિબિડ.
સુદૂર તે નક્ષત્ર-પથ
નિહારિકા–જ્યોતિર્બાષ્પ મહીં
જ્યમ રહસ્યે આવૃત,
દૂરત્વ મમ દેખું ત્યમ દુર્ગમે—

અલક્ષ્ય–પથ–યાત્રી હું, અજ્ઞાત જેનું પરિણામ.
આજે આ જન્મદિને
દૂરનો પથિક જે,
તેનો સુણી રહું પદધ્વનિ
નિર્જન સમુદ્ર–તીર થકી.*

*રવીન્દ્રનાથ ઠાકુરના કાવ્યનો અનુવાદ



હરભાઈ ત્રિવેદી

# શિક્ષણમાં શિસ્તની સમસ્યા

જાણીતા પ્રૌઢ કેળવણીકાર અહીં એક સુંદર વિચાર-સરણી રજૂ કરે છે જે શાળા-સંચાલકોને તો ઠીક, કોઈપણ શિક્ષણપ્રેમી, કેળવણીપ્રેમી વ્યક્તિને એટલી જ માર્ગદર્શક થઈ પડે તેમ છે......

શિસ્ત સંબંધમાં જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી આજે તો અનેક પ્રકારના અભિપ્રાયો વ્યક્ત થયા કરે છે આ યુગ નવસર્જનનો છે અને તેનું મંડાણ સ્વાતંત્ર્યની ભૂમિકા ઉપર મંડાયેલું છે. શિસ્તના ગમે તે પ્રકારના વિચારો થયા કરે અને વિદ્યાર્થીઓ શિસ્ત પેદા કરવા માટે ગમે તે પ્રકારનાં આયોજનો થયા કરે તો પણ એક હકીકત કોઈએ પણ ભૂલવા જેવી નથી કે જેનામાં આપણે શિસ્ત પેદા કરવા માટે તૈયાર થયા છીએ તે વિદ્યાર્થી આજે હવે સ્વતંત્ર ભૂમિ ઉપર વિહરે છે અને વ્યક્તિસ્વાતંત્ર્યની તથા વ્યક્તિસન્માનની હિમાયત કરનારા યુગમાં એનો જન્મ થયો છે અને તેનું જીવન વીતી રહ્યું છે. આ દૃષ્ટિએ વિચારીએ તો શિસ્ત પેદા કરવાની હરકોઈ ક્રિયાપ્રક્રિયા વ્યક્તિસ્વાતંત્ર્યના અને વ્યક્તિ-સન્માનના ખ્યાલથી અવિરોધી હોવી જોઈશે શિસ્તનો વિચાર કરતી વખતે ધ્યાનમાં રાખવા જેવી આ મૂળભૂત બાબત છે અને તેને કેન્દ્રમાં રાખીને જ શિક્ષણ સંસ્થાઓમાં શિસ્ત પેદા કરવાના વિચારને આવકારી શકાય અને વ્યવહારોને સ્વીકારી શકાય.

શિસ્ત એ એક સામાજિક સદ્‌ગુણ છે. દરેક વ્યક્તિ પોતાની જાતને સમાજન એક અનિવાર્ય અંગ ગણતી બની જાય તો સમાજમાં જે શિસ્તની આવશ્યકતા છે તે શિસ્ત લાવવામાં તે જ વ્યક્તિનો ફાળો પ્રમાણમાં ઘણો વધી જાય આપણે એ વિચારીએ કે આજનો વિદ્યાર્થી પોતાની જાતને સમાજનું એક આવશ્યક અને અનિવાર્ય અંગ ગણે છે ખરો ? એ સમાજમાં રહે છે ખરો પરંતુ સમાજના નીતિનિયમો એના વ્યક્તિત્વની આડે આવતા હોય તો તેને એ મંજૂર રાખતો નથી. સામાજિક નિયમોનું પાલન આજનો વિદ્યાર્થી પોતાની સગવડે કરતો હોય છે. સમાજનાં બંધનોનો સ્વીકાર કરવો કે અસ્વીકાર કરવો તે એની પોતાની મુનસફી ઉપર આધાર રાખે છે. આટલા માટે જ આજના વિદ્યાર્થીને સમાજના એક અંગ બનીને જીવવાનો પ્રસંગ પડે છે ત્યારે તેવા સમાજમાં ઘણીયે વખત તેને ગભરામણ થતી હોય છે. આજની શાળાઓ વિદ્યાર્થી સમૂહોથી બનેલી છે. તે સમૂહનું સામાજિક જીવન વિદ્યાર્થીઓએ નિયત કરેલું નથી હોતું. એવા સમૂહજીવન માટેના નીતિનિયમો શાળાનું શિક્ષકમંડળ નક્કી કરે છે અને વિદ્યાર્થીએ તે પ્રમાણે વર્તવું જોઈએ તેવો આગ્રહ સેવે છે. શિસ્તનો આવો વ્યવહાર વિદ્યાર્થીની પોતાની કોઈ વિચારસરણીનું પરિણામ નથી. પરંતુ તેને તે અન્યની વિચારસરણી પ્રમાણે જીવન જીવવાનું હોય છે. શાળાના સૂત્રધારોને આનું પૂરેપૂરું ભાન હોય છે અને તેથી જ તો શાળાની શિસ્ત સંબંધે નિયમો અને ઉપનિયમો બનાવવામાં આવે છે. આવા નિયમો અને ઉપનિયમો પ્રમાણે શાળામાં વ્યવહાર ચાલ્યા કરે તો તે શાળાને શિસ્તબદ્ધ શાળા ગણાય. જેટલા વધુ પ્રમાણમાં જે શાળામાં આવા નિયમોનો ભંગ થતો હોય તેટલા વધુ પ્રમાણમાં એ શાળાને શિસ્ત વિહોણી કહી શકાય આ ગજથી માપીને જોતાં શિસ્તવાળી અને શિસ્ત વિનાની શાળાઓનું પ્રમાણ કેટલું છે તે પણ સંશોધનનો એક રસિક વિષય બની શકે.

કોઈપણ વિચાર આપણો ન હોય અને વધારામાં આપણને ખબર આપ્યા વિના આપણા ઉપર લાદવામાં આવતો હોય તો તેવી પરિસ્થિતિ આપણને અપમાનજનક દેખાય છે. શાળાઓમાં વિદ્યાર્થીઓના પણ લગભગ આવી જ સ્થિતિ હોય છે. વિદ્યાર્થી શિક્ષક પાસે ઉંમરમાં નાનો છે. વળી તે વિદ્યા પ્રાપ્ત





કરવા આવ્યો હોય છે. બીજા લાભો મેળવવાના મોહમાં અને ઠીક અંશે વડીલ જનોની શેહમાં કંઈ પણ ચર્ચા કર્યા વિના વિદ્યાર્થી શાળાના નીતિનિયમોને વશ વર્તવાના પ્રયત્નો કરવાનું શરૂ કરે છે. પરંતુ તેને તેમાં ઝાઝી સફળતા મળતી નથી. જે વ્યવહારો દોષિત નથી એમ પોતે માનતો હોય છે તે વ્યવહારો એનાથી અનાયાસે પણ થઈ જાય છે. શાળાના નિયમોથી એ વિરુદ્ધ છે અને સમૂહજીવન માટે અનિવાર્ય ગણાય તેનાથી વિરોધી છે એવો ખ્યાલ તેને આવે ન આવે તેટલામાં તો શિક્ષકની સખ્તાઈ અને શિક્ષકની લાલ આંખ તેની સામે આવીને ઊભી રહે છે. કશા પણ બદ ઈરાદા વિના પોતે આચરેલું વર્તન શાળાના શિસ્તના નિયમોને તોડવા માટેનું અને પડકારરૂપ છે તેવું ભાન તેને એકાએક કરાવવામાં આવે છે. વિદ્યાર્થી ચમકે છે અને મૂઢ બની જાય છે. વધારે વિચાર કરવાનો અવકાશ સાંપડે ન સાંપડે એટલામાં તો પોતાના એવા વર્તન બદલ તેને કાં તો ઠપકો મળે છે અને કાં તો નાની મોટી શિક્ષા સહન કરવી પડે છે અહીં જ વિદ્યાર્થીની આંખ ઊઘડે છે. તેને સમજાય છે કે જે પ્રકારના વ્યવહારો માટે પોતાનો અભિપ્રાય લેવામાં આવ્યો નહીં અથવા તો જેમાં પોતે પોતાની સાચી સંમતિ આપી નથી તેવા વ્યવહારોથી વિરુદ્ધ જે કંઈ વર્તન કરવામાં આવે તેને દોષિત ગણવામાં આવે છે અને તેવા વર્તન માટે કોઈ પ્રકારની સજા પણ સહન કરવી પડે છે. પોતાના આ વિચારોને વ્યક્ત કરી શકવાની તેનામાં તાકાત નથી અને તાકાત હોય તો વ્યક્ત કરી શકાય તેવો અવકાશ નથી. અહીંથી એક પ્રકારનું ઝેરી કુંડાળુ શરૂ થાય છે. શાળાના શિસ્ત માટેના નિયમોનો કડક અમલ તે શિક્ષકોની માંગ છે અને તેવા નિયમો ઘડવામાં પોતાનો સંપૂર્ણ હિસ્સો હોવો જોઈએ તે વિદ્યાર્થીની માંગ છે. એક બીજાના વિચાર પ્રવાહો આ રીતે સંઘર્ષમાં આવવા લાગે છે અને પરિણામ આપણા કોઈથી અજાણ્યું નથી.

શિસ્તનો કડકાઈથી અમલ થવો જોઈએ તેવી પ્રમાણિક માન્યતા ધરાવનાર શિક્ષક તેવા અમલ માટે જે જે બાબતોનો આશરો લે તે ઉપાયો તેને વ્યાજબી અને આવશ્યક દેખાવા લાગે છે. વિદ્યાર્થી પોતાથી ડરતો રહે તેવો ખ્યાલ તેના મનમાં પેદા થાય છે. અને તેવો ખ્યાલ સાચે માર્ગે જનારો છે એમ પણ પોતે માનવા લાગે છે. શિસ્તપાલન માટે શિક્ષક વિદ્યાર્થી વચ્ચે એક પ્રકારનું અંતર રહેવું જોઈએ તે પણ તેને એક અનિવાર્ય લાગે છે. આવો શિક્ષક વિદ્યાર્થીને ડરાવવામાં કશું અજુગતું દેખતો નથી. એક બીજા વચ્ચેનું અંતર પ્રમાણિકપણે અમુક મર્યાદાવાળું હોવું જોઈએ તેવું પોતે માનતો હોવાથી આવો શિક્ષક નથી વિદ્યાર્થીની નિકટ જઈ શકતો કે નથી વિદ્યાર્થીને પોતાની નજીક આવવા દેતો. શિક્ષક વિદ્યાર્થીના સંબંધો પ્રેમભર્યા હોવા જોઈએ તેવું પોતે પ્રમાણિકપણે માનતો હોય છતાં જ્યાં ભય છે ત્યાં પ્રેમ કદી પાંગરે નહીં એ ન્યાય અનુસાર વિદ્યાર્થી શિક્ષક વચ્ચે પ્રેમની કોઈ ગાંઠ બંધાતી જ નથી. શિક્ષક વિદ્યાર્થીના મિત્ર અને માર્ગદર્શક બની રહેવું જોઈએ એવું આવો શિક્ષક માનતો હોય છે છતાં પેલા શિક્ષક વિદ્યાર્થી વચ્ચેના સંબંધો પરત્વે વિવેકભર્યું અંતર રહેવું જોઈએ તેના પરિણામે શિક્ષક વિદ્યાર્થીને કશું માર્ગદર્શન આપી શકતો નથી અને તેવું માર્ગદર્શન મેળવવા માટે શિક્ષક પાસે જવાની હિંમત પણ વિદ્યાર્થી કરી શકતો નથી. આવી પરિસ્થિતિ હોય ત્યાં નિયમો માટેના પાલનનો શિક્ષકનો પ્રમાણિક આગ્રહ જોર પકડે છે અને વ્યક્તિકેન્દ્રી વિદ્યાર્થી જાણ્યે અજાણ્યે એવા નિયમોનાં બંધનો પોતાના વિકાસની આડે આવનારાં છે એવી માન્યતામાં આગળ વધ્યે જતો હોવાથી નિયમોને તોડવામાં એક પ્રકારનું પોતાનું ગૌરવ રહેલું છે તેમ માનવા લાગે છે અને સભાનપણે નિયમોનો ભંગ કરે છે. આજની શિક્ષણ સંસ્થાઓમાં શિસ્ત પરત્વે આવી સ્થિતિ પ્રવર્તે છે તે આપણે સૌ જાણીએ છીએ. આ પરિસ્થિતિનું અનિવાર્ય પરિણામ તે શિક્ષકપક્ષે

તેના મનમાં ધીમે ધીમે ઉગ્રસ્થાન લેવા માંડતી દંડ અને સજાની વૃત્તિ છે જ્યારે વિદ્યાર્થી પક્ષે ધીમે ધીમે તેના શિસ્તનો કબજો મેળવતી બંડની અને છટકી જવાની વૃત્તિ છે. સંતાકૂકડીનો આ દાવ દરેક શાળામાં એક યા બીજા પ્રકારે રમાતો જોવામાં આવે છે.

શિક્ષણ સંસ્થામાં વિદ્યાર્થી પક્ષે શિસ્ત જોઈએ જ તે માન્યતાની સામે કોઈને કશું પણ કહેવાપણું હોય નહીં. વાત તો એટલી જ છે કે વિદ્યાર્થીમાં આવી શિસ્ત પેદા થાય તે માટે શાળાએ અને શિક્ષકોએ કેવા માર્ગો અખત્યાર કરવા જોઈએ. આજનો માર્ગ કડકાઈનો છે, મતાગ્રહનો છે, અને દંડનો છે. આ માર્ગો કોઈ પણ પ્રકારની સાચી અને કાયમ ટકી રહે તેવી શિસ્તની ભાવના કે શિસ્તના વ્યવહારો પેદા કરી શક્યા નથી તે આજ દિન સુધીનો આપણો અનુભવ છે. આવો અનુભવ હોવા છતાં અને આપણા માર્ગોમાં વારંવાર આપણને સરિયામ નિષ્ફળતા સાંપડતી દેખાય છે તેમ છતાં આપણે એ જ માર્ગોને વળગી રહીએ છીએ કારણ કે આપણી પાસે વિકલ્પે બીજો કોઈ માર્ગ નથી. આ પરિસ્થિતિનું એક અનિવાર્ય પરિણામ એ આવ્યું છે કે શિસ્તનો પ્રશ્ન શાળાને અને શિક્ષકને જેવો ને તેવો જ મૂઝવણભર્યો લાગ્યા કરે છે. એ પ્રશ્નના નિકાલ માટે આપણી પાસે જમાનાજૂના ઉપાયો છે તેને જ આપણે વળગી રહીએ છીએ. તે ઉપાયોમાં નિષ્ફળતા મળે છે એટલે આપણા મનમાં રોપ પેદા થાય છે અને પછી આપણો એ રોપ આપણે વિદ્યાર્થીઓ ઉપર ઠાલવીએ છીએ. રોપ ઠાલવવા માટેનું ઝનૂન દિનપ્રતિદિન વધતું જાય અને આપણે તો એ જ ઝેરી કુંડાળમાં ફર્યા કરીએ છીએ. પરિસ્થિતિ આવી છે ત્યારે આપણે હવે તદ્દન જુદા જ વિચારો કર્યા વિના છૂટકો નથી.

આપણે ઉપર જોયું કે વ્યક્તિની શિસ્ત કે સમૂહની શિસ્ત એ તો એક સામાજિક અનિવાર્ય સદ્‌ગુણ છે. આ સામાજિક સદ્‌ગુણની કેળવણી માટે વિદ્યાર્થીને ધીમે ધીમે વ્યક્તિકેન્દ્રી અવસ્થામાંથી બહાર ઊંચો લાવીને સામાજિક બનાવવો પડે, તેના જીવનમાં આવા સામાજિક વલણો પેદા થાય તેવી યોજનાઓ શાળાઓમાં કરવી પડે ત્યારે શિક્ષણ સંસ્થાઓનું પ્રથમ કર્તવ્ય તે વિદ્યાર્થીના વ્યક્તિત્વનું સામાજિકરણ કરવાનું છે. આવું સામાજિકરણ એકાએક થઈ શકતું નથી તે માટે તો આયોજનો કરવાં પડે અને આયાસ પણ કરવો પડે. નાની ઉંમરનો વિદ્યાર્થી વિશેષ પ્રમાણમાં વ્યક્તિકેન્દ્રી હોય છે અને તેથી એ કેન્દ્રમાંથી ઝટ બહાર નીકળવાનું ઈચ્છતો નથી. જે સમાજમાં પોતે જીવે છે તે સમાજ તેને ગમે છે અને તે સમાજનું સામાજિક જીવન પણ તેને આકર્ષતું હોય છે. પરંતુ વ્યક્તિકેન્દ્રી વર્તુલમાથી પોતાની તાકાતથી બહાર આવવા જેટલુ સામર્થ્ય તેનામાં નથી. તેનામાં જેટલું સામર્થ્ય છે તેનો પૂરેપૂરો ઉપયોગ કરી શકે અને જરૂર જણાય ત્યાં શિક્ષકની અને અન્ય વડીલોની મદદ લે તેવુ વાતાવરણ સર્જાય અને શિક્ષણક્ષેત્રે તેવી યોજનાઓ અમલી બનાવાય ત્યારે જ એ વર્તુલમાંથી વિદ્યાર્થી બહાર આવી શકવાનો. આમ વ્યક્તિકેન્દ્રી અવસ્થામાથી બહાર આવવા માટેની મથામણો જ તેના પોતાના જીવનના સામાજિકરણ માટેનાં આવશ્યક સાધનો બની રહેતાં હોય છે. વિદ્યાર્થીને તો તેની કશી જાણ પણ હોતી નથી. પરંતુ શાળાએ ઊભી કરેલી અનેક યોજનાઓ મારફત વિદ્યાર્થી ધીમે ધીમે પોતાના જીવનને સામાજિક વળાંક આપવા લાગે છે. વ્યક્તિસ્વાતંત્ર્યમાં વ્યક્તિ જવાબદારીનું તત્ત્વ ભળે છે અને સ્વાતંત્ર્યના ખ્યાલો સંયમીત બનવા લાગે છે. જવાબદારીઓ, એવા સંયમને પોષવામાં ઘણી મોટી મદદ કરે છે. આવી એક બે યોજનાઓનો નિર્દેશ પણ અહીં કરીએ.

પહેલી વાત દરેક શાળા મહાશાળામાં વિદ્યાર્થીસંઘની સ્થાપનાની કરીએ. શિસ્તના પ્રશ્નને વિદ્યાર્થીના અહં સાથે ઘણી લેવાદેવા હોય છે ને આપણે ભૂલવું





જોઈએ નહીં. તેની ઇચ્છા તો સમાજના એક વિશિષ્ટ અંગરૂપ બની રહેવાની છે. આવી રીતે જીવવું હોય તો તેણે સમાજની શિસ્તનો વિચાર કરવો પડે અને વ્યવહારમાં પણ ઉતારવો પડે. બહારના મોટા સમાજમાં તો આવો કશો અવકાશ તેને મળતો નથી. શાળાનો વિદ્યાર્થી સમૂહ તે પણ એક નાનકડો સમાજ છે અને તેથી જે તક તેને મોટા સમાજમાં સાંપડે નહીં તે તક આપણે શિક્ષણ સંસ્થાઓમાં સંપડાવી શકીએ. આ માટે વિદ્યાર્થીસંઘની યોજના એ આપણા માટે અનિવાર્ય બને છે. શાળાના ઘણાં નાનામોટાં કામોનું વર્ગીકરણ કરી લઈએ અને પછી જે કામ માટે જે વિદ્યાર્થી લાયક ગણાય તે કામનો તેને નેતા બનાવી દઈએ. નેતાઓ બનાવવાનું કામ ચૂંટણીથી થાય તો તે ઘણું ઇચ્છનીય ગણાય. એવા નેતાઓ જાહેર થયા કે તુરત જ તેમને સોંપાયેલા કામનું એક ખાતું બનાવી દઈએ અને તેની તમામ જવાબદારીઓ તેને સોંપી દઈએ. આવા નેતાઓનો સમૂહ સંઘની કાર્યવાહી બની જાય. સંસ્થાના તમામ પ્રશ્નો આ સમૂહમાં ચર્ચાય અને તેના ઉકેલો પણ ત્યાં જ શોધવામાં આવે. આવા ઉકેલો નક્કી કર્યા પછી સંઘની સામાન્ય સભા પાસે પણ ચર્ચા વિચારણા અને આખરી નિર્ણય માટે આવે તે જરૂરનું ખરું. આ રીતે દરેક વિદ્યાર્થી આખા સંઘનું એક અંગ બની રહે એટલે સમૂહમાં કેવી રીતે બોલવું અથવા વર્તવું તેની તાલીમ વિદ્યાર્થીને આપોઆપ મળી રહેવાની છે. જે કામ શિક્ષકોના ઉપદેશો કરી ન શકે તે કામ આ યોજના દ્વારા સિદ્ધ કરી શકાય. જે પરિણામો ઉપરથી લાદેલી શિસ્ત લાવી શકે નહીં તે પરિણામો આવી યોજના દ્વારા પેદા થતી સ્વયંભૂ શિસ્ત લાવી શકે છે. અનેક મથામણો કર્યા છતાં અને સમજાવટ તથા ધાકના પ્રયોગો કર્યા છતાં જે પરિણામો મેળવવામાં શિક્ષક નિરાશ થયો હોય છે તે પરિણામો વિદ્યાર્થી સંઘની કાર્યવાહી બહુ જ સરળતાથી લાવી શકે છે. આવો પ્રયોગ કરનારને ઘણીયે વાર તો ચમત્કારિક પરિણામો દેખાયાં છે અને પોતાના શિક્ષકના પ્રશ્નો આપોઆપ ઉકલી જતા માલૂમ પડયા છે.

આવી જ બીજી યોજના તે પૂરક પ્રવૃત્તિઓની ગણાવી શકાય. આપણી શાળાઓમાં પૂરક પ્રવૃત્તિઓનાં આયોજનો કરવામાં આવે છે ખરાં પરંતુ તેનું સ્થાન બૌદ્ધિક પ્રવૃત્તિઓની સરખામણીમાં ગૌણ રહેતું હોય છે તે આપણે સ્વીકારવું જ જોઈએ. બુદ્ધિનું ભણતર વિદ્યાર્થીના ચારિત્ર્યનું ઘડતર કરે છે તેમ આપણે માનતા હોઈએ તો પણ એવા ઘડતરનો પાયો શક્ય તેટલો મજબૂત બનાવવાનું કામ બૌદ્ધિક પ્રવૃત્તિઓ સિવાયની વિદ્યાર્થીઓની અન્ય પ્રવૃત્તિઓ કરતી હોય છે. કેળવણી માટે આ એક પાયાનું કામ છે અને તે કામને તે પ્રકારનું ગૌરવ મળવું જોઈએ. આવી પૂરક પ્રવૃત્તિઓમાં શ્રમનું ગૌરવ જેટલું સમજાશે તેટલો વધારે લાભ થશે. આવી પૂરક પ્રવૃત્તિઓમાં ઉત્પાદક રચનાઓને જેટલું સ્થાન મળશે તેટલું વિદ્યાર્થીનું વ્યક્તિત્વ વિકસિત બનશે અને પોતાના વ્યક્તિત્વને સમાજમાં વિલીન કરી દેવાનું કાર્ય તેના માટે સરળ બનશે. ઘણીયે પૂરક પ્રવૃત્તિઓને શાળાની બહાર પણ લઈ જવાની હોય. હેતુપૂર્વકનાં પર્યટનો અથવા તો લોકસંપર્ક માટે યોજાતા કાર્યક્રમો અથવા તો પોતાની આસપાસ વિસ્તરી પડેલ જનતાની સેવાના વિવિધ પ્રકારનાં કાર્યો વિદ્યાર્થીની આવી પ્રવૃત્તિઓ દ્વારા વિદ્યાર્થીઓનું વ્યક્તિત્વ બીજી અનેક વ્યક્તિઓના સંપર્કમાં આવે છે અને તેવા સંપર્ક દ્વારા સમૂહ જીવનની એક અણમોલ તાલીમ વ્યક્તિ મેળવી શકે છે. નાના મોટા સમૂહોમાં ભળવાથી તથા તેને ઉપયોગી બની રહેવાથી પોતાના જીવનને સામાજિક બનાવવાનું કાર્ય દરેક વ્યક્તિ વગર આયાસે કરી શકે છે. આવી ક્રિયા સતત ચાલ્યા કરતી હોય છે ત્યારે સમૂહ જીવનને માટે આવશ્યક શિસ્તની ભાવના આપોઆપ પ્રગટ થયા કરતી રહે છે અને સામૂહિક શિસ્તનું પાલન કરવાનું દરેક વ્યક્તિને માટે તદ્દન

સહેલું બની જતું હોય છે. આ રીતે જીવનમાં જે પ્રકારના શિસ્તની આવશ્યકતા રહે છે તે શિસ્ત સ્વયંભૂ પ્રગટે ત્યારે જ સમૂહજીવન તેજસ્વી બને. દરેક શિક્ષણ સંસ્થા આવી તો અનેક યોજના વિચારી શકે છે. કહેવાનો આશય તો એટલો જ છે કે વિદ્યાર્થીના શિસ્તના પ્રશ્નોને હલ કરવા માટે જે દૃષ્ટિકોણથી આજે વિચાર કરવામાં આવે છે તે દૃષ્ટિકોણ બદલી નાખવાની જરૂર છે. અને તો જ સમાજમાં સાચું પરિવર્તન લાવી શકાશે. અને તો જ સાચી સામાજિક શિસ્ત પેદા થઈ શકશે.



ગની દહીંવાલા

## ખબરદાર! કદમ!

પંથ છે કોઈનો અણુસાર કદમ!
છે નવી વાટ ખબરદાર! કદમ!

આ મહોબ્બતની વિકટ મંઝિલ છે;
જાળવી રાખજો વ્યવહાર કદમ!

આવો આકાશે લસોટી મેંદી;
ઊપડ્યાં સાંજના રંગદાર કદમ:

સ્વપ્નમાં જ્યારે પધારો છો તમે;
કેમ કરતાં હશે સંચાર, કદમ!!

આપો અવકાશ છે અસ્થિર ધરતી;
છે પવન, કોઈ નિરાધાર કદમ.

લાખ ચુંબનની નવાજેશ કરી,
રોજ ધરતીને કરે પ્યાર કદમ.

સે'જ રોકાઈને પાછળ તો જુઓ!!
સંઘર્યો ધરતીએ આકાર, કદમ!

એ દશા કોઈની હોજો ન ખુદા!
સાદ દે પંથ, હો લાચાર કદમ:

છે શરત પ્રેમથી જાવો દોરી,
હર પળે હોય છે તૈયાર કદમ.

એક ઊપડ્યું, અને બીજું તત્પર;
છે ઉભય ખૂબ મિલનસાર કદમ.

થાક લાગ્યો છે 'ગની' જીવનને,
ચાલવાનું તો હતું ચાર કદમ.



'મિત્રા'

## લપડાક

જ્યારે દાઝે છે દિલ આ સત્યથી,
કલ્પનાથી ત્યારે ફૂંક મારી લઉં છું,
જ્યારે ઘવ સતત પડે છે ત્યારે
કલ્પનાથી હાથ મીઠો ફેરવી લઉં છું,

ચાહના માટે વલખું છું હું ત્યારે
કલ્પનાથી જ હવે તો ચાહી લઉં છું.
ને કલ્પનામાંથી જાગું છું ત્યારે
વાસ્તવિકતાની લપડાક ખાઈ લઉં છું.







પન્નાલાલ પટેલ

# ક્રૉસ ચેક

ગામડાની સીધી સાદી ભોળી પ્રજાને આજે પણ કેવી જડ સત્તાના ભોગ થવું પડે છે એનું તાદૃશ ચિત્ર. આપણા જાણીતા વાર્તાનવેશે લખેલી આ કરુણ વાર્તા ખડું કરે છે. હમદર્દી દાખવનારની હમદર્દીનો પણ કરુણ રકાસ અને સત્તાની ખુમારી આમજનોની અજ્ઞાનતાને રહેંસી નાખે છે ત્યારે......

પાંત્રીસ વર્ષનો વાગડ ચિત્તભ્રમ બનીને ઘડીકમાં હાથમાંના રંગીન કાગળિયા તરફ તો ઘડીકમાં ધૂળ ઉડાડતી જઈ રહેલી મોટર તરફ તાકતો હતો. શબ્દો પણ વાગોળતો હતો : 'પાંચ-સોનો... સે. (શું છે એ શબ્દ એ ભૂલી ગયો હતો.) આ લઈ ને ઉદેપુર જજે. કો'ક વેપારી તને આના રૂપિયા કરાવી આલસે.'

આ શબ્દો કાનની ભૂંગળીમાં તો પેઠા હતા, પણ કેમ કર્યા ગળે જ નો'તા ઊતરતા : 'અરે ઈમ તો કોઈ વાટનો જનાર બધા પાચહો રૂપિયા આલતું ઓહે (હશે!)...મુંબઈનો શેઠિયો અનો (હતો) ને મોટર લઈને ભારત ખૂંદવા નીકળ્યો 'તો એટલે હું (શું) થઈ ગ્યું!...ગઈ રાતે એની મોટર બગડી ને મીં જરા એની સાકરી કરી. અંધારી રાતે એને વે'ળામાંથી પાણી લાવી આલ્યું ને સાપરામાં (છાપરામાં) હાળકો (આરામ) આલી દેવતાબેવતા કરી આલીને એમની સોકી (ચોકી) કરી એટલામાં તે કોઈ બધાં પાંસહો રૂપિયા'—ને ખડખડ કરતો હસી પડ્યો : 'હા...હા...હા, કોઈ આલતું ઓહે (હશે)!'

આસપાસની ટેકરીઓએ પડઘો પાડ્યો : 'હા...હા ...હા.' શિયાળાનો હિમભર્યો પવન પણ જાણે કાતિલ હાસ્ય કરી ઊઠ્યો. તો બાજુના ઝાડ ઉપરથી ઊડેલું કોઈ પક્ષી એક પીળું પાંદડું ખેરવતું ગયું. છાપરા તરફ મોં ફેરવતા વાગડને પેલું પાંદડું જોઈને કે ગમે તેમ હાથમાંનું કાગળિયું ઉડાડી મૂકવાનું મન થઈ આવ્યું.

'આ કાંઈ નોટ ઓસી હે (છે)? ત્રણ મોઢાળો વાઘ તો આમાં હે (છે) નઈ પછી!...'

પણ કોણ જાણે કે સુંવાળો સુંવાળો એ કાગળ જોઈને કે એનો પેલો આંખને ગમી જાય એવો ગુલાબી રંગ દેખીને કે પછી 'ખોટો ખોટોય પાંચ-સોનો કાગળ હે!' આવા કોઈ ભાવને લીધે કે ગમે તેમ પણ ઉડાડી મૂકવાને બદલે સાચવીને એની ગડી કરી ધોતલીની ઓટમાં એણે ખોસી દીધો : 'પડ્યો હે!..' છાપરું દેખાતાં ને પોતાની તરફ પેલાં વીસેક વર્ષના દીકરાથી માંડીને દસ, સાત, ત્રણનાં બીજાં છોકરાંનેય ચકલીનાં બચ્ચાં પેઠે આ તરફ મોં વકાસી રહેલાં જોઈ મન સાથે ઉમેર્યું : 'કે' (કહીશ) કે કાંઈ ની (ન) આલ્યું! ..છોરાંને ઓઢવા પેલો કાંબળો આલ્યો હે ને રાતે અસલ અસલ ખાવાનું આલ્યું 'તું એ જ ઈનામ!...'

પરંતુ આ 'ન આલ્યા'ની વાત સાંભળીને મોટો દીકરો એવો તો લાલપીળો થઈ ઊઠ્યો : 'હું (શું) વાત કરે હે (છે) ભા (બાપા) કાઈ ની આલ્યું!'

બાપ પણ ડઘાઈ રહ્યો હતો.

છોકરો બોલતો હતો : 'ઉં (હું) પેલા ડરાવર હાથે (સાથે) વાઘની બોલ જેવી અંધારી રાતે હાત (સાત) ગાઉ હેંડી શે'રમાં ગ્યો ને મણ ભારનું પૈડું માથે મેલી લાવ્યો એનુંય કાંઈ ની આલ્યું ભા!'

દુઃખ અને ગુસ્સાના માર્યા દીકરાની આંખમાં આંસુ આવવાં જ બાકી હતાં. છાપરામાંથી નીકળી આવેલી મા પણ એવી ફિક્કી પડી ગઈ હતી; કાપો તો ખૂન જ ન નીકળે!

વાગડને વળી થયું : 'ના ના, પાંસહો કાં તો હાસા અહે (હશે)!' ઓટીમાંથી કાગળ કાઢી ઉકેલવા લાગ્યો.

ને બાપના હાથમાં સૂર્ય ઊગતો હોય એવી રીતે વળી પેલાં પાંચેય મોં આનંદમાં પ્રકાશવા લાગ્યાં.

મોટો તો બોલી પણ ઊઠ્યો : 'દસની નોટ લાગે હે

ભા !' પણ દસની નોટને એ ઓળખતો હતો એ ચાર વાર તો હાથમાં પણ આવી હતી. ને એવી કંઈ ન લાગતાં વળી બોલ્યો : 'કે હોની (સોની) હે ભા ?'

છોકરાની આ આશા અન તો ન જ હતો, બલકે પેલા બે શેઠિયાઓનો ને ડ્રાયવરની વાતો તથા વર્તન એવું પ્રેમાળ હતું કે—

ને બાપે જ્યારે કહ્યું : 'કીં હે આમાં ત્રણ મોઢાળા વાઘનું ચિતરામણ કે હોની તું નોટ ? કે'હે ?' ત્યારે એ પણ પાછો મૂગો બની ગયો.

પેલા પ્રકાશિત મો ઉપર વળી પાછી ગ્લાનિની કાળી વાદળી છવાઈ વળી.

કરુણ એવું હસતા મોટો દીકરો બોલ્યો :

'મેંડી મેડી વાતો કરીને મુબઈનો શેઠિયો સેતરી જ ગ્યો ભા !' ને બાપના હાથમાંથી કાગળ લઈ છાપેલા અક્ષરો ને હાથના લખેલા લખાણ ઉપર બારીક નજર ફેરવતાં બબડવા લાગ્યો : 'આમ જુઓ તો નોટના જ્યુ (જેવુ) લાગે હે ને આમ જુઓ તો'-- ને લાગતો જ એણે બાપને સવાલ કર્યો : 'તને એણે કયુ (કહ્યું) 'તું હુ (શું) ભા,?'

'કે' કે બોલ્યા 'શૅ'રમાં જાજે ને કો'ક વેપારી તને આના પાસહો રૂપિયા કરી આલહે !'

'પાં...સ...હો રૂપિયા !' જુવાનનું મોં જ નહિ અંગ પણ આખું પાંચસો રૂપિયાથી ભરાઈ ગયું ! પણ બે-પાંચ પળ માટે. છઠ્ઠી પળે તો એ પણ, બાપ ત્યાં હસ્યો હતો એ રીતે હસવા લાગ્યો : 'હા... હા...હા...પાંસહો રૂપિયા !...મુબઈનો શેઠિયો સેતરી જ ગ્યો ભા !'

પણ મા હજી એ કાગળ તરફ તાકી રહી હતી. બોલી : શૅ'રમાં જઈને કો'ક વાણિયાને ભાળી (દેખાડી) તો જુઓ !'

'હાં ભા, હેંડ પેલા રાતવાળા પેટ્રોલવાળાને જ ભાળી જોઈએ હેંડ.'ને લાગલો જ એણે વળીએ ભેરવેલો એ હાથનો કકડો લઈ માથે વીંટી દીધો.

તો બાપને પણ શું કોટ-પાટલૂન ચઢાવવાં હતાં !

'વાત તો તારી હારી. હેંડ ભાળાં (ભાળીએ) !' લાગલું જ મોં ફેરવ્યું. પગદંડીને રસ્તે સાતેક માઈલના અંતર ઉપર આવેલું શહેર એમને મન ક્યાં વેગળે હતું ? બેઉ જણાએ બજારમાં જતા હોય એ રીતે પગ ઉપાડ્યા.

જેવો એ ડુંગરાળ રસ્તો ઢાળ અને ચઢાણનો હતો એવી જ એમની વાતો પણ આશા અને નિરાશામાં ચઢ-ઊતર કરતી હતી.

રાતે પેલા બે શેઠિયાઓએ વાગડના જીવનમાં જે રીતે રસ લીધો હતો, એ નાગાં ભૂખ્યાં છોકરાંને ખાવાનું વગેરે આપ્યું હતું એ ઉપર વિચારતાં આવડી મોટી રકમ માટે આશા પણ બંધાતી હતી. એ બે મિત્રોએ પેલાં છોકરાંને ખાડામાં નાખેલા પરાળમાં પેસતાં ને ઉપર બીજું પરાળ નાખી વાગડ એમને ટાઢમાંથી બચાવવા પોતાને ભારી દેતો હતો એ જોતાં ઓઢવાનો એક રગ પણ આપી દીધો હતો; અને આ બધી વાત સાંભળીને તો દીકરાને આ પાંચસો રૂપિયા સાચા જ લાગવા માંડ્યા હતા.

'પસીં (પછી) ભા ?' છોકરો બાપની વાત ઉપરથી આ કાગળિયાનો ભેદ પામવા મથતો હોય એ રીતે ઊંડો ઊતરી રહ્યો હતો.

'પેલા સહમાંવાળાએ તો પૂસ્યું 'તુંય ખરું સેંગા, કે' કેટલા રૂપિયા ઓય તો ઘર થાય ?'

'પસીં ?'

'શેઠે કહ્યું : કેટલા પણ ? મીં કહ્યું : બાર પંદર વીંહુ રૂપિયા તો જુગે જ સા'બ...પસીં ઉં (હું) સૂટો (છૂટો) પડવાનો થ્યો એ વખતે મોટરમાંથી મને ઉતારીને ગજવામાંથી આ કાગળિયું આલતાં કીધું 'તું કે અસલવાળું ઘર બાંધજે. કો'ક ફેરા અમે આવહું તો જોહું કેવુંક તીં ઘર બાંધ્યું હે !''

'તો તો ભા, આ કાં તો હાસાંહાસ (સાચે સાચ) પાંચહોની નોટ ઓહે (હશે).'

'જે ઓહે એ. શૅ'રમાં વેપારીને ભાળહું એટલે ખબર પડહે !' બાપે કહ્યું.





પરંતુ આ લોકનો વેપારીય મરચુંમીઠું વેચી ખાનાર જ હોય ને !

એની સામે પેલો કાગળ ધરતાં વાગડે કહ્યું : 'જુઓ ને ભાઈયા, આ હાનું કાગળિયું હે ?'

બિચારો દુકાનદાર ! એણેય ક્યાં આવું કાગળિયું જોયું હોય ! આમ તેમ ફેરવતાં પૂછ્યું : 'ક્યાંથી જડ્યું છે 'લ્યા ?'

'જડ્યું ની હે એક જણાએ આલ્યું હે.' દીકરાએ જવાબ આપ્યો.

'શું કામ ?' દુકાનદારે સવાલ કર્યો.

'કર્યું 'તું કે શે'રમાં વેપારીને આલે તો પાંસહો રૂપિયા મલહે.'

'હા...હા...હા...' દુકાનદારે પેલું જ અટ્ટહાસ્ય કર્યું: 'જા જા, ઘેર જઈને ભાજીમાં નાખજે તે ખટાશ થશે !' ને નાખી દીધું પાછું.

દીકરાએ ઉપાડી લેતાં બાપને કહ્યું: 'આપણે તો પેલા પેટ્રોલવાળા પાહે જ જાં (જઈએ).' એના મનથી એમ કે એ વેપારી કદાચ પેલા મુંબઈવાળા શેઠને ઓળખતોય હોય. એ વગર અડધી રાતે પેલા ડ્રાયવરને કોઈ વેપારી માલ આપે ખરો કે ?

પણ પંપવાળાએ તો આ આદિવાસીના હાથમાંથી કાગળિયું લેતાં જ આંખો પહોળી કરી પોલીસની જેમ પૂછવા લાગ્યો:

'ક્યાંથી 'લ્યા, આ ચેક તારી પાસે ?'

છોકરો બોલી ઊઠ્યો : 'કીમ ભાઈયા, રાતે અમે પૈડું લેવા ન'તા આવ્યા ? ... ઉં (હું) ને મુંબઈવાળો ડરાવર ?'

જો કે પ્રશ્ન કરનાર સ્ટોર-પંપનો આ માલિક રાતે પંપ ઉપર ન હતો. પણ નહિ તોય એ વાત સાથે ક્યાં આ પ્રશ્નને કશી નિસબત હતી ? આંખોને વધારે તંગ કરતાં કહ્યું : 'હું પૂછું એનો જવાબ આપ ને ? કોણે તને આ ચેક આપ્યો ?'

વાગડ એવો તો ગભરાઈ ગયો કેમ જાણે પોતે કોઈ ચોરીના મુદ્દામાલ સાથે પકડાઈ ન ગયો હોય ! કહ્યું: 'આ તો શેઠ, મુંબઈના એક શેઠે મને ઈનામમાં આલ્યું હે !'

ઈનામમાં ને તેય પાછા પાંચસો બધા ! કેમ ?' દમ ભરાવ્યો : 'સાચી વાત કર, નહિ તો હમણાં જ પોલીસને બોલાવું છું.'

ને લાચારી અનુભવતા આ બાપબેટાએ દુકાનદારને તો આસપાસથી ભેગા થતા લોકોને પેલી મોટર બગડ્યાની વાત કહેતાં અહીંથી ટાયર-ટ્યૂબ લીધાં હતાં એ પણ સાબિતીરૂપે કહી દેખાડ્યું.

પણ આથી તો વેપારીને પોતાનું અનુમાન સાચું પડતું હોય એવું લાગ્યું : 'નક્કી આ વાંદરજાતે પેલા કોઈ પ્રવાસીને હેરાન કરેલો ને એટલે જ એણે અક્કલ લડાવીને આ ક્રોસ ચેક આપી એના પાસેથી પલ્લો છોડાવેલો...કે પછી...'

'સાચું બોલ ?' પંપવાળાએ દમ ભરાવ્યો : 'નહિ તો પોલીસ ચોકી કંઈ છેટે નથી. હાંક મારીને સામેથી જમાદારને બોલાવું એટલી જ વાર.'

પોલીસચોકીનું ને જમાદારનું નામ સાંભળી પંપ આગળથી પસાર થતાં લોક પણ થંભી ગયાં. ટોળે વળ્યાં.

'હાચું જ હે (છે) ભાઈયા. તમે કો' એની સોગન ખાઉં !' વાગડે કહ્યું. ચેક લેવા લાચાર મોં કરી હાથ લંબાવ્યો. દાન લેનાર હાથ પણ આવડો ઓશિયાળો તો નહિ જ હોય !

'હવે તો તને મળી રહ્યો ' પંપવાળાએ ચેકવાળો હાથ છાતી આગળ ખેંચી લેતાં કહ્યું : 'પોલીસને જ સોંપવાનો !'

'અમથો હું કામ ભાઈ આ સીંઘરાનો વાધ કરો હો !' વળી વાગડે વિનંતી કરી.

લોકોનું ટોળું વધતાં ચીંથરાનો જાણે વાધ થતો જતો હોય એવું જ લાગતું હતું !

'બોલ ત્યારે સાચું !' પંપવાળાએ કહ્યું.

વિના કારણની દમદાટીએ જુવાન સીંગાનું મગજ ફેરવ્યું. હિંસક પશુની જેમ ઘુરકાટ કરતાં કહ્યું : 'તું

તો કાંઈ પોલીસવાળો નો હે? લાવ મારું કાગળિયું!'

પંપવાળો સીંગાની આંખ જોઈ સહેજ ઢીલો તો પડ્યો જ હતો. એટલે જ તો લોકો સામે કહેવા લાગ્યો: 'આપણુ ન જાણીએ, ગમે તેવો શેઠિયો હોય પણુ એમ તે કોઈ પાંચસોનો ચેક ઈનામમાં લખી દેતો હશે?'

વાતની કંઈક ચોખવટ થતાં સૂકી નદી ઉપર પૂરનાં પાણી ફરી વળે એ રીતે લોકોનાં મોં ઉપર આશ્ચર્યનો ભાવ પથરાઈ ગયો. અવાજો પણ ઊઠતા હતા: 'ઈનામમાં?...પાંચસો બધા?...એવી તે શી ધાડ મારી હશે?...'

પંપવાળાએ લોકોને જ કહ્યું: 'ક્રૉસ ચેક આપ્યો છે આમાં જ કાંક ભેદ લાગે છે.'

'એમ? ક્રૉસ ચેક છે દીપચંદકાકા?' કહેતો એક જુવાન ટોળામાંથી આગળ આવ્યો: 'જોઉં જોઉં?'

'કંઈ ખોટું કહું છું પથુ.' સીંગાની આંખ જોઈ ક્ષોભ પામેલો દીપચંદ ચકલાના આ દાદા સરખા પથુને જોઈ ખુશ થયો. એના હાથમાં ચેક આપતાં કહ્યું 'મારા જેવો બિચારો કોઈક મુસાફર જતો હશે ને મોટર બગડતાં આ વાંદર જાતના હાથમાં ફસાયો હશે ને—એટલું તો એ ભણેલો માણસ જાણે ને કે આટો ખાવા જતાં ગળમાં માછલી પકડાઈ જશે.

વાગડ અને સીંગાનું મગજ એવું બહેર મારી ગયું કે—મનમાં મનમાં બબડતા પણ હતા: 'હું (શું) આ માછલીને ગળ ગળ કરે હે (કહે છે) ને આવડા અમથા કાગળિયામાં હે હું (છે શું). તે ક્રૉસ ચેક ક્રૉસ ચેક કરીને સોરીનો જાણે મુદ્દો પકડાઈ ગ્યો ઓય ઇમ બધા ફરી ઊઠ્યા હે?!'...

વાગડે તો દીપચંદ આગળ કરેલી વાત આ પથુને ને લોકોને પણ કહી સંભળાવી..'

પણ કોણુ જાણે કેમ પટ્ટને પણ દીપચંદકાકાની વાત સાર્ચ લાગતી હતી. તો બીજી બાજુ આ ગામડિયા ચોરોની દયા પણ આવતી હતી. વળી આ લોકોને મુક્તિ અપાવી પાછળથી પોતે લાભ લેવાની ગણતરી હોય તો પણ આ પથુ માટે નવાઈની વાત ન હતી. ને એણે દીપચંદ વાણિયાને અડધી સાનમાં તો અડધી શબ્દોમાં ભયભરી શિખામણ આપી: 'મરશે ના દીપચંદકાકા, આપણે શું!...ભીલ, ભોરિંગ ને વાંદરાં! શું કામ આપણે વેર બાંધવું!' ને લાગલો જ એણે એ ૉસ ચેક સીંગાના હાથમાં સોંપી દીધો: 'હેંડતો થા જા. તું જાણે ને તારું કામ જાણે.'

આ પછી લોકોને પણ પથુએ વિખેરાઈ જવાની સલાહ આપતાં ધકેલવા માંડ્યાં: 'વેરાઈ જાઓ ને ભાઈ. અમસ્થો બાપડા ગરીબને—આપણી પાસે શી એવી સાબિતી છે કે ક્રોસ ચેક જોઈને અમસ્થો બાપડાને ચોર ઠરાવવો! પેલી કહેવત છે કે અમદાવાદીની ત્રેવડ ને મુંબઈગીરી ઉદારતા—આપ્યોય હોય કાં તે.!'

તો વાગડ અને સીંગો પણ એ ટોળામાંથી એવી રીતે છટકવા લાગ્યા કે ધરામાં વહેણની ગતિ સમજાય તો એમની ચાલમાં ઉતાવળ પરખાય!...

શહેર હોય ત્યાં જાતજાતના બનાવ બને. બનાવ બને એટલે ભાતભાતના લોકોનું ટોળું વળે. ટોળું વળે તો ગુનાઓની શક્યતા વધે. ને આવી જ્યાં શક્યતા વધે ત્યાં સ્વાભાવિક રીતે જ પોલીસને હાજરી આપવી પડે.

જમાદારને આવતા જોઈ પથુને આ બે બિનઆવડતવાળા જંગલી ચોરોની દયા આવી. સીંગા પાસે જઈ હળવેકર્થી કાન ફૂંક્યો: 'ચાવી ખા કાગળિયું તારો કાકો જમાદાર આવે છે.'

'ક્રોસ ચેક'ની ભેદી ગૂંગાળમાં સપડાયલો સીંગો પથુની આ ભેંકાર સલાહથી ઊલટાનો ચક્કરમાં પડ્યો. બાપ સામે જોયું તો એની આંખો પણ ભાવવિહોણી પાગલ સરખી જ લાગતી હતી.

પથુને આ ગતાગમ વગરના ગરીબ ચોરો ઉપર એવી તો ચીઢ ચઢી ને વળી એણે લોકોને વિખેરવાના બહાના સાથે સીંગા સામે કરડી એક નજર નાખી વધારે ચોખવટપૂર્વક સલાહ આપી: 'ચાવી ખા એ





હાથમાંનું કાગળિયું કે મુદ્દો જ મરી જાય સાલા.'

વાગડના મગજમાં આ સલાહ બેસી ગઈ. ને એણે પણ પોતાની સામે નજર નાખતા સીંગાને આંખ ઉલાળી આછાં અવાજે ઇશારો કર્યો: 'ચાવી ખા.'

ને સીંગાએ પણ ક્રોસ ચેકવાળા ચોઝાટ્ટા એ કાગળિયાને મોંમાં મૂકી દાઢની ચક્કીમાં ભરડયું ન ભરડયું ને ગટાક કરતું ગળા નીચે ઉતારી પાડયું.—

પેલું વીંખાઈ રહેલું ટોળું જમાદારને આવતો જોઈ જ્યાં ને ત્યાં થંભી ઊભું...

અને જ્યારે જમાદારની તપાસ દરમિયાન આ લોકોને ખબર પડી કે ક્રોસ ચેકનું કાગળિયું જ પેલાએ એપત્તા કરી દીધું છે ત્યારે તો—

પશુએ પ્રેરેલી દયા પણ ઊડતા પક્ષીનું પીછું ખરે એમ ખરી ગઈ. કેટલાકે તો સાહેદી પણ પુરાવી: 'અમે જોયું છે...ક્રોસ ચેકની તો ખબર નથી પણ ચેક જેવો આવડો (હાથના પેલા જેવડો) કાગળ એ જુવાનના હાથમાં અમે અમારી સગી આંખે જોયો છે.'

ને દયા ઊગાડે એવી કંગાળ એ બે સિકલો લાગવા છતાંય જમાદારને ફોજદાર પાસે લઈ જઈ આ બે ગુનેગારોને ખડા કરવા પડયા.

એમાં વળી—સીંગાને એક તમાચો પડયો એટલામાં જ બાપનું હૃદય બોલી પડયું: 'એને મારતા નઈ સા'બ! કાગળિયું ચીતું (હતું) એ વાત હાસી (સાચી) હે.'

ખલાસ! પછી તો ચાવી ખાધાની વાત પણ સીંગાને ઓકી દેવી પડી: 'ક્રોસ ચેકની તો ખબર ની હે સા'બ પણ ફોરા ફોરા રાતા રંગવાળું તું (હતું) એ ખરી વાત.'

વાગડે પણ ક્યાંથી આવ્યું ને કેમ આવ્યું એ બધી વાત આર્દ્ર અવાજમાં શક્ય એટલી સચ્ચાઈ આણી કહી સંભળાવી, ચાવી ખાવાનું કારણેય એણે સાચે-સાચું આપી દીધું—એક ભોળા ભલા માણસના નામ સિવાય—'અમે ગણ્યું કે એમાંનું સિતરામણ જોઈને પેલો પેટ્રોલવાળો શેઠ આમ કરી ઊઠ્યો તો જમાદાર સા'બ તો હેડમાં જ પૂરી દેહે. એમ કરીને ચાવી ખાધું સા'બ!'

પરંતુ મુદ્દો ઉડાડી મૂકવા સુધીના આ પહોંચેલા ગુનેગારો પોતાનું હૈયું ચીરીને દેખાડે તો પણ ફોજદાર—જમાદારને એ લોકોની સચ્ચાઈ સ્પર્શી શકે એમ ન હતું રહ્યું.

નેતરની હળની ખુરશીમાં પડેલા ફોજદારે પેલું જ અટ્ટહાસ્ય કર્યું: 'હા...હા...હા!...ચાલાકી કરવા તો ઘણાય ગયા પણ હજુ તમે કાચા છો 'લ્યા!'

વાગડ સામે જોઈ કહ્યું: 'તારે ઈનામને બદલે એમ કહેવું જોઈએ કે એ જંગલના અંદર રાતના બે પહોર મારી ગેપાડમાં મેં પડી રહેલો. દીધા એનું મને આ પાંચસો રૂપિયા ભાડું આપ્યું છે!'—

ને ચાર-છ ગાળો ચોપડાવી ફોજદારે પ્રશ્ન કર્યો: 'પેલા ક્રોસ ચેક સિવાય મુંબઈના શેઠે બીજું શું ઈનામમાં આપ્યું છે 'લ્યા?'

ને કમનસીબ વાગડે અહીં પોતાની અક્કલ લડાવી. થયું: આવડા અમથા કાગળિયામાંથી આવું બધું લાંબું થયું છે તો પેલા કાંબળામાંથી તો રામ જાણે શુંનું શું થઈને ઊભું રહેશે! તે જવાબ આપ્યો: 'બીજું તો કાંઈયે ની આલ્યું હે સા'બ...એક કાવડિયેય ની...'

આ પછી ફોજદારે પંપ ઉપરની ખરીદીની ને સમય વગેરેની તપાસ કરી...

વાગડના ઘરનો પણ એક આંટો લગાવ્યો. એમને શું ઘોડું પલાણવું હતું? ઝડપના જોરે છૂપગાડી દોડતી હતી.

અને જ્યારે તપાસમાં પેલો રંગ નીકળીને ઊભો રહ્યો ત્યારે તો—

ને વાગડ-સીંગાની સિકલ જોઈ કોઈ કોઈ વાર એમના માટે બેગુના હોવાની શંકા થતી એ પણ પછી તો ગુનો કર્યાની નિર્ભેળ એવી સાબિતીમાં ફેરવાઈ ગઈ...

ને વધુ તપાસ માટે કાચી જેલમાં પુરાયલા આ બાપ બેટો એવા અવાક બની બેઠા ! એકમેકની સામે પણ એ એકધારી નજરે જોઈ શકતા ન હતા...

કેટલીય વારના મૌન પછી સીંગો બાપને પૂછ્યા વગર ન રહી શક્યો : 'ભા, આ ક્રૉસ ચૅક હું ?'

શબ્દો સાથે સીંગાની આંખોમાં દડી આવેલાં આંસુ આરપાર નજર નાખતા વાગડના સમસ્ત તંત્રે પડઘો પાડ્યો : 'બલા જાણે હું (શું) હેકો...'

અને પછી રુદનનો ઘૂંટડો ગળી ગળું સાફ કરતાં વગડે સ્વગતની જેમ ઉમેર્યું : 'એનું અમે હું (શું) બગડ્યું 'તું કે મુંબઈવાળા શેઠને આવું કાગળિયું... કરવું પડ્યું !...'



'સરોદ'

## માનસરોવર ચલો—

માનસરોવર ચલો
રે હંસલા, માનસરોવર ચલો.
એક વખત પાંખો ફફડાવો,
દૂર નથી કંઈ પલો,
રે હંસલા, માનસરોવર ચલો.

મરુભૂમિનો ભભકો માનો,
છેક છે ઉપરછલો;
એય ન જાણો, આ મરુભૂમિય
હેતી તમને ટલો
રે હંસલા, માનસરોવર ચલો

આતુરતા ધારીને ઊગાં
ઉદ્ગ્રીવ થઈ કમલો;
એ તમ કાજે ખોલી રહ્યાં છે
પરમાનંદનો ગલો.
રે હંસલા, માનસરોવર ચલો.



'સુધાંશુ'

## એક રે બેડીની બેલડય આપણે

એક રે બેડીની બેલડય આપણે,
બુડીએ તરીએ સંગાથ,
જલધિએ ઝાલ્યો આપણુ હાથ,
નિશાણ નિરાકારનું પડ્યું પણે !
એક રે બેડીની બેલડય આપણે !

સમ ને વિષમ જલ-ભમરી લડે,
બેડીને ચડવા ચડા,
લકડીને આડા કંઈ ખડા,
જોખમના જાણતલને કંઈ નવ નડે;
એક રે બેડીની બેલડય આપણે !

વિઘન બંધાણાં બેડીને અડેકડે
ભાંગશે ખોખરા ખંડેર
અડીખમ આપણે તરંગટંડેલ
તુફાનના ઉફાનો રાખશું કઠણ કડે,
એક રે બેડીની બેલડય આપણે !







હર્ષિદા પંડિત

# બાળક અને રમત

માનસશાસ્ત્ર જેવા વિષયને રસથી વાંચવો ગમે તેવી સરળ રીતે રજૂઆત કરતાં આ લેખનાં લેખિકા ઊર્મિનાં વાચકોને ખૂબ પરિચિત છે. બાળમાનસ અંગે નવી લેખમાળાના થોડા મણકા ઊર્મિમાં આવી ગયા છે. આ એક વધુ મણકો......

બાળકને રમ્યા વગર ચાલે ખરું? એની રમતની પ્રક્રિયા આપણી દૃષ્ટિએ સાવ હેતુ વગરના અને નકામી નથી? આ બંને પ્રશ્નોના જવાબ સ્પષ્ટ 'ના'માં આવે છે. બાળક નાનું હોય કે મોટું હોય, એના વર્તનનું સ્વાભાવિક અને સ્વયંસ્ફુરિત તત્ત્વ જ રમત છે. મોટાંની દૃષ્ટિએ રમત અર્થહીન અને તદ્દન બિનઉપયોગી લાગતી હશે પણ એ બાળકના સમગ્ર વ્યક્તિત્વ ઉપર એ ખૂબ સ્થાયી અસર ઉત્પન્ન કરે છે. રમતનું કાર્ય અને સ્વરૂપ સમજવા માટે ઘણા તત્ત્વવિદો અને મનોવિજ્ઞાનીઓએ આજસુધી પ્રયત્નો કર્યા છે એટલે બાળકોની રમત એવી આકર્ષક ઘટના છે કે જેણે ઘણાં લોકોને આ કર્યાં છે. મનોવિજ્ઞાનીઓના અભ્યાસ ને અવલોકનના ફળસ્વરૂપ રમતનું નિરૂપણ કરતા ઘણા સિદ્ધાંતો પણ તારવવામાં આવ્યા છે.

સૌથી વધુ ધ્યાન ખેંચે તેવો સિદ્ધાંત હરબર્ટ સ્પેન્સર નામના વિદ્વાનનો છે. આ સિદ્ધાંતાનુસાર એવું પ્રતિપાદિત કરવામાં આવે છે કે બાળકની વધારાની ફાજલ શક્તિ રમત દ્વારા ખર્ચાય છે. બાળક તંદુરસ્ત હોય એટલે શક્તિશાળી પણ હોય તો પછી તાકાત વગરનાં માંદલાં બાળકો શું કામ રમે છે એનો જવાબ સ્પેન્સર નથી આપતો. સામાન્ય રીતે એવાં બાળકો પાસે વધારાની તાકાત હોય જ નહીં એટલે એ ખર્ચે પણ નહીં અને એટલે એ રમે પણ નહીં; પરંતુ સ્વાભાવિક રીતે એમ બનતું નથી. બાળકોને રમવાનું, દોડવાનું ખૂબ સહજ છે. વળી કેટલીક રમતો એવી પણ હોય છે જેમાં શારીરિક તાકાતની જરૂર પડતી નથી, અને રમત વડે શક્તિ કેળવાતી હોય છે.

બીજો સિદ્ધાંત કાર્લ ગ્રૂસ નામના સ્વીટ્ઝ મનોવિજ્ઞાનીનો છે. એણે ઘણાં પ્રાણીઓ અને બાળકોની રમતનું અવલોકન કર્યું ને એવું તારવ્યું કે બાળકો ભાવિ જીવન માટેની પૂર્વ તૈયારી કરતાં હોય છે તેથી રમે છે. એટલે નાની છોકરીઓ જો ઢીંગલી સાથે રમતી હોય કે ઘરઘરની રમત રમતી હોય તો એના મત પ્રમાણે એ મોટી થઈને પોતાનાં બાળકોની સંભાળ રાખવાની કળા અત્યારથી શીખે છે. આધુનિક મનોવિજ્ઞાનમાં આ સિદ્ધાંત પણ સ્વીકારવામાં આવતો નથી. કારણ કે બાળક રમત દ્વારા શીખે છે, શીખવા માટે રમતું નથી એ સત્ય સ્વીકારાયું છે.

રમત વિષેનો ત્રીજો સિદ્ધાંત સ્ટેનલી હૉલ નામના વિદ્વાનનો છે. એના મત પ્રમાણે આપણા પૂર્વજોના ભૂતકાળના અનુભવોનું રમત દ્વારા આપણાં બાળકો પુનરાવર્તન કરે છે. એટલે તો એણે પોતાના આ સિદ્ધાંતનું પુષ્કળ વિવરણ કરીને શાળાના અભ્યાસમાં પણ રમતને સ્થાન અપાવેલું. એમાં છ વર્ષનાં બાળકો પાષાણ-યુગનાં માનવીની જેમ ગુફાઓ બનાવે, નવ-દસ વર્ષનાં બાળકો ધનુષ્યબાણ કે છાબડીઓ બનાવે વગેરે. ઘણાં વર્ષોની ચર્ચાવિચારણા અને પ્રયોગો બાદ આ સિદ્ધાંત પણ ખોટો ઠર્યો છે.

ચોથો સિદ્ધાંત ડૉ. મૅકડુગલનો છે અને તે રમતને પ્રેરણા ગણીને સમજાવે છે. બાળકમાં રમતની વૃત્તિ સહજ છે એટલે બાળક રમે છે અને સહજવૃત્તિ હમેશાં હેતુપૂર્વકની જ હોય તેમ રમતને પણ હેતુ હોવો જોઈએ એમ તેનું સૂચન હતું. અર્વાચીન સંપ્રદાયોમાં સહજવૃત્તિનો સિદ્ધાંત સ્વીકારાતો નથી એટલે રમતની ક્રિયાને એના દ્વારા સમજાવવી પણ બરાબર નથી.

થોડાં વર્ષો પહેલાં પેટ્રિકે એક નવો જ સિદ્ધાંત રજૂ કર્યો. એના મત પ્રમાણે આપણું વર્તમાન જીવન એટલું બધું ઝડપી અને અટપટું થતું જાય છે અને

રોજિંદી ઘરેડમય ક્રિયાઓ કરતાં કરતાં આપણે એટલાં કંટાળી જઈએ છીએ કે આપણો થાક ને કંટાળો દૂર કરવા માટે રમતની જરૂર છે. શિકાર, તરવાની કે ફરવાની ક્રિયાથી આરામ તો જરૂર મળે છે અને રોજ કરતાં હોઈએ એના કરતાં કાંઈક જુદું કરવાનું હોવાથી મન તાજું બને છે એ હકીકત છે. બાળકો પણ એક જ જાતનું કામકાજ કર્યા કરવાથી થાકી જાય ત્યારે રમત દ્વારા તાજગી મેળવી લે છે.

ઉપર વર્ણવેલા બધા સિદ્ધાંતોમાં કાંઈક ને કાંઈક ઉણપ રહી જતી હોવાથી અમેરિકન શિક્ષણશાસ્ત્રી જહોન ડ્યુઈએ રમતને જુદી રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. એના મત પ્રમાણે કુદરતી રીતે જ બધાં જીવતાં પ્રાણીઓ ક્રિયાશીલ હોય છે; આમછતાં આપણે એવાં આરામપ્રેમી પણ છીએ કે જે ક્રિયાથી દુઃખ થાય એ કરવાની ઇચ્છા રાખતા નથી. પણ રમત દ્વારા જે કાંઈ ક્રિયા કરવી પડે છે તેથી આનંદ થાય છે. એટલે રમતનો હેતુ આનંદ મેળવવાનો થયો.

ત્યારે રમત શું છે? મનોવિજ્ઞાનીઓ અને ફિલસૂફો કેમ એકમત થતા નથી? મતભેદ ક્યાં છે? શા માટે છે? મતભેદ દૃષ્ટિમાં છે. જૂના લેખકો એમ જ માનતા કે રમત એટલે વખતનો વ્યય, રમત દ્વારા કાંઈ પણ હેતુ સરતો નથી અને કાર્ય ને રમત એ બે જુદી ક્રિયાઓ છે. શિક્ષણનો હેતુ માત્ર કાર્ય હતો અને રમતને તો સાવ નિરર્થક ક્રિયા ગણવામાં આવતી હતી એટલે એના પરિણામની અપેક્ષા જ કોઈએ રાખી નહોતી. પણ આજના લેખકો જુદી દૃષ્ટિએ વિચારે છે. આજે કાર્ય અને રમત વચ્ચે ભેદરેખા દોરવી મુશ્કેલ છે, રમત ને કાર્ય એ જુદાં ગણવામાં આવતાં નથી. કોઈપણ કાર્ય રમત છે કે કાર્ય છે એનો આધાર તો મનોવલણ પરથી નક્કી થઈ શકે અને આ મનોવલણ વ્યક્તિના અનુભવ પર અવલંબે. કોઈ એક વ્યક્તિને કાર્ય રમત જેવું લાગે ને બીજી વ્યક્તિને રમતનો અનુભવ કાર્ય જેવો પણ લાગે. આ સમજવા માટે રમત એટલે શું? એ સ્પષ્ટ સમજવું જોઈએ.

સામાન્ય રીતે સ્વસ્થ બાળકોને રમવા માટેનો આગ્રહ કરવો પડતો નથી. એમને રમવું ગમે છે, જાગ્રત અવસ્થાના ઘણા કલાકો એ રમતમાં પસાર કરે છે, એમાંથી એમના મનને આનંદ મળે છે, સંતોષ મળે છે અને વધારે વખત મળે તો વધારે રમવાનું એમને મન થાય છે. કેટલાંક બાળકોને અમુક જાતની ક્રિયા કરવામાંય આનંદ ને સંતોષ મળે છે. એવાં ઘણાં બાળકો છે જેમને નાનાં નાનાં કામ સોંપવામાં આવે તો ગમ્મત પડે છે અને એ જ કામ બીજાં બાળકોને સોંપવામાં આવે તો એમને ભારે બોજારૂપ લાગે છે દા. ત. મયુરને કપડાં ધોવાનાં, કાગળ ટપાલપેટીમાં નાખી આવવાનું કે ગાંધીને ત્યાંથી કાંઈ લઈ આવવાનું કામ સોંપ્યું હોય તો એ હોંશે હોંશે કરે છે અને એક કામ પૂરું થાય એટલે બીજું માગતો ઊભો રહે છે. જ્યારે આ જ કામ બીજા બાળકને ચીંધ્યાં હોય તો એ બડબડાટ કરીને કરવું પડે એટલે કરે છે, મનથી નહીં. મહાન વિજ્ઞાનિક એડિસન દિવસ-રાત પોતાની પ્રયોગશાળામાં ગાળતો, પણ એને ક્યારેય એમ નહોતું લાગ્યું કે એ માનવજાતિને ઉપયોગી નીવડે તેવા પ્રયોગો કરતો હતો. આમ કાર્ય એ અહીં મહત્વની વસ્તુ નથી પણ એના પ્રત્યેનું માનસિક વલણ ખૂબ અગત્યનું છે. જે ક્રિયામાંથી આનંદ ને સંતોષ મળે એ રમત બની જાય છે.

નિશાળેથી છૂટયાં હોય એવાં નાનાં બાળકોને કદી જોયાં છે? શાળામાંથી છૂટયા પછી જે સ્વતંત્રતા મળી છે એનો આનંદ એમના દિલમાં ઊછાળા મારતો હોય છે. દોડવું, બૂમો પાડવી કે કુસ્તી કરવી એ તો એમને માટે સામાન્ય બની ગયું હોય છે. આવા રમતિયાળ વલણમાં સ્વયંસ્ફુરણાથી થતી ક્રિયાઓ વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. એનાથી

વિરૂદ્ધમાં એમને કામ સોંપવામાં આવે ત્યારે એ નેકો અણગમો એટલા માટે વ્યક્ત કરે છે કે એમાં સ્વતંત્રતાનો હ્રાસ થતો હોય છે, સ્વયંસ્ફુરણાની અવગણના થતી હોય છે. એટલે એ કાર્યદ્વારા એમને સંતોષ મળતો નથી. આમ રમતમાં આનંદનું તત્ત્વ છે અને સ્વતંત્રવૃત્તિ પણ એમાં ભળેલી છે. માનવ વર્તનમાં આ બને હોય છતાં રમત એમાં જોવામાં ન આવે એવું પણ બને છે. દા. ત. ખાવાની ક્રિયા. જમવાથી આપણને આનંદ પણ મળે અને ભૂખ પણ સંતોષાય. પણ આ ક્રિયાને આપણે રમત નથી કહેતાં ખરું ને ? બાળક શાળાએ જતાં રસ્તામાં રમે ખરું પણ શાળાએ જવાની ક્રિયા એ કાંઈ રમત નથી. પણ બે બાળકો સાથે શાળાએ જવા નીકળે અને બને જુદા જુદા રસ્તેથી વહેલા પહોંચવાનો પ્રયત્ન કરે ત્યારે એમાં રમતનાં દર્શન થાય. આમ રમત પણ હેતુલક્ષી હોય.

રમતની ખૂબ સુંદર વ્યાખ્યા એસ. એચ. ગુલીકે એના 'A Philosophy of Play' નામના પુસ્તકમાં આપી છે. તે આ પ્રમાણે છે: 'રમત એટલે આપણે જે કરવું હોય તે કરીએ તે.' સૃષ્ટિ પરના દરેક જીવ રમત રમે છે એટલે રમત સર્વસામાન્ય છે. માત્ર ઉંમર, જાતિ, બુદ્ધિ અને વાતાવરણ જેવાં બળો રમત પર અસર કરે છે. દા. ત. નાના બાળકની રમતમાં અને મોટાંની રમતમાં બહુ ફરક પડી જાય છે. ખૂબ નાના શિશુને હાથપગ હલાવવામાં પણ રમ્યાનો સંતોષ ને આનંદ મળે. ચીસો પાડવામાં, પાણીમાં છબછબિયાં કરવામાં, કે કાગળને મસળવાની ક્રિયામાં પણ એને રમતનો ભાસ થાય. જરાક મોટું થાય એટલે એને 'ધો ધો' રમવામાં મઝા પડે, રમતમાં એટલું મશગૂલ થઈ જાય કે એને ખાવા-પીવા-સૂવાનું પણ ભાન ન રહે; જાગે કે રમવા જ માંડે. નાની ઉંમરનાં છોકરા-છોકરીઓ એક જ જાતની રમતમાંથી સરખો આનંદ લૂંટી શકતાં હોય છે. પણ જેમ ઉંમર વધતી જાય તેમ છોકરીઓને શાંતિથી રમવાની રમતો વધુ ગમે છે. આઠથી દશ વર્ષની ઉંમર થતાંમાં તો છોકરાઓ છોકરા સાથે અને છોકરીઓ છોકરી સાથે રમવાનું પસંદ કરે છે. ઢીંગલી સાદડીની રમત કે ઘરઘરની રમત છોકરીઓ વધુ રમે છે. છોકરાઓ દડો રમવાનું વધુ પસંદ કરે છે. કિશોરાવસ્થા દરમિયાન છોકરાઓને હરીફાઈવૃત્તિવાળી રમતો રમવાનું વધુ ગમે છે. રમતને બુદ્ધિ સાથે કાંઈ સંબંધ ખરો ? ઓછી બુદ્ધિવાળાં બાળકો વધુ રમે અને માનસિક ઉંમર વધે એમ રમત પ્રત્યેનું વલણ ઘટતું જાય એ સિદ્ધાંત હવે ખોટો ઠર્યો છે. આધુનિક અભ્યાસ અને સંશોધને એ પૂરવાર કર્યું છે કે વધુ બુદ્ધિશાળી બાળકો પણ પછાત બુદ્ધિવાળાં બાળકો જેવી રમતો રમે છે. જો કે બુદ્ધિશાળી બાળકોના રસ અને શોખ વિસ્તૃત હોય છે અને ઊંચા પ્રકારની બુદ્ધિ ધરાવતાં બાળકો વાંચનમાં વધુ સમય પસાર કરે છે. જો કે એમને પણ ઘરમાં રમવાના કે બહાર રમી શકાય એવી રમતોમાં રસ હોય છે એમ લેહમેન અને વીટીના પ્રયોગો પરથી તારવવામાં આવ્યું છે.

વાતાવરણમાં તફાવત હોય તો પણ રમતમાં ફરક જોવામાં આવે છે. દરિયાકિનારા પર રહેતાં બાળકો અમુક ખાસ રમતોના શોખીન હોય છે; પહાડમાં ઠંડી હવામાં રહેતાં બાળકોને જુદી રમતો ગમતી હોય છે. દા. ત. દરિયાકાંઠાનાં બાળકો રેતીનાં ઘર બનાવે ને આનંદ માણે અને પહાડ પરનાં બાળકો બરફમાં રમી શકાય એવી રમતો રમે. બરફના ગોળા બનાવીને મારવાની, બરફની માનવઆકૃતિ બનાવવાની કે બરફમાં લપસવાની રમતો એ વધુ રમે. શહેરમાં રહેતાં બાળકો જગ્યાની તંગીથી અકળાઈ ગયાં હોય તેથી રમતના મેદાનમાં મુક્તમને રમે તો પણ ધરાય નહીં. મજૂર વિસ્તારનાં બાળકોને બહુ ઓછી તકો મળતી હોય એટલે સમૂહ રમતો કે હરીફાઈવાળી રમતો ઓછી રમે. અત્યારે તો દરેક દિશામાં નજર કરીએ તો બાળકોની રમત ઉપર પણ ચલચિત્રોની અસર દેખાશે. ફિલ્મમાં જે જોયું હોય તેની નકલ કરવી એ

ખૂબ લોકપ્રિય રમત થઈ પડી છે. ચીને ભારત પર હુમલો કર્યો હતો ત્યારે બાળકો 'જવાન અને ચીના ચીના'ની રમત રમતાં વિશેષ જોવામાં આવતાં હતાં.

ગમે તેમ હોય પણ બાળક રમે છે. કારણ કે એને રમવું ગમે છે, રમત દ્વારા એને સંતોષ મળે છે, આનંદ મળે છે ને સુખ પણ મળે છે. ઉપરાંત રમત દ્વારા એને પછીની જિંદગીમાં ઉપયોગમાં આવે એવું ઘણું મળે છે. રમવાથી એનું શરીર મજબૂત થાય છે કારણ કે એ દોડે છે, કૂદે છે, ઝાડ પર ચઢે છે, ફેંકે છે—અને આ બધી ક્રિયાઓ એનાં અવયવોને સ્ફૂર્તિવાળાં બનાવે છે. એના સ્નાયુઓ મજબૂત બને છે, લોહીનું ફરવાનું પણ સુધરે છે અને શરીરમાંથી કચરો બહાર ફેંકવાની ક્રિયા પણ સારી રીતે થાય છે. એની શારીરિક વૃદ્ધિ પણ પ્રમાણસર થાય છે, એની માંસલ તાકાત વધે છે એટલે કાર્યકુશળતા પણ વધે છે. રમતમાં સક્રિય હોય એવું બાળક શરીર પરનો કાબૂ પણ પ્રાપ્ત કરી શકે છે. આ થઈ રમતની શરીર પર અસર. હવે એની માનસિક અગત્ય વિષે વિચારીએ. બાળકને ક્રિયા દ્વારા આપોઆપ શિક્ષણ મળે છે અને રમત દ્વારા એ જે સાધનોના પરિચયમાં આવે છે એમાંથી એના મનમાં માનસિક પ્રતિમાઓ રચાય છે. અમુક જાતનાં રમકડાં રમતાં રમતાં વાસ્તવિક સૃષ્ટિનો એનો ખ્યાલ સ્પષ્ટ થાય છે અને ધીમે ધીમે સર્જનશક્તિના આવિર્ભાવને પણ રમતમાં સ્થાન મળે છે. એની બુદ્ધિ પરિપક્વ થાય એટલે રમત અંગેના એના શોખો બદલાય છે, વધુ વિશાળ બને છે. રમતાં રમતાં કાયદાનો ભંગ નહીં કરવાનો, બીજાના હક્કને છીનવી નહીં લેવાનો વગેરે સામાજિક મૂલ્યો અંગેનું ભાન પણ એને રમત દ્વારા થાય છે.

રમતનું સામાજિક મહત્ત્વ પણ ઘણું છે. નાનું બાળક એના સાથીઓ સાથે રમતું હોય, એ જીતે તો એને શાબાશી મળે આથી એનામાં ઉત્સાહનો ઉદ્‌ભવ થાય છે. ધીમે ધીમે એને ખ્યાલ આવે છે કે એકલા રમી શકાય નહીં, કોઈ બીજું જોઈએ. પોતાનું રમકડું બીજાને રમવા અપાય અને બીજાનું પોતે રમી શકાય એવો આપલેનો ખ્યાલ પણ એને આવે છે. એક બાળકને લપસણા પરથી લપસવામાં ઘણી મઝા આવતી હોય પણ બીજાં બાળકોને લાઈનમાં ઊભેલાં જોઈને એને એમ પણ થાય કે મારે અન્યને તક આપવી જોઈએ, હું એકલો સ્વાર્થી બનીને 'લપસણું' છોડું નહીં તે કેમ ચાલે? બીજાને પણ આ મઝા લૂંટવા દેવી જોઈએ. રમતમાં અન્યના સહકારની પણ જરૂર પડે છે એટલે એને સમૂહમાં કેમ વર્તવું એ આવડે છે. જો રમત દ્વારા આ બધી બાજુઓને વિકસાવવાનો પ્રયત્ન ન કરવામાં આવે તો બાળક દિવાસ્વપ્નો જોતું તરંગી બની જાય છે અને સમૂહમાં ભળતાં ડરે છે. શરમ, સંકોચ, વધુપડતી લાગણીવશતા અને મુગ્ધપણું એનામાં ઘર કરી જાય છે.

રમત દ્વારા એના વ્યક્તિત્વનો સર્વાંગી વિકાસ પણ શક્ય બને છે. શારીરિક, માનસિક, સામાજિક કે ઊર્મિલ વિકાસમાં મદદરૂપ થાય એવાં ઘણાં ઘટકો રમતમાં ભળેલાં છે જેને છૂટાં પાડી શકાય નહીં. રમત દ્વારા બાળકમાં સ્વનિયંત્રણ, આત્મવિશ્વાસ, સહનશીલતા, સર્જનાત્મક ચિંતન, સંજોગોને પારખીને અનુરૂપ થવાની આવડત અને જીવનમાં જરૂરી એવી ખેલદિલીનો ગુણ પણ આપોઆપ કેળવાય છે. શિક્ષણશાસ્ત્રે તો રમતનું સ્થાન સ્વીકાર્યું જ છે અને એટલે જ શાળાના અભ્યાસક્રમમાં પણ એને સ્થાન મળ્યું છે.

ઘણાં માબાપો અને શિક્ષકોને બાળકોની રમતનો સ્પષ્ટ ખ્યાલ મેળવવાની જિજ્ઞાસા જાગવાથી રમત અંગેનાં સંશોધનો પણ થયાં છે. જુદી જુદી ઉંમરનાં બાળકોને જુદી જુદી જાતની રમતો કેમ ગમે છે? રમત દ્વારા નેતાગીરીનો વિકાસ કરી શકાય કે નહીં? રમત બાળકની જિંદગી સાથેના અનુકૂલનમાં મદદરૂપ નીવડી શકે કે નહીં? આ બધા પ્રશ્નોને અનુલક્ષીને કેટલાંક અવલોકનો થયાં છે અને તે ઉપરથી અમુક





તારણો બાંધવાનો પ્રયત્ન પણ થયો છે. જો કે હજુ સાવધાનીપૂર્વક વધુ અભ્યાસ અને સંશોધન થવાની જરૂર છે.

શ્રીમતી કેન્ટન નામની એક માનસશાસ્ત્રી બહેને પોતાના પુત્રનું એક વર્ષ સુધીની એની રમતનું કરેલું અવલોકન માર્ગદર્શક નીવડે એવું હોવાથી અહીં આપ્યું છે. પહેલા બે માસ દરમિયાન એમનો પુત્ર હાથ–પગ હલાવીને અને ક્યારેક કિલકારી કે હાસ્ય દ્વારા રમ્યાનો આનંદ માણતો હતો. ત્રીજા મહિનામાં એને વધારે અવાજો કરતાં આવડ્યા એ ઉપરાંત એનાં કપડાંને અડાડીને ઘૂઘરો કે એવું કાંઈ રમકડું હલાવવામાં આવે તો એ હાથ ઊંચો કરતો. ચોથા મહિનામાં વસ્તુ પકડીને મોંમાં મૂકતો. હસવાનું ચીસો પાડવાનું અને હોઠ ઉઘાડવામાં એને ગમ્મત આવતી. પાંચમા માસમાં હાથ રમકડાં અને આજુબાજુની દરેક ચીજ પકડીને મોટા અવાજે કરીને રમ્યાનો સંતોષ મેળવતો. છઠ્ઠા માસમાં એને હસતાં આવડ્યું એટલે વસ્તુને ફેંકીને અવાજ સાંભળતાંની સાથે હસવાનું પણ ચાલુ થયું. સાતમા મહિનામાં વાતાવરણનું સંશોધન મુખ્ય બન્યું. દરેકે દરેક ચીજને હાથમાં પકડી, ફેંકી, ફેરવી કે સ્પર્શીને એ અંગેનું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન શરૂ થયો. ચીસો પાડવાનું ચાલુ રહ્યું અને સંતાકૂકડી જેવી રમતમાં પણ રસ પડવા માંડ્યો. ત્યારબાદ પણ એનો ક્રમિક વિકાસ થતો રહ્યો અને સંજોગોને ઓળખતાં શીખવાનું કામ રમત દ્વારા ચાલુ રાખ્યું.

બાળમંદિરનાં બાળકોને સામાન્ય રીતે લાકડાંનાં ચોકઠાં, પાટીયું, ચોક, નાનાં નાનાં રીંછ, મણકા, ગાડું, મોટર, બોલ, ઢેડા, સાયકલ, સ્કુટર અને કેટલાંક યાંત્રિક રમકડાં વધુ ગમતાં હોય છે એવું અનુમાન છે. મકાન બાંધવાના બ્લોક્સ, થાંભલા ઈંટો વગેરે રમકડાંમાં મોટાં બાળકોને વધુ રસ પડે છે. એથી

પાંચ વર્ષની ઉંમરનાં બાળકોની રમતનો અભ્યાસ વાન આલ્સ્ટાઈને ૧૧૨ બાળકોનાં અવલોકનને આધારે કર્યો. એમના મતાનુસાર બે વર્ષનાં બાળકોને માટીકામ, ચિત્રકામ, અને ચોકઠાંમાં વધુ રસ હોય છે. ત્રણ વર્ષનાં બાળકોને ચિત્રોની ચોપડીઓમાં ખૂબ રસ પડે છે અને ચાર વર્ષનાં બાળકોને દડા, મણકા, નાની મોટરગાડી અને કાતરમાં ખૂબ રસ હોય છે.

રમત અંગેનાં જુદાં જુદાં ઘણાં અવલોકનો આ સિવાય પણ થયાં છે. એમાં ઉંમર પ્રમાણે રમતની વસ્તુ બદલાય છે એ સર્વમાન્ય તારણ છે; રમતનો હેતુ બદલાતો નથી અને જીવનની બધી સપાટીએ રમતનું મહત્ત્વ સરખું જ રહે છે. શિક્ષણશાસ્ત્રીઓ અને નગરપાલિકાઓએ રમતનું મહત્ત્વ સ્વીકાર્યું રહ્યું અને શારીરિક, માનસિક, ઊર્મિલ અને સામાજિક જરૂરિયાતો પૂરી પાડે તેવાં ક્રીડાંગણોની સંખ્યા વધારવી જ રહી કે જેથી વ્યક્તિત્વનો વિકાસ અવરોધાય નહીં. હજુ આપણે શાળા તરફથી ચાલતી પ્રવૃત્તિ ખાસ કરીને સ્કાઉટ્સ કે ગાઈડ્સ ખુલ્લા દિલે સ્વીકારતાં નથી પણ આવી પ્રવૃત્તિઓનો ઉદ્દેશ રમત દ્વારા બાળકોને કેળવવાનો છે. સારા નાગરિક બનવાના ધ્યેયમાં જે જવાબદારીની ભાવના કેળવવાની વાત આવે છે તે રમત દ્વારા જ કેળવી શકાય છે. જો કે રમતને અનુલક્ષીને થતાં સંશોધનોની સંખ્યા બહુ મોટી નથી; આમ છતાં એ વડે રમતને સમજવાની ભૂમિ રહે છે. વ્યક્તિત્વના ઘડતરમાં ઉપયોગી ચાવીરૂપ રમતની ક્રિયાને માબાપે અવગણવી જોઈએ નહીં, એવી અવગણના બાળકના જીવનમાંથી આત્મા છીનવી લીધા જેવી સ્થિતિ ઊભી કરશે.

*'ઊર્મિ–નવરચના' માટે ખાસ લખાયેલ આ લેખનો કે તેના કોઈપણ અંશનો અનુવાદ કે પુનર્મુદ્રણ લેખિત પરવાનગી વિના કરી શકાશે નહિ.





ઈશ્વર પેટલીકર

# પ્રેમની શક્તિનું બળ

આપણા રોજિંદા જીવનમાં પ્રેમ, ફરજ, કર્તવ્ય અને વિવેક કેટલાં બધાં મહત્ત્વનો ભાગ ભજવે છે તે બધાં જાણે છે ખરાં પણ આચરણમાં મૂકનાર ખૂબ ઓછાં હોય છે. સર્વોપયોગી થઈ પડે એવા ધ્વનિવાળો આ લેખ એ અંગે સાચું માર્ગદર્શન આપે છે...

જીવવા માટે ખોરાકની જરૂર છે. પરંતુ મનુષ્યને કેવળ ખોરાક મળવાથી સંતોષ થતો નથી, સ્વાદિષ્ટ ભોજનથી એને તૃપ્તિ થાય છે. જે લોકો શાકાહારી છે અને પરદેશ જાય છે તેમને ત્યાં શાકાહારી ભોજન તો મળે છે. પરંતુ એમાં આપણા ખોરાક જેવો સ્વાદ નથી હોતો તેથી જમવામાં આનંદ આવતો નથી. મારા એક સ્નેહી વેપારધંધા અંગે અવારનવાર યુરોપ જતા હતા. શ્રીમંત હતા એટલે પત્નીને થયું કે પોતે એક વખત એમની સાથે જઈને દુનિયા જોઈ આવે. પરંતુ દસ દિવસ જ રહ્યા પછી એ બહેનને શાકાહારી બાફેલા ખોરાકથી એવો કંટાળો આવ્યો કે એમણે પતિને કહ્યું : 'હું દેશ પાછી જતી રહું છું. તમે તમારે તમારું કામ પતાવીને આવજો.' પતિએ એને મીઠો ઠપકો આપતાં કહ્યું—'તું જાય તેમાં મને કંઈ હરકત નથી પરંતુ તું પાછી કેમ વહેલી આવી તે જાણી લોક હસશે એ ઉપહાસમાંથી બચવા પણ તારે ઉતાવળ કરી ન જવું જોઈએ.' અને એ બહેનને એક મહિનો કાઢતાં એક ભવ વીતી ગયા જેવું લાગ્યું હતું જેવું ખોરાકમાં સ્વાદનું મહત્ત્વ છે તેવું કામકાજમાં સુગંધનું સ્થાન છે. આમ તો કહેવાય છે કે માણસ વહાલું નથી પણ તેનું કામ વહાલું છે. પરંતુ એ કામેય કેવી રીતે થાય છે અને તે કેવી સુગંધ ફેલાવે છે તે પ્રમાણે તેમાંથી વહાલ પ્રગટે છે. મારા એક મુરબ્બી છે તે પૈસેટકે સુખી છે અને ઘરમાં બે કાયમના નોકર છે. પરંતુ કોઈ મહેમાન-મુલાકાતી આવે તો ચા-પાણી કે બીજી રીતે સ્વાગત કરવાનું કામ એમણે ઘરના સભ્યનું માન્યું છે—નોકરનું નહિ. એની સેવા યજમાને આપવી જોઈએ. નોકર દ્વારા તે આપવામાં એમને ઉણું લાગે છે. પાણીનો પ્યાલો કે ચાનો પ્યાલો અતિથિને નોકર આપે તે કરતાં ફૂલ જેવી ઊગતી બાલિકા વિનયપૂર્વક આપે તેમાં સુગંધ વધારે પ્રગટે તે સ્વાભાવિક છે બાલિકા હાજર ન હોય તો પુત્રવધૂ આપે, એ ન હોય તો વડીલ સાસુ આપે, બધાંની ગેરહાજરીમાં વડીલ પોતે ટ્રેમાં પ્યાલા લઈને સ્વાગત કરે છે પણ નોકરને એ કામ સોંપતા નથી.

આવા કોઈ યજમાનને ઘેર આપણે ગયા હોઈએ તો એમના માટે પ્રશંસાના ઉદ્ગાર કાઢીએ કે નહીં! ઘરમાં બે નોકર હોવા છતાં વડીલ જાતે પાણી આપે તે જેવો તેવો વિવેક ન કહેવાય. વડીલને ધનનું અભિમાન નથી. આજના જમાનામાં આટલી નમ્રતા ભાગ્યે જ જોવા મળે છે. આમ એક નાના સરખા પ્રસંગમાંથી એવી ભારે સુગંધ પ્રસરે છે કે એની ખુશબો માણતાં આપણે ધરાતા નથી. નવવધૂએ જે કર્તવ્ય અદા કરવાનું છે તેમાં આવી સુગંધ પ્રસરે છે કે નહિ તે ખાસ જોવાનું છે. બે માણસ કામ કરે છે, પણ એક નિસાસા નાખતો ના-મનનું કરે છે અને એક હસીખુશીથી કરે છે. કામ તો બંનેમાં થાય છે, પણ પહેલું સ્વાદ વિનાનું જ નહિ પણ બેસ્વાદુ છે અને બીજું સ્વાદિષ્ટ રસદાયક છે.

કામ નાનું છે કે મોટું તે જેટલું મહત્ત્વનું નથી તેટલું એને તમે કેવી રીતે અદા કરો છો તે અગત્યનું છે. કોઈ આવીને બારણે ઘંટડી મારે છે. બારણું ઉઘાડતાં એ પૂછે છે : 'ફલાણા ભાઈ છે?' 'ના.' તેવો ટૂંકો જવાબ આપવાથી ઉપલક રીતે કામ પતી ગયું એમ લાગે છે. એમાં અવિવેક કર્યો તેમ પણ ન કહેવાય. પરંતુ એ જવાબ સાચો હોવા છતાં લુખ્ખો છે. સુગંધ વિનાનો છે.

એને બદલે જો સુગંધની માત્રા હોય તો જવાબ નીકળશે : 'દિલગીર છું કે તમને ધક્કો પડ્યો. એ તો બહાર ગયા છે. અંદર આવો. પાણી પીઓ





તમને વાંધો ન હોય તો શું કામ હતું તે જણાવો તો એ આવશે ત્યારે તમારો સંદેશો આપીશ. પત્ર લખીને આપવો હોય તો આપો, તમારી બાજુમાં જ પૅડબૂક પડી છે, પેન પણ જોડે છે.' અને તે ભાઈ કામ સોંપીને વિદાય થાય ત્યારે એ સુગંધ વિવેક કર્યા વિના નહિ રહે: 'એ આવશે કે તરત કહીશ, તમને ફરી ધક્કો નહિ પડે તે નક્કી આવજો.' અને પગથિયાં ઊતરી કંપાઉન્ડ ઓળંગી જાય તે પછી જ બારણું બંધ કરશે. એ પગથિયાં ઊતરતા હોય અને બારણું બંધ કરવામાં આવે તો એ પગલું સુગંધ વિનાનું બની જશે. જાણે જાકારો ન આપતા હોઈએ, લપ ટળી એમ બારણું ખોલતું ન હોય!

આટલાથી એ કામ પતી જાય છે તેવું પણ નહિ. ઘરના એ સભ્ય બહારથી આવે ત્યારે એમને જો પત્ર લખીને આપ્યો હોય તો તે તરત પહોંચાડવો જોઈએ અગર મોઢે સંદેશો કહ્યો હોય તો સમજફેર ન થાય તેમ વિગતથી તે જણાવવો જોઈએ. એને બદલે આપણાં ઘરોમાં કેવું દૃશ્ય જોવા મળે છે? સંદેશો મૂકી જનારનો સંદેશો વખતસર પહોંચાડવાની જવાબદારી ઘરનાં સભ્યો અદા કરતાં નથી. પેલી વ્યક્તિ બીજી વખત આવે અને તે વાત કરે ત્યારે જ એને ખબર પડે કે એ ભાઈ આવી ગયા હતા! એના બચાવમાં જવાબદારી અદા ન કરનાર કહી નાખે છે એ તો ભૂલી જ જવાયું! આવનાર, એને જે દુઃખ થાય છે તે દબાવીને બેસી રહે છે પણ એનું મોં બેસ્વાદુ બની જાય છે.

આપણાં ઘરોમાં અતિથિ આવે છે ત્યારે એનું સ્વાગત કરતા ચાના પ્યાલા જેટલા સમયસર આવે છે તેટલા ખાલી થયેલા પ્યાલા સમયસર સાંથી ઊપડી જાય છે ખરા? ચા પીવી તેને આપણે આતિથ્ય માન્યું છે, પરંતુ ખાલી પ્યાલા નાહક મહેમાન સામે પડ્યા રહે તેમાં અવિવેક માન્યો નથી. એક સ્નેહીને તેની ઘણી સૂગ હતી પરંતુ શ્રીમતીને એવી ટેવ પડેલી કે પ્યાલા લઈ જવાની બૂમ ન પડે ત્યાં સુધી તે ઉઠાવવાનું એમને યાદ ન આવે. મહેમાનના ગયા પછી પતિ જો એ અંગે ધ્યાન ખેંચે તો એ કુટેવ છે તેમ સ્વીકારવા તૈયાર જ ન થાય.—તમને નાહક કચકચ કરવાની ટેવ પડી છે. ચા લાવવામાં મોડું થાય તો સારું ના દેખાય, ખાલી પ્યાલા પડી રહે તેમાં શું ખાટું-મોળું થઈ જતું હશે!—શ્રીમતીએ એ સ્વભાવ ન બદલ્યો અને પતિને એની કાયમ ચીડ રહી. ઘરમાં પુત્રવધૂ આવી તેને આની કંઈ ખબર ન હતી, પરંતુ એ ખાલી પ્યાલા પડી રહે તેનો અવિવેક પિયરથી પામીને આવી હતી એટલે એ શિક્ષણ પ્રમાણે તેણે તે ઉપાડી લેવા માંડ્યા. જાણે એ બીજા ખંડમાં ઊભીને એના ઉપર જ નજર રાખી રહી હોય તેમ છેલ્લો પ્યાલો ખાલી થઈને જેવો ટ્રીપોઈ ઉપર મુકાય કે તરત એણે પ્યાલા ઉપાડી લીધા જ હોય. આ એક જ એના સુગંધભર્યા વર્તને સસરાને એના માટે ઘણો સારો અભિપ્રાય બંધાઈ ગયો. મતલબ કે નવવધૂએ કામ કરીને સૌને સાસરીમાં જીતી લેવાનાં છે. એનો અર્થ કેવળ કામથી સૌ જિતાતાં નથી. એ કામ કેવી ચીવટ, જવાબદારી અને નિયમિતરીતે વિવેકપૂર્વક તમે કરો છો તે ઉપર જીતનો આધાર રાખે છે. બાકી, જો એમાં વિવેકની અને સંસ્કારની સુગંધ ન ભરાય તો તમે કામ કરો તો પણ એનું પરિણામ જીતમાં ન આવે. એવી સુગંધ ન હોય તેને માટે કડવી કહેવત પણ છે—પાઘડી બંધાવીને માથું કાપે તેવો એનો સ્વભાવ છે. એવું જો હોય તો કર્યું-કારવ્યું ધૂળમાં મળે અને જીતને બદલે અપજશની હાર મળે તે નફામાં.

આ સુગંધનો સ્રોત શામાં હશે? આ સંસ્કારની સુગંધ જેને પિયરમાં ન મળી હોય તેનું શું? આનો સ્રોત પ્રેમમાં છે. નવવધૂને પતિ પ્રત્યે પ્રેમ હોય તેમ માની લેવામાં હરકત નથી. પરંતુ પતિ પ્રત્યેનો પ્રેમ સાસરિયાં સુધી જો ન વહે તો એ પ્રેમમાં અપૂર્ણતા છે તેમ નવવધૂએ સમજવું જોઈએ. સાસરિયાની જોહુકમી વધુ ન વેઠી લે તે સમજી શકાય, પણ એમના પ્રત્યે લાગણી ન હોય કે એમના પ્રત્યેની

ફરજ અદા કરવાની વૃત્તિ કે ઉષ્મા ન હોય તો એણે પોતાની જાંચ કરવી જોઈએ કે જે પતિને એ ચાહે છે એનાં જ સ્વજનો પ્રત્યે એને કેમ આવો અભાવો છે ? અને જો એ સાચું હોય તો એના પ્રેમમાં કાંઈ અપૂર્ણતા છે, એનો પ્રેમ એના સુખ પૂરતો સ્વાર્થભર્યો છે. પ્રેમ એ કેવળ લાગણી નથી, પણ શક્તિ સુદ્ધાં છે. એ કેવળ લાગણી તરીકે જ રહે તેમાં એનું ઈતિકર્તવ્ય નથી. શક્તિ દ્વારા એ કર્તવ્યમાં પરિણમવો જોઈએ. નદીમાંથી દરિયામાં પાણી વહી જતું હોય છે, પરંતુ એના ઉપર બંધ બાંધીને શક્તિ પેદા કરવામાં આવે તો જ વીજળી પેદા થાય છે પ્રેમની લાગણીને ફળદાયી બનાવવા માટે કર્તવ્યનો બંધ બંધાઈ તેમાંથી શક્તિ પેદા થવી જોઈએ.

સ્વતંત્રતાના ખ્યાલવાળી આધુનિક નવવધૂને થશે કે આ તો અમારી ઉપર વધુ પડતી ફરજનો ભાર મુકાય છે. જે સસરિયાં પુત્રવધૂ સાથે સારી રીતે ન વર્તે તેમની સાથે પ્રેમભર્યું વર્તન કરવું શી રીતે શક્ય છે ? એ કામ અઘરું છે, અને અઘરું કામ કરવામાં જ સ્ત્રી કે પુરુષની મહત્તા રહેલી છે. ગઈ પેઢીની સ્ત્રી પાસે તો આથીય વધુ મુશ્કેલ ફરજની આશા રાખવામાં આવતી હતી, જે આજની સ્ત્રી પાસે રાખવામાં આવતી નથી. કણ્વ શકુંતલાને સાસરે વળાવતાં સારી રીતે વર્તવાની શિખામણમાં કહે છે : 'શોક્યોની સાથે પ્રિય સખીભાવ જેવો વર્તાવ રાખજે !'

અર્જુન સુભદ્રાનું હરણ કરીને ઈન્દ્રપ્રસ્થ આવ્યો ત્યારે દ્રૌપદીના ચાર આંખો થઈ હતી. એ જમાનામાં શોક્યો હોવી કંઈ નવું ન હતું પરંતુ અર્જુને દ્રૌપદીને સ્વયંવરમાં જીત્યા પછી કહ્યું હતું કે, અમે પાંચે પાંચ ભાઈઓ એક પત્નીને પરણવાના હિમાલયના પહાડી મુલકના રિવાજમાં માનીએ છીએ. અમે એ પ્રદેશમાં ઊછર્યા છીએ અને તે રિવાજ અમારે માટે સ્વાભાવિક બની ગયેલો છે. દ્રૌપદીએ એ રિવાજ સ્વીકારી પાંચે પાંડવ સાથે લગ્ન કર્યું હતું અને અનેક પતિના રિવાજને માન્ય રાખ્યો હતો. તેથી એણે એમ જ માન્યું હતું કે, પહાડી મુલકમાં અનેક પત્નીનો રિવાજ નથી એટલે એને શોક્ય સાથે સખી તરીકે વર્તવાની ફરજ આવી પડશે નહીં.

આથી દ્રૌપદીએ અર્જુનની ઊલટ તપાસ કરતાં પૂછ્યું : મારા ઉપર શોક્ય લાવવાનું તમારા રિવાજમાં ક્યાંથી આવ્યું ?

અર્જુનને દ્રૌપદી ગમે તેટલી પ્રિય હોય પણ એ અંતે પુરુષ હતો. એવો પુરુષ હતો કે જે કુળમાં અનેક પત્નીઓનો રિવાજ ચાલુ હતો. એણે દ્રૌપદીને પહાડી મુલકનો રિવાજ કબૂલ કરાવ્યો હતો, છતાં એનો પોતે ભંગ કર્યો હતો તેનો ક્ષોભ અનુભવ્યા વિના, પુરુષની નફ્ફટાઈને ગૌરવ તરીકે રજૂ કરતાં કહ્યું : 'આ તો અમારો કુળધર્મ છે.' પરંતુ અંતરથી એ સમજતો હતો કે, એણે એ પગલું ભરીને દ્રૌપદીને અન્યાય કર્યો છે એટલે તેને આશ્વાસનનો મલમ લગાવતાં બોલ્યો : 'સુભદ્રા તને મોટી બહેન માનીને જ વર્તશે અને તારા કહ્યામાં રહેશે.'

દ્રૌપદી કંઈ અર્જુનથી ગાંજી જાય તેમ ન હતી. તેણે ચાબખો મારતાં કહ્યું, 'અમે બંને નાની મોટી બહેન તરીકે વર્તીશું એ તો અમારી ખાનદાની છે. તમારી નહીં. તમે તો છેવટ બેવચની જ નીવડ્યા ને ? મને પરણતી વખતે પહાડી લોકના રિવાજને આગળ કર્યો, સુભદ્રાને પરણતી વખતે કુળધર્મને લાવ્યા. કૃપા કરી તમારા આ ધર્મો તમારી ભાવિ પ્રજાને ન આપી જતા !'

દ્રૌપદીનો જે મહિમા છે તે એના વ્યક્તિત્વમાં અને પતિપ્રેમમાં રહેલો છે. આર્ય સંસ્કૃતિના આખા ફલક ઉપર નજર ફેરવી જુઓ, દ્રૌપદી સિવાય કોઈ મહિમાવંત નારી અનેક પતિના રિવાજથી જોડાયેલી જોવા મળે છે ? સમાજમાં જે રિવાજ નથી અને તે પ્રતિષ્ઠિત ગણાતો નથી, એને વશ વર્તી દ્રૌપદી પાંચ પાંડવને પરણે છે. છતાં એના સતીત્વને આંચ આવતી નથી. આર્યસંસ્કૃતિની જે પ્રાતઃસ્મરણીય સતીઓ ગણાય છે તેમાં એનુંય સ્થાન છે જ. કારણ ?

સમાજમાન્ય રિવાજ એ જ નીતિ. એક સમાજ અનેક રિવાજને નીતિ માને છે અને બધા ભાઈઓની એક પત્ની હોય તો બંધુપ્રેમનો મહિમા જુએ છે. અર્જુને પાંડવો પ્રત્યેના બંધુભાવને વશ વર્તી એ રિવાજ સ્વીકારવા દ્રૌપદીને વિનંતી કરી હતી. અર્જુન પ્રત્યેના પ્રેમને વશ વર્તી એણે પતિની વિનંતી માન્ય રાખી હતી. આ પગલા પાછળ સ્વેચ્છાચાર ન હતો, કેવળ બંધુભાવ હતો. અને એવા અનેક પતિવ્રત ધર્મમાં કોઈ ચૂકે તો એની શિક્ષા વેઠવાની તૈયારી હોવી જોઈએ, તે અર્જુન વનવાસ વેઠીને બતાવી આપે છે. એ જ દ્રૌપદી સુભદ્રા સાથે બહેન તરીકે વર્તવામાં પોતાની ખાનદાની માને છે.

આવું સ્વીકારી લેનાર દ્રૌપદી વ્યક્તિત્વવિહીન હતી? એ નમાલી, લાચાર સ્ત્રી હતી? દ્રૌપદી જેવું પ્રતાપી પાત્ર આર્યસંસ્કૃતિમાં મળવું મુશ્કેલ છે. એક બાજુ એ સાવ વ્યક્તિત્વહીન હોય તેમ ઉપરની સ્થિતિ સ્વીકારી લેતી જોવામાં આવે છે, તો બીજી બાજુ એ ભીષ્મની ખબર લઈ નાખે તેવી તેજસ્વી જોવા મળે છે. યુધિષ્ઠિર પ્રત્યે એને પૂરો આદર હોવા છતાં એમને તમતમતું સંભળાવતાં પાછી પડતી નથી. એ દબાઈ ગયેલી સ્ત્રી છે તેમ ક્યારેય છાપ પાડતી નથી. આવાં ઊલટાસૂલટી પાસાં એનાં જે જોવા મળે છે, તેના મૂળમાં પેલું પ્રેમ શક્તિનું બળ—વ્યક્તિત્વ એનામાં પડેલું છે.

આજના યુગની સ્ત્રી સમક્ષ દ્રૌપદીનો દાખલો ટાંકી અનેકપતિ રિવાજની વકીલાત કરવાનો મુદ્દલ હેતુ નથી એ તો દ્રૌપદીના આશીર્વાદ ફળ્યા હોય તેમ મોડે મોડે પણ પાંડવોના વારસદારોએ અર્જુનનો કુલધર્મ તજી દીધો છે. આજની સ્ત્રીને શૌક્ય સાથે સખી તરીકે વર્તવાની સ્થિતિમાં મુકાવાનું નથી. ફક્ત એટલું જ કહેવું હતું કે, ભૂતકાળમાં દ્રૌપદી જેવી પ્રતાપી સ્ત્રીએ પણ પોતાનું વ્યક્તિત્વ ખોયા વિના કપરું કર્તવ્ય પ્રેમભાવની શક્તિને આધારે અદા કરેલું છે. આજની નવવધૂ પણ એવા વ્યક્તિત્વનો લોપ થવા દીધા વિના પ્રેમની શક્તિનું બળ એની પાસે હોય અને તે કર્તવ્યભાવનામાં વહેવડાવે તો સાસરિયાંને ન જીતી શકે તેવું એ દુર્ઘટ કાર્ય નથી, તેમ સાવ સહેલું સૂતરું કાર્ય પણ નથી. નવવધૂ સંસારે આવતાં પહેલાં જો કર્તવ્યના કઠણ કામને કોઈ પણ ભોગે પહોંચી વળવું છે તેવા સંકલ્પ સાથે આવે અને અંતરમાં પ્રેમભાવના હોય તો વિજય નિશ્ચિત છે.



હસિત બૂચ

## સોમનાથ

જરી રજતહેમરત્નમણિહીરલે મૌક્તિકે
કમાન ધ્વજ સ્તંભદ્વાર છતભીંય સોપાન, કે
અહીં ઘુમટઘંટ સાંકળ, બધુંય શોભ્યું હશે;
હશે? અહ, હતું જ એક સમયે ઝગ્યું રિદ્ધિએ.
અહીં કુસુમકોમળા ચરણ, કૂજતા કંઠ, કે
સુડોલ નયણાં ખુમારીભર ચેતના રેલતાં;
સમુન્નત પ્રતાપવંત શિર રાખીને ઘૂમિયાં
અહો, જન પવિત્ર શૂર દૃઢનિશ્ચયી આ સ્થળે;
અહીં તુરગ હણહણ્યા; રથ ફર્યા; થયા યજ્ઞ; રે,
બધું, અવ બધુંય ક્યાંય ગત, ભસ્મભાંડાં રહ્યાં!
ઘડીક અહીં ઓટલે લઈ વિરામ, ને સન્મુખ
રહ્યા જલધિદર્શને દગ-હયું કરું શીતલ;
દરિદ્ર તદપિ દહે સતત આ મને સાંપ્રત;
અમે, નવલ સોમનાથ! અધમ રૂઢે, રહ્યા નિર્બલ.



રવિશંકર મ૦ રાવળ

# એકલું ઝૂંપડું

મોંગોલિયન લેખક દેસદોરૌવની લઘુકથાનો આ સચિત્ર અનુવાદ ઊર્મિ માટે મોકલતાં ગુજરાતના કળાગુરુ લખે છે : ' અનુવાદ કરતાં અને સુધારતાં મારી આંખો અને હૈયું ભારે થઇ જતાં હતાં. ' વાચકોને પણ આવો જ અનુભવ થશે......

એક વેગવતી નદી સમુદ્ર તરફ ધસી રહી છે,
કોઇને ખબર પડી નહિ કે તે ક્યાંક પળભર થંભી હતી.
એક માતા તેનાં બાળકોને હેતથી પંપાળી રહી હતી
કોઇને ખબર પડી નહિ કે તેનો પ્રવાહ ક્યાંક તૂટયો હતો.
લંબાતાં ક્રંદનોના પુકારો ભેખડોમાં અથડાયા
પણ માનવીની વાસનાઓને તે શું સમજી શકે.
માતાએ તમારા માટે જે કંઈ કર્યું તેનો
સર્વાંશે બદલો વાળી આપવા
તમારી તમામ સેવાઓ કિંચિત્ માત્ર થઇ રહેશે.

(બાટુલગો)



દૂરથી દરિયાનાં મોજાં જેવી લાગતી, બેઠી ટેકરીઓના, પાછલા નીચાણમાં એક નાનકડા નેસડાનું ઝૂમખું દેખાય છે. આ બધાં યુર્તો (મોંગોલિયન ઝૂંપડાં) આમ તેમ છૂટાં ઊભાં છે. આસપાસ ઢોર ચરી રહ્યાં છે. સર્વત્ર સામાન્ય ગામડાનું દૃશ્ય છે. આ ઠેકાણે એક વાર એક મંદિર અને મઠ હતાં. સ્તુતિપાઠો, ઢોલકો, ત્રાંબાનાં ઝાંઝના રણકાર એકવાર ત્યાં સંભળાતા. મીણબત્તીઓના ધુમાડાની વાસ ફોરમતી અને લામા સાધુઓ તથા તેમના ચેલાઓના પીળા જામાઓ આમ તેમ ફરકતા દેખાતા. આજકાલ ત્યાં એક કૃષિ વિધાન સહકારી મંડળ (એગ્રી. કોઓપરેટીવ)નું મથક બન્યું છે. મઠની આસપાસની જગ્યા પર નવાં પાકાં બાંધેલાં સફેદ મકાનો બન્યાં છે અને તેની પાસે જ ખેડૂતોનાં યુર્તો (ઝૂંપડાં)ની હાર લાગી છે. મઠની એક ઉજ્જડ બાજુ પરના હળવા ઢાળ ઉપર કોઈ નિરાધાર બાળકની જેવું એક યૂર્ત ઝૂંપડું ઊભું છે. તેમાં કોણ રહે છે એવું કોઈ અજાણ્યો પૂછે, તો એ ઝૂંપડાની માલિકણ પાસેથી એક બુઢિયાની કરુણ કથા સાંભળવા પામે.

એને પાગ્મા નામથી લોકો ઓળખતા. થોડા વખત પહેલાં આ વસાહતના લોકો રોજ સવારે પાગ્માના યૂર્ત તરફ નજર કરી લેતાં; જો ત્યાં ધુમાડો નીકળતો હોય અથવા ટેકરીની ધાર ઉપર એક માનવમાત્ર દેખાય તો તેઓ નિરાંત માનતા કે યૂર્તની માલિકણ હજુ હયાત છે.

ખોખલું થઈ ગયેલું ઝૂંપડીનું કાટમાળ અને તેની અંદર જડેલાં કંતાન માંડમાંડ ચોંટી રહ્યાં હતાં, છાપરું તો કાળું મેશ અને ખડખડ પાંચમ થઈ ગયું હતું.

*

તાપડાનો પડદો જરા ઊંચો કરી પાગ્મા ડોશી બહાર નીકળ્યાં. સૂર્યના તેજે તેની આંખો અંજાઈ ગઈ. પ્રકાશ ખમે એવી નજર ઊઘડી એટલી વાર તે ઊભી રહી અને નજીકની ટોચ સુધી જતી કેડી પર ચાલી. ઉપર જતાં જતાં તે વખતોવખત શ્વાસ લેવા અટકતી. આખરે મહામહેનતે ઉપર પહોંચી અને બેસી ગઈ. બે હાથની હથેળીઓ આંખ પર છાંઈને ટેકરીઓનો વાંક લઈ દૂર જતા રસ્તા પર તાકવા માંડી. ફીકી તેજ વિનાની તેની આંખો ઝાઝું જોઈ શકતી નહોતી. કેટલીયે વાર સુધી રસ્તા પરથી તેની નજર વાળી શકી નહિ—કોઈ દેખાયું નહિ. પાનખરની હળવી હવામાં તેને એક ઝોકું આવી ગયું. વચ્ચે વચ્ચે તેનું માથું હલી જતું.

ખરા બપોર થયા ત્યાં સુધી પાગ્મા ડોશી ત્યાં જ





ેસી રહી અને પછી ઊભી થઈ. આવી હતી તે જ ડો લઈ ઘેર પહોંચી ગઈ. દેવતા પાડીને ચા બનાવી ાાડી રકાબીમાં રેડી બર્ખામ ઇષ્ટિદેવનું નામ)ને ાદ કરી, તેનો દીકરો દૂર શહેરમાં ગયો હતો તેને ુખી અને સારો નરવો રાખે એવી યાચના કરી.

ાાગમાનો એકનો એક દીકરો શહેરમાં નોકરી કરતો .તો. પહેલાં તો તે ડોશીને ખૂબ ખુશીમાં રાખતો. .ખતો વખત આવી જતો પણ છેલ્લાં પાંચ વર્ષથી ાશીને એટલું માત્ર સુખ તેણે આપવાનું બંધ કર્યું તું. એકલડોકલ રોજ તેની વાટ જોતી. સવાર- ાંથી તે ટેકરી ઉપર ચડી જતી અને સાંજે તેની ેક જ યાચના રહેતી કે રાત્રે સ્વપ્નામાં દીકરાનું ાં જોઈ શકે. નવું વરસ બેસે તે દિવસે તેણે સુંધરી ફ્રી મીઠી વાનીઓ બર્ખામદેવની પૂજામાં ધરી ી. દેવસ્થાન ઝૂંપડીમાં શ્રેષ્ઠ જગ્યા પર કર્યું હતું ાં સામે બેસીને દીકરાનું મંગળ માગતી.

ાક વાર અંધારું થયા પછી ઠંડી રાતના સૂસવાટા વા લાગ્યા. દેવની પ્રાર્થના કરી પાગમા ડોશી પથા- ામાં સૂતાં. પવનના ઝપાટાથી ધૂતર્નું છાપરું ડોલતું નું. ભારે ચિંતાઓ ખુંદીને ભીંસવા લાગી. પણ ના દીકરાનું હસતું મોં તેને દેખાતું હતું. પવનની ોચીકારીઓ ચાલુ હતી. છતાં ઊંઘનું ધારણ થતાં ાાખરે તે સૂઈ ગઈ.

ધ્યરાત્રિ થઈ ત્યારે તેને લાગ્યું કે તેના કાનમાં ડાના ડાબલા સંભળાયા, લગામના ઘૂઘરા ગાજ્યા. ાણસોના અવાજ આવ્યા. બેઠી થઈને કાન સરવા ાં, તેણે ફરી અવાજો સાંભળ્યા હોય એવું લાગ્યું. ાવી મધરાતે તેને ઘેર કોણ આવે ! 'બીજું કોઈ ય નહિ. જરૂર, મારો દીકરો !' લગામની ઘૂઘ- ના અવાજથી તેને લાગ્યું કે કોઈ બે જણાં છે. શા ! મારો દીકરો ખરો સમજવાળો છે. હું જીવતી ાત્યાં તેની વહુને મને દેખાડવા લાવ્યો હશે, કેવી ાની તે દેખાશે ? મનની માયાળુ અને રૂપાળી ......' વિચારો કરતી ને પથારીમાંથી ઊભી થઈ ગઈ અને તેના દીકરાનો જ સાદ સંભળાયો. 'કાલ વરસ દ અટકી જશે' માના હૈયામાં સુખના ધબ- કારા થવા લાગ્યા, તેની આંખમાં પાણી આવી ગયાં. 'અટકી શું જાય ? વાદળ કેટલાં ઘેરાણાં છે ?' એમ તે બોલવા જતી હતી પણ ઉમંગમાં તેનું ગળું ભરાઈ ગયું અને તે એક પણ શબ્દ બોલી શકી નહિ

ઝટઝટ તેણે પછેડો ઓઢી લીધો, માથા સુધી રૂમાલ બાંધી દીધો અને ધબડ ધડબડ બારણાં સુધી પહોંચીને બહાર નીકળી. ઝૂંપડાની આસપાસ કોઈ નહોતું, પવન સૂસવાટા કરતો હતો અને ધૂતર્નું છાપરું ફટાક થતું હતું. કોઈ ખૂણે પતરાનું પીપડું ટકરાતું હતું. તો આ કઈ ભણકારો થયો ? તેણે ઝૂંપડાની પાછળ આંટો માર્યો. કોઈ દેખાયું નહિ, તેના હર્ષના ઉછાળા શમી ગયા. દુઃખ અને જખમના ઘાની વેદના હૃદય પર ધબકી રહી, સુખનાં આંસુ દુઃખનો વિલાપ બની ગયાં. બારણે પાછી આવીને ઉંબરા આગળ ધબ લઈને પડી. તેનો હાથ શાના ઉપર અથડાયો ?— છાણનું બોખરું તગારું હતું.

તે પર તેની સ્મૃતિ જાગી. તે જુવાન હતી, છલકાતી તરુણાઈભરી છબીલી હતી અને એ તગારું લઈ છાણ ભેગું કરવા નીકળતી. હવે તો તે પોતે ઘરડી થઈ એવું જ તગારું પણ બોખરું થઈ ગયું હતું. તેના મોં પર પવન ફૂંકાઈ રહ્યો હતો અને ઠંડી પડતી હતી. કાળજામાં શૂળ ભોંકાતું હતું તે સાથે તે વધારે ધ્રૂજી ઊઠતી હતી, અંદર તાકાતનો છાંટોય રહ્યો નહોતો. પરાણે ઘસડાઈને તે ઝૂંપડામાં ગઈ અને પથારીમાં પડી. બીજે દિવસે સવારે કે બપોરે ઝૂંપડામાંથી કોઈ બહાર ડોકાયું નહિ તેમ ધુમાડા પણ દેખાયા નહિ.

બુઢ્ઢો દામચી ઝૂંપડામાં તપાસ કરવા આવ્યો. પાગમા ડોશી પથારીમાં લાંબા થઈ સૂતાં હતાં અને ભારે શ્વાસ ચાલતો હતો. તેણે પૂછ્યું : 'શું થાય છે ડોશી ?' કંઈ સરખો બોલ નીકળ્યો નહિ.

'હવે...હવે છેવટ...' તે વધારે બોલી શક્યાં નહિ.

'એમ શું કહો છો ! પાગમા એવું ન બોલો.'

દામચીએ તેને ધીરજ આપી દેવતા પાડયો, ચા બનાવી અને પાગમા ડોશીને પાઈ પછી ડાક્તરને તેડી આવ્યો. ડાક્તરે નાડ તપાસી, ઈન્જેક્શન આપ્યું, દવા આપી અને બીજી સૂચનાઓ કરી અને પછી ગયા. પાગ્માની ખબર રાખવા તેની દીકરીને બોલાવી પથારી પાસે બેસાડી.

બિચારી ડોશી પથારીમાં બેઠી થઈ શકતી નહોતી. તેણે પેલી છોકરી પાસે દીકરા ઉપર એક કાગળ લખાવ્યો અને ટપાલમાં નાખવા મોકલી.

*

પાગ્માનો દીકરો દાઉદ શહેરમાં તેના કુટુંબ સાથે એક સરસ મકાનમાં રહેતો હતો, સાધારણ ઊંચાઈનો ત્રીસ વર્ષનો આદમી હતો.

સવાર પડતાં શહેરમાં તો કામકાજ શરૂ થઈ જાય. લોકો પગે ચાલતાં કે સાયકલ પર કામ પર હાજર થઈ જાય. એ ટોળાં વચ્ચે દાઉદ સુદ્ધાં ઉતાવળો તેની ઓફિસે જતો. પહાડોની પાનખર બેઠી હતી. પીળાં ઝાડો પરથી સોનારંગી પાંદડાં ચકરડી લેતાં ધરતી પર પડતાં હતાં. ટોચેથી ઘેરું ધુમ્મસ નીચે ઊતર્યું અને ઝાડી જંગલ ઉપર છવાઈ ગયું. ઘડીક ત્યાં થંભ્યું, પાછું ઊંચે ચડયું. તુરત ઉત્તરના હિમ-વાયરા છૂટયા.

દાઉદે હેટ પહેરી લીધી, ઓવરકોટ ચડાવ્યો, જાડા તળીયાંવાળા બૂટ પહેરી લીધા. જમણા હાથમાં કાગળીયાંની ફાઈલ લીધી. રસ્તે ઓળખીતા મળે તેનાં કોઈને માથું નમાવી કોઈના હાથ મિલાવી તો કોઈને માટે ટોપી જરા-ઊંચી કરી તે આગળ વધ્યો. ઓફિસે પહોંચતાં દાઉદે ઓવરકોટ અને ટોપી ઉતારી બાજુમાં મૂકયાં અને રોજની રસમ પ્રમાણે સીગાર સળગાવી પછી ટેબલ પરનું કામ હાથમાં લીધું. કોર્ટના એક વકીલનો-તે ગુમાસ્તો હતો. સેક્રેટરી છોકરીએ, આવીને તેના હાથમાં એક કાગળ મૂકયો. દાઉદે કવર ખોલ્યું. તેમાંથી એક બાળકના લખેલા જેવા તેવા અક્ષરોવાળો કાગળ નીકળ્યો. તેણે ઝડપથી કાગળ વાંચી લીધોઃ—

'મારા વહાલા બેટા,

હું હજુ જીવતી બેઠી છું ત્યાં લગણમાં આ તારી માને મળી જા. હવે તબિયત જરાય હાથમાં નથી અને મરણની વાટ જોઈ રહી છું. પાંચ પાંચ વર્ષથી તારી વાટ જોઈ બેઠી હતી પણ હવે બહુ વખત વાટ જેવાશે નહિ. તારા માટે ઝંખતી ઝૂરતી

—તારી માવડી.'

'રજાઓ આવે ત્યારે જવાય—ઉનાળા પહેલાં તો ન જ બને.' એવો વિચાર તેના મનમાં આવ્યો. કામનો પાર નથી. શ્વાસ લેવાનોય વખત નથી અને જવું કંઈ રસ્તામાં છે ગોબીના વગડામાં આવે વખતે? કાગળની ગડી કરીને તેને દફતરમાં મૂકી દીધો પણ માના શબ્દો આંખ સામે તરવા લાગ્યા...જાણે તેણે માતાને બોલતી સાંભળી. કામ કરવા માંડયું પણ કંઈક તેના મનને મૂઝવતું લાગ્યું.

તેણે સીગરેટ સળગાવી અને ઓફિસમાં આમતેમ આંટા મારવા માંડયા. બારી આગળ જઈને તેણે માર્ગ ઉપર નજર નાખી.

બારીથી થોડેક દૂર બગીચામાં એક સ્ત્રી બાળકને લઈને ટેહલતી હતી. બાળક જરાતરા ચાલતાં શીખ્યું હતું અને તે બે ત્રણ પગલાં ભરતું ત્યારે માના મોં પર ઉમંગ ઝળકતો હતો. કેટલી બધી તે સુખી દેખાતી હતી. આવી જ રીતે કોઈવાર તેની માને પણ આનંદ થયો હશે.

બારી પાસેથી તે અંદર હટી ગયો અને ફરી ઓરડીમાં આંટા દેવા લાગ્યો. એને સમજાયું નહિ કે, આજે તેના મનમાં શાનો ઉત્પાત છે.

તે રાત્રે દાઉદ તેની પત્ની સાથે એક નવું નાટક જેવા ગયો. નાટકની મુખ્ય પાત્ર તેના પુત્રથી વછૂટાયેલી એક માતા હતી. તેના પુત્રને શોધવા બધે ફરી બધે ગામતરાં કર્યાં. આખી દુનિયા ઘૂમી......જ્યાં કોઈએ કંઈ ભાળ આપી ત્યાં હજારો વિપત્તિઓ અને દુર્ગમ માર્ગોની પરવા કર્યા વિના રખડી અને આખરે





પુત્રની ભાળ મેળવી ઘેર પાછી આવી. નાટકનો અંત અત્યંત હર્ષપૂર્ણ બન્યો. સુંદર અભિનયથી પ્રસન્ન થયેલા દાઉદે ખૂબ જ તાળીઓ પાડ્યા કરી. રસ્તામાં તેને ભૂરું પરબીડિયું યાદ આવ્યું અને થોડા વખત પહેલાંનો મનનો ઉત્પાત પાછો શરૂ થયો.

*

દિવસો પર દિવસો ચાલ્યા ગયા. ખેડૂતોનો નેસ ઉચાળા ઉપાડી શિયાળુ મથક પર વધારે સગવડવાળે ઠેકાણે ચાલ્યો ગયો. પણ ટેકરી ઉપરની ઝૂંપડી પહેલાંની જેમ એકલડેકલ ઊભી રહી. પણ દામચી અને તેની દીકરી રોજ તેની ખબર લેતાં છતાં પાગ્મા પથારીમાંથી ઊભી થઈ શકતી નહોતી.

બહુ વર્ષો પહેલાં જુવાની હતી તે વખતે દામચી અને પાગમા વગડામાં સાથે ઘૂમતાં એ વખતે પાગ્માને જોઈ કંઈક જુવાનોનાં ભગજ ચક્કર ખાતાં અને તેને મેળવવા નિસાસા નાખતા પણ તે તો દાઉદના બાપને જ પરણી. તે સરસ પત્ની બની. ઘરકામમાં કાબેલ અને મહેમાનોની આગતા સ્વાગતા ભાવપૂર્ણ કરતી હતી પણ આજે તે એકલી અટૂલી અને કોઈ તેનું નહોતું.

*

ડુંગરોમાં ફરી વાવાઝોડાં આવ્યાં. સુસવતા વાયરાએ ધોળી વાદળીઓને નસાડી અને ડુંગરાના ઢાળો પર ગમગીની અને સૂનકાર પથરાયાં.

દામચીની છોડી પાગ્મા ડોશીની નજીક સગડી પાસે બેઠી હતી. પાગ્મા ડોશી ઉપર શણનું તાપડું ઓઢાડેલું હતું. તેની અંદરથી ડોશીનો નબળો શ્વાસ જરાજરા સંભળાતો હતો. પોતાનાં છોકરાં માટે ઝૂરતાં ઘરડાં માણસો પોતે જ ઘણીવાર બાળક જેવું વર્તન બતાવે છે. દાઉદનું એક જૂનું રમકડું ડોશીના હાથે ચડી ગયું તે પકડી વારેવારે હાથમાં તેને ફેરવ્યા કર્યું. રમકડું કરચોલીવાળા હાથમાં લેતાં જ તેને લાગતું કે દાઉદના ચહેરા પર તે હાથ ફેરવી રહી છે તે સાથે જ આંખમાંથી દડદડ આંસુડાંની ધાર ગાલ પર દડી આવતી.

દામચીની દીકરી બેઠી બેઠી ડોશીના શ્વાસ ઉપર જ ધ્યાન રાખતી હતી. તે અટકી ગયો કે તુરત ચોંકીને ચમકી અને ડર ખાતાં ખાતાં પાગ્માને બોલાવી જોયાં 'માડી–માડી'. ત્યારે પાગ્માએ જરાક સળવળાટ કર્યો, ઉધરસ ખાધી એટલે છોકરી શાંત થઈ બેઠી. ત્યાં દામચી આવ્યો. તેનો અવાજ સાંભળી પાગ્માએ જરા માથું ફેરવ્યું.

'દામચીભાભા તમે છો? અરેરે! હું તમને બહુ કષ્ટ આપું છું. મારા દીકરાના કોઈ વાવડ આવ્યા ખરા?'

દામચીએ ગળું ખંખેર્યું, હાથ ઘસ્યા અને સગડી ઉપર લંબાવ્યા.

'બહાર હવા કેવી ખરાબ છે? ચારેકોર વાદળ ઘેરાણું છે અને બરફ વરસે એમ લાગે છે.'

ડોશી પાછું કંઈ ગણગણ્યાં અને ફરી પહેલો સવાલ પૂછ્યો.

'તમે બહુ ચિંતા ન કરો! પાગ્મા. તમારો દીકરો આવ્યો સમજો. એમાં ફેર નહિ પડે. ગામનો એક આદમી શહેરમાં ગયો હતો. અને દાઉદ તેને મળ્યો હતો તેને કહ્યું છે કે તે વહેલો વહેલો આવશે.'

સાંભળીને છોડી પણ ખુશાલ બની ગઈ 'તો તો પાગ્મામાડી હરખમાં ઝટ ઊભાં થશે. શહેરમાં કોણ ગયું હતુ?' એટલું તે મોટેથી બોલી.

દામચીએ ગુસ્સો દેખાડી દીકરી તરફ જરા આંખ તાણી.

'મોટાં વાત કરતાં હોય ત્યારે વચમાં ચાંચ ન મારવી. ગમે તે ગયું હતું તારે શી પંચાત?'

છોકરી બાપની ગત સમજી ગઈ અને ચૂપ થઈ ગઈ. છાપરાના એક બાકોરામાંથી ડોશીએ વાદળાં દક્ષિણ દિશામાં ધસી જતાં જોયાં.

'ખૂબ શરદી છે એમ તમે બોલ્યા ને! બિચારો દાઉદ ઠરી જશે. આટલા દી'માં મારા મોં પર આંસુનાં કેટલાંય ટીપાં દડી ગયાં હશે. બધે વખત મને

તો લાગે છે રસ્તામાં તેને શરદી તો નહિ થાય ને ? હેં દામચી ! તેને કોણ ભેગું થયું હતું ?' દામચીએ ફરી ખોંખારો ખાધો.

'આપણા ગામનો એક જણ ! તમે ન ઓળખો ! દાઉદ વહેલો આવશે નક્કી.'

'અરે પણ હું એને મળવા નહિ પામું' બધી આશાઓ સૂકાઈ ગઈ હોય એવા અવાજથી ડોશી બોલ્યાં : 'ભગવાન આગળ દીવો કરાવો ! દીકરો મારી નજરે તો નહિ જોવાય એનું દુઃખ તો કેટલું થાય છે પણ તો ય મારા મનમાં થાય છે કે તે છેવટ આવશે ખરો ! એને કહેજો કે હું વાટ જોઈ જોઈને થાકી હતી.' એટલું કહી તેણે પડખું ફેરવ્યું અને ગાઢ ઊંઘ આવી હોય તેમ શાંત બની ગઈ.

'બેટા તું હવે ઘેર જા' કહી દીકરીને દામચીએ વિદાય કરી. એમ બોલતાં તેણે ઊંડો નિસાસો નાખ્યો અને પાગમાના કહેવા પ્રમાણે દેવ આગળ દીવો કર્યો.

*

લોકો વાત કરે છે કે પાગમાના દેહની ઉત્તર-



ક્રિયા કરી તેના દહાડે શહેરમાંથી એ માણસ આવ્યો એ ઝૂંપડામાં તે કેટલો વખત બેસી રહ્યો અને ડોશીની કબર પાસે માથું ઢાળીને ઊભો જ રહ્યો અને પછી પાછો ચાલ્યો ગયો. પશ્ચાત્તાપના શૂળો તેને તરફડાવી રહ્યા હતા એણે જાત ઉપર અને શહેરનાં સુખચેન ઉપર શાપો વરસાવ્યા.

હેતાળ માનું પ્રેત તેની પાછળ ચાલ્યું. પણ વખત વીતી ગયો હતો. એનો પ્યાર અને ક્ષમા ફરી મેળવવાની તક દાઉદ પાસે રહી નહોતી.



દેવજી રા૦ મોઢા

## મન

મનની મોટી વાત રે ભાઈ, મનની મોટી વાત !
જગ કેરી સૌ જમાતમાં એની છેક અનોખી ભાત રે,
ભાઈ, મનની મોટી વાત !
વિજન વહાલું કદીક એને વસ્તી ખાવા ધાય રે,
ભાઈ, વસ્તી ખાવા ધાય !
ચાંદની દહે, કદી અંગારા એને અમરત થાય રે,
ભાઈ, એને અમરત થાય !
મનની૦

રેશમી દુકૂલ શૂલ બને ને વજ્જર કોમલ ફૂલ રે,
ભાઈ, વજ્જર કોમલ ફૂલ !
ધૂલનાં કનક-રજથી એની નજરે અદકાં મૂલ રે,
એની નજરે અદકાં મૂલ !
મનની૦

વેળુમાં એનાં વ્હાણુ તરે, ને ધૂમ કમાણી લાખ રે,
ભાઈ, ધૂમ કમાણી લાખ !
આંબલા વગર વાડીએ એની ઝૂલતી આંબા શાખ રે
ભાઈ, ઝૂલતી આંબા શાખ !
મનની૦

ગરુડ-વેગે ઊડતું, ચાલે કીડી-વેગે માંડ રે,
ભાઈ, કીડી-વેગે માંડ !
અણુયે જેને મોટો પડે એને નાનું પડે બ્રહ્માંડ રે,
ભાઈ, નાનું પડે બ્રહ્માંડ !
મનની૦





ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# માંસપેશીઓ

આપણા શરીરની રચના વિષે ફક્ત ડાક્તરોને જ જાણવાનો અધિકાર છે એ વાત આજે કોઈ સ્વીકારે તેમ નથી. એટલે સામાન્ય માનવી પણ પોતાના શરીરને, શરીરની કામગીરીને સમજી લે એ ખૂબ જરૂરી છે. અહીં ઊર્મિનાં વાચકોને જાણીતા ડાક્તર-લેખક જે ઝીણવટથી વિગતો પૂરી પાડે છે એ ઉપયોગી છે......



આપણા શરીરનાં અવયવોની કામગીરી વિષે ઘણા થોડાને માહિતી છે. અને જે કંઈ જાણે છે તે હૃદય ફેફસાં અને આંતરડાં વિષે છે. માંસપેશીઓ, તેમની કામગીરી અને તેમના વપરાશ વિષે બહુ થોડાને જાણકારી છે.

હાડકાંના માળખાના આધારે શરીરની રચના છે પણ એને ટટ્ટાર રાખનાર માંસપેશીઓ અને સ્નાયુબંધો છે. ડોકની જ વાત કરો. કેવી ટટ્ટાર રાખી શકાય છે! જાણો છો ખરા કે તેને ટટ્ટાર રાખવાનું કામ પંચોતેર માંસપેશીઓ ઉપાડે છે. બરડો કેવો સ્થિર રહે છે? ત્યાં પચાસ માંસપેશીઓ આવેલી છે. આમાંની કેટલીક તો ઘણી મોટી છે. શરીરની સમતુલા જાળવવા આવી બીજી માંસપેશીઓ થાપા ઉપર આવેલી છે. આપણા કરતાં મોટા પ્રાણી ગાયને થાપામાં આવી મોટી માંસપેશીઓ નથી. જાંઘની માંસપેશીઓ આપણને ટટ્ટાર રાખે છે. આમ આપણને સમતુલ રાખનાર માંસપેશીઓ વિષે કદી તમે વિચાર્યું છે ખરું? આ રચના એવી તો સંપૂર્ણ અને સરળ છતાં કલાકૌશલપૂર્ણ છે કે તેની તુલના બીજા કોઈ સાથે થઈ શકે એમ નથી.

આ રચના જેટલું જ માંસપેશીઓનું સહનિયમનત્વ છે. આંખના ડોળાની જ વાત કરીએ. તેને છ માંસપેશીઓ વળગેલી છે. આપણે નજર ફેંટીએ ત્યારે સરળતાથી કામ થવા માટે છયે માંસપેશીઓ એકી સાથે ગતિ કરે છે. ખાસ વિચાર કર્યા વગર આપણે હાથ વાપરીએ છીએ પણ તેની ગતિ માટે ચાલીસ માંસપેશીઓ રહેલી છે. એક કામ થવા માટે ચાલીસ જણાઓ મદદમાં અને પાછા દરેક જણ તાલબદ્ધ સહનિયમનમાં! આપણી કાયાની કરામત તો જુઓ!



એક કામ કરવામાં કેટલી માંસપેશીઓ ઉપયોગમાં લેવી પડશે એનો મગજને વિચાર કરવો પડતો નથી. આ કામ નાનું મગજ ઉપાડે છે. એની મદદમાં કાનના ઊંડાણમાં આવેલી અર્ધગોળાકાર નલિકાઓ રહેલી છે. જરાક અસમતુલા આવે કે તે ચેતવણીના સૂર કાઢે છે.

માનવશરીરના અડધા કરતાં વધારે ભાગમાં માંસપેશી છે. જન્મથી મૃત્યુ પર્યંત આપણી દરેક કામગીરીમાં માંસપેશીઓ ચોક્કસ ભાગ ભજવે છે. ગર્ભી-

ધાસની નવ માસની શાંતિમાંથી ગર્ભાશયની માંસપેશીઓના સંકોચનથી જ આપણે એકાએક દુનિયામાં જન્મીએ છીએ અને હૃદયની માંસપેશી થાકે, તે કામ કરતી અટકે એટલે આપણા જીવનની સમાપ્તિ થાય છે. માંસપેશીઓ અન્નમાર્ગમાં અન્ન આગળ ઠેલે છે, ફેફસાંમાં હવા ખેંચે છે, અશ્રુગ્રંથિઓમાંથી અશ્રુ ઢાલવે છે. લોહીની નળીઓને પણ માંસપેશીઓનો આધાર છે. હૃદય એ માંસપેશીનો પોલો લોચો છે; જે ગજબનું કામ ઉપાડે છે. આંગળાં ઉઘાડ વાસ કરતાં થોડી વારમાં તે દુઃખે છે પણ મિનિટમાં ૭૦થી ૮૦ વખત, દિવસમાં ૧,૦૪,૦૦૦ વખત અને ૭૦ વર્ષના આયુષ્યમાં ત્રણ અબજ વખત સતત ઉઘાડ-વાસ થતા હૃદયે કદી દુખાવાની ફરિયાદ કર્યાનું કે વિસામો લેવા થોભ્યાનું કદી જાણ્યું છે ખરું!



હેવી વેઈટ લિફ્ટરની કે મેરેથોન દોડનારની કે અથાક કામ કરનારની માંસપેશીઓને લોખંડની માંસપેશીઓની ઉપમા આપવામાં આવે છે પણ જાણો છો ખરા કે માંસપેશીમાં સંકોચન આણનાર એક પોચું દ્રવ્ય છે? એના સંકોચનથી એના કરતાં હજારગણું વજન શી રીતે ઊંચકાય છે એ હજુ સુધી ગૂઢ રહસ્ય રહેલું છે. માંસપેશીના દરેક સંકોચન વખતે રાસાયણિક અને વિદ્યુતીય બનાવો બને છે. પ્રયોગશાળામાં આની પ્રતિકૃતિ કરતાં કલાકો વીતે પણ માંસપેશીઓમાં તો તે ક્ષણમાં બને છે. આંખનો પલકારો મારવામાં એક સેકન્ડના હજારમા ભાગ કરતાં વધારે સમય જતો નથી.

માંસપેશીઓ ગતિ માટે કેમ અને કેવી રીતે સંકોચાય છે એ ગહન રહસ્યોમાંનું એક છે. આ સમસ્યાની થોડી સમજ પામનાર નોબેલ પુરસ્કાર વિજેતા ડૉ. આલ્બર્ટ સેન્ટગ્યૉરગીનું કથન છે: 'એક કે બીજા



કારણસર માંસપેશીઓના યોગ્ય સંકોચનના અભાવે હાર્ટફેલ્યોર, લોહીનું ઊંચું દબાણ, અને બીજા રોગોથી મોટા ભાગનાં મરણો થાય છે. ગર્ભાશય એ માંસપેશીની થેલી છે. જ્યારે એની માંસપેશી અ-યોગ્ય કામ ઉપાડે છે ત્યારે ગર્ભસ્રાવ થાય છે. ગર્ભાશયથી કેટલા ગર્ભ બહાર ફેંકાય છે તેની કોઈને જાણ નથી પણ પૂરતા પુરાવા છે કે આ અવયવ મહાન ખુની છે.'

શરીરમાં ત્રણ પ્રકારની માંસપેશીઓ છે. (૧) અટાપટાદાર (સ્ટ્રાએટેડ) માંસપેશી. ગતિ આપનારી આ માંસપેશીથી ચાલવું, મોંમાં કોળીઓ મૂકવો, ડોકું હલાવવું વગેરે ઘણી ક્રિયાઓ થાય છે. બીજી લીસી (સ્મુધ) માંસપેશીઓ છે. આની દ્વારા આપણી ઇચ્છા બહારની ક્રિયાઓ જેવી કે આંતરડાંની ગતિ, લોહીના દબાણનું વધવું ઘટવું, ડોળા પહોળા થવા વગેરે ક્રિયાઓ થાય છે. આ બન્નેના વચગાળાની માંસપેશી હૃદયમાં આવેલી છે; તે ત્રીજા પ્રકારની છે.

શરીરની વિવિધ ગતિ થવા માટે માંસપેશીઓ હાડકાંને વળગેલી છે. આપણા પ્રોટીન ખોરાકના એમાઈનો એસિડોમાંથી માંસપેશીઓ બંધાય છે. સ્ટાર્ચ ખોરાકના ગ્લુકોઝમાંથી તેમને પોષણ મળે છે. આપણા ખોરાકની આ રાસાયણિક શક્તિને યાંત્રિક શક્તિમાં

એટલે કાર્યની શક્તિમાં રૂપાંતરિત કરવાનું અજબ કામ માંસપેશીઓ ઉપાડે છે.

શરીરની બધી માંસપેશીઓને પુષ્કળ પ્રાણવાયુ જોઈએ છે. આરામમાં બેસી રહીએ ત્યાં સુધી વિશેષ શ્રમ પડતો નથી. થોડા સમય પૂરતો વેગીલો વ્યાયામ થઈ શકે છે, પછી હાંફ ચડે છે. આમ થવાનું કારણ માંસપેશીઓમાંથી પ્રાણવાયુ વપરાઈ જવાનું છે. તે ભરપાઈ થતાં સુધી આરામ કરવો જોઈએ.

ઘણા પ્રયોગો અને અખતરા થયા છતાં કેમ અને કેવી રીતે માંસપેશીઓ સંકોચાય છે તે સમસ્યા ઉકેલાઈ નથી. આ રહસ્ય ઉકેલવા ડૉ. સેન્ટ ગ્યોરગી અને સાથીઓ મથી રહ્યા છે. માંસલ કાર્યની રીતિ જાણવા પ્રયાસો કરી રહ્યા છે. ત્યારે આના ગૂઢ રહસ્યની સૂક્ષ્મ રૂપરેખા રૂપે જાણવા મળ્યું છે કે આરામમાં પડેલી માંસપેશી પણ સંપૂર્ણ ઢીલી નથી હોતી. તે થોડી ઘણી સંકોચાયેલી રહે છે. આને માંસપેશીની સુદઢતા કહેવાય છે. સંપૂર્ણ ઢીલાપણું માત્ર મરણ વખતે પ્રાપ્ત થાય છે. જીવતા શરીરમાં બધી માંસપેશીઓ થોડી વત્તી સંકોચાયેલી રહેતી હોવાથી મગજમાંથી વિદ્યુતીય આજ્ઞા મળતાં વેંત તુર્તાતુર્ત કામ ઉપાડવા તત્પર રહે છે.

માંસપેશીઓનો સંકોચ આણવામાં બે પ્રોટીનો કારણભૂત છે. એકનું નામ એક્ટીન, બીજાનું નામ માયોસીન છે. બન્ને એકઠાં મળી એક્ટોમાયસીન બને છે. આ સંકોચનીય છે. આના આધારે જ હૃદયના ધબકારા, આંખના પલકારા અને હાથ પગની વિવિધ ગતિઓ વગેરે થઈ શકે છે.

જે. ડી. રેટક્લીફ એક્ટોમાયસીનને માંસલ એન્જીનની ઉપમા આપી લખે છે કે તેના બળતણના રાસાયણિક દ્રવ્યનું નામ એડેનોસિન ટ્રીફોસ્ફેટ (ટૂંકામાં એટીપી) છે, જે સૂક્ષ્માતિસૂક્ષ્મ રૂપમાં શક્તિનો બોમ્બ છે. જ્ઞાનતંતુની કામગીરીમાં તે ઉપયોગી છે તો વળી ઉત્સેચન( ફર્મેન્ટેશન )માં પણ ભાગ લે છે. તદુપરાંત નવો જીવ જન્માવા બીજાણુને ભેટવાની મજલમાં શુક્રાણુને શક્તિ પણ આપે છે. તેના કાર્યક્ષેત્ર માટે સેન્ટ–ગ્યોરગીનું કથન આ રહ્યું : 'જીવનયાત્રાની ધરીઓમાંનું એક આ દ્રવ્ય પૃથ્વી ઉપરનું અલૌકિક દ્રવ્ય છે.'

મૃત્યુ વખતે એટીપીનું જલ્દી વિઘટન થાય છે. તેના જવાથી માંસપેશીઓ સખત અને અસ્થિતિસ્થાપક બને છે. તાજી માંસપેશી રબર જેવી સ્થિતિસ્થાપક હોઈ વાળીએ તેમ વળે છે અને રબરની જેમ ખેંચાય છે પણ મૃત્યુ પછી ટૂંક સમયમાં આ સ્થિતિસ્થાપકતા દૂર થતાં તે વાળતાં બગડેલા રબરની જેમ તૂટે છે.

માંસપેશીઓનું કામ આપણને જીવતા, હાલતા–ચાલતા અને કામગરા રાખવાનું છે. તેમને કામ કરતી રાખવા માટે યોગ્ય પોષણ મળવું જોઈએ. તેમની મરામત માટે પ્રોટીન જોઈએ અને શક્તિ માટે કાર્બોહાઈડ્રેટ જોઈએ. સપ્રમાણ ખોરાક મળતાં હોવા છતાંય તેને ભૂખમરો થવા સંભવ છે. પથારીમાં પડી રહેલો રોગી સારો ખોરાક મળવા છતાંય હરતો ફરતો થતાં કેવો અશક્ત હોય છે? કારણ? તેને ખોરાક તો ભલે મળતો હોય પણ કસરત નથી મળી. સ્પષ્ટ થાય છે કે માંસપેશીઓના પોષણમાં ખોરાક જેટલી જ અગત્યતા કસરતની છે.

માંસપેશીઓને પોષણ આપનારી વાળ જેવી બારીક કેશવાહિનીઓ છે. આમાં લોહી દ્વારા પોષણ આવે છે અને માંસપેશીઓનાં વ્યય દ્રવ્યો પણ ટળવાય છે. બેઠાડુ જીવન ગાળનારની મોટા ભાગની કેશવાહિનીઓ દબાએલી રહી બિનોપયોગી રહે છે. એક માત્ર વ્યાયામથી તે પહોળી થાય છે અને ત્યારે જ માંસપેશીઓને સારું પોષણ મળે છે.

વ્યાયામથી માંસપેશીઓને, ખાસ કરીને હૃદયને ફાયદો થતો હોવાના કેટલાંક નિરીક્ષણો થયેલાં છે. સતત હરતા ફરતા રહેતા કન્ડકટર કરતાં આખો દી' બેઠા રહેતા ડ્રાયવરને હૃદયવ્યાધિઓ વધારે થાય છે. રેટક્લીફ લખે છે કે આવી રીતે ટપાલીઓ કરતાં ઓફિસમાં કામકરંદાઓ હૃદયવ્યાધિના વધારે ભોગ

બને છે.
મોટા ભાગના માણસો માંસપેશીઓને અયોગ્ય રીતે વાપરતા હોઈ ખેંચ અને બોજના ભોગ બને છે. નીચા ટેબલ ઉપર વાંકા વળીને ઈસ્ત્રી કરતાં હાથ કરતાં બરડાની માંસપેશીઓ વધારે વપરાય છે. પોચી ખુરશીમાં પડી રહેવાથી ખુરશી તો નહિ પણ માંસપેશીઓ વપરાય છે. ચોપડીઓ કે ખોખું મૂકી નીચા ટેબલને ઊંચું બનાવવાથી ઇસ્ત્રી કરતાં બરડાને ઝાઝી તકલીફ પડતી નથી. ટેબલ ઉપર કામ કરનારે પોચી ખુરશી કરતાં સીધી અને કઠણ ખુરશી ઉપર બેસવાથી થાક ઓછો લાગે છે.

માંસપેશીઓની એક બીજી બાબત ધ્યાનમાં રાખવા જેવી એ છે કે ખૂબ ઝડપથી કામ કરવાથી માંસપેશીઓ અ-કારણ થાકી જાય છે. ધરતું કામ આટોપવાની દોડધામમાં જલદી થાકી જવાય છે. આસ્તેથી કામ લેતાં કામ પરવારવા છતાં તાજગી અનુભવાય છે. ઝડપથી કામ કરવામાં માંસપેશીઓની પ્રાણવાયુની જરૂરત ઘણી વધી પડે છે, જે પૂરી પાડવામાં થાક વરતાય છે. સ્પષ્ટ થાય છે કે કામકાજ કે કસરત દરમિયાન માંસપેશીઓ પાસેથી પૂરતું કામ લેવા માટે ઉતાવળ નહિ પણ ધીમાશ રાખવી.

બીજું, માંસપેશીઓને આરામ પણ જોઈએ છે. આરામ એટલે પથારીમાં પડી રહેવાનું નહિ. એમ તો ખાસ્સી આઠ કલાકની રાતની ઊંઘ બાદ સવારમાં ઊઠતાં કેટલો થાક વરતાય છે? આરામ પછી પણ થાક? હા, શક્ય છે. એક પડખાંની માંસપેશીએ આખી રાત ખેંચતા રહી હોવાથી આવું બનવા સંભવ છે. આ ટાળવા કાજે ઊંઘતા પહેલાં પથારીમાં શાંત ચિત્તે તદ્દન સીધા સૂઈ જવું. પગની માંસપેશીઓ સંકોચવી અને ઢીલી પાડવી. પગથી શરૂ કરી માથા સુધી આવું કરવું, થોડી મિનિટમાં માંસપેશીઓ શિથિલ બનશે. આ બાદ ગાઢ નિદ્રા આવી જશે. સવારમાં થાક નહીં વરતાય.

શરીરની માંસપેશીઓ ઠીક ઠીક કામ ઉપાડે છે. અને તેય મૂગા મૂગા. હા, વધારે બોજો ઉપાડતાં નિર્બળ માંસપેશીઓને ટેકાની જરૂર તો પડે છે. તંબુના વચલા થાંભલા જેવું કામ ઉપાડતી આખા શરીરને ટટ્ટાર રાખનાર કમરની માંસપેશીઓને આ ખાસ લાગુ પડે છે. નિર્બળ માંસપેશીઓને મજબૂત બનાવવા થોડીક કસરતો છે પણ કસરતથી લાભ મળતા અગાઉ માંસપેશીઓને ટેકો તો મળવો જોઈએ. આ માટે પોલોની રમત વખતે પહેરાતો પટ્ટો પહેરવાથી ફાયદો થાય છે.

માંસપેશીઓની કસરતથી અજબ ફાયદો થાય છે. આ ફાયદો ઉઠાવવો જોઈએ. કારણ કે આપણને હરતા-ફરતા અને કામગરા રાખનાર, અરે, માંદા સાજા જોમવાળા કે નિર્બળ, જીવતા કે મરેલા બનાવનાર માંસપેશીઓ છે.



વિજયશંકર કામદાર

## માગ્યું મળે ના

માગ્યાં મળે પ્રણય ના, નહિ મૃત્યુયે વા,
તો કેમ લાધે સુખ, શાન્તિ, સંપદા?
આ ચંદ્રનેય સુખ ના: ક્ષય-વૃદ્ધિ પીડે,
તો માનવી! તવ અરે, અહીં શી વિસાત?



પ્રબોધ

## અવરોધ

અનવરોધિત જિંદગી-પથે
રથ મારો સસડાટ જાય ત્યાં
વટતાં તવ દૃષ્ટિની નદી
દિલચક્રો જળમાં ખૂંચી ગયાં.





શિવકુમાર જોષી

# બનારસી રેશમ

શુભ–અશુભ, નીતિ–નિયમ અને એવાં અનેક દ્વંદ્વોથી માણસ જોડાયેલો છે. અને એટલે જ એ માણસ બની શકે છે, અમાનવમાંથી પણ માનવ બની શકે છે. ઊંડી ખાઈમાં ગબડી પડતી વખતે પણ એને માનવતા ઉગારી લે છે. અહીં રજૂ થતી જાણીતા વાર્તાકારની વાર્તા આ જ ફિલસૂફીને ધરે છે...

'બરતન લે લો જી બરતન...તાંબા પિત્તળ ઓર ઇસ્ટીલકા બરતન......' કૉલોનીમાં મીઠા અવાજે ફેરીવાળી સૂર લંબાવીને ગ્રાહકોને આકર્ષતા મથતી હતી. કુંજવિહારીના ફ્લેટની નીચે એ પહોંચી ત્યાં સેળભેળ હિંદીને બદલે સ્પષ્ટ અમદાવાદી હાક પડી, 'એઈ તાંબા પિત્તળ અને ઇસ્ટીલના વાસણ લેવા છે કે?...ઓ બૉન!'

ત્રણ દિવસથી કુંજવિહારી તાવમાં પટકાયો હતો, આજ સવારથી જ થોડી રાહત અનુભવતો હતો. જો કે અંગ હજી કળતાં હતાં એટલે ઑફિસે જવાના ઢચુપચુ વિચારને ચોક્કસ નિર્ણયમા ફેરવી નાખીને લાંબો થઈને સૂતો હતો. ઊંઘમાં મદદ થાય તે માટે માથાભારે ફિલસૂફીનો કોઈ ગ્રંથ વાંચતાં એ પડ્યો હતો.

આંખ લગભગ મીંચાવાની તૈયારી હતી. ફરીથી પેલી વાસણવાળી બાલ્કની નીચેથી ટહુકી:

'ઓ પુસપાબૉન,.........આ તમારા હારુ થઈને ઇસ્ટીલની તપેલી લૈ આઈ સું.'

પુષ્પા તો ન હતી. હજી ચાર પાંચ દિવસ પહેલાં જ એની મા સમી ફોઈ છેલ્લી માંદગીમાં ઘડીઓ ગણે છે એવા સમાચાર મળતાં બન્ને નાનાં બાળકોને લઈને સૂરત ચાલી ગઈ હતી.

કુંજવિહારી બાલ્કનીમાં જઈને ઊભો રહ્યો. એને લાગ્યું કે આજે થોડી ખીચડી પેટમાં પેઠી હતી તે સારું થયું હતું, પગમાં ગઈ કાલના હિસાબે જોર લાગતું હતું. અને શરીર પણ હલકું બની ગયું હતું. કાલે ઑફિસ ચોક્કસ જવાશે.

બાલ્કનીના કઠેરાને અઢેલીને એણે રસ્તા ઉપર વાંકા વળીને જોયું.

'શું છે, એય?' પેલી વાસણવાળીને સંબોધીને એણે પૂછ્યું. એના ઉચ્ચારણમાં લગભગ જામવા આવેલી ઊંઘમાં ખલેલ પહોંચાડવાનો ગુસ્સો પ્રગટ થઈ જતો હતો.

માથા ઉપરનો વાસણનો ટોપલો બે હાથે વધુ અદ્ધર ઊંચકીને વાસણવાળીએ ઊંચું જોયું. કુંજવિહારીને જોતાંવાંત અકારણ એ હસી પડી.

'ઓય મા!......તે પુસપાબૉન નથી? એમને હારુ ગ્યને હુ ઇસ્ટીલની બે તપેલીઓ લૈ આઈ'તી...'

'ના......નથી...' કુંજવિહારીએ જવાબ આપ્યો, અને શાથી નથી અને ક્યારથી નથી એવી કશી વાત કહું કે ન કહું એવો વિચાર કરે છે ત્યાં વાસણવાળી વળી બોલી ઊઠી, 'હો......તારે એમને કે'જો કે હું કાલે આ વેળા આઈશ, જૂના હાલ્લાં કાઢી રાખે...'

ટોપલો માથે મૂકીને એણે ચાલવા માંડ્યું. 'બરતન લે લો જી, બરતન......' બોલતી બોલતી એનો ટહુકાર બપોરની શાંત હવામાં કૉલોનીમાં ફેલાવતી એ ચાલી નીકળી.

કુંજવિહારી એને જતાં જોઈ રહ્યો. એક હાથ ટોપલાને આધાર આપતો હતો, બીજો હાથ એના પગની ગતિ સાથે તાલ મિલાવતો લહેકાથી ઝૂલતો હતો. એની પાતળી કમર પાસેથી, એની લચકતી ચાલ સાથે ખભે લટકતું કપડાંનું ઓચકું આગળ પાછળ હાલ્યા કરતું હતું.

એનો ટહાર બરડો કુંજવિહારી જોઈ રહ્યો.

વળી પલંગમાં એ આડો પડ્યો. ફિલસૂફીનું પુસ્તક હાથમાં લીધું ને વાંચવા પણ માંડ્યું: 'For political realism as for philosophical idealism Evil was not a very serious matter...' ...



(રાજકીય સિદ્ધિઓની જેમ તત્ત્વજ્ઞાનની આદર્શ અવસ્થાએ પહોંચવા માટે અશુભ એ કોઈ ખાસ ગંભીર બાબત ગણાતી નથી.)

'આપણને શિખવવામાં આવ્યું છે કે અશુભને ગંભીરતાપૂર્વક લેવું. અશુભતાનાં કારણોને ઓળખવા છતાં એને દૂર કરી શકાય તેમ નથી. અશુભ એ હમેશાં શુભની સાથે જ ઊભું છે એમ માની લેવાની જરૂર નથી, એ માત્ર વિકારોની નિપજ નથી કે જેને મટાડી શકાય, અથવા તો ભયની પેદાશ નથી કે જેને જીતી શકાય, એ અજ્ઞાનતું કારણ નથી કે જેને જ્ઞાનાંજનથી આંજી શકાય; આદર્શ માનવતામાં એને વાળી શકાય, એને સમાવી લઈ શકાય એવું ક્યારેય બનવાનું નથી........કદાચ એવો વખત આવશે કે જ્યારે પાછળ વળીને જોતાં માનવીની આ યાતના અને શરમ દ્વારા જ શાંતિનો માર્ગ મોકળો થતો દેખાશે...'

કુંજવિહારીની આંખો ઘેરાવા માંડી ત્યાં કૌલોનીમાંથી પાછી ફરતી પેલી વાસણવાળીનો ટહુકો વળી સંભળાયો: 'એય બરતન લો બરતન......' અને એની ઊંઘ બગડી.

વાસણનો ટોપલો ઊંચો કરીને એણે જવાબ આપ્યો હતો ત્યારે ઉપરથી એને જોતાંવાર કુંજવિહારી કેમ બે ક્ષણ પાછો હટી ગયો હતો!

એની આંખો પંપાળતા, જવાબ આપવા ઊઘડેલું મુખ અને...અને પહોળા ગળાનું કાપડું—!

પુષ્પાને ગયે હજી કેટલા દિવસ થયા હતા! અત્યારે બિચારી એની માંદી ફોઈના બિછાનામાં બેસીને એમનાં રુગ્ણ શરીરે હાથ ફેરવતી ખબર અંતર પૂછતી હશે...

વાસણવાળી ક્યા ગામની હશે? એની ઉંમર? બહુ બહુ તો બાવીસ ચોવીસ વર્ષની હશે, નહિ? શાથી ધાર્યું? પહોળા ગળાનું કાપડું—પેલી ચંચળ નજર!

પુષ્પાને ત્રીસ થયાં હશે, નહિ? દીપિને સાત અને દેવલને ચાર...દીપિનો બિચારીનો અભ્યાસ બગડ્યો ...ગાંડમાંડ અંગ્રેજી મીડીયમની શાળામાં એડમીશન મળ્યું ત્યાં વળી સુરત જવાનું થયું. દીપિ ને દેવલ શું કરતાં હશે?........દૂર દૂર 'બરતન લેના હૈ બરતન...'નો સાદ વળી સંભળાયો.

એને એણે શા માટે ન કહી દીધું કે કાલે અહીં તપાસ કરવા આવવાનો અર્થ નથી? પુષ્પા બહાર ગામ ગઈ છે એમ કહી દેવાનું એણે શા માટે માંડી વાળ્યું?

જોઈએ હવે કાલે આ વખતે પાછી આવે છે કે કેમ.

પણ કાલે તો ઑફિસ જવાનું જ ને. તાવ તો ઊતરી ગયો.

પણ શરીર હજી કેટલું કળે છે? પુષ્પા હોત તો શરીર દબાની આપત, બામ ઘસી આપત, જ્યારે આ બંસીધર, માળો રસોઈ જેવીતેવી ખવરાવે છે, વાસણ માંજ્યાં ન માંજ્યાં ને એ હવે અગાસીમાં જઈને એની ઓરડીમાં સૂતો. ચાર વાગ્યે ચા માટે કેટલી બૂમો મારશે ત્યારે જાગશે. ઊંઘણશી એક નંબરનો છે. આ નોકરોનું કેવું દુઃખ? આવાને આધારે છોડીને પુષ્પા ચાલી ગઈ એની ફોઈની ખબર કાઢવા. સ્ત્રીઓ પણ ક્યારેક કમાલ કરે છે!...

અરે! શરીર કેવું કળે છે? કાલે ઑફિસે જવાશે કઈ રીતે?

અને કુંજવિહારી બીજે દિવસે ઑફિસે ન ગયો.

ફરીથી સાડાબાર વાગ્યા. એણે ફિલસૂફીનું પુસ્તક હાથમાં લીધું. શુભ અશુભની છણાવટ આગળ ચાલી: Evil cannot be redeemed. (અશુભને ઉગારી શકાય તેમ નથી) ઉચ્ચાત્માઓને થડકાવી નાખે એવી આ તારવણી છે...'

ત્યાં વળી પેલો ટહુકો સંભળાયો: 'એ બોન... તમારા હારુ થૈને પેલી ઈસ્ટીલની તપેલી આણી સે...'

કુંજવિહારી ઊભો થયો. એણે બાલ્કનીમાં જઈને જવાબ આપ્યો, 'ઉપર આવ.'





જમણી તરફના પૅસેજમાં થઈને વાસણવાળી સીડી ચઢીને ઉપર આવી. કુંજવિહારીએ ફ્લૅટનું બારણું ખોલ્યું. બહારની સીડી પાસેની ખાલી જગ્યા ઉપર ટોપલો મૂકીને એ ઊભી રહી.

કુંજ એની સામે જોઈ રહ્યો.

'તારું નામ?' વિના વિચારે એણે થોડી ક્ષણો ચૂપચાપ જોયા કર્યા પછી પ્રશ્ન પૂછ્યો. પેલીએ સહજ ભાવે જવાબ આપ્યો,

'વીજળી; તે ચમ બોન, પુસ્પા બોન નથી...એમણે કયું 'તું કે...'

'ના એ નથી...તારી સ્ટીલની તપેલીઓનું શું આપવાનું છે? બતાવ તો ક્યાં છે એ તપેલીઓ?'

દૃષ્ટિ એકધારી વાસણવાળી તરફ જડાએલી રાખીને કુંજ એને પ્રશ્નો પૂછ્યે જતો હતો.

તપેલીનો ભાવ નક્કી થતાં કુંજે પૈસા આપ્યા.

'સુટા તો મારી ફાહે નથી...' સામે ધરેલી નોટો હાથમાં લેતાં વીજળી બોલી.

'કશો વાંધો નહિ, કાલે આપી જજે,' પોતે રોકી શકે તે પહેલાં કુંજથી હસી જવાયું હશે, કારણ કે વીજળીની આંખમાં એ સ્મિતનો જવાબ આવીને બેસી ગયો હતો.

'હારું સેઠ...તે પુસ્પાબોન કાલે તો હશે ને, એમની ફાહે થોડા ફાટેલા હાલ્લા ને કબજા સે એમ કે 'તાં 'તાં... આ પે'લાં પણ એમણે મારી ફાહેથી ઈસ્ટીલનું બાસ્કીટ લીધું 'તું, એવાં કપડાં આલીને સ્તો...'

'તું કાલે આવજે ને...તને કપડાં મળી જશે. અરે વીજળી જૂના કોટ પાટલૂન ચાલે કે?'

'હોવે અમારે તો બધુંય હાલે...તમ તમારે પુસ્પાબોનને આપી રાખજો ને...'

વીજળી 'તમ તમારે' બોલતાં વળી હસી પડી ને વાસણનો ટોપલો ઊંચકીને ચાલવા માંડી. પગથીયાં ઊતરતાં વળી પાછું એકવાર ડોકું ફેરવીને કુંજવિહારી સામે જોઈ લીધું. કુંજના મનમાં ઘણી બધી ઉથલપાથલ આરંભાઈ ચૂકી હતી. એ ઉથલપાથલનું પૃથક્કરણ એણે તે દિવસ અને રાત દરમ્યાન પેલા ફિલોસૉફીના પુસ્તકમાં શોધ્યું.

માનવીનું મન રૂઢિએ સામે ધરેલી નીતિરીતિની રચનામાં ચાલતાં આમ શાથી ગોઠવાઈ જતું હશે? માનવીનાં મનનું જ આચરણ એ રૂઢ આચાર વિચારને સાથે સાચ સ્નાન સૂતકનો સંબંધ ખરો? માનવીએ જાણી જોઈને પોતાની જાત ઉપર આવા અસ્વાભાવિક બંધનો શા માટે નાખ્યાં હશે?

કુંજવિહારી તે પછીને દિવસે પણ ઑફિસે ન ગયો. સાચેસાચ એની તબીઅત બરાબર નથી એમ એને મનોમન પ્રતીતિ મળતી હતી.

બાર વાગતાં પહેલાં જ એ આતુર બની બેઠો હતો. શુભ અશુભની તકરાર પતી ગઈ હતી. ફિલસૂફીને બીજું ઘણું કહેવાનું હતું. પશ્ચિમના પેલા કયા ફિલોસોફરે એમ નથી કહ્યું કે માનવીની પોતાની માનવી તરીકેની માગની આગળપાછળ જ વિશ્વની રચના થઈ છે? પૃથ્વીનું હોવું, જળ વાયુ અગ્નિ આકાશ એ તત્વોનું અસ્તિત્વ તે માણસને ઉપકારક નીવડે તે માટે જ છે. અરે નદીનાળાં પહાડ પર્વત; ઝરણાંનો કલરવ, ફૂલોની સુગંધી, પંખીનાં ગાન એ બધું માનવીને આનંદ આપવા માટે છે. પરમ પુરુષ પણ આનંદમય જ છે ને...તો પછી?

ત્યાં મીઠો ટહુકો આજે જાણે વધુ મીઠો બનીને સંભળાયો.

'બોન. પેલાં કોટ પાટલુન કાડી રાખ્યા સે? ઓ પુસ્પાબોન'......અને આ વેળા અવાજ બહાર રસ્તા ઉપરથી નહિ પણ ફ્લૅટના દરવાજાની બહારથી, સીડીના પગથીયાં ઉપરથી આવતો હતો. કુંજનું મન પણ ઝડપથી પગથીયાં ચઢી ગયું, એક સાથે બબ્બે ત્રણ ત્રણ પગથીયાં. એમાં નીતિરીતિનાં ધોરણો, ફિલસૂફીની વાતો બધુંજ કૂદી જવાયું હતું.

એણે ઝડપથી બારણું ખોલ્યું.

'ઓ સેઠ તમે!' વીજળીએ જાણી જોઈને આશ્ચર્ય બતાવ્યું. 'હારું થયું; લો આ સુટા રૂપીઆ કરાવતી

આઈ સું,' બોલીને એણે કેડ ઉપરથી સાલ્લાનો છેડો છૂટો કર્યો.
'રે'વા દે ને વીજળી, એની કંઈ જરૂર નથી...'
'એમ તે હોય સેઠ!'
'એમાં શો વાંધો?'
'ભલે તારે...પસે તમે કોટપાટલૂન કઢાવી રાખ્યા સે? મારા બોન આજે પણ ઘરમાં નહી?'
'ના એ તો છે ને...નથી...સુરત ગઈ છે. બાળ-બચ્ચાં સાથે...'
'એમ કે? મારા સેઠ, તાણે બોલતા હું નથી?' બોલીને એ અર્થપૂર્ણ હસી. એની આંખોની વીજળી આઘાત કરવામાં પાવરધી હતી. એવો આઘાત કે જે જીરવવો ગમે, એમ કુંજવિહારીને લાગ્યું.
સહેજ થોથવાતાં એ બોલ્યો, 'અંદર અવાય હોં વીજળી...'
વીજળીને વાંધો ન હતો.
એ અંદર પ્રવેશી, કુંજે બારણું બંધ કર્યું. બન્ને એકબીજાને અડોઅડ બેઠાં. વીજળી હસ્યા કરતી હતી, જાણી જોઈને વચમાં વચમાં આંખ ઢાળી દેતી હતી. ખભે ખણજ આવે છે એવો ચાળો કરીને એણે ખભા ઉપરથી સાડી પણ સેરવી દીધી, સીફ્તથી, ચપળતાથી.
કુંજ એની નજર સામે જ જોઈ રહ્યો હતો અત્યાર સુધી, એની નજર સાડી જ્યાંથી ખસી હતી ત્યાં પહોંચી...ઢળતા ખભા ઉપરના સ્નાયુઓ મજબૂત હતા, એ ઉપર જડાયેલી ચામડી સખત હતી. ત્યાં એક જાતની આવકાર આપતી ચમક પથરાઈ હતી. એની નજર નીચે ઊતરી તે અગાઉ વીજળીએ બટન ખોલી નાખ્યાં હતાં.
'તમ જેવા સેઠને ખુશી કરવાનો તે શો વાંધો...? આ પેલા ધરમતલ્લા ઉપર આપણા રાજકોટવાળા વજેસંગ ભૈ નથી? સનેમાનું કામ કરે સે; એ મને કે'તા 'તા અલી વીજળી મારું માને તો તને મમ્મઈ લઈ જૌં...એ' આ પેલી કઈ દેવી સે ને તે પણ તારા જેવી મૂળે વાઘરણ જ અતી...ને અવે તો હાચેહાચ સનેમાની દુનિયામાં દેવી થૈને ફરે સે...'
એટલું બોલતાં બોલતાં તો વીજળીએ છાતી ઉપરનું આવરણ દૂર કર્યું, પછી શરમને ખંખેરતાં કુંજની સામે જોઈને પૂછ્યું,
'હાચું બોલજો સેઠ, આ કબજો મને કેવો ભળે સે? આ પંદર દા'ડા પે'લા પુરપાઓને જ મને થૈને આપેલો કે' કે અલી વીજળી તને આ હારો લાગશે...'
પછી છાતીમાં શ્વાસ ભરીને વાત એણે પૂરી કરી, 'કે'તાં 'તાં કે અસલ બનારસી રેશમ સે રેશમ...'

કુંજનો હાથ વીજળીના ખભા ઉપરથી સરી ગયો; વીજળીની ખુલ્લી છાતી ઉપરથી એની નજર પણ ખસી ગઈ હતી...બનારસી રેશમ!...બે વર્ષ પહેલાં ચાહીને પુષ્પા માટે લઈ આવ્યો હતો તે આ જ! આ જ એ કાપડું?...અરે હાસ્તો! માત્ર રંગ ફિક્કો પડી ગયો હતો, અને મ્હોળીયા ઉપરની જરી ઝંખવાઈ ગઈ હતી.
અવાક અચેતન બનીને એ જાણે ભોંય જડાઈ ગયો. વીજળીએ મિનિટ બે મિનિટ રાહ જોઈ. પછી આંખમાં ભારોભાર ઘૃણા સાથે ભભૂકી ઊઠતાં બોલી, 'હાય માડી, મારા તો કરમમાં જ આવું લખ્યું સે... એ પણ અમણાંથી મારું આ બધું જોતાં વેંત ઠંડા ગાર થઈ જાય સે. તે તમારા જેવા ભડ ભાયડા પણ હાવ આવા! હાય રે માડી! બળ્યું મારું કપાળ!... ટોપલો ઉપાડીને વીજળી ચાલતી થઈ. સીડી ઊતરતાં વાર એણે લહેકો કરીને ટહુકવા માંડ્યું (ના, પણ કુંજવિહારીને હવે એ કંઠમાંથી ટહુકો પ્રગટતો નો'તો લાગતો) 'એય બરતન લેના હૈ બરતન...'
કુંજને થયું કે એને શ્રવણેન્દ્રીય જ ન હોત તો કેવું?







ડૉ. નરસિંહ મૂ. શાહ

# વિજ્ઞાનની જમા બાજુ

વિજ્ઞાન પણ સમાજની ખૂબ મોટી સેવા કરી રહ્યું છે, કરી શકે છે એ વાત કોઈ નકારી શકે તેમ નથી. જાણીતા વિજ્ઞાનવિદ્ આ લેખમાં વિજ્ઞાન વિષે જે ઉપયોગી માહિતી પૂરી પાડે છે તે પ્રત્યેકને વિચારવા જેવી ગણાય...

વિજ્ઞાન પોતાની વિજયયાત્રામાં ઝડપી ગતિથી આગળ વધતું જાય છે. માનવજીવનનાં અનેક ક્ષેત્રોમાં વિજ્ઞાને પોતાની અસર પ્રસારી છે. વિજ્ઞાનની મદદ વડે અનેક ઉદ્યોગો અસ્તિત્વમાં આવ્યા છે. પરિણામે દુષ્પ્રાપ્ય ચીજ વસ્તુઓ સુપ્રાપ્ય બની છે; નવી વસ્તુઓ અસ્તિત્વમાં આવી છે. ખેતીમાં પણ વિજ્ઞાનનો પ્રભાવ દેખાયો છે. જ્યાં એક તરણું ઊગતું ત્યાં આજે વિજ્ઞાનની મદદ વડે બે તરણાં ઊગતાં થયાં છે. કાપડઉદ્યોગમાં વિજ્ઞાને પરિવર્તન કર્યું છે. રૂ, રેશમ, ઊન જેવા બનાવટી તાંતણાઓ વિજ્ઞાનની મદદથી તૈયાર કરવામાં આવ્યા છે અને તેમાંથી નાયલોન, રેયોન ઇત્યાદિ નવી જાતનું કાપડ બનાવી વસ્ત્રવિજ્ઞાનમાં નવું પ્રકરણ ઉમેર્યું છે. આ ઉપરાંત જીવનનું અંતિમ સત્ય સમજવાનો, અમરતાની ચાવી પ્રાપ્ત કરવાનો પણ વિજ્ઞાનનો એક પ્રયાસ છે. ભૂતકાળમાં આ પ્રયત્ન દિવ્ય સ્વપ્ન જેવો લાગતો હતો : મૃગજળ પાછળ પડી તરસ છીપાવવા જેવું લાગતું હતું. મધ્ય યુગના કીમિયાગરોએ આ દિશામાં અનેક ઝાંવાં મારેલાં; જીવન-અમૃત (એ લિક્ષિર ઑફ લાઈફ) શોધવા અનેક નિષ્ફળ પ્રયાસો સાહસપૂર્વક કરેલા. માનવીને રોગવિહોણો અને ચિર-યુવાન રાખવો એ હેતુસર એમણે આ અમૃત શોધવા પુષ્કળ સંશોધન કરેલું. આવા ફોગટ પ્રયત્નોમાં ત્રણ ચાર સૈકાઓ નીકળી ગયા. પરંતુ વીસમી સદીના પૂર્વાર્ધના છેલ્લા ચરણમાં માનવી આ દિશામાં એટલી બધી પ્રગતિ સાધી શક્યો છે કે એ અંગેના સંશોધનની કેટલીક રસપૂર્ણ માહિતી રજૂ કરી શકાય એમ છે.

વૈદ્યો-દાક્તરો અને દર્દો પરાપૂર્વથી ચાલ્યાં આવે છે. આપણા દેશમાં હજારો વર્ષો પૂર્વે અશ્વિનીકુમાર જેવા બાહોશ અને કુશળ વૈદ્યો થઈ ગયા. સુશ્રુત અને ચરક ભારતના વૈદક વિજ્ઞાનના ક્ષેત્રમાં સુવિખ્યાત છે. હીપોક્રેટસ પ્રાચીન ગ્રીસનો જાણીતો વૈદ હતો. સોળમી સદીમાં પારા સેલ્સસે લોહ, જસત અને તાંબાના ક્ષારો બનાવી તેમનો દવાઓ તરીકે ઉપયોગ કરવાનું શરૂ કર્યું હતું: એ પૂર્વે આપણા દેશમાં પારાની બનાવટો ઔષધ તરીકે બનાવવામાં આવતી. પરંતુ આ બધી શોધો પ્રથમ પગથિયા જેવી ગણાય. એ જમાનામાં આપણા શરીરની રચના અંગે વૈદ્ય દાક્તરોને સર્વગ્રાહી જ્ઞાન ઓછું હતું. આધુનિક પ્રયોગ-શાળાઓ, માઈક્રોસ્કોપ અને તપાસ માટે બીજાં સાધનો અસ્તિત્વમાં નહોતાં—શોધાયાં જ નહોતાં. ઓગણીસમી સદીમાં વિજ્ઞાને ઠીક પ્રગતિ કરી; પરિ-ણામે દર્દવિજ્ઞાન અને દર્દનિવારણ માટે ઉપયોગી સાધનો યોજવાનું શરૂ થયું. પછી તો માનવશરીરની રચના, તેનાં અંગોનું કાર્ય, જીવાણુઓ દર્દો ઉત્પન્ન કરે છે એ શોધ, નિશ્ચેતક-એનેથીસીઆની શોધ, પરિ-ણામે સર્જરીમાં પ્રગતિ—આ બધું એટલું સુવિદિત છે કે તેનું પુનરાવર્તન કરવાની આવશ્યકતા નથી.

છેલ્લાં થોડાં વર્ષોની અનેક નાની મોટી વૈજ્ઞાનિક શોધમાં સૌથી વિશેષ મહત્તાપૂર્ણ અને આકર્ષક એ ત્રણ શોધો તરી આવે છે. એક પરમાણુ શક્તિની, બીજી રેડારની, ત્રીજી જેટથી ઊડતાં વિમાનો. પરમાણુ શક્તિએ પરમાણુ બૉમ્બની બનાવટ શક્ય બનાવી. પરમાણુ બૉમ્બ એટલે પરમાણુ તોડીને વછૂટતી શક્તિનો ઉપયોગ કરીને બનાવેલ શસ્ત્ર. આ શસ્ત્ર અત્યારસુધી શોધાયેલ શસ્ત્રોમાંથી સૌથી પ્રબળ શસ્ત્ર છે. સામાન્ય દારૂગોળા કરતાં લાખોગણું સંહારક છે. જ્યાં તેનો ઉપયોગ થાય ત્યાં ભયંકર સંહાર વેરે છે. એટલું જ નહીં, એથી પેદા થતી રજ વર્ષો સુધી માનવીની તંદુરસ્તીને બગાડે છે; જેની અસર સંતતિ પર પડે

છે. ગયા વિશ્વયુદ્ધમાં એક જ પરમાણુ બોમ્બે જાપાનનો ધાણ કાઢી નાખ્યો. પરમાણુ બોમ્બની મહા વિનાશકારી અસરે માનવીને થરથરાવી મૂક્યો. યુદ્ધ વિરામ બાદ પરમાણુશક્તિનો ઉપયોગ સંહારને બદલે સર્જનાત્મક રીતે કરવા સૂચનો થયાં એટલે તેનો ઉપયોગ શાંતિકાળને અનુરૂપ કરવા પ્રયત્નો ચાલુ થયા અને અદ્યાપિ ચાલી રહ્યા છે. માનવજાતના શ્રેયાર્થે પરમાણુશક્તિ વાપરવાની શક્યતાઓ અમર્યાદિત છે એમ સંશોધને પુરવાર કર્યું. એટમિક રિએક્ટરની રચના કરી પરમાણુશક્તિનો ઉપયોગ વીજળી પેદા કરવા માટે થવા લાગ્યો છે. આમ શક્તિના સાધન તરીકે પરમાણુશક્તિ ઉપયોગમાં આવવા લાગી છે. આપણા દેશમાં પણ તારાપોર ખાતે પરમાણુ શક્તિ વડે વીજળી પેદા કરવાનું કામ હાથ ધરવામાં આવ્યું છે અને એવા બીજા ઉત્પાદક મથકોની યોજના થઈ રહી છે. પરમાણુશક્તિનો ઉપયોગ સંચા ચલાવવા માટે પણ કરવામાં આવે છે. પરમાણુ શક્તિ વડે ચાલતી સબમરીન ઉત્તર ધ્રુવ નીચેના બરફના થરો સોંસરી પોતાનો રસ્તો કાઢી શકી છે. પરમાણુશક્તિનો ઉપયોગ કરી સ્ટીમરો ચલાવી શકાય છે.

વૈદ્યકીય ક્ષેત્રમાં દર્દનિવારણ અંગે અસરકારક પુરવાર થયેલ કેટલીક બાબતો લઈએ. પરમાણુના અદૃશ્ય રજકણોમાં અનેક દર્દો મટાડવાની અને માનવીના શરીરનાં રોગગ્રસ્ત થયેલાં અંગોને વ્યવસ્થિત કરવાની શક્તિ રહેલી છે. પરમાણુની આ શક્તિએ વૈદકમાં નવાં ક્ષેત્રો ખુલ્લાં કર્યાં છે : વૈદકીય સારવારમાં નવું પ્રકરણ ઉમેર્યું છે. એથી સારવારમાં પુષ્કળ ફાયદો થતો માલૂમ પડે છે. છેલ્લી પચીસીમાં પરમાણુ વિકિરણના માત્ર બે ઉત્પત્તિ સાધનો જાણીતા હતા. ક્ષ-કિરણો અને રેડિયમ બંનેનો ઉપયોગ અમુક દર્દોના ઉપચારમાં અસરકારક થતો; જેવાં કે કેન્સરની ગાંઠો અને ચામડીનાં અમુક દર્દોમાં. એટલે તેમની ઉપયોગિતા મર્યાદિત હતી.

૧૯૩૪માં ફ્રેડેરીક જોલિયો ક્યુરી અને તેમની પત્ની ઇરીન ક્યુરીએ આઈસોટોપ તરીકે ઓળખાતા બનાવટી રેડિયો-એક્ટીવ પરમાણુઓ તૈયાર કરવાની રીત શોધી કાઢી. આઇસોટોપ એટલે એક જ મૂળતત્ત્વના જુદા જુદા પરમાણુ વજનવાળા પરમાણુઓ. ૧૯૩૬માં રેડિયો-એક્ટીવ આઇસોટોપ માનવ શરીરમાં દાખલ કરીને વૈદકીય રીતે વાપરી શકાય એ પુરવાર કરતાં અનેક સંશોધનો પ્રગટ થયાં. શરીરમાં આઈસોટોપો ખાસ ગુણો દર્શાવે છે એમ માલૂમ પડ્યું. તેઓ શરીરના અમુક ભાગમાં જ સંકેન્દ્રિત થાય છે અને બીજા ભાગો એનાથી લગભગ મુક્ત રહે છે. દાખલા તરીકે, ફોસ્ફરસનો રેડિયો એક્ટીવ આઈસોટોપ હાડકામાં, આયોડીનનો આઈસોટોપ થાઈરોઇડ ગ્રંથિમાં, કોબાલ્ટનો રેડિયો-એક્ટીવ આઇસોટોપ ચામડીમાં મુખ્યત્વે ભેગો થાય છે, આ રીતે એકઠાં થતાં રેડિયોએક્ટીવ આઈસોટોપો શરીરના એ ભાગોની રોગિષ્ટ પ્રક્રિયાઓ અટકાવે છે. પરિણામે એમનો ઉપયોગ દર્દમાંથી મુક્તિ માટે એ દર્દની સારવારમાં થઈ શકે. આઇસોટોપનો ઉપયોગ કરી શકાય એવી ઇસ્પિતાલો કાઢવામાં આવી. પ્રયોગો કરતાં માલૂમ પડ્યું કે આઇસોટોપો વડે સારવાર થઈ શકે છે અને દર્દીને સાજો કરી શકાય છે. આ ઉપરાંત આઇસોટોપનો ઉપયોગ ટ્રેઈસર તરીકે કરી શરીરના કયા ભાગમાં દર્દ છે એનું નિદાન પણ કરી શકાય છે. ફોસ્ફરસનો આઇસોટોપ લોહીનાં દર્દોની સારવારમાં અસરકારક નીવડે છે. રેડિયો એક્ટીવ આયોડીન થાઇરોઈડ ગ્રંથિના રોગોની સારવારમાં અસરકારક થાય છે. હાડકાના ફ્રેક્ચરમાં તૂટેલા ભાગના સાંધા જોડવા રેડિયોએક્ટીવ સ્ટ્રોન્શીઅમ ઉપયોગી થાય છે. આ પ્રકારની આઇસોટોપિક ચિકિત્સા પ્રગતિ કરતી જાય છે : ચામડીના કેન્સરમાં, કંઠમાળની સારવારમાં રેડિયોએક્ટીવ કોબાલ્ટ ખૂબ અસરકારક પુરવાર થયું છે. લગભગ ૮૩ ટકા દર્દીઓને આ સારવાર ફાયદાકારક નીવડી છે. ભયંકર કંઠમાળના ૭૦ ટકા દર્દીઓ આ રીતે સાજા થયા છે.



હવે એક બીજી ઉપયોગી બાબત લઈએ. લોહીએ માનવીના જીવનમાં જેટલો મહત્તાપૂર્ણ ભાગ ભજવ્યો છે અને ભજવે છે એના જેવા શરીરના અન્ય કોઈ પણ કોષ સમૂહે (ટિસ્યુએ) ભજવ્યો નથી. જૂના કાળમાં પ્રતિજ્ઞાઓ લોહી છાંટીને લેવાતી : ધાર્મિક વિધિ અને ક્રિયાઓમાં પણ લોહીને અગ્ર સ્થાન હતું. કેટલીય દવાઓની બનાવટમાં લોહી વાપરવામાં આવતું. આમાંનું કેટલુંક વહેમ તરીકે ગણી કાઢી નાખીએ : તો પણ એ સ્પષ્ટ છે કે લોહી આપણા વિચારોમાં પ્રાધાન્ય ભોગવે છે. આપણા શરીરની જીવન ક્રિયાઓમાં આ રાતું પ્રવાહી અતિ મહત્વનું છે, એ જૂના કાળથી જાણીતું છે. દર્દને લીધે શરીરમાંથી લોહી ઓછું થઈ જાય યા જખમ થતાં શરીરમાંથી લોહી વહી જાય તો જીવનદીપ બુઝાઈ જાય એની કોને ખબર નથી ?

લોહી શરીરમાં કોષોને પોષણ અને ઑક્સિજન પૂરો પાડે છે. તેનું એ કાર્ય બંધ થઈ જાય યા ક્ષીણ થઈ જાય તો હૃદય બંધ પડે છે.

આધુનિક રક્તદાન(બ્લડ ટ્રાન્સફ્યુઝન)ની રીત અસ્તિત્વમાં આવ્યા પછી અનેક જિંદગીઓ બચાવી શકાય છે—જે પૂર્વે અશક્ય હતું. આધુનિક વૈદકીય સારવારમાં રક્તદાન મહત્ત્વનો ભાગ ભજવે છે. લોહી ઓછું થઈ ગયું હોય તો રક્તદાનથી એની ખોટ પૂરી પાડી શકાય છે. પાંડુ રોગ(એનિમિયા)ને અટકાવી શકાય છે : આઘાત (શોક) લાગ્યો હોય, શરીરનો કોઈ ભાગ દાઝી ગયો હોય—આ બધામાં રક્તદાન ઉપયોગી થાય છે.

લોહી આપવા માટે લોહીનો દાતા જોઈએ. દાતાઓએ આપેલું લોહી ઠંડીમાં રાખી મૂકવામાં આવે છે. તેને થીજી જતું અટકાવવા સોડિયમ સાઈટ્રેટ વાપરવામાં આવે છે. આને 'બ્લડ બૅન્ક' કહેવાય છે. પણ લોહી આપનારા મળી આવવા જોઈએ ને ? મોટા પ્રમાણમાં લોહી જોઈતું હોય તો શું કરવું ? ગયા વિશ્વ યુદ્ધ વખતે ઘાયલ થયેલ હજારો સૈનિકોને રક્તદાન વડે જીવાડવાની જરૂર ઊભી થઈ. લડાઈને મોરચે બ્લડ બૅન્કની વ્યવસ્થા કરવાથી અનેક સૈનિકોની જિંદગી બચાવી શકાય. લડાઈના મોરચે બ્લડ બૅન્કની સગવડ અસંભવિત તો નહીં પણ મુશ્કેલીભરી ખરી. પુષ્કળ લોહી આપનારાઓ તૈયાર રાખવા જોઈએ. યુદ્ધ મોરચે એ કેવી રીતે બને ? મરેલા માણસનું લોહી આ કામ માટે વાપરી શકાય ?

સંશોધનને પરિણામે માલુમ પડ્યું કે મડદાનું લોહી રક્તદાન માટે વાપરી શકાય. યુદ્ધમાં મરેલા સૈનિકોનું લોહી લઈ રક્તદાન કરવામાં આવ્યું. મડદાંનું લોહી એવો કયો ગુણ ધરાવે છે, જેથી એ ઉપયોગી થાય છે ? આ અંગે સર્વગ્રાહી ખુલાસો પ્રાપ્ય નથી, પણ નીચેની સમજૂતી સંતોષકારક લાગે છે : લોહીમાં ફિબ્રીન નામનો કીણ (ફરમેન્ટ) હોય છે. એને થ્રોમ્બીન કહેવાય છે. થ્રોમ્બીન લોહી થીજવે છે. લોહીમાં થ્રોમ્બીન ન હોય તો લોહી વહેતું બંધ થાય નહીં. મૃત્યુ પામેલ માણસનાં યકૃત, બરોળ, ફેફસાં વગેરેમાંથી નવો કીણ (ફરમેન્ટ) લોહીમાં દાખલ થાય છે. આ ફરમેન્ટ પ્રતિ થ્રોમ્બીન છે : તે થ્રોમ્બીન સાથે સંયોજાઈ જાય છે અને લોહીમાં સ્વતંત્ર થ્રોમ્બીનનું અસ્તિત્વ ન રહેવાથી તે લોહી થીજતું નથી. એટલે કોઈ પણ બાહ્ય પદાર્થ લોહીમાં ઉમેર્યા વિના મડદાનું લોહી રક્તદાન માટે વાપરી શકાય. ખરેખર, આ એક ઉપયોગી શોધ છે. આથી જીવતાં માણસો પાસેથી લોહી માગવાની જરૂરીઆત ઊભી થતી નથી. પરંતુ મડદાના લોહીનો પુરવઠો મર્યાદિત છે. ચેપી રોગોથી પીડાતા, દીર્ઘ યાતનાઓ ભોગવી મૃત્યુ પામેલા, મોટી રક્તવાહિનીઓને ઈજા પામવાથી મરેલાઓનું લોહી રક્તદાન માટે વાપરી શકાતું નથી. એટલે રક્તદાન માટે જીવતાં માણસોના લોહીની જરૂર રહે જ છે.

લોહીના અભ્યાસમાં નિષ્ણાતો લોહીને બદલે વાપરી શકાય એવા બનાવટી પદાર્થો શોધવા પ્રયત્નો કરે છે-

કરી રહ્યા છે. રક્તદાનની અનેક પ્રકારની આધુનિક રીતો અપનાવવામાં આવી છે અને નવી નવી યોજનાતી જાય છે. જેટલો વપરાશ વધારે તેટલા પ્રમાણમાં લોહીની જરૂરિયાત વધારે. પણ આપણે જોઈ ગયા કે લોહીનો પુરવઠો અમર્યાદિત નથી. એટલે લોહીને બદલે વાપરી શકાય એવા પ્રવાહીની માગણી ઊભી થઈ છે. આ અંગે પુષ્કળ સંશોધન ચાલી રહ્યું છે. વિજ્ઞાનની આગેકૂચ આ સમસ્યા ઉકેલવા સમર્થ થાય ત્યારે ખરી! એટલું જરૂર ચોક્કસ છે કે એ સમય ખૂબ દૂર લાગતો નથી.

માનવીની આયુષ્ય મર્યાદા, દર્દી ઉપર કાબૂ અને તેની જિંદગી બચાવવામાં વિજ્ઞાન ઘણે અંશે ફળીભૂત થયું છે. આ વિજ્ઞાનની જમા બાજુ—વિજ્ઞાને સમાજ માટે આપેલો ફાળો.



## ગયા અંકનો સુધારો

ગયા અંકમાં શ્રી શિવકુમાર જોષીની વાર્તા 'અભિસાર'માં એ વાર્તાને અંતે આવતું લખાણ શરતચૂકથી છપાયું નહોતું. એ વાર્તામાં છેલ્લે આટલું ઉમેરીને વાંચવી—

પવન વ્હેતો 'તો આકુળવ્યાકુલ,
પથતરુછાયે ફૂટે છે મુકુલ—'
'રેવતી!'
'રાજાને કાનને પ્રગટ્યાં બકુલ,
કેતકી રજની ગન્ધા...'
'તને થયું છે શું રેવતી? હું હવે...'
'સાંભળો કહું છું...એ વાતને વર્ષો વીતી ગયાં. નિર્જન પથ ઉપર એકાકી સંન્યાસી જ્યોત્સ્નાછાઈ રાત્રે આલ્યો જતો હતો, નગરની બહાર આમ્રકુંજને છેવાડે કોઈ ભયંકર રોગમાં કણસતું સૂતું હતું. સંન્યાસીના ચરણ ભૂલભૂલથી એને સ્પર્શી ગયા...'

રેવતી એટલું બોલીને ચૂપચાપ સૂઈ રહી, વિભાકરનું અભિમાન માર્ગ આપતું નથી એમ એને સમજાયું. આગળ બોલવાનો કશો અર્થ ખરો? એવો પ્રશ્ન રેવતીના મુખ ઉપર અંકાયો.

'મારી વાત સાંભળ રેવતી,' વિભાકર સહેજ ઝૂકીને બોલ્યો. રેવતીના કાન સળવળ્યા.

'હું સંન્યાસી નો'તો, હજી પણ નથી. તને ઊંચકીને મારા અંકમાં સ્થાપવાની તાલાવેલી છે. પણ તે તાલાવેલી પેલા વિભુદાની તાલાવેલી નથી...હવે બોલ, તારો આ અભિસાર પૂર્ણ કરું?' રેવતીના વાળમાં વિભાકરનાં આગળાં પરોવાતાં હતાં.

ક્ષણો સુધી, મિનિટો સુધી રેવતી ચૂપ પડી રહી, એની વાણી મૌન હતી, અંતર રવે જતું હતું.

'ઝરે છે મુકુલ, કૂજે છે કોકિલ,
યામિની ચાંદની મત્તા.
કોણ તું આવ્યો? કોણ દયામય?'
ને રેવતીને સાંભળવું હતું.
'આજ એ રાત્રી, આવ્યો એ સમય
આવ્યો હું વાસવદત્તા...'

પણ આ વાસવદત્તાનો અભિસાર ક્યાંથી પૂર્ણ થાય? રેવતીની સમક્ષ પૂર્ણેન્દુનું મુખ, એની ચોકીયાત નજર સાથે ઉપસતું હતું. અંતરપટ પર તે જ ક્ષણોમાં આટલાં વર્ષોમાં જેમ બનતું હતું તેમ વિભાકરના પ્રેમોદ્‌ગાર, અને પેલી રાત્રીનાં આલીંગન ચૂંબન રમતાં હતાં. વિભુદા, તમે...તમે માત્ર મારા વિભુદા બનીને જ આવો...એ સિવાય બીજી કોઈ રીતે તમને આવકારવાની મારામાં હિંમત નથી...'







મધુ રાય

# હું નહિ તમે નહિ

ગુજરાતથી સેંકડો માઈલ દૂર રહીને ગુજરાતી વાર્તાઓનું સર્જન કરી રહેલા આ વાર્તાના લેખકથી આજે વાચકો અજાણ નથી. શૈલી અનોખી, વસ્તુ અનોખું, ગુજરાતીઓ માટે તો સ્થળ અને વાતાવરણ પણ અનોખું, રજૂઆત પણ અનોખી—એવી સાવ જુદી તરી આવતી વાર્તા તો વાંચવી જ પડે...

જો તમારે બડા બજારથી આવવું હોય તો પણ દસ નંબરની બસ અને બાલિગંજથી આવવું હોય તો પણ દસ નંબરની. પણ જો ભવાનીપુરથી આવો તો હાજરા પાસેથી તેત્રીસ નંબરની બસ... જો કે, મને એ તરફની ભૂગોળની કંઈ ખબર જ નથી. પણ જે હોય તે, તમે પાર્કસર્કસ પાસે જો ઊતરો, તો ' ______ ' મૅડિકલ કૉલેજ પૂછવું. શ્યાલદહ પાસે જે છે એનું નામ તો છે ' નીલ રતન ' અને જે શ્યામબજાર પાસે છે એનું નામ આર જી કાર છે. હા...હા, કાર નહિ ' કર '.

તો, હું શું કહેતી હતી, દસ નંબરની બસ. નીલા એમાં નથી આવતી, કારણ કે એ બસમાં જ નથી આવતી. એનું ઘર પાસે જ છે. એટ એ સ્ટોન્સ થ્રો. હું બસમાં નહોતી આવી. પગે આવી હતી—મજા પડી હતી. ઇન્ટાલીથી સીધા,—એટલે આમ તો આડા તેડા ફરવું વળવું પડે, તો પણ—જાઓ એટલે એ—મૅડિકલ કૉલેજ મેં પણ એમ જ કહ્યું હતું—પણ જોજો, નંબર શોધવા બેસશો તો પત્તો નહિ ખાય, નંબર બહુ ગોટાળીઆ છે. સ્કીમ નંબર, રૂમ નંબર, મકાન નંબર, તલ્લા નંબર...નંબર વળી મરાયાય હમણાં છે. પહેલાં તો જેને જેવી ઇચ્છા, એવી રીતે લખે, ઇંગ્લિશ, બંગાળી, હિન્દી—ના, ગુજરાતી કોઈ નહિ. ધારો કે સ્કીમ ' આઈ એક્સ એલ આઈ ' નંબર ટ્વેલ્વ, ટુ ગિવ એ રૅન્ડમ એક્ઝામ્પલ્ તો ફસાયા. તમારે એ યાદ રાખવું જોઈએ. એન્ટાલી પછી કેટલામું સ્ટેન્ડ. અથવા તો કયા મકાનની સામે. કે પછી કૉલેજની કઈ બાજુ. અરે પૂછવા બેસશો, તો ત્રણ મિનિટ ઊભા રાખશે. પછી પેટ ઉપર ખંજવાળતાં ખંજવાળતાં કહેશે : ' આગળ ઉપર એક માછલીની દુકાન છે, લાલ મકાનમાં ડાબી બાજુ ત્રીજી. એકતલા, ( એટલે ગ્રાઉન્ડ ફ્લોર ) ઉપર ત્યાં આ આખાય પાર્કસર્કસનો પ્લાન છે. હા, હા, પ્લાન નહિ પ્લેન, છે. ત્યાંથી જાણી લેજો. હવે એ મજૂરી કરવા જેવી નથી. એક તો એ માછલીની દુકાન ક્યાં આવી એની જ તમને ખબર નહિ પડે. અને તમારી પાસે કોઈ ચિટકીમાં જો ઇંગ્લિશમાં સરનામું લખ્યું હશે, તો વળી તમે કોઈને બતાવી શકશો, નહિ તો એલ એક્સ આઈ—અરે, આઈ એક્સ એલ આઈમાં પાછું કોઈ નયે સમજે. તમે છોકરી હશો તો બસ સ્ટેન્ડ શોધશો, અને છોકરા હશો તો વધુ પડપૂછ પણ કરો. તમને મળે એ વાતમાં માલ નથી. એટલે જશો આગળ આગળ. એટ્મોસ્ફીઅરમાં થોડી ભિનાશ હશે, જો ગઈ રાત્રે વરસાદ પડ્યો હશે તો, અને જો વરસાદ નહિ પડ્યો હોય તો થોડી ધૂળ ઊડતી હશે. બે બાજુ બે ફૂટપાથ, વચ્ચે પણ એક ફૂટપાથ. એટલે આમ ત્રણ ફૂટપાથ થઈ, પણ રસ્તા તો બે થયા. તમને બસ સ્ટેન્ડ જ નહિ મલે. પણ પછી અકારણ એક પાટલૂનવાળાને તડકામાં ઊભેલો જોશો, અને એની પ્રેયસી ન હોય એ રીતે એક બીજી એંગ્લો ઇન્ડિયનને ઊભેલી જોશો. એટલે બેમાંથી જે યોગ્ય લાગે એને જઈને પૂછશો, સ્કીમ આઈ એક્સ એલ આઈ, મકાન નં. ટ્વેન્ટી ટુ—કે ટ્વેલ્વ. જે હોય એ—એટલે એને ઇનવેરીએબલી ખબર નહિ હોય, પછી તમે તમારા મિત્ર કે તમારી બહેનપણી સાથે જે વાત થઈ હશે તે ઉપરથી જરા વિચાર કરી, અનુમાન લડાવી કહેશો, એ પેલી—મૅડિકલ કૉલેજની આજુબાજુ જ ક્યાંક છે. વરસાદ જો ગઈ રાત્રે પડ્યો હશે, તો ફૂટપાથની એકાદ બાજુ ખાબોચીઉં ભરાયું હશે, તમે એ જરા સંભાળી તમારી પાસેની વ્યક્તિ શું કહે છે એ સાંભળશો. એ કહેશે, ઓ, ( તમે

છોકરી હશો, અને છોકરાને પૂછ્યું હશે તો રિક્ષાવાળાની જેમ, અને છોકરો હશો અને પેલી છોકરીને પૂછશો તો ઑફિસ ટાઈમમાં ટૅક્સીવાળાની જેમ સામેની વ્યક્તિઓ કહેશે ) પછી કહેશે, બસમાં ચડી જાઓ. હું ઊતરું પછીનું સ્ટેન્ડ, કે બીજું સ્ટેન્ડ... વગેરે. તમે પૂછશો સ્ટેન્ડ ક્યાં છે? એ કહેશે અહીં —આ રહ્યું. તમે જોશો, ઓહો, આ રીતે, લગાડ્યું છે! અને બોકાની જેમ જોઈ રહેશો.

રજાને દિવસે જ જવાનું ઠીક પડશે. કારણ કે આમે વાતાવરણ શાંત, અને તમારેય કશી દોડાદોડી ન હોય. અને રજા હશે એટલે સ્લો મુવિંગ વ્હીકલ્સ, રિક્ષા, ઠેલા વગેરે નો એન્ટ્રી હોય તો ય આવી શકશે. તમે બેસો ન બેસો તમારી મુનસફીની વાત છે. સ્લો મુવિંગ વ્હીકલ્સમાં સિનેમા, કુસ્તી, સર્કસની જાહેરાતવાળા, પેલું બંને બાજુ બે મોટાં પતરાં ઉપર પોસ્ટરો ચોડી ધક્કા મારી મારીને પેલું શું કહેવાય —એવું પણ પસાર થઈ જાય. એમાં લીથોથી છાપેલાં રુસ્તમે આઝમની કે નાઈટ બર્ડની કે ગ્રેઈટ એશિયન સર્કસની કદાચ સસ્તી જાહેરખબર હશે. હાસ્તો એ જ, કુસ્તીઓ, જેમાં બબ્બે રૂપિયા ટિકિટ ખર્ચીને પેલા ભૈયાઓ જોવા જાય છે અને જેમાં પહેલવાનો પહેલેથી મસલત કરીને આવે છે. જો કે કુસ્તી વખતે અચ્છા એક્સાઈટિંગ દાવ અજમાવે છે—મજા આવે એ ઘડી. એ જ સર્કસ જેમાં એક હીંચકા ઉપર એક તંગ પોષાકવાળી છોકરી ઊંધે માથે લટકી બીજા ટારઝન જેવા, એ રીતે જ લટકીને એના હાથ પકડતા, માણસ સામે (પોસ્ટરમાં) મોહક અદાથી જુએ છે. હલકી જાતનું બધું. આપણું કામ નહિ, આ આવા ઝાકાવાળા જાય આવું જોવા, અને સિનેમા હોય તો જરૂર પેલા 'એન્ટાલી' કે મોતીમહલ સિનેમામાં જ ચાલતું હોય; ટકાટકીવાળું કે પછી કોઈ ચકાચકીવાળું—નાઈટ બર્ડ—ટુ ગિવ એ રેન્ડમ એક્ઝામ્પલ. બધા પાનબીડીવાળાઓ જાય. અરે, મેં તો એટલે સુધી સાંભળ્યું છે કે માણસો મૂડમાં આવી જાય છે તો આજુબાજુ ક્યાંકની પાનબાનની દુકાને કંઈ ચીજ વસ્તુ—લાઈટર, કે પેન—(કે છેવટે ખમીસ પણ કાઢીને આપીને) ગિરવી મૂકી સિનેમા જુએ છે. જુગુપ્સા થાય છે ને?

એટલી વારમાં બસ આવી જાય, અને તમે યોગ્ય વ્યક્તિની શિખામણાનુસાર ટિકિટ ખરીદો અને સી. આઈ. ટી. રોડ આવે. થોડીવાર તમે ચકરી ખાઈ જાઓ. એવાં અદ્‌ભુત આલીશાન મકાન નજરે ચડે બેઠા ઘાટનાં, અને ઊભા ઘાટનાં, અને લાલ અને પીળાં......પાછળ બસ્તી. પેલા જ, સર્કસ-સિનેમા-કુસ્તી જોવા જીવ આપનારા ભૈયાઓ—ઝાકાવાળા રીક્ષાવાળાની. કંતાનના, ગુણપાટના પડદા પતરાંના દરવાજા ઉપર ટાંગ્યા હશે. અને ડબલ ડેકરની ઉપલી ડેક ઉપરથી તમે એ જોઈ શકશો. મોટાં મકાનો પસાર થશે. ચૂપચાપ રસ્તો પડ્યો હશે. બે ત્રણ છોકરાઓ, થોડી થોડી મૂછોવાળા, અને એરિસ્ટોક્રેસીથી વિંટળાએલા, એક ખુલ્લી મોટરમાં પસાર થઈ જશે. તમારે ઊતરવાનું આવશે.

ફરી પાછી પૂછપરછ. પૂછી પૂછીને આખરે મકાન મળશે. આખરે સ્કીમ નંબર, ફ્લેટ નંબર બધું મળી જશે. તમે તમારા દોસ્ત/બહેનપણીને ઘેર આવી પહોંચશો. એકી શ્વાસે તમે પડેલી તકલીફો વર્ણવી જશો. એના કુટુંબના બધા તમને હસી હસી સહાનુભૂતિ બતાવશે. પછી તમે ગપ્પાં મારવા બેસશો. એના ટેબલ ઉપર બેત્રણ બિહામણું હસતી ખોપરી, બે ત્રણ હાડકાં, અને એવું બધું પડ્યું હશે. ચશ્મા ઉતારી તમે એ ખોપરીને પહેરાવી હસશો. સિગરેટ પીતા હો, તો ખોપરીના નાકની ખાલી જગ્યામાં મસળી બુઝવશો. એક ગટર જેવું ગંદુ કોઈ પ્રેમગાન તમે સાંભળશો, કદાચ હસશો. 'એક્સીટરી તો મારી આખી થઈ ગઈ છે'—'લંગ્ઝ જરા અધૂરાં છે'—'લેબોરેટરી ડીસન્ટ છે'—'મૅગૅઝિન્સ બહુ આવે છે' —વાતો ચાલે પણ ખરી. એ મેડિકલ કૉલેજમાં ભણે છે. પછી મેં નીલાને જેમ કહ્યું હતું એમ તમે કદાચ





કહો પણ ખરા—'લેબોરેટરી જોવી છે, ડિસ્સેકશન રૂમ જોવો છે. મજા આવશે......'

અને એ તમને જોવા લઈ જાય ખરો/ખરી, નીચે દરવાન વેવલાની જેમ અટકાવશે. એને બેચાર આના આપવાથી જવા દેશે—રજાનો દિવસ છે ને! આજુ-બાજુ ફૂલોના રોપ અને મોટાં ઘટાદાર ઝાડ છે. કોઈ જગ્યાએથી દૂર દૂરથી પક્ષી કોઈ બોલતું હોય, થોડો થોડો તડકો પડતો હોય, માટીનું એકાદું ઢેફું ઊખડીને પડ્યું હોય, લાલ પગદંડી, અને પીન ડ્રોપ સાઈલેન્સ–સો ટુ સે. ત્યારે મજા આવે. કૉલેજ તો અફલાતૂન છે જ, અને હવા પણ, શેલ–આઈ–સે, ખુશનુમા છે. તમે મૌજથી ઝાડનાં પાંદડાંનું ક્લોરોફિલ જોતા, કોઈ ફૂલની સુગંધની કલ્પના કરતા સીડી ચડવાના......

નાકનાં ટેરવાં લાલ કરી દેતી એક તીવ્ર ગંધ, સડતાં મુડદાંની ભયાનક વાસ, ઊંચી ઊંચી દીવાલો અને એની ઉપરનાં સીલિંગ વચ્ચે ઠાંસી ઠાંસીને ભરી છે. તમારા ફ્રેન્ડની ઠાંસ ચાલુ છે—આ પ્રોફેસર્સ રૂમ, આ કૉમન રૂમ, આ લાયબ્રેરી......

આખરે ડિસ્સેકશન રૂમમાં જવાનું, હાડપિંજરો પોતાની વાંકી અદાથી દાંતીયાં કરતા હશે. એકાદ ખોપરી પડી હશે અને એમાં ત્રણ ચાર દાંત ચોંટ્યા હશે. તમારા ફ્રેન્ડ માલિકી હક્કથી એકાદ હાડપિંજરને થપ્પડ મારશે. કેટલાંય મુડદાં લાંબા થઈને પડ્યાં હશે. કોઈ લાલ સાડીવાળી સ્ત્રીનો એક હાથ ટેબલ ઉપરથી લબડતો હશે, અને કચકડાની કોઈ ચૂડી એમાં લટકતી હશે. કોઈ પુરુષની છાતી આખી કોતરેલી પડી હશે. અને માથાનો કપાળથી ઉપરનો ભાગ તોડી નાખવામાં આવ્યો હશે—'મગજ કાઢી લીધું છે'...એ પુરુષની મૂછ થોડી થોડી હશે, અને થોડી વધેલી ધોળી કાળી દાઢી પણ ચામડી સાથે ચોંટી પડી હશે. એનું સાડા ચાર પાંચ ફૂટનું કાળું—ભેંશ જેવું કાળું—શરીર ડિસ્સેકશન ટેબલ ઉપર પડ્યું હશે. પખેનાહ ફ્રેન્ડ લાપરવાહીથી એની છાતી ઉપર હાથ નાખશે, અને મરૂન રંગનું હૃદય બહાર બતાવતાં એને હાથમાં રમાડી હસશે. તમેય હસજો. 'આ હૃદય–હાર્ટ!' પછી કોઈ સ્ત્રીનાં મડદાં પાસે જઈ એની ઉતરડેલી ચામડીવાળા મેલા સફેદ થઈ ગયેલા રંગના પગનું માંસ હટાવી હટાવી, એકાદ ઓજારથી એકાદી નસને, સ્ટાઈલને ખસેડી હટાવી આખી સિસ્ટમ બતાવશે. કોઈ કાણા માણસનું ઉઘાડું મોં લાલ દાંતવાળું અત્યારે કાળું થઈ ગયું હશે, જીભ સંકોચાઈને જરા જેટલી રહી હશે. એનું શરીર કદાચ 'ઉરિયાં'* હશે તો એ કમરનાં હાડકાં વચ્ચે સુકાઈને સડેલી તંગ કરચલીવાળી ચામડી જોશો, વાળ, પ્રજનનેન્દ્રિય. આ ચાલીશેક વર્ષની જિંદગી દરમ્યાન આ પોણા પાંચ ફૂટના માણસે ઝઘડા કર્યા હશે, ફ્રોઈડની થીઅરી પ્રમાણે દરેક પ્રવૃત્તિ અત્યારે આ ઉપહાસ્ય રીતે પડેલ 'શરીર'ની તૃપ્તિ માટે કરી હશે. આઈન્સ્ટાઈન પ્રમાણે આ 'મેટર'નું શરીર જો લાઈટ વેલોસિટી સ્ક્વેરની ઝડપ ($c^2$) એક્વાયર કરે તો એનર્જીમાં 'કન્વર્ટ' થઈ જાય. ડાર્વિનના સંશોધન મુજબ વાંદરાનો આ વંશજ કવિઓનું લક્ષસ્થાન સ્ત્રી શરીરો, પુરુષ શરીરો, મર્યા પછી કપાતાં અહીં પડ્યાં હશે. ફ્રેન્ડ કહેશે, આ લોકોને ટેબલ ઉપર માઉંટ કરતાં પહેલાં એમનાં ડેલિકેટ પાર્ટ્સ બધા કાઢી સ્ટોરેજમાં રાખવા પડે છે. સાલાં કેટલીક વખત આંતરડાંમાંથી, આખે આખાં બટેટાંના ફોડવાં નીકળે છે. ઝાડો, પેશાબ બધું અમારે સાફ કરી નાખવું પડે છે.

ત્યારે તમે પૂછજો—પણ આ મડદાં આવે છે ક્યાંથી? આ માણસો હશે કોણ? કાળા, મેલી જનોઈ કે વધેલી દાઢી, કે સિંદૂરના ડાઘ, અને પીળા દાંતવાળા?—વેચાતા.

ફ્રેન્ડ કહેશે, અરે આ પેલા બધા ઝાકાવાળા, મોટીઆ. મજૂર, એવા બધા. હા, એવા બધા, રિક્ષાવાળા, પેલી કુસ્તી જોનારા, ખમીસ ગિરો મૂકી સિનેમાની લાઈનમાં

* ઉર્દૂ કવિતામાં પ્રેયસીની વસ્ત્રહીનતા બતાવવા માટેનું લોકપ્રિય વિશેષણ.

ઊભનારા. નીચે મળેલા દરવાન જેવા, અને પતરાના ઘર, ગુણિયાના પડદાવાળા—મારા તમારા મા-બાપ નહિ. ખોપરીને ચશ્મા પહેરાવી હસતા, પાર્કસર્કસમાં રહેતા, મેડિકલ કોલેજમાં ભણતા, બાય-બાય કરી રજા આપનારા કે લેનાર નાં મા-બાપ, સગા-સંબંધી કોઈ નહિ. તમે તમારા કોઈ પ્રિય, પૂજ્ય વ્યક્તિના મૃતદેહને ડિસ્સેકશન ટેબલ ઉપર માઉંટ થએલું એક ક્ષણ માટે. અજાણ રીતે કલ્પજો; પછી તરત તમારા ફ્રેન્ડને કહેજો, અચ્છા, મજા આવી હોં. હેડ એ નાઈસ ટાઈમ. ફરી પાછું બાય-બાય. 'ક્યારે ફરીથી આવીશ?'...'ફરી કોઈ રજાને દિવસે.' પછી તમે થોડા વિચારો કરજો, પોતાનાં મા-બાપનાં શરીર પૈસા ખાતર વેચી દેતા 'પુત્ર'—'પુ' નર્કમાંથી ઉદ્ધાર કરનારના; પૈસા માટે પોતાની પત્નીને ચિતામાં બાળી નહિ નાખતાં, સિંદૂર ચૂડી સમેત વેચી ફૂંકનાર કોઈ બસ્તીવાસીના એ લોકો પોતાનાં શરીરો 'વેચે' છે, મૃતકોની લાગણીનેય ગોળી મારીને...અરે મિયાં, જાઓ જાઓ. 'માનવતાના કલ્યાણ માટે' કે 'મેડિકલ સાયન્સના ઉન્નયન માટે પોતાનાં શરીરો દાન' કરી જવાની બાદશાહી એમને પોષાય એમ નથી, જેમને આખા બટેટાં ગળી જવા જેટલી ભૂખ છે...

અને ફરીથી જવાનું થાય, અને કોઈ બસ ન મળે તો પછી ટેકસી-બેકસી પકડજો. પણ કલકત્તામાં કમબખ્ત ટેકસીઓ બહુ ઓછી મળે છે. ટેકસીનો પણ એક પ્રોબ્લેમ છે...



ગોવિન્દભાઈ પટેલ

## ગમે

મને મોરલાનો ટહુકાર ગમે,
પે'લો મેઘ અષાઢનો તાન મહીં ડમરુ બજવે કંઈ તાંડવનાં,
અસિધાર સમી વેલ વિદ્યુતની સળકીને છુપાઈ રહે નભમાં,
હિયે જંપ અજંપ શું હાથ મિલાવીને આનંદકંદ થઈ વિરમે.
ત્યારે મોરલાનો ટહુકાર ગમે.

મને મોરલાનો ઠમકાર ગમે,
ઘમકાર કરી ઋતુરાણી તણી રૂડી વ્હેલ વનેવન માંહી ફરે,
એની રજે રજે બધું પાંશુલ તોય શી દેહથી નિર્મલતા પીમળે!
ભીનાં ખેતર શેલડીનાં ખૂંદતી કંઈ ઢેલ યુવાનીનો ભાર ખમે.
ત્યારે મોરલાનો ઠમકાર ગમે.

મને મોરલાનો રૂપભાર ગમે,
જેનાં ચીર ધોળાં, જેને હાથ વીણા, જેવી સુંદર તેવી જ શાંતમના,
એવી શારદામાત બિરાજતી રે શુભ આસનિયે કૌમારધના,
ત્યહીં ગ્હેક નહીં, ઠમકાર નહીં, એક ગૌરવથી બધી ભક્તિ ઝમે.
ત્યારે મોરલાનો રૂપભાર ગમે.







પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# ફુલ્કી કુટુંબ [૩]

ગુજરાતમાં પ્રાણીઓ વિષે, પ્રકૃતિનાં લાડકવાયાં પંખીઓ વિષે રસ ધરાવનાર વર્ગ આંગળાને વેઢે ગણાય તેવો હતો તેને આજે વિશાળ સમુદાયમાં ફેરવી નાખનાર તરીકે આ લેખના લેખકનો પણ મહત્ત્વનો ફાળો છે. આવો તલસ્પર્શી પરિચય ઊર્મિનાં વાચકો પામે છે...

## લાલભાલની ફુલ્કી

આ કુટુંબનાં પંખીઓનું કદ કાં તો ચકલી કરતાં નાનું કે વધારે નાનું રહે છે એ જ પ્રમાણે લાલભાલ ફુલ્કી લાંબી પૂંછડીવાળું આછા કથ્થાઈ રાખોડી રંગનું પંખી છે. તેના કપાળ ઉપર રતાશ પડતા કથ્થાઈ લોઢાના કાટ જેવો રંગ રહે છે. એ ઉપરથી તેનું નામ પડ્યું છે. પેટાળમાં પીળાશ પડતો ધોળો રંગ હોય છે. પૂંછડીનાં બાર પીછાંમાં વચલા પીછાં સિવાયનાં બીજા પીછાંમાં આછી લીટીઓ દેખાય છે અને તેના છેડા ધોળા અને અંદર કાળું તલકું દેખાય છે. તેનો વસવાટ કાંટ અને ડુંગરાઉ ઘાસનાં બીડમાં છે અને વન્ય પ્રદેશ પણ તે પસંદ કરે છે. પણ તેની સામાન્ય પસંદગી તો નાના નાના કાંટાવાળાં વૃક્ષ અને જાળાખાણુ ઉપર અને ભાલ પ્રદેશ ઉપર છે.

વર્ષામાં આ લાલભાલ ફુલ્કીના નર માદા સામાન્ય રીતે દેખાય છે પણ તેમાં નરને માદાથી જુદો કરતાં મુશ્કેલી પડે છે. જે સમયે તે કોઈ જાળાની તીરખી ઉપર બેસી પોતાનું એક સરખું ગાન કરતાં સાંભળવામાં આવે છે. ખાસ બગીચામાં આવવાનું પસંદ કરતું નથી અને સ્થાનિક પ્રવાસ ખેડી શકે છે પણ જ્યાં વસે છે ત્યાંનું કાયમી પંખી છે. ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્રના ભાલ જેવા પ્રદેશમાં તે જોવામાં આવે છે.

કાપેલા ગોરડની નવી ડાળ અને બોરડીમાં તેનો માળો જે ઘાટમાં દડા જેવો હોય છે તે જૂનથી ઓક્ટોબર માસમાં દેખાય છે. પણ એટલું તો જરૂર જોવામાં આવે છે કે તે માળો બાંધવા માટે કાંટાવાળું વૃક્ષ કે જાળું પસંદ કરે છે અને ભોંયથી બહુ થોડો ઊંચો હોય છે. વળી તે આપણો હાથ ન પહોંચે એટલો વચ્ચે ગોઠવે છે. તે માળાનું દ્વાર ઉપર હોય છે અને અંદર રૂ, આકોલ, રેસા અને એવી નરમ વસ્તુ વાપરેલી દેખાય છે. ચાર કે પાંચ લંબગોળ ધોળાં અને અંદર રતાશ પડતા છાંટા અને ટપકાં આવે છે. પોતે અને બચ્ચાંને જીવાત ઉપર નભાવે છે.

લાલભાલ ફુલ્કીને અંગ્રેજીમાં The rufous fronted wren-warbler કહેવામાં આવે છે. જ્યારે તેને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Prinia buchanani (Blyth) કહેવામાં આવે છે.

## વીડ ફુલ્કી

આગળ જોઈ ગયા તે ફુલ્કી કરતાં પણ વીડની ફુલ્કી કદમાં નાની રહે છે. તેની પીઠ અને પાંખ રતાશ પડતી કથ્થાઈ રહે છે અને તેના પાતળા દેહમાં થોડી લીટીઓ ઘેરા કથ્થાઈ રંગની જોવામાં આવે છે પેટાળ ઉપર તે ઝાંખી પીળી રહે છે. તેની પૂંછડીમાં બારીક આડી લકીરો દેખાય છે અને છેડા સફેદાઈવાળા અને અંદર કાળી પટ્ટી હોય છે. ચાંચનો રંગ પાળો અને આંખો કથ્થાઈ રંગની રહે છે. તેને શોધવા રણ પ્રદેશ અને ભાલ પ્રદેશમાં જવું જોઈએ એ ઉપરાંત તે વીડમાં દેખાય છે પણ પાસે હોવું જરૂરનું છે. જ્યારે તે ઊડે છે ત્યારે આંચકા ખાતી અને વિશ્વાસપૂર્વક ઊડતી નથી એવું જણાય છે અને જાળાખાણમાં એક જાળા ઉપરથી બીજા જાળા ઉપર જઈ બેસે છે. જે સમયે તે 'કીટ્ટ-કીટ્ટ કીટ્ટ' જેવો અવાજ કરે છે. આ વીડ ફુલ્કીની પૂંછડીમાં માત્ર દશ જ પીંછાં હોય છે.

ઘાસના વીડમાં તે અચૂક જોવામાં આવે છે પણ તે સમયે વર્ષાની મોસમ હોવી જોઈએ અથવા તો તે પૂરી થઈ ગયા પછી તરત જ સહેલાઈથી દેખાય છે.

લાંબા ઘાસમાં અથવા કાંટાવાળા જાળામાં તે ઘાસનો

માળો માર્ચથી સપ્ટેમ્બર સુધીમાં બનાવે છે. પણ જાળામાં ઘાસ ઊગેલું એવું જાળું ખાસ પસંદ કરે છે. તે લંબગોળ માળાનું દ્વાર બાજુમાં રાખે છે. તેમાં તે ચાર ઈંડાં મૂકે છે જેનો રંગ ધોળો કે લીલાશ પડતો ધોળો અને અંદર રતાશ પડતા ટપકાં અને છાંટા જોવામાં આવે છે. કાં તો તેના માળા ચોમાસામાં કે પહેલા વરસાદ પછી તરત જ તે બનાવે છે જે શોધવા જરા મુશ્કેલ છે કારણ કે બહુ નીચે જગ્યા પસંદ કરે છે. એ તો ચાલતાં ચાલતાં જો તેની માદા શેવણ ઉપરથી ઊડીને કીટ્–કીટ્–કીટ્ કરવા લાગે તો તરત જ ખબર પડે છે. તેનો આહાર જીવાતનો છે.

વીડ કુત્કીને અંગ્રેજીમાં The streaked wren-warbler કહેવાય છે અને Prinia gracilis lepida (Blyth) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### કાળી પાન કુત્કી

કાળી પાન કુત્કીની પીઠ અને માથા ઉપર તથા બાજુમાં ઘેરો રાખોડી રંગ આવે છે; કડ કથ્થાઈ રાખોડી. પૂંછડીમાં છેડા ધોળા અને ઘેરો પટ્ટો તથા દશ પીંછાં રહે છે. પાંખનો રંગ રતાશ પડતો. છાતી પીળી સફેદ અને પડખાં ઝાંખા પીળા રંગના હોય છે. કેટલાકને ઝાંખું નેણ દેખાય છે. ચાંચ કાળી અને પગ કથ્થાઈ કે પીળા ગુલાબી રહે છે. આંખો કથ્થાઈ પીળી હોય છે. આ પંખી ઉપરના ભાગમાં ઘેરૂં અને પેટાળમાં ધોળું રહે છે એટલે ઓળખવામાં તકલીફ નથી પડતી. આ કુત્કીને પાણી પાસે વસવાનું ગમે છે અને તેને કાંઠે ઊગેલી પાનમાં તરત ઘૂસી જાય છે. છતાં તે કાંઈ જાળાખાણ અને વાડીમાં નથી જોવામાં આવતી એવું નથી પણ સામાન્ય રીતે તેને કોઈ જુએ તે ગમતું નથી એટલે તરત લાંબા ઘાસ કે જાળામાં સંતાઈ જાય છે. પણ ચારો શોધવા બહાર આવીને તરત જ પાછી સંતાઈ જાય છે. જ્યારે તે 'ટવીટ્........ટવીટ્' અવાજ કરે છે ત્યારે તેની હસ્તી ખબર પડી જાય છે. કાં તો જોડીમાં અને નહીં તો એકાકી દેખાય છે. પ્રજનન ઋતુમાં તે ટૂંકુ પણ મીઠું ગાન છેડે છે જે સમયે તે ચોખ્ખું બતાય એમ જાળા ઉપર બેસે છે. નરમાદા સરખાં હોય છે.

મધ્ય અને દક્ષિણ ભારતમાં તે વસે છે. આપણે ત્યાં તે સામાન્ય છે પણ છે એ દેખાતી નથી. ગુજરાતમાં પણ તે છે. જ્યાં તે જીવાતનો ચારો કરે છે.

આ કુત્કીના માળા વળી જુદા જુદા ઘાટના રહે છે. કોઈ વખત તે દરજીડાને મળતા તો કોઈ વખત તે ગોળ ઘાસનો દડો જણાય છે. તેનાં ત્રણ ચાર ઈંડાંનો રંગ ઇંટીઓ રાતો હોવાથી તે બીજી કુત્કીનાં ઈંડાંથી જુદાં તરી આવે છે. તેના માળા બાંધવાની મોસમ માર્ચથી ઓક્ટોબર સુધી છે.

કાળી પાન કુત્કીને અંગ્રેજીમાં The ashy wren warbler કહે છે અને Prinia socialis (Sykes) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### કાંટની કુત્કી

કાંટની કુત્કીનો રંગ માટી જેવો કથ્થાઈ રાખોડી તેમાં તેના માથા ઉપરનો રંગ ઘેરો રહે છે અને તે ઉપરાંત તેના ચહેરા ઉપર રાખોડી ધાબું હોય છે. તેની પીઠ અને ઉપલા ભાગ કરતાં કડનો રંગ રતાશ પડતો અને ચળકતો રહે છે. પેટાળ ઝાંખા પીળા રંગનું હોય છે. પૂંછડીની લંબાઈ સામાન્ય રીતે લાંબી ગણાય અને રંગ તે કથ્થાઈ અને વચલાં પીંછાં સિવાય બીજાં પીંછાં ધોળી કોરવાળાં હોય છે અને તેમાં આડી બારીક લકીરો આવે છે. અને છેડે ઘેરો પટ્ટો રહે છે. ચાંચ કાળાશ પડતી, પગ અને આંખો કથ્થાઈ રંગના છે. આ કાંટની કુત્કી શિયાળામાં ઉપરના ભાગમાં સરસ રતાશ પડતો રંગ અને પેટાળ પીળાશ પડતું કથ્થાઈ રંગ સજે છે. અને પ્રજનન કાળમાં તેના મોંની અંદર કાળો રંગ થાય છે. તેઓ એકાકી કે જોડીમાં દેખાય છે. અને કાંટાવાળા વૃક્ષ ઉપર કે જાળા ઉપર કે વાડ ઉપર દેખાય છે. જે સમયે





તે લગભગ સીધું એટલું હોય છે. અને પ્રજનન સમયે તેનું એકધારું 'તર્રર્ર તર્રર્ર' કરતું ગાન સંભળાવે છે. તેને પથરાવાળા કાંટાના જાળા તથા નાના છોડ વધારે ગમે છે. એ સિવાય બીડમાં પણ જોવામાં આવે છે. નરમાદા સરખા રંગનાં હોય છે. વનમાં તેની લાંબી પૂંછડી અને મોટું કદ હોવાથી તે તરત વરતાઈ આવે છે. તેનો વસવાટ સૌરાષ્ટ્રમાં ઘણે ઠેકાણે છે એ ઉપરાંત આખા ભારતમાં તે વસે છે. એક તેનું જ કુટુંબી આબુના પહાડમાં વસે છે તેને આબુની વનફુત્કી કહે છે. તે આ પંખી કરતાં વધારે રાખોડી રંગે રહે છે. એને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Prinia sylvatica rufescens કહે છે અને તેનું અંગ્રેજી નામ Abu jungle wren warbler છે જે જાળાં ઘાસ અને પથરાળ પહાડમાં વસે છે.

પોતાના કુટુંબના જેવો જ માળો જૂનથી ઑક્ટોબર માસમા બનાવી તેમાં ત્રણથી ચાર સફેદ લાશ પડતા ધોળાં ઈંડાં અને અંદર પહોળા છેડા તરફ ગોળ કુંડાળું પડે એવાં રતાશ પડતાં ટપકાં રહે છે. જ્યારે આ પંખીની જોડી માળો બનાવતું હોય છે ત્યારે તેને ઘાસની લાંબી સળીઓ લઈ જતાં જોવાથી તેનો માળો ક્યાં છે તે તરત શોધી શકાય છે જે નીચા જાળામાં સારી રીતે સંતાડેલો અને આસપાસ કરોળીઆના જાળાં વાપરેલાં હોવાથી આબાદ નજર બહાર જાય એવો બની જાય છે. આ માળો કદમાં પ્રમાણમાં મોટો હોય છે છતાં તેને શોધતાં તકલીફ લેવી પડે છે. બચ્ચાંને કીડા ખવડાવી ઉછેરે છે અને પોતે વૃક્ષની છાલ, પાંદડાંની નીચેથી અને જમીન ઉપર જીવાત વીણી પેટ ભરે છે.

કાંટની ફુત્કીને અંગ્રેજીમાં The jungle wren-warbler કહે છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Prinia sylvatica (jerdon) કહેવું જોઇએ.

### દેશી ફુત્કી

દેશી ફુત્કી પીઠ ઉપર એક સરખા ઝાંખા કથ્થાઈ રંગની અથવા કથ્થાઈ રાખોડી રંગની તેમાં પાંખો વધારે ચોખ્ખા કથ્થાઈ રંગની રહે છે. પૂંછડી ઝાંખા કથ્થાઈ રંગની જેમાં ઝાંખી આડી કથ્થાઈ લીટીઓ આવે છે. તેણુ પણ ઝાંખા રંગનું દેખાય છે. પેટાળનો રંગ ઝાંખો પીળો કે ઈંટીઓ ગુલાબી શિયાળુ રંગ થાય છે. ચાંચ કાળી, પગ કથ્થાઈ, આંખ ફરતાં ધોળાં પીછાં આવે છે અને તે પીળા રંગની હોય છે. વીડ અને કાંટમાં તે સામાન્ય પંખી જ્યાથી તે વાડી અને બગીચામાં પ્રવેશે છે. આ ફુત્કીને લાંબું ઊડવાનું પસંદ નથી એટલે એક જાળા ઉપરથી ઊડીને બીજા જાળા ઉપર બેસે છે. અને પછી સંતાઈ જવાની ખાસિયત ધરાવે છે, પાસે જવાથી તરત જ ઘાસ કે જાળામાં ઘૂસી જાય છે પણ થોડા સમયમાં પાછી દેખા દે છે. આથી સમજી શકાય છે કે તે શરમાળ ખાસ ગણાય નહીં.

આ ફુત્કી વરસાદની શરૂઆત પહેલાં અને બંધ પડવા સાથે દેખાય છે. વર્ષા પહેલાં તે કાંટમાં હોય છે અને ધાન્ય ઊગેલા ખેતરમાં તે વરસાદમાં ચાલી જાય છે. જ્યાં તેનું 'ક્રીટ્ર ક્રીટ્ર' વારે વારે સાંભળવામાં આવે છે.

કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાત સિવાય પણ ભારતમાં તે હંમેશ વસવાવાળી છે.

દેશી ફુત્કી પોતાનો માળો બે પ્રકારનો બનાવે છે. એક તો ગોળ ઘાસના દડા જેવો અને બીજો લંબગોળ જેનું દ્વાર ઉપર હોય છે પણ આમાં ઘાસ ગૂંથીને વાપરેલું હોય છે. જે માળા સામે પ્રકાશે સાવ આરપાર જોઈ શકાય એવા હોય છે. લંબગોળ માળા તો બાજરી જુવારના ખેતરમાં દેખાય છે જેમાં ચારથી છની સંખ્યામાં બહુ સુંદર, લીલા ભૂરા રંગની જમીન ઉપર રતાશ પડતાં ટપકાંવાળાં ઈંડાં હોય છે અને તેનો ચારો જીવાતનો છે. જુવારનાં કણસલાં ઉપર કે બાજરીના ડૂંડાં ઉપર બેસીને તે બોલવાનું પસંદ કરે છે.

દેશી ફુત્કીને અંગ્રેજીમાં The indian wren warbler કહેવાય છે અને Prinia



inornata (Sykes) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### ઘાસની ફુત્કી

ફુત્કી માત્ર કદમાં ચકલી કરતાં કાં તો નાની કે તેના જેવડી રહે છે. આ નાની ફુત્કી લીટીવાળી કાળી પીળા રંગે હોય છે અને લાંબી પૂંછડીનાં દરેક પીંછાંનો છેડો ધોળા રંગે રહે છે અને કડ ઉપર રતાશ પડતો ડાઘો જણાય છે. નેણ ઉપર ખાસ દેખાય નહીં એવી પીળી ધોળી લીટી રહે છે. પેટાળમાં તે પીળી ધોળી છે અને બાજુમાં તે રતાશ પડતી હોય છે. ચાંચ કથ્થાઈ, આંખો પીળાશ પડતી કથ્થાઈ અને પગનો રંગ ગુલાબી પીળો હોય છે. એ પોતાની પૂંછડીનો પંખો કર્યા કરે છે અને કાતરના જેવો 'ચપ-ચપ' અવાજ કરે છે. તેનો વસવાટ વીડ અને કાંટમાં છે.

એને લાંબા ઘાસમાં બહુ ગમે છે જ્યાં તે પોતાના કુટુંબ સાથે જણાય છે નાકે બે વાળ જેવાં પીછાં રહે છે અને તેનું પાંખનું પહેલું પીછું બહુ નાનું રહે છે. શિયાળામાં તેના રંગમાં માત્ર પૂંછડીમાં રતાશ જણાતી નથી.

હંમેશ વસવાવાળું આખા પશ્ચિમ ભારતમાં અને સૌરાષ્ટ્રમાં તેની વસ્તી છે.

તેનો માળો ઘાસના ઘાટા જથ્થામાં જોવામાં આવે અને સાવ ભોંયને અડતો રહે છે. લંબગોળ ઘાટ અને ઉપરથી દ્વાર રહે છે. ઘાસ અને જાળાં વાપરીને બનાવે છે જેમાં ઘણું ખરું ઘાસ તો તે જથ્થામાંથી વાપરે છે. સારી રીતે માળો સંતાડે છે. તેનાં ઈંડાંની સંખ્યા પાંચથી છ હોય છે અને રંગે તે બધાં ઝાંખાં ભૂરાં અને અંદર રાતા ડાઘા રહે છે. જીવાતનો ચારો કરે છે. તેની મોસમ જુલાઈથી ઓક્ટોબરમાં છે.

ઘાસની ફુત્કીને અંગ્રેજીમાં The streaked fantail warbler કહે છે અને Cisticola juncidis cursitans (franklin) એ એનું વૈજ્ઞાનિક નામ છે.





૧૯૪૩ માં જર્મનોએ તારાજ કરેલા ખારકોવનો રશિયનોએ કબજો મેળવ્યા પછી જે પુનર્રચના થઇ તે ઉપરના ચિત્રમાં દેખાય છે. ચિત્રમાં ડાબી બાજુ યુનિવર્સિટીની વિશાળ ઇમારતો સાથેનું સ્કવેર દેખાય છે.

છોટુભાઈ સુથાર

# શુક્ર—રાન કે વિરાન ?

જાણીતા ખગોળ શાસ્ત્રના અભ્યાસુ લેખક આપણને એક એવા ગ્રહનો પરિચય કરાવે છે કે જે ગ્રહ નામથી તો ખૂબ જ જાણીતો છે છતાં આપણે તે વિષે કશું જાણતાં નથી...

ઉષા અને સંધ્યાના આકાશને પોતાની દીપ્તિથી શોભાયમાન બનાવનાર શુક્રને ન જોયો હોય એવી ભાગ્યે જ કોઈ વ્યક્તિ નીકળશે. એની ઉજ્જ્વળ છટાને કારણે શુક્રને ઘણી વાર દિવસના આકાશમાં પણ જોઈ શકાય છે. સૂર્ય ચંદ્રને બાદ કરીએ તો આખા આકાશમાં એના જેવો તેજસ્વી બીજો કોઈ જ્યોતિ નથી. શુક્ર યથાનામ ઊજળો યા ચળકતો છે. એની ઓળખ અનાયાસે જ થઈ જાય એવી છે. ઘણાને તો તે અતિપરિચિત છે : અને આશ્ચર્યની વાત તો એ છે કે એના વિષે આપણે ઘણું ઓછું જાણીએ છીએ. શુક્ર પર ઘાડાં વાદળ છે. આ વાદળોને કારણે શુક્રની પાર એના વાતાવરણને ભેદી શુક્રની ભૂમિને જોવાનું શક્ય બન્યું નથી. પરિણામે શુક્ર અને તેની ભૂમિ વિષે અટકળો અને અનુમાનો કરવામાં આવ્યાં છે તેની સત્યતા વિષે નિશ્ચયપૂર્વક આજ દિન સુધી પણ કહી શકાયું નથી.

શુક્રના અક્ષભ્રમણની જ વાત લઈએ. એ પોતાની ધરી પર કેટલા સમયમાં એક આંટો મારે છે એ આજ દિન સુધી પણ નિશ્ચિત થઈ શક્યું નથી. શુક્રના ધરીભ્રમણના સમય ૨૨ કલાકથી માંડી ૨૨૫ દિવસ સુધીના અપાયા છે. શુક્ર સિવાયના સૂર્યમંડળના અન્ય કોઈ ગ્રહ અંગે આ પ્રકારની વિસંગતતા નથી. ગ્રહોના જાણીતા અક્ષભ્રમણકાળ પૈકી બુધનો કાળ સૌથી મોટો છે. એ સમય ૮૮ દિવસનો છે. શુક્રનો સમય ૨૨૫ દિવસનો હોવો તેથી જરા વિચિત્ર લાગે છે. શુક્ર પર એવાં સ્થાયી કશાં ચિહ્ન નથી કે જે વડે એનો પરિભ્રમણ કાળ માપી શકાય. પરિણામે ઉપર કહ્યું તેમ એનો એ કાળ અલગ અલગ વેધકારોએ અલગ અલગ આપ્યો છે.

પણ આનો અર્થ એ નથી કે શુક્ર વિષે આપણે કશું જ જાણતા નથી. શુક્ર વિષે જે કંઈ જાણવા મળ્યું છે તેનો સાર નીચે અનુસાર છે.

શુક્ર આપણી પૃથ્વી જેવડો આકાશી ગોળો છે. એનો વ્યાસ પૃથ્વી કરતાં સહેજ જ ઓછો છે કદ લગભગ સરખાં હોવાથી શુક્ર અને પૃથ્વીનાં ગુરુત્વાકર્ષણ બળ લગભગ સરખાં હોવાનું માની શકાય. અને વાત છે પણ તેવી જ. શુક્રનું ગુરુત્વાકર્ષણ બળ પૃથ્વીના ગુરુત્વાકર્ષણ બળના નેવું ટકા જેટલું છે. શુક્રને પૃથ્વીની પેઠે ચંદ્ર નથી. કેટલાક લોકો માને છે કે શુક્રને અત્યંત નાનો એક ઉપગ્રહ છે. શુક્રની અતિ નજદીક હોવાથી એના પ્રકાશમાં આપણે એને જોઈ શકતા નથી. આમ છતાંય એના અસ્તિત્વ વિષે કશાં બીજાં પ્રમાણ આપી શકાયાં નથી. સંભવ છે કે શુક્રનો ચંદ્ર માનવામાં આવે છે તેથી પણ ઘણો નાનો હોય. શુક્રની ભૂમિનો અભ્યાસ કરવો વિકટ સમસ્યા છે. શુક્ર આપણી નજદીક આવે છે ત્યારે એ ખૂબ મોટો બનેલો લાગે છે પણ ત્યારે એની આપણા તરફની બાજુ પર સૂર્યપ્રકાશ પડતો ન હોવાથી એનો કશો જ અભ્યાસ કરી શકાય તેમ નથી. એથી ઊલટું શુક્ર આપણાથી વધુમાં વધુ દૂર હોય છે ત્યારે એ વધુમાં વધુ ચળકતો દેખાય છે. પણ ત્યારે, દૂર હોવાના કારણે એની સપાટીનો વિગતે અભ્યાસ થઈ શકતો નથી. આજ સુધીમાં કોઈ દૂરબીને શુક્રની ભૂમિનાં (વાદળોની નીચે આવેલી) દર્શન કર્યાં નથી. શુક્ર અંગેની વિગતો મોટા ભાગે એના વાયુ આવરણની છે. એમાં રહેલાં વાદળો (પછી તે પાણીનાં હોય કે ધૂળનાં) પીળો રંગ દાખવે છે. વાદળોના પીળા રંગ અને પૃથ્વીકદના સરખાપણાના હિસાબે શુક્રને કેટલાક જીવસૃષ્ટિથી ધબકતો ગ્રહ માને છે. કેટલાક એથી સાવ ઊલટું—શુક્ર હજી હમણાં જ ઠરવા લાગ્યો છે એવું—માને છે.

જીવસૃષ્ટિથી સભર હોવાનું માનવામાં નીચેનાં કારણો દર્શાવે છે. શુક્ર આપણા કરતાં સૂર્યની વધુ નજદીક છે અને તેથી એને વધુ ગરમી અને વધુ પ્રકાશ મળે છે. વધુ ગરમીને કારણે એની સપાટીનું ઉષ્ણતામાન પૃથ્વીના ઉષ્ણતામાન કરતા વધુ ઊંચું રહે છે. ઊંચા ઉષ્ણતામાનનો અર્થ વધુ પાણીની વરાળ બનવાનો છે. શુક્રનું ગુરુત્વાકર્ષણ બળ લગભગ પૃથ્વી જેટલું છે તેથી વાતાવરણને અવકાશમાં છટકી જતું અટકાવવાની તેની શક્તિ પણ ઘણી સારી છે. પરિણામે વાતાવરણમાં જમા થતી વરાળ ઠંડી પડીને પાછી શુક્ર પર જ વરસી પડે છે. વધુ તાપ, વધુ વરાળ અને તેથી વધુ વરસાદ શુક્રની ખાસિયત બને છે. ખૂબ વરસાદ અને સારો તાપ વનસ્પતિ સૃષ્ટિને પાંગરવા માટેનો સરસ મોકો આપે છે. આમ શુક્ર પર જ્યાં ને ત્યા ઘાડાં જંગલ જામતાં રહ્યાં છે

જંગલો હોય ત્યાં પ્રાણીઓ હોવાનાં જ. આ જીવો નાના પણ હોય અને મોટા પણ હોય. અજગર, હાથી વગેરે એવા મોટા હોય કે પૃથ્વી પરના એમના ભેરુઓ તેમની સમક્ષ વામણા લાગે.

પ્રાણીઓ પૈકી મનુષ્ય સૌથી વધુ વિકસિત બુદ્ધિવાળું પ્રાણી છે. શુક્રનાં જંગલોમાં પ્રાણીઓ હોય તો એ એ ખૂબ સંભવિત છે કે શુક્ર પર બુદ્ધિશાળી જીવો પણ હોવા સંભવ છે કે એમના વૈજ્ઞાનિકોએ શુક્રભૂમિને અત્યંત રમણીય બનાવી દીધેલી હોય.

પણ શુક્રભૂમિની આ રમણીયતાનો છેદ ઉરાડે છે વર્ણપૃથક્કરણ યંત્ર. એની દ્વારા થએલું સંશોધન સૂચવે છે કે શુક્રની ભૂમિ પરનાં વાદળોમાં પાણીની વરાળ નથી. વળી એના વાતાવરણમાં મુક્ત પ્રાણવાયુ પણ નથી. શુક્રના વાતાવરણનો ખાસ ઘટક છે કાર્બન ડાયોકસાઈડ વાયુ. પૃથ્વીના વાતાવરણમાં છે એના કરતાં અનેકગણો વધુ કાર્બન ડાયોકસાઈડ શુક્રના વાતાવરણમાં છે. પ્રાણવાયુની મદદ વિના આ વાયુ એકલો શા ખપનો ? જીવસૃષ્ટિ એની વડે પાંગરી શકે જ નહીં. અને આમ શુક્રનાં જંગલો, પ્રાણીઓ વગેરેની કલ્પના અદૃશ્ય થઈ જાય છે.

એટલે શુક્રનું ચિત્ર હવે નીચે મુજબ હોવાનું માની શકાય. શુક્ર પર પાણી નથી. એની સપાટી સાવ ભૂંડી ભૂખ જેવી કોરી કટ છે. શુક્રને એની ધરી પર ફરતાં પૃથ્વીના હિસાબે વધુ સમય લાગે છે. આ કારણે એનો અર્ધો ભાગ ખૂબ ગરમ રહ્યાં કરે છે. આ ગરમ ભાગ પરથી ઉત્પન્ન થતા પવનો શુક્રના ગરમ અને ઠંડા ગોળાર્ધની અવિરત યાત્રા કર્યાં કરે છે.

શુક્ર પર વાતા પવનો અતિ પ્રબળ જ હોવાના. એમ હોય તો તે શુક્રની ધરતીને જોર જોરથી અથડાવાના અને ઘસતા રહેવાના. પરિણામે શુક્ર પર ધૂળના વાદળ ઉમડવાનાં અને એમને કારણે શુક્ર ભૂમિ પર હંમેશના ઝંઝાવાત ચાલતા રહેવાના. આવા ઝંઝાવાત શુક્રની ભૂમિને સંપૂર્ણપણે આચ્છાદિત કરી દે એટલું જ નહીં પણ એમની પર પડતાં સૂર્યકિરણોનું પરાવર્તન કરી શુક્રદેહને વધુ તેજસ્વી બનાવતા રહેવાના. શુક્ર શાથી ખૂબ ચળકતો દેખાય છે એનું એક કારણ ઉપર વર્ણવ્યા મુજબનાં ધૂળનાં વાદળ હોવાનું આજ સુધી મનાતું આવ્યું છે. પણ હવે માલૂમ પડ્યું છે કે શુક્ર પર પાણી ન હોવાની વાત તદ્દન સાચી નથી. પૃથ્વીનાં વાદળો અને ઊંચે પૃથ્વીના વાતાવરણમાં છોડેલાં બલૂનો દ્વારા શુક્રના કરાયલાં સંશોધનો પરથી માલૂમ પડ્યું છે કે શુક્ર પર પાણીની વરાળ અસ્તિત્વ ધરાવે છે.

અને આ વાત ખરેખર સત્ય નીવડે તો શુક્ર પર જંગલો, પ્રાણીઓ અને બુદ્ધિશાળી જીવો હોવાની વાતને ટેકો સાંપડવાનો. પણ કેવળ પાણીની વાતથી જ એ ટેકો થોડો મજબૂત રહેવાનો હતો. જીવનને જીવવા અને પાંગરવા માટે ગરમીની પણ આવશ્યકતા રહે છે. શુક્ર પર જંગલો જામે અને પ્રાણીઓ વાધે એટલા પ્રમાણમાં ગરમી પડે છે ખરી ?

પણ એ શોધવું શી રીતે ?

સદ્‌ભાગ્યે રેડિયો દૂરબીને આ માટેની ઉત્તમ સેવા





બજાવી છે. અતિ શક્તિશાળી રેડિયો દૂરબીનને શુક્ર તરફ ધરતાં શુક્રમાંથી આવતા સંકેત તે પર ઝીલાયા છે. શુક્રનાં વાદળ તેમાં અવરોધ ઉત્પન્ન કરી શક્યાં નથી. વાદળો પ્રકાશનાં કિરણોને અટકાવે છે પણ રેડિયો સંકેતોને પસાર થવા દે છે. શુક્ર પરથી રેડિયો સંકેત મળે છે એનો અર્થ એ થયો કે શુક્ર પોતે જ એ સંકેત પાઠવે છે. પણ સંકેત પાઠવવા માટે શક્તિ જોઈએ. શુક્ર એ શક્તિ ક્યાંથી ઉત્પન્ન કરે છે? શુક્ર ગ્રહ છે અને તેથી તારા યા સૂર્યની પેઠે એ શક્તિ ઉત્પન્ન કરી શકે એમ નથી. અને છતાંય હકીકત એ છે કે શુક્ર પરથી રેડિયો સંકેત આવે છે. આ રેડિયો સંકેત ખૂબ જ નબળા છે. પણ તેવા યા તેથી પણ ઘણા વધુ નબળા રેડિયો સંકેતોને હાલનાં શક્તિશાળી રેડિયો દૂરબીન પકડી શકે છે એટલું જ નહીં પણ સંકેત મોકલનાર જ્યોતિનું ઉષ્ણતામાન પણ તે દાખવે છે.

રેડિયો સંકેત દ્વારા શુક્રનું ઉષ્ણતામાન ૩૨૦° સેન્ટિગ્રેડ હોવાનું જણાયું છે. આ ઉષ્ણતામાને સીસુંય ઓગળી પ્રવાહી રૂપ ધારણ કરે છે। પૃથ્વી પરનું ઊંચામાં ઊંચું ઉષ્ણતામાન એની સરખામણીમાં સાવ ઓછું છે. પૃથ્વી પર સામાન્ય સ્થિતિમાં ઊંચું ગણી શકાય તેવું ઉષ્ણતામાન પાણી ઊકળે તે સમયનું છે. આ ઉષ્ણતામાન ૧૦૦° સેન્ટિગ્રેડ છે. શુક્રનું ૩૨૦° સેન્ટિ. ઉષ્ણતામાન આ હિસાબે ઘણું ઘણું ઊંચું છે.

એટલે હવે જો શુક્ર પર પાણીની વરાળ હોવાનું માન્ય રાખીએ તો એમ માનીને ચાલવું પડશે કે શુક્ર પરનાં જળાશયો માત્ર ખાલી ખાડાઓ છે. એમનું પાણી ઘાડાં વાદળના રૂપમાં વાતાવરણમાં વિહર્યા કરે છે. પણ શુક્રના વાતાવરણમાં એકલાં પાણીનાં વાદળ થોડાં જ છે? ત્યાં ધૂળનાં પણ વાદળ છે જ. આમ શુક્રનાં વાદળને ધૂળ અને પાણીનાં મિશ્ર વાદળ કલ્પવાં રહ્યાં. આવાં વાદળ વરસે ત્યારે પાણી યા ધૂળને બદલે કાદવનો જ વરસાદ થવાનો પણ એ કાદવ શુક્રની તપ્ત જમીન પર પહોંચીને તરત જ સુકાઈ જવાનો. પાણી ઊકળી વરાળ બની આકાશમાં ચઢી જવાનું અને માટી પ્રચંડ આંધીની રાહ જોતી નીચે પડી રહેવાની. પણ એને વધુ સમય તેમ પડ્યા રહેવાનું નહીં થાય. ગરમ ઝંઝાના પવનો તેને પાછી ઉઠાવશે અને શુક્રના આકાશમાં ઊંચે ચઢાવી પાણીની વરાળ સાથે એનો પાછો ફરીથી સંબંધ બાંધી આપશે. અને પાછું ત્યારે કાદવચક્ર ફરીથી શરૂ થશે.

મનુષ્ય પોતાની બુદ્ધિ લડાવી અનેક સમસ્યાઓનું નિરાકરણ શોધવાના પ્રયત્ન કરે છે. શુક્રનાં ઘટાટોપ વાદળો નીચે શું હશે એની, ઉપરની વાતો અનુમાનો માત્ર છે. એ અનુમાનો પ્રયોગો અને શાસ્ત્રીય વિવેચનોને આધારે બાંધેલાં છે. એમ પણ બને કે આપણા સંશોધનોમાં ખામી રહી ગઈ હોય અને તેથી ખોટાં અનુમાન બાંધવામાં આવ્યાં હોય. સાચી પરિસ્થિતિ તો શુક્ર પર ઊતરીને ત્યાંની ભૂમિનાં દર્શન કર્યે જાણવા મળે. મનુષ્ય સ્વદેહે હાલ શુક્ર પર જઈ શકે એમ નથી. પણ એણે બનાવેલાં અસ્ત્રોને તે જરૂર શુક્રના સમાચાર મેળવવા મોકલી શકે તેમ છે. હમણાં થોડા સમય પહેલાં અમેરિકન વૈજ્ઞાનિકોએ ‘ મેરિનર ’ નામનું એક યંત્ર શુક્ર તરફ મોકલ્યું હતું. એ યંત્રે પોતાની કામગીરીના સંદેશા પૃથ્વી તરફ મોકલ્યા છે. એ બધા સંદેશાઓનો અભ્યાસ થઈ રહ્યો છે. અભ્યાસને અંતે શુક્ર અંગેનું ચિત્ર સ્પષ્ટ થશે. મેરિનર તદ્દન શુક્રને ઘસાઈને ચાલ્યું નથી પણ એની ઘણી નજદીકથી એ પસાર થયું છે. એમ પસાર થતી વખતે એણે શુક્રની ઘણી બાબતોનાં રહસ્ય મેળવવા પ્રયત્ન કર્યો છે. સંભવ છે કે એને મળેલી માહિતીના આધારે શુક્રના ઘટાટોપનો ભેદ જાણવાનો મળે અથવા એમ પણ બને કે એ ભેદ જાણવા માટે શુક્રના ઘટાટોપમાં થઈ પસાર કરવાના કોઈ ‘ મેરિનર ’ અંગેનો આપણને ખ્યાલ આવે. અત્યાર પૂરતું તો આપણે એટલું કહી શકીએ કે અનેક દિવસો સુધી પોતાના રહસ્યને છતું ન કરનારા શુક્રગ્રહનો ભેદ જાણવાની હવે માન-



વીને ચટપટી લાગી છે અને સંભવ છે કે નજદીકના ભવિષ્યમાં, આપણા માટે, શુક્રનાં દ્વાર ખુલ્લાં થઈ જશે.

અને ત્યારે રાન કરતાં વેરાનનો વધુ સ્પષ્ટ ખ્યાલ આપણને આવશે. અને ત્યારે ડુંગરા દૂરથી રળિયામણા એ કહેવત ચરિતાર્થ થવા ઉપરાંત 'પ્રતીચિને ભાલે ટમક ટમકે શુક્ર કણિકા'ની રહસ્ય કણિકાઓ આપણા જ્ઞાનક્ષિતિજને વધુ વિકસાવી આપણું પણ 'શુક્ર' કરશે.



સેંકડો અને હજારો વર્ષો પહેલાંનાં પ્રાણીઓનાં અવશેષો સંશોધકોના રસનો વિષય થઈ પડયો છે. બાજુના ચિત્રમાં રશિયાના ઉત્તર યુરલ પ્રાંતમાં વિજ્ઞાનની એકેડેમીના એક સંશોધક રીંછની એક પુરાણી ખોપરીનું નિરીક્ષણ કરી રહ્યા છે જે સંશોધન માટેની વિશાળ સામગ્રી પૂરી પાડે તેમ છે.





નાનુભાઈ દવે

# અદાલત

અદાલતો ન્યાય માટે રચવામાં આવી છે. એની કામગીરી ન્યાય આપવા માટે જાણીતી છે. છતાં બધા ન્યાય ત્યાં મેળવી શકાય છે ?—એવી કોઈપણ પ્રજાને સ્પર્શતી વાતને રજૂ કરતી આ વાર્તામાં જે વિચારસરણી રજૂ કરવામાં આવી છે તે વિચારણીય છે...

'સાહેબ આવી ગયા ?' 'સાહેબની ટપાલ એમના મેજ ઉપર મૂકી છે તે આપી આવ, મહેમાનો તો ઊઠવાનું સમજતા જ નથી.' 'આજે તો સાહેબને માટે ફણસીમાં મેથીની ઢોકળી મૂકી છે.' આમ પતિ વિષે સાહેબ શબ્દ વાપરતાં વનલતા ખુશ થતાં. બાળકો આગળ, પટાવાળા સામે કે પાડોશીઓ પાસે એ એના સાહેબનો ઉલ્લેખ કરતાં, એમાં વળી ઓચિંતો પલટો આવ્યો. સાહેબની નિમણુક ચીફ જસ્ટીસ તરીકે થઈ હતી. એની મુબારકબાદીના તાર આવ્યા, અભિનંદનના સંદેશા આવ્યા, મેળાવડા થયા, છાપાંઓમાં સમાચાર છપાયા —એ બધે સાહેબના નામ આગળ નવો 'ચીફજસ્ટીસ' શબ્દ વપરાયો હતો. એ જોઈ વનલતાએ સાહેબને જ પૂછ્યું : 'હવે તો મારે પણ તમને ચીફજસ્ટીસ કહીને જ બોલાવવા જોઈશે ને.' વનલતાનું મોં મલકી રહ્યું હતું.

'ના, ના. એવી કશી જરૂર નથી.' એના સાહેબે પણ હસીને કહ્યું, 'ઘેર હું કાંઈ ચીફજસ્ટીસ નથી. હા, કોર્ટની વાત જુદી છે.'

ઘણા ખરા સમારંભોમાં ચીફજસ્ટીસ સાથે વનલતા પણ ગયાં ને લગભગ દરેક સ્થળે ચીફજસ્ટીસ ઘણા નીડર છે એમ તેમણે સાંભળ્યું. એના જવાબમાં એમના ચીફજસ્ટીસે પણ સ્પષ્ટ કહ્યું કે ન્યાયનો પ્રશ્ન હશે ત્યારે એ નથી મિત્રના, કે નથી કોઈ સગાંના કે નથી સરકારના. અને વાત પણ ખરી હતી. એમની સામે કોઈનીયે સિફારશ લઈ જવાય એમ નહોતું. પત્નીને ક્યારનુંયે ભણાવી દીધું હતું કે કોઈ કેસ વિષે તમારે પૂછવું નહીં કે ઈશારો પણ કરવો નહીં. કોઈ મિત્ર વાત કાઢી બેસે તો એ અકબર બાદશાહ અને બિરબલનો તુક્કો સંભળાવી હસી પડતા. કોઈ શ્રીમંત કે અધિકારી એમને સંદેશો મોકલી શકતો નહીં. પછી ચિઠ્ઠીની તો વાત જ શી !

રાતે ચીફજસ્ટીસ કામમાંથી પરવારી સૂવા ઊઠ્યા ત્યારે એમના ગરમ દૂધનો પ્યાલો લઈ વનલતા આવ્યાં. સાહેબે ઘડિયાળ જોઈ તો સાડા અગિયાર થઈ ચૂક્યા હતા. 'હું લઈ લેત. એમ જાગરણ કરવાની શી જરૂર ?' એમણે પ્યાલો લેતાં કહ્યું. વનલતાએ સ્મિત કર્યું. એ ખુરશી ખેંચીને પાસે બેઠી. બહાર ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. એમણે કહ્યું : 'હવે બહુ કામ પહોંચે છે, નહીં ?'

'એ તો હવે રોજ વધવાનું.' સાહેબે કાગળોની થપ્પીઓ ને કાયદાની ચોપડીઓ તરફ જોયું. 'ન્યાયનું કામ જ એવું છે. અને હવે વળી નવી જવાબદારી લીધી છે. ન્યાયમાં—'

'શું તમે ખરેખરો ન્યાય કરશો એમ ?'

'વળી એમાં શંકા શી ! આ પ્રદેશની જેટલી કોર્ટ કચેરીઓ છે ત્યાં બધે સહુને ન્યાય મળે જ એ જોવાનું મારું કામ છે. એ માટે મારે પ્રવાસે પણ નીકળવું જોઈશે. તમે પણ સાથે આવજો.' નિમંત્રણ મળ્યું.

'તે તો આવીશ.' વનલતાએ કહ્યું : 'પણ મને લાગે છે કે આ કોર્ટોમાં પૂરેપૂરો ન્યાય થઈ જ ના શકે. હું તો કેટલોય અન્યાય થતો જોઉં છું. એના કેટલાય કિસ્સા મારા જાણ્યામાં આવે છે, વાંચવામાં આવે છે, ને લોકો પણ કહી જાય છે. પરંતુ, સહુને જાણે એમ જ વસી ગયું છે કે એવું તો ચાલે'

'એવી કઈ વાત છે ? મારા ધ્યાન ઉપર લાવજો.' એમ કહી સાહેબ ઊઠ્યા ને એ મિનિટમાં તો ઘસઘસાટ ઊંઘી પણ ગયા.

બે દિવસ રહીને મહિલામંડળની કમિટીમાં વનલતા ગયાં હતાં ત્યાં ન્યાયનું પુરાણ ઊઘડ્યું. શરૂઆત



તો ચીફજસ્ટીસની નીડરતાથી થઈ. પણ થોડી જ વારમાં ચાલુ બનાવો વિષે લોકજીભે જે બોલાતું હતું તે જોરશોરથી નીકળતું ગયું: 'બધું ઠીક છે, ભાઈ.' 'પૂછવાવાળું કોણ છે?' 'તપાસ કરે તો હમણાં બધી પોલ નીકળે.' 'જવા દો ને, મોટાની મોટી વાતો.' 'સજા તો નાના માણસોને ટીપવા માટે જ છે, મોટાનું કોઈ નામ લઈ શકવાનું નથી.' આવી ઘણી ટીકાઓ થતી ગઈ. નવાઈ હતી કે સહુ એકતરફી બોલતાં હતાં, છતાં એકની એક વાતનું સમર્થન કરવા જતાં અવાજ મોટો કરીને બોલતાં હતાં. વનલતાને લાગ્યું કે પોતે પણ આમ જ બોલત. હજી પરમ દિવસે સાહેબની આગળ જ એ એવું કૈંક બોલી ગયાં હતાં. પણ અહીં, બધાંની સામે શું બોલવું? એમના ચીફજસ્ટીસે તો કહી રાખ્યું હતું કે એવી કોઈ વાત હોય તો એમના ધ્યાન ઉપર લાવવી. હવે એવી તક આવી છે, વર્ષો પછી આવી છે તો એનો કેમ ઉપયોગ ના કરવો? હવે એ જો ચૂપ રહીને સાંભળ્યા કરે તો એ ચીફ જસ્ટીસનું એક રીતે અપમાન જ થાય ને. હવે સંજોગો બદલાયા હતા. પહેલાં તો એમના સાહેબ આવી તેવી કોઈ વાત નીકળવા દેતા નહોતા. પરંતુ, જ્યારે એમણે જ હવે માગણી કરી હતી ત્યારે એમની પાસે કોઈએ આવી વાતને લઈ જતાં શું કામ અચકાવું જોઈએ? આમ વિચારી વનલતા બોલી ઊઠ્યાં:

'મને કહો ને. એવી કઈ વાત છે? ન્યાયની વાત હશે તો તો જરૂર થશે.' વનલતા બેધડક બોલી ગયાં. એમને ચીફજસ્ટીસના બોલમાં ભરોંસો હતો. હમણાં હમણાં એમની નીડરતા વિષે ઘણું સાંભળ્યું હતું. એમને થયું કે જો એકાદ પ્રસંગમાં એવી નીડરતા છતી કરી શકાય, સહુને બતાવી શકાય તો કેવું સારું! અને એવી તક એ પોતે જ એમની સામે ધરી શકે તો તો એમનું સાહચર્ય પણ કેવું દીપી ઊઠે!

પણ કોઈએ એમની વાત માની નહીં, પછી ખાસ કિસ્સો તો શાનાં જણાવે! ધૈર્યબાળાએ તો એમની દયા ખાધી. 'તમારાથી વળે એવું આ નાનું કામ નથી.' વીરબાળાએ કહ્યું: 'કોઈ એકાદ કિસ્સો હોય તો કહીએ. પણ અહીં તો 'જ્યાં જ્યાં નજર મારી ઠરે—' ગુનેગારોના રાફડા દેખાય છે. કાયદાના પાટા ઓળંગી ઓળંગીને જે સામી બાજુએ પહોંચી શક્યા છે તેટલા જ સફળ થયા હોય તેમ જણાય છે.'

વનલતા ધ્યાનથી સાંભળી રહ્યાં. હજી ચીફજસ્ટીસ આગળ ધડાકો કરી શકાય એવો ફટાકડો એમના હાથમાં આવતો નહોતો. ને તે વિના સાહેબને કહેવું પણ શું ને એ દાદ આપે પણ શેની! એમને થયું કે આની આ વાત જ્યાં ને ત્યાં ફરી ફરી નીકળવાની ને લાઈલાજ હોય એમ એમણે એ દર વખતે સાંભળવાની. બીજાં ભલે એવી વાતો કહી જાય, પણ એમનાથી હવે કેમ સાંભળી રહેવાય? એમને લાગ્યું કે જો ગુનાખોરી ચાલી રહી હોય તો એ સહી લેવામાં એમનીયે ગુનેગારી જ છે. એટલે એમણે એકવાર પડકાર ફેંક્યો:

'આપણે જો કોઈ કિસ્સો બતાવી ના શકીએ તો એની વાતો પણ કેમ કરી શકીએ? મને તો લાગે છે કે જે વાતનો પાયો ના હોય તેમાં રસ ના લેવો જોઈએ. કાં તો મને કોઈ ચોક્કસ ઘટના જણાવો ને નહીં તો મારી આગળ આવી વાતો બંધ થાય તે જ ઠીક છે.'

બહુ ઓછાબોલાં વનલતાએ આજે આટલી વાત કહી એથી વાતાવરણ ગંભીર બન્યું. સ્પષ્ટ દેખાતું હતું કે ચીફજસ્ટીસનો પક્ષ કરીને એમણે મનમાં માઠું લગાડ્યું હતું. તરત જ સહુએ કમિટીનું કામકાજ આટોપી લીધું. વનલતાબહેનનો આભાર માન્યો. ને જતાં જતાં એમની ગાડીમાં બે બહેનો બેસી ગઈ. માઠું લાગ્યાની જે અસર રહી હોય તે એમને ભૂંસવી હતી. પણ એથી ઊલટું જ બન્યું. રસ્તે જતાં જતાં અને બંગલે પહોંચીને ત્રણે જણાએ મળી એની એ જ ચર્ચા કરી. અને રાતે દૂધનો

પ્યાલો આપતી વેળા વનલતાએ ધીરેથી ચીફજસ્ટીસને જ પૂછ્યું :

'હું જ તમને બતાવું કે ગુનો કોણ કરે છે ને કેવી રીતે કરે છે. શું તમે એનો ન્યાય કરશો ?'

ચીફજસ્ટીસે વનલતાની સામે જોયું. સાફ જોઈ શકાતું હતું કે કોઈ આરોપનામું તૈયાર થઈ ચૂક્યું છે, હમણાં રજૂ થઈ જશે. ઉપરથી દલીલો પણ ચાલશે. ને કડક સજા કરવાની માગણીયે થશે. પરંતુ, રાતે ઊંઘ બગાડીને કોર્ટ ભરવાનો એમનો ઈરાદો નહોતો. ગુનાની ચર્ચા તો કોર્ટમાં જ શોભે. એમણે ધીરજ રાખી કહ્યું :

'હા, જરૂર ન્યાય કરીશ. પણ કોઈની પાસે કોર્ટમાં કેસ દાખલ કરાવજો. જોઈએ તો કોઈ બાહોશ વકીલની મદદ લેજો. દીપુભાઈને કહેશો તો એ કાગળીયાં બનાવી આપશે, ઘેર આવીને તમારું કામ કરી આપશે.' એમણે મદદરૂપ થવાનો રસ્તો દેખાડ્યો.

'એમાં વળી વકીલો રોકવા જોઈશે ? તમે—'

'શિરસ્તો ખરો ને.' એમણે થોડી વધારે ધીરજ બતાવી. 'ગુનો શોધનાર ગુનો શોધે ને સાક્ષી પુરાવા ગોઠવનાર એમનું કામ કરે. મારી સામે રીતસરની રજૂઆત થઈ હોય તો એ કામ વહેલું ઊકલે.'

'ત્યારે તો થઈ રહ્યું. ગુનો શોધનારા કોઈ શોધે જ નહીં. એ કહેશે આટલું જ કામ અમારું ને આટલું કામ નહીં. આ વાત ગુનામાં આવે ને આ વાત ના આવે. એમની જોડે કોણ લમણા ઝીંકે ?'

'સારું ચાલો, મને કહો.' એમણે ઓચિંતો રસ બતાવ્યો. 'પહેલાં કહો કે ગુનો શો છે ?' ઘણાં વર્ષો પહેલાં એમણે વનલતાને અંગ્રેજી શીખવ્યું હતું, રીતભાત શીખવી હતી, ટાપટીપ શીખવી હતી. આજે કાયદો શીખવવો હોય એમ નિરાંતે બેઠા.

'વચનનો ભંગ.' વનલતાએ પણ ખુરશી જરા આગળ ખેંચી. 'પેલું શું—ચારસોવીસ ! કપટ કરવું કે કહીને ભૂલી જવું. ભરોસો આપીને કામ કઢાવી લેવું અને બેસ ખંખેરી નાખવો.'

'એમ હોય તો જરૂર ગુનો ગણાય. આવું ક્યાં બન્યું તે કહો. કોનો કોનો વિશ્વાસભંગ થયો છે ?'

'બધા ઘણાનો થયો છે. સમસ્ત પ્રજાનો વિશ્વાસભંગ થાય છે. છડેચોક થાય છે. ટેંક કેટલીય વાર થાય છે. પણ કોઈ જુવે તો ને !' વનલતાએ કાલવવા માંડ્યું. એમને ઉશ્કેરાટ થતો હતો.

'કોની વાત કરો છો ?'

'કેમ વળી ? ચૂંટણી વખતે ઉમેદવારો તરેહ તરેહનાં વચનો આપી જાય છે. પણ એમાં સાચાં કેટલાં ? એ તો લોકો ભરોસો રાખીને ભીંત ભૂલે, એમ જ ને !'

'પણ એને વચનો ના કહેવાય,' એમણે ખુલાસો કર્યો.

'લેખિત નિવેદનો કરે તો પણ—'

'ના, તો પણ નહીં. એ તો પ્રચાર ગણાય. જેને એ માનવું હોય તે માને. રાજકીય પક્ષોને એવી છૂટ હોય છે. જાહેરખબરોના જેવું છે એ તો—થોડું વધારીને બોલે. દરેક દેશમાં એવી પદ્ધતિ હોય છે. એમ જે કોઈ કહે તે બંધાઈ જતા નથી.'

'ત્યારે એમના બોલની કિંમત શી ? આજે બોલ્યા ને કાલે ફરી ગયા, બસ !'

'ફરવું યે પડે. સંજોગો બદલાય, બીજા ઘણાના મત લેવા પડે.' ન્યાયાધીશે દલીલો વડે સમજાવવા માંડ્યું.

વનલતા જરાક ખચકાયાં. એમને થયું કે સાહેબ ઘણા હોંશિયાર છે તે એમની વાત આગળ ચાલવા દેતા નથી. નહીં તો વાત તો એમની જ ખરી છે. મનમાં ઓછું આવ્યું કે એમના જ ચીફ જસ્ટીસની કોર્ટ આવી મોટી વાત આગળ નાની થઈ પડે છે. નહીં તો જૂઠાં વચનો આપીને કોરા છટકી જનાર પેલા ચળવળીઆઓને પકડી પકડી ઊભા કર્યા હોત, એમણે જ છાપેલાં નિવેદનો કે ઝીંકેલ ભાષણો અદાલતમાં વંચાવ્યાં હોત ને એમના જવાબ માગ્યા હોત તો—? એ ફજેતો સાંભળવા કોર્ટમાં તો લોક થોકે ઉભરાત અને ચોગાનમાં લાઉડ સ્પીકરોયે મૂકવાં પડત.



એમને ચીફ જસ્ટીસ એક એક સવાલ પૂછે ને લોકો હર્ષના પોકાર કરી વધાવી લેત. કેવો સિક્કો વાગી જાત! પણ એમ કરે ત્યારે ને.

છતાં વનલતા વાતને વળગી રહ્યાં. એમણે થોડો વળ લીધો. કહ્યું: 'તમે કેટલાક પ્રધાનોનાં નિવેદનો નથી જોયાં? આજે કહેશે ગોદામો ચિક્કાર ભરેલાં છે, છલકાઈ જાય છે. ને કાલે કહેશે કે તંગી છે—અછત છે, લુચ્ચા વેપારીઓ ભાવ વધારે છે. શું એમને કોઈ ના પૂછે? વારુ, નવું કારખાનું નાખે ત્યારે કેવી કેવી વાતો કરે છે? આટલા કરોડમાં આટલું કામ, ને આટલા વખતમાં થઈ જશે; ને પછી? એમનો જવાબ ક્યાં પુછાય છે?'

'કેમ વળી? પાર્લામેન્ટમાં.'

'પછી શું? ત્યાં તો બહુમતીનો આશ્રય હોય એટલે એમના ઉપર છાંટોય પડતો નથી.'

'એમાં કોર્ટ શું કરે! ન્યાયનો અન્યાય ક્યાં થાય છે? કાયદો—'

'એ લોકો એમ કહે કે ઈંચે ઈંચ જગ્યા પાછી મેળવીશું, પાંચ વર્ષમાં આટલા કરોડનાં આવાં કામ કરી આપીશું. ભાવ સપાટી જાળવી રાખીશું. ખેતીમાં સ્વાવલંબી થઈ જઈશું, નફાખોરી નહીં ચલાવીએ, એવું ઘણું ઘણું રોજ રોજ કહેતા રહે અને પાછળથી પરસ્પર તાળીઓ ઠોકી લોકોને કેવા ઉલ્લુ બનાવ્યા એમ કહેવા મોટાં અધિવેશનો ભરે—'

'વનલતા, તમે તો ભાષણ ચલાવ્યું!'

'કેમ વળી, કોર્ટમાં તો રોજ નિરાંતે ભાષણો સાંભળો છો. પરંતુ હું કહું તે મફતનું, એમ જ ને!'

'થયું ત્યારે, એમના ઉપર તમે કેસ કરો. પણ કહી દઉં છું કે એમને જો સજા કરાવવી હોય તો તમારા લોકોએ જુદી અદાલત નીમવી જોઈશે. મારી અદાલતમાં આવી ફરિયાદ કોઈ કરે નહીં, ને કરે તો દાખલ થાય પણ નહીં.' એમ કહીને એ પોઢી ગયા. ત્યાં બેઠાં બેઠાં વનલતાએ થોડો હરખ કર્યો. આજે એમણે ચીફ જસ્ટીસની કોર્ટમાં દલીલો કરી હતી તેથી એમનું લોહી ધમધમી રહ્યું. એમનો કેસ તો ઊડી ગયો પણ કેમ જાણે એ કોર્ટ જ એમને બદલવા જેવી લાગી. એમણે વિચાર્યું કે આથી કોઈ મોટી કોર્ટ હોવી જોઈએ તો જ એ આ દલીલો સાંભળે ને નિકાલ લાવે. તેને એવી અદાલત ક્યાંથી મેળવવી?

બીજે દિવસે એમણે ધૈર્યબાળાને ફોન કર્યો. બીજા બે જણને પણ બોલાવી રાખ્યાં. રાતની વાતનો ઈશારો કર્યા વિના એમણે નવી અદાલત રચવાની દરખાસ્ત મૂકી ત્યારે ચારે જણને એવું આશ્ચર્ય થયું. કોઈ ધ્યેયલક્ષી મહાપ્રયોગ કરવાની અણી ઉપર તેઓ આવી પહોંચ્યા હોય એવું એમણે ગૌરવ ધર્યું. નવી અદાલતનું નામ એમણે 'રાષ્ટ્રીય અદાલત' પાડ્યું. એમાં પાંચ ન્યાયાધીશો રાખવા ઠરાવ્યું. દેશની બધી હાયકોર્ટોના તમામ જજ—ભૂતકાળના કે વર્તમાનકાળના—એમનો એક પ્રતિનિધિ લેવો. બીજો પ્રતિનિધિ તમામ ચૂંટાયેલા ધારાસભ્યોમાંથી લેવો. ત્રીજો ચૂંટણીમાં હારેલા ઉમેદવારોમાંથી લેવો જેથી બંને પાસાં સમતોલ થઈ શકે ને એકનો કાન બીજો પકડી શકે. ચોથો પ્રતિનિધિ દેશની વિદ્યાપીઠો આપે ને પાંચમો તો દેશની મહિલાઓમાંથી જ હોય ને! આ પંચ બધાં જાહેર નિવેદનોની નોંધ રાખે, અને જે કોઈ પ્રજા સાથે ગેરવાજબી છૂટ લેવા જાય, છટકી જાય, ગેરલાભ ઉઠાવે, બહાનાં શોધે, ફરી જાય, ભળતા અર્થ કાઢવા ફાંફાં મારે, ગોળ ગોળ બોલી વાયદા કરે, દેશમાં કૈંક ને પરદેશમાં કૈંક જુદું બોલે, કરેલું કામ કરવામાં ઓછા ઊતરે, દેશને કાચું કામ કરી આપી નુકશાનમાં ઉતારે, કાળાં બજાર કરનારાનાય હાર પહેરે ને રિસેપ્શનો ભોગવે, જેમની ખાનગી વર્તણુંક અને જાહેર વર્તણુકમાં તફાવતો પડે, પદવી પહેલાંની ને પછીની રહેણી કરણીમાં જે લોકો બેશરમ થઈને ફેર પાડી દે એવા ઘણાં કિસ્સાઓમાં પંચ જાતે જ તપાસ કરી શકે, નિયમો ઘડી શકે અને સજા ઠોકી શકે એમ ઠરાવ્યું. એમણે





એવી અદાલતનો એક ખરડો ઘડી કાઢ્યો. ને ચારેય જણીઓએ એક જ પેનથી એના ઉપર સહીઓ કરી. એ વખતે એમને લાગ્યું કે આખા ઓરડામાં ને અંતરના કોઠામાં નવો પ્રકાશ ઉભરાતો હતો.

હવે? હવે એનું શું કરવું? આ અમૂલ્ય દસ્તાવેજ કોને સોંપવો? 'રાષ્ટ્રીય અદાલત' કોણ સ્થાપે? પાર્લામેન્ટમાં આવી દરખાસ્ત મુકાય નહીં. ને મુકાય તો સિલેક્ટ કમિટીમાં કે લોકમત ફેરવવામાં એ કાગળ ઉપરની શાહી ક્યારે ઊડી ગઈ તેની ખબર પણ ના પડે. એકવાર તો વિચાર આવ્યો કે એના ચીફ જસ્ટીસની સલાહ માગવી. પણ એ વિચાર માંડી વાળવો પડ્યો. સરકારી હોદ્દા પર રહીને ન્યાય તોળવાનું કામ ગમે તે કરવાના હોય પણ એમાં અંતર્ગત મર્યાદા રહેલી છે એમ ચારેય મહિલાઓ સમજી ગઈ. કોઈએ જયપ્રકાશને યાદ કર્યા તો કોઈએ વિનોબાને સંભાર્યા. પણ જેમાં ઘર્ષણ દેખાય એવી બાબતને એ ટેકો આપે કે કેમ તે વિષે ભરોસો ના પડ્યો. પછી કોણ રહ્યું!

એવામાં ત્યાં મોતીભાઈ આવી ચઢ્યા. પંદર વર્ષથી એ કુટુંબના શિક્ષક હતા. ઉનાળાની મુસાફરીમાં એ પણ કુટુંબીજન તરીકે સાથે રહેતા. એ શું ભણાવે છે તે કોઈને પૂછવું પડે એમ નહોતું. ચીફ જસ્ટીસ પણ એમનું માન જાળવવા ખાસ કાળજી રાખતા. એમને વનલતાએ કમિટીમાં બેસાડી દીધા ને સલાહ પૂછી. ખરડો જોઈ લીધા પછી ચશ્માના કાચ લૂછતાં મોતીભાઈએ ધીરે ધીરે કહેવા માંડ્યું:

'આવી જ કોઈ વાત લઈને એકવાર પાલન્દીના રાજા મારી પાસે આવ્યા હતા. મુદ્દો જુદો હતો, પણ એમની વાત આવી મોટી બાબત હતી. એ વખતે એમનાં રાજપાટ એમનાં હાથમાં હતાં. ઘણી ખરી બાબતોમાં એ એમનું ધાર્યું પાર પાડી શકે એવા સમર્થ હતા. છતાં એ જ્યારે મુંઝાયા ત્યારે એમને કોઈ નહીં ને હું જ જડ્યો, જરાકે પડદો રાખ્યા વિના એમણે મને બધી વાત કરી. પછી સામે પ્રશ્ન કર્યો.'

'શો પ્રશ્ન હતો?'

'એ જુદી વાત છે. પણ મેં એમનો જવાબ ગળી જઈને સામું પૂછેલું: તમે બીજાની ઉપર રાજ કરો છો એટલે બીજા તમને પૂછીને જે કરવું હોય તે કરે. ઠીક છે, રાજા હોય એને પૂછવું જોઈએ, એ એક નિયમ થયો. તો હવે એ કહો કે તમારો રાજા કોણ? તમારો પણ કોઈ રાજા તો હશે ને! એ જે હોય તેને—તમે પણ એને પૂછીને ચાલો. પછી કોઈ વાતનો ભય નહીં રહે ને શંકા નહીં થાય.'

'વળી રાજાનો રાજા કોણ?' ચારેય મહિલાઓ ચકિત થઈ. મોતીભાઈ જેવા પણ કેવી વાત કરે છે.

'રાજાને માથે? સરકારને માથે? સાર્વભોમ આધિપત્ય હોય તેનોય પાછો રાજા?' એમ ઉપરાઉપરી પ્રશ્નો થયા.

'બરોબર છે. મેં એમને જે પૂછ્યું તે એમણે મનેય પૂછ્યું. પણ અમે બન્ને સમજી ગયા કે હવે આગળ વાત કરવાની જરૂર રહેતી નથી. એમ તમને પણ કહું છું. અહીં જે બધી અદાલતો છે તે થોડી નથી. ને નવી સ્થાપશો તો તે પણ ઓછી દેખાશે. માટે જે અદાલત ત્યાં બેઠી છે એના ઉપર જ બધું છોડો.' એમણે ઉપર આંગળી ચીંધી. ધર્મના ચક્રનું પ્રતીક હોય એવો પંખો ત્યાં ઘૂમી રહ્યો હતો. 'અહીંથી તો છટકી જશે પણ ત્યાં કોઈનું દબાણ કે સિફારશ ચાલતી નથી,' મોતીભાઈએ દૃઢ વિશ્વાસથી કહ્યું.

એ પછી ચાર મહિલાઓએ તૈયાર કરેલો 'રાષ્ટ્રીય અદાલત'નો ખરડો હજી લગી એમ ને એમ પડ્યો છે. ગ્રીસમાં મળેલી ન્યાયશાસ્ત્રીઓની પહેલી આંતર રાષ્ટ્રીય પરિષદમાં તે રજૂ કરવા એક પ્રખ્યાત ધારાશાસ્ત્રીએ માગણી કરી પણ એ ફાવ્યા નથી. ઉપલી અદાલતમાં આ ચારેય મહિલાઓની શ્રદ્ધા વધી ગઈ છે કેમ કે ત્યાં કોઈએ ફરિયાદ નોંધાવવી પડતી નથી કે દલીલો કરવાની હોતી નથી. એનો ન્યાયાધીશ અદાલતમાં ચુકાદા વાંચી સંભળાવતો નથી. પણ ત્યાં ન્યાય થાય છે એવું તો ઘણા જણ કહે છે, પછી શાસન કરનારાનો મત જુદો હોય તો એ જાણે.





યશોધર મહેતા

# શ્રદ્ધામૂર્તિ આનંદગિરિ

આધ્યાત્મિક સાધના ભારતની આગવી સિદ્ધિ ગણાતી. આજે એ માટે રડચાંખડયાંનાં દર્શન થાય છે. જાણીતા નવલનવેશ અને અભ્યાસુ તેમના પ્રવાસ દરમિયાન પણ એક એવા સિદ્ધ પુરુષને શોધી કાઢે છે જેનો પરિચય સર્વપ્રિય થઈ પડે...

અમે મસૂરીથી લગભગ ચાર પાંચ માઈલ ઉપર આવેલા 'મોસી ફૉલ્સ' ગયાં હતાં. વહેલી સવારે અમે નીકળ્યાં અને વાર્તાવિનોદ કરતાં કરતાં અરણ્યમાં આવી પહોંચ્યાં. ઉતરાણ સારું હતું પણ સવારની ખુશનુમાં હવા અને પહાડોની વિશાળતા ઉપર પથરાયેલી લીલીછમ મનોહર લીલોતરી એટલે વખત ક્યાં પસાર થઈ ગયો એની ખબર પણ પડી નહિ અને 'મોસી ફૉલ્સ'નો સુંદર ધોધ આવી પહોંચ્યો. ચારે તરફ ઊંચા પહાડો અને વચમાં વહેતો આ નાનો સરખો ધોધ જોઈ મન શાંત થઈ ગયું.

મારા દીકરાઓ અને તેમના મિત્રો ધોધની આસપાસ સહેલ કરવામાં પડચા અને મારાં પત્ની તથા અમારા રસોઈઆ નોકરો 'પિકનિક'ની રસોઈના પ્રબંધમાં પડી ગયા. હું નવરો ધૂપ જેવો હતો.

ધોધની સામી તરફ એક છેડે પહાડની બેવડ આગળ એક ભગવી ધજા મેં ફરકતી જોઈ. મારા મનમાં કે નવરો બેઠો છું તેના કરતાં લાવ ત્યાં જઈ તપાસ કરું કે કોણ છે અને શું છે. પવન સૂસવાટા મારતો હતો. ધજા મોજથી ઊડતી હતી. અને ધોધનું પાણી ખળ ખળ કરતું પ્રશાંત વાતાવરણને જીવંત બનાવી રહ્યું હતું. વચ્ચે વચ્ચે વળી કોઈ આનંદી પંખી મધુર ટહૂકા કરી મનનો પ્રમાદ વધારતું હતું. ધજા સામે હતી. બૂટ ઉતારીને ઝરણું પાર કરવા મેં પાણીમાં પગ બોળ્યા તો જાણે બરફની નદીનાં ઊભો હતો !

પથ્થરો ઓળંગતો, બરફ જેવું ઠંડુ પાણી કાપતો અને શીતળ પવન સહન કરતો હું સામે પાર આવ્યો. પહાડના એક ગોખલામાં મંદિર જેવું હતું અને તેના ઉપર ધજા હતી. એની પાસે એક નાની સરખી ઓસરી જેવું મેદાન હતું અને તે ઉપર એક વૃદ્ધ સાધુ ભેખડને ટેકે બેઠો હતો. તે જગાથી ઊંચે લગભગ પંદરેક ફીટના અંતરે એક ગુફા હતી.

પાણીના ઝરણ આગળથી ઉપર જવા સારૂ એક નાની સીડી હતી જે ઉપર થઈને પેલા મંદિર આગળ તથા સાધુની બેઠક અને ગુફા તરફ જવાનું હતું. ઝરણું ઓળંગી પગનાં મોજાં તથા બૂટ ચઢાવવા હું એક પથ્થર ઉપર બેઠો અને પેલી ધજા સાધુ તથા ગુફા એ આખું દૃસ્ય જોવા લાગ્યો. હું બેઠો હતો ત્યાંથી એ ત્રણે પચ્ચીસ ત્રીસ ફીટ ઊંચે હતાં અને સીડી ચઢીને પહોંચી શકવા સહેલાં હતાં. પહેલાં તો મને સીડી ચઢવાની ખાસ ઇચ્છા થઈ નહિ. અને બાવા તરફ પણ આકર્ષણ થયું નહિ. લગભગ બે ત્રણ મિનિટ સુધી નીચે હું અને ઉપર સાધુ બોલ્યા ચાલ્યા વગર શાંત બેસી રહ્યા પછી એણે એક બીછાનું પોતાની સામે પાથર્યું અને બોલ્યા :

'આપ પધારો અને અહીં આરામથી બેસો.'

એ અવાજ સૌજન્યથી ભરેલો અને ભાવવાહી હતો. એનાં નિમંત્રણને સ્વીકારી હું ઊભો થયો અને સીડી ચઢવા લાગ્યો. સીડી કમજોર લાગતી હતી. અને હું બીતે બીને ધીમેથી ચઢતો હતો. સાધુએ મને ખાતરી આપી કે સીડી તૂટે તેવી નથી એટલે હું નિશ્ચિત બન્યો. ઉપર આવીને બે ત્રણ પગથીયાં ચઢી હું સાધુની નજીક પહોંચી ગયો અને પેલા આસન ઉપર બેસી ગયો. નમ્રતાની મૂર્તિ જેવા સાધુએ મને હાથ જોડયા હતા.

દૂરના ધોધની તળેટી ઉપર મેદાન હતું. ત્યાં હું, મારાં પત્ની તથા નોકરોને રસોઈની ધમાલ કરતાં જોતો હતો. ધોધના પહાડની ટોચે મારા પુત્રો તથા તેમના મિત્રો પહોંચી ગયા હતા, અને પાણીના પ્રવાહને





આમતેમ વાળવા મોટા મોટા પથ્થરો લઈ કાંઈ કરામત કરતા દેખાતા હતા. એ લોકોને હું એકચિત્તે જોતો હતો તે જોઈ સાધુ બોલ્યા :

'યુવાવસ્થા સાંભરે છે, ખરું ?' એ પ્રશ્ન સાંભળીને મારી નજર તુરત સાધુ ઉપર વળી.

'હા, હું પણ ઘડીના છઠ્ઠા ભાગમાં આવી ઊંચાઈએ ચઢી જતો. પથ્થરો ઊંચકી આમ તેમ ફેંકતો અને થાક શું એ કદી સમજતો નહિ.' મેં જવાબ આપ્યો. વૃદ્ધ સાધુ મંદ મંદ હસવા લાગ્યા. પછી ગંભીર થઈ ગયા અને મને કહ્યું કે,

'આવું બધું કરવાના આનંદ કરતાં આવું બધું જોવાનો આનંદ ઓછો છે ?'

એમના એ સૂચક વાક્યથી હું વિચારમાં પડી ગયો. મેં એમનાં તરફ જોયા કર્યું. મોં ઉપર ભારે પ્રશાંતિ હતી.

'ચા બનાવી આપું, પીશો ?' વૃદ્ધ સાધુએ મને સ્નેહથી પૂછ્યું. મેં સાભાર ના પાડી.

પછી અમારો વાર્તાલાપ અરણ્યના એકાંત વિશે ચાલ્યો. તેમણે મને કહ્યું કે પોતે આ જ સ્થાને આ જ ગુફામાં છેલ્લાં ત્રીસ વર્ષથી રહે છે. કોઈ ઠેકાણે બહાર જતા નથી અને બધી ઋતુઓ અહીં જ ગાળે છે. વન્ય પ્રાણીઓ જરા પણ ત્રાસ આપતાં નથી અને રાતનાં દસેકના સુમારે વાઘ પણ જ્યાં હું ઊભો હતો ત્યાંથી પાણી પીને ચાલ્યો જાય છે.

'આપનું શરીર ક્યાંનું છે ?' મેં પૂછ્યું.

'બદ્રિનાથ પાસેનાં એક બ્રાહ્મણ કુટુંબમાં હું જન્મ્યો હતો.'

પછી મેં એમને એમના જીવનની કથા સંભળાવવા આગ્રહ કર્યો. મારે એમના અનુભવો જાણવા હતા. કેટલાક સાધુઓ આવી કહાણીઓ કહેવાની જરૂર નથી એવું જે કહે છે, એવું આ સાધુએ બિલકુલ ન કહ્યું અને બહુ સરળભાવે અને વિનયથી પોતાની હકીકત મને જે કહી તે નીચે ઉતારું છું :—

'બાર વર્ષની ઉંમરે મેં ઘર છોડ્યું—ચોરી છૂપીથી અને કહ્યા વગર નહિ પણ માબાપને કહીને. તેઓ બધાં ખૂબ કલ્પાંત કરવા લાગ્યાં. ગામના મુરબ્બીઓ એકઠા થયા. મને રોકવા લાગ્યા. મેં કહ્યું : 'શા માટે રોકો છો ? હું કાંઈ મરવા જતો નથી. જીવવા જાઉં છું, આ તમે બધા જીવો છો તેવા જીવનનો મને જરા પણ રસ નથી. મને જો બળજબરીથી રોકશો તો હું છટકી જઈશ.' પછી તેઓ બધાં સમજ્યાં અને હું ઘરમાંથી નીકળી ગયો. ફરતે ફરતે મને ગંગોત્રીને રસ્તે એક તપસ્વી મળ્યા. તેમણે મારા ઉપર કૃપા કરી. મને બાર વર્ષ સુધી પાસે રાખ્યો. એમણે મને હઠયોગ શીખવ્યો અને વિષ્ણુની ઉપાસનાનો મંત્ર દીક્ષામાં આપ્યો. પછી એમણે મને કહ્યું કે બાર વર્ષ પછી તારે મારી પાસે રહેવાનું નથી, ચાલ્યા જવાનું છે. એ પ્રમાણે પછી હું ચાલ્યો ગયો અને ત્યાંથી કેદારનાથ, તુંગનાથ, ઋષીકેશ, હરદ્વાર બધે બાર વર્ષ સુધી ભમ્યો, ઋષીકેશમાં હું સ્વર્ગાશ્રમમાં ખૂબ રહ્યો. આ બધાં સ્થાનોમાં મેં કદી ભંડારામાંથી અન્ન ખાધું નથી. વિષ્ણુ ભગવાનનો મંત્ર ગુરુદેવે આપ્યો ત્યારે કહેલું કે, કદી માગીને ખાતો નહિ, પણ સ્વેચ્છાથી તને જે કાંઈ આપે તે લેજે. એ ગુરુઆજ્ઞાનું મેં આ ક્ષણ સુધી પાલન કર્યું છે. મારી સાધક દશામાં છ વર્ષ સુધી હું અન્ન વગર રહ્યો છું. એક જડીબુટ્ટી આવે છે. તેનો દેખાવ એક નાના સરખા ફૂલ જેવો હોય છે. એનું નામ કંફૂલ' છે. એ જડીબુટ્ટી એક તસુ જેટલી ખાઈને હું તેના ઉપર પાણી પી લેતો. શરીર ઘણું નબળું પડી ગયું હતું પણ જીવન ટકી રહ્યું હતું.'

વૃદ્ધ સાધુની આશ્ચર્યકારક વાત સાંભળી હું તેમના તરફ સંદેહથી જોઈ રહ્યો હોઈશ એવું તેમને લાગ્યું હશે. એટલે તે બોલ્યા :

'હું આપને કહું છું કેમ કે હું જાણું છું કે, તમને યોગવિદ્યાનો અને આધ્યાત્મિક વિષયનો રસ છે. તમારો અધિકાર જાણીને હું વાત કરું છું.' એટલું કહીને તેમણે પોતાની વાત આગળ ચલાવી :—



'આવી મારી વિરક્ત સ્થિતિમાં હું યાત્રામાર્ગમાં ઘૂમતો. પચાસેક વર્ષ પહેલાંની વાત છે. માર્ગમાં એક પંજાબી કુટુંબ હતું. તે લોકો ભાવિક હતા. ચટીઓ અને ઉતારામાં એ લોકો તથા હું સાથે થઈ જતાં. તે કુટુંબમાં એક બાવીસ ચોવીસ વર્ષની યુવતી હતી. તેને મને જોઈને ઘણું કુતૂહલ થતું કે આ સાધુ નથી, કદી ભીક્ષા માગતો નથી કે નથી એને કોઈ ખાવા આપતું છતાં કેવી રીતે ટકી રહ્યો હશે! એ યુવતી મારું નિરીક્ષણ કર્યા કરતી. આમ દસ દિવસ પછી તે મારી પાસે આવી. એને મેં કહ્યું કે, નિરાહાર રહું છું તે ખરી વાત છે. એણે મને ભોજન લેવા ખૂબ આગ્રહ કર્યો. એના આગ્રહને મેં ત્રણ દિવસ સુધી દાદ ન દીધી. આખરે તેણે બનાવેલો એક પરોઠો મેં ખાધો. એ ખૂબ રાજી થઈ અને એનાં માબાપ પણ પ્રસન્ન થયાં. પછી એક દિવસે મેં એ બધાં બેઠાં હતાં ત્યાં કહ્યું કે, હું હવે ફંટાઈ જાઉં છું. આપણા રસ્તા જુદા છે.' પેલી યુવતીએ જીદ પકડી કે ના સાથે જ રહો. મેં કહ્યું: તમે સંસારી છો, હું ત્યાગી છું. આપણા રસ્તા જુદા.' એ સાંભળીને એ ગુસ્સે થઈ. મને કહે 'શા માટે જૂઠી વાત કરો છો? તમે મારે વિશે કશું જાણતા નથી.' હું ચમક્યો. મને થયું કે એ છોકરી કશું સત્ય કહી રહી હતી. હું એકાગ્ર બન્યો. મારા મોંમાંથી નીચેના શબ્દો સ્વાભાવિક રીતે નીકળી પડ્યા:

'તું બાળ વિધવા છે. તારી ઉંમર તેત્રીસ વર્ષની છે. લગ્નની વેદી ઉપર જ તું વિધવા થઈ હતી. તે વખતે તું પાંચ વર્ષની હતી. તારા પતિની મિલકત તને ખૂબ મળી છે. તારું નામ આ છે. તારા માતાપિતાનું નામ આ છે' એ શબ્દો હું પોતે નહોતો બોલતો, મારી અંદર કોઈ બોલતું હતું અને હું જાણે સાંભળતો હતો. પેલી સ્ત્રીને એમ લાગતું હતું કે, હું પોતે બોલતો હતો. એ શબ્દો અક્ષરશઃ સાચા હતા. પછી તો એ મારી પૂર્ણ ભક્ત બની ગઈ. પણ મારી પોતાની બાબતમાં હું જોતો હતો કે, તેની માયામાં લપટાતો હતો. એ લોકોએ મને કુટુંબી જેવો કરી મૂક્યો હતો મને પંજાબ લઈ જઈ તેમના ઘરમાં રાખી ભજન કીર્તન કરવા તેમનો આગ્રહ હતો. પેલી યુવતી તો મને મૂકતી જ નહોતી. પછી એક રાતે મને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં મેં મારા પૂજ્ય ગુરુદેવને જોયા. તેમણે મને ત્રાડ પાડી કે, કાલ ને કાલ વહેલી સવારે ઊઠીને તું એકદમ છૂટો પડીને ચાલતો થા. હૃદય કઠણ કરી નાખ અને હવેથી કદી મનુષ્યનો સંગ કરીશ નહિ. હું એકદમ ઝબકી ઊઠ્યો. મેં મારે મોંએ પાણી છાંટ્યું. ગુરુદેવનો મંત્ર રટી પ્રાણાયમ કર્યું. પેલી યુવતી પણ વહેલી ઊઠતી. મને જતો જોઈ રોકવા લાગી. મેં કહ્યું: હું શૌચ કરીને આવું છું—અને હું ચાલી ગયો તે ચાલી ગયો.'

વૃદ્ધ સાધુએ વાત અટકાવી. હું તેના તરફ માન બુદ્ધિથી જોઈ રહ્યો. ગુરુના શબ્દમાં કેવી અચળ શ્રદ્ધા! હૈયું પથ્થર જેવું કરી ચાલી જનાર આ નિશ્ચળ તપસ્વી પ્રત્યે મને આદર થયો.

'આપને આ સ્થાને આવવાનું કયું પ્રયોજન?' મેં પૂછ્યું, મારો પ્રશ્ન એક જિજ્ઞાસુનો હતો, કુતૂહલનો ન હતો.

'વૃંદાવનમાં બે વર્ષ રહી હું હરદ્વારથી જવાની તૈયારી કરતો હતો, ત્યાં એક બ્રાહ્મણે મને કહ્યું કે, મસૂરીમાં એક પહાડ છે. ત્યાં ચમત્કાર છે. મેં કહ્યું તો ચલો ભાઈ વહાં ચલેંગે, એમ હું મસૂરી આવ્યો. પેલા બ્રાહ્મણ વેપારીએ પછી મને આ જગા બતાવી. મેં અડીંગાં નાખ્યાં. એણે મને કહ્યું કે આવા એકાંતમાં ખાશો પીશો શું? મેં કહ્યું ભગવાન ત્યાં છે. માટે ત્યાં પણ આપશે જ. પછી આ ગુફામાં હું રહેવા લાગ્યો, નિરાહાર રહેવાનો અભ્યાસ તો હતો જ. પહેલાં ત્રણ દિવસ નિરાહાર પડ્યો રહ્યો. પછી મને ઇચ્છા થઈ કે, કાંઈ ખાઉં. પણ ખાવું શું? મારી પાસે તો અન્નનો એક કણ પણ નહોતો. મને થયું કે, લાવ આ થોડાં પાંદડાં તોડીને ગરમ કરી પી લઉં. પાંદડાં તોડીને હું મારા લોટામાં પાણી ભરવા ગુફામાંની બહાર આવ્યો. પાણી ભરીને ગુફામાં આવીને





જોઉં છું તો બે પરોઠા અને બટાકાનું શાક એક પત્રાળામાં તૈયાર હતાં. મને સમજાયું નહિ કે આ કોણ મૂકી ગયું. મેં ભોજન કર્યું. બીજે દિવસે પણ આ જ પ્રમાણે બન્યું. મને લાગ્યું કે, પેલા બ્રાહ્મણને ત્યાંથી આવીને કોઈ મૂકી જતું હશે. હું તેની પાસે ગયો. એ મને કહેવા લાગ્યો કે, પોતે બહારગામ ગયો હતો, અને એને ઘેર કોઈ હતું નહિ. એને પણ ભારે અચંબો થયો. પછી એણે મારી ગુફામાં સીધું-સામાન મોકલી આપ્યાં. ત્યારથી તે આજ સુધી ગોવાળો તથા ખેતરમજૂરો મને રોટલો આપી જાય છે. પણ આમાં હું ભગવાનનો ચમત્કાર જોઉં છું. આ ગુફામાં મને ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન થયાં છે. એક પ્રસંગ જણાવીશ. કેટલાંક વર્ષો ઉપર મને મથુરા જઈ ભગવાનની ભૂમિનો સ્પર્શ કરવાનું મન થયું, પણ જવું ક્યાંથી? મારી પાસે એક પાઈ પણ નહોતી. બે દિવસ સુધી મેં નારાયણનું ચિંતન કર્યું. પોતે શંખ-ચક્ર, ગદા-પદ્મધારી મારી સન્મુખ આવ્યા અને કહેવા લાગ્યા કે, 'આટલી અશ્રદ્ધા મારા ભક્તને શોભે ખરી? ઊભો થા અને ચાલવા માંડ.' ભગવાન અદૃશ્ય થયા હું ચાલતો થયો. દેહરાદૂન પહોંચ્યો ત્યાં એક સદ્‌ગૃહસ્થ મારી પાસે આવ્યા અને મારા હાથમાં વીસ રૂપિયાની બે નોટો મૂકી ચાલતા થયા.'

સાધુની કહાણી પૂરી થઈ. મારાં પત્નીએ મને જમવાનું તૈયાર થયું હોવાથી કહેવડાવ્યું. મેં આ સાધુ-પુરુષ માટે પહેલી થાળી મંગાવી. એમને ભોજન કરાવીને વિચારગ્રસ્ત મને હું મારા કુટુંબ સાથે જમવા તથા ખેલવા લાગ્યો. સાંજે મજૂરી પાછા ફરતી વખતે હું વૃદ્ધ સાધુ પાસે ગયો. મારાં પત્ની પણ સાથે હતાં.

" આપનું નામ?' મેં પૂછ્યું.

' આનંદગિરિ '

' વય?'

' ૭૭ વર્ષની '

એમના મોં ઉપર ઈશ્વરની શ્રદ્ધા ભરી હતી, અને નિરહંકાર અને અસ્પૃહ હતાં. મારે એમની શાંતિમાં વધુ ભંગ પાડવો નહોતો. તેઓ 'શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ હરે મુરારે' બોલતાં તે સાંભળતાં સાંભળતાં અમે શાંતિથી ચાલ્યાં ગયાં.





જ્યાં શ્વાસની હવાનાં પણ સાંસાં હોય છે એવા લડાખના બરફીલા પ્રદેશમાં હેલિકોપ્ટરની મદદથી અનેકના જાન રક્ષવામાં આવે છે. બાજુના ચિત્રમાં એટલી ઊંચાઈએ મદદ માટે હેલિકોપ્ટર ઘૂમતું દેખાય છે,

જોનસ્ટન જોનસન

# પિતા

વાત્સલ્યથી ભરપૂર એવા પિતૃહૃદયને વાચા આપતી આ અંગ્રેજી વાર્તાને ગુજરાતી દેહ આપનાર છે શ્રી. 'ઊર્મિલ.' આવી હૃદયસ્પર્શી વાતો આપણે જ્યારે નરી નજરે બનતી જોઈએ છીએ ત્યારે કલ્પના પણ ઝાંખી પડી જતી લાગે છે અને વાસ્તવિકતા ઊંચી ચડે છે...

જે માણસની આ વાત છે તે આખા ઇલાકામાં સર્વથી ધનવાન અને પ્રભાવશાળી પુરુષ હતો. તેનું નામ થોર્ડ ઓવરેસ હતું. ઊંચો, સુદૃઢ અને ઉદ્યમશીલ એવો એ પુરુષ એક દિવસ પાદરીના અધ્યયન ખંડમાં દાખલ થયો.

'મારે ઘેર પુત્રનો જન્મ થયો છે.' તે બોલ્યો : 'અને મારી ઇચ્છા તેને 'બેપટિઝમ' અપાવવાની છે.'

'તેનું શું નામ રાખવાનું છે?'

'ફિન. મારા પિતાના નામે નામ.'

'અને ધર્મપિતા, ધર્મમાતા' એ નામો પણ આપવામાં આવ્યાં. થોર્ડ ઓવરેસનાં શ્રેષ્ઠ સગાંનાં એ નામો હતાં.

'બીજી કાંઈ ઇચ્છા છે?'

થોડીવાર થોર્ડ વિચારી રહ્યો, પછી બોલ્યો : 'એને કેવળ 'બેપટિઝમ' આપવાની જ મારી ઇચ્છા છે.'

'એ સંસ્કાર રવિવારે થશે?'

'ના, આવતા શનિવારે બપોરે બાર વાગ્યે.'

'ભલે, બીજું કાંઈ કહેવાનું છે?' પાદરીએ પૂછ્યું.

'ના! હમણાં તો બીજું કાંઈ ખાસ કહેવાનું નથી.' આટલું કહી જાણે જવાની તૈયારી કરતો હોય એમ તેણે પોતાની ટોપી હાથમાં ઉછાળી.

ત્યાં તો પાદરી ઊભો થતાં થતાં બોલ્યો : 'થોભો, આટલું રહી ગયું.' કહી તે થોર્ડ પાસે ગયો અને એનો હાથ પકડી એની આંખો તરફ ગંભીરતાથી જોઈ બોલ્યો : 'ઇશ્વર કરે ને એ બાળક તમારા માટે સુખદ બની રહે.'

*

બરાબર સોળ વર્ષ વ્યતીત થઈ ગયા પછી પાદરીના એ જ અધ્યયન ખંડમાં થોર્ડ આવીને ઊભો રહ્યો.

'ઓહો થોર્ડ! તમારી ઉંમરના પ્રમાણમાં તમે શરીર તો સરસ જાળવ્યું છે હોં!' થોર્ડને તંદુરસ્ત જોઈને પાદરીએ કહ્યું.

'એનું કારણ માત્ર એટલું જ છે કે મારે કશી ચિંતા નથી.' થોર્ડ બોલ્યો.

આ સાંભળી પાદરી કશું જ ન બોલ્યો. પરંતુ જરા રહીને પૂછ્યું : 'કહો, આજે શીદને તકલીફ લેવી પડી છે?'

'મારો પુત્ર આવતી કાલે 'કન્ફર્મ' થવાનો હોઈ એ અંગે હું આવ્યો છું.'

'તમારો પુત્ર ખરેખર તેજસ્વી છે.'

'કાલે મારો પુત્ર દેવળમાં આવીને કેટલામે નંબરે ઊભો રહેશે તે જાણું નહીં ત્યાં સુધી હું કશું જ આપી શકું એમ નથી.'

'તમારા પુત્રનો નંબર તો પહેલો જ હોય. એમાં તો તમારે કહેવાનું હોય જ નહીં.'

'તો પછી લો, આ રહ્યું આપને માટે યોગ્ય નજરાણું'

'બીજું કાંઈ કામકાજ?'

'ના જી, બસ.' કહી થોર્ડ ચાલ્યો ગયો.

*

આઠ વર્ષ બીજાં વહી ગયાં. એક દિવસ પાદરીના અધ્યયન ગૃહ પાસે ઘણા માણસો ભેગા થયા હતા. તેમાં થોર્ડ સૌથી આગળ હતો.

પાદરીએ તરત તેને ઓળખી કાઢ્યો અને કહ્યું : 'ઓહો! થોર્ડ! આજે તો તમે ઘણા સંબંધીઓને લઈને આવ્યા છો.'

'હા જી! મારા પુત્રના લગ્નની ઘોષણા કરો એવી આપને મારી પ્રાર્થના છે. આ મારી પાસે ઊભી છે તે ગુડમુંડની દીકરી કારેન સ્ટોરલિડનની સાથે એ





પરણવાનો છે.'

'સરસ, ઘણું સરસ. એ તો અહીંની સૌથી વધુ પૈસાદાર છોકરી.' પાદરી બોલ્યા

'હા જી. લોકો એમ કહે છે તે ખરા.' એક હાથથી પોતાના વાળ સમારતાં એ ખેડૂત થોર્ડ ઓવરેસ બોલ્યો.

પાદરી થોડી વાર કશા ગંભીર વિચારમાં ડૂબી રહીને બે રહ્યો. એ પછી એણે પત્રકમાં બધું લખ્યું. સંબંધીઓએ પછી પત્રકમાં પોતપોતાની સહીઓ કરી. થોર્ડે ત્રણ ડૉલર ટેબલ ઉપર મૂકયા.

'એક ડૉલર બહુ છે.' પાદરીએ કહ્યું.

'હા જી. પણ મારે તો એકનો એક પુત્ર છે. એના લગ્નના પ્રસંગમાં મારે ઉદાર દિલ રાખવું છે.'

પાદરીએ ડૉલર લઈ લીધા. પછી કહ્યું : 'થોર્ડ ! તમારા દીકરાના સંબંધમાં તમે મારી પાસે આ ત્રીજી વાર આવ્યા.'

'હા જી. આપના આશીર્વાદથી જ બધું છે.' કહી થોર્ડે પાકીટ બંધ કર્યું અને નમસ્કાર કરી બધાં સંબંધીઓ સાથે ચાલવા માંડયું.

*

પંદર દિવસ પછી સ્ટોર લિડનને ત્યાં જવા માટે શાંત તળાવમાં નાની નાવમાં બેસીને થોર્ડ અને તેનો પુત્ર નીકળ્યા.

'આ બેઠક ખતરનાક છે.' આમ કહીને થોર્ડનો દીકરો ઊભો થયો અને બેઠકને સરખી કરવા લાગ્યો. એટલામાં એનો પગ પાટીયા પરથી સર્યો અને મોટી ચીસ પાડી હાથ ઊંચા કરી નાવમાંથી એ તળાવમાં પડી ગયો.

'આ હલેસું પકડી લે.' બૂમ મારી પિતાએ હલેસું ધર્યું. પ્રયત્ન કરવા છતાં પુત્ર હલેસું પકડી શકયો નહીં.

'જરા હિંમત રાખ ભાઈ.' ગભરાયેલો પિતા બોલ્યો અને નાવને એણે પુત્ર તરફ લીધી

પણ રે નસીબ ! પુત્રે પિતા સામે વિકળ દૃષ્ટિએ જોયું અને પછી એ ડૂબી ગયો.

પિતાએ તો ક્ષણભર આ માન્યું પણ નહીં. તેણે નાવ ઊભી રાખી અને જે જગ્યાએ પુત્ર ડૂબી ગયો હતો તે જગ્યા ભણી તાકીને તે જોઈ રહ્યો .બિચારો એ પિતા જાણે પુત્ર હમણાં ઉપર આવશે એની આશા ન ધરી હોય !

પણ પાણીમાં થોડા પરપોટા થયા, પછી થોડા વધારે થયા, એ પછી એક મોટો પરપોટો થયો અને ફૂટી ગયો. તળાવનાં પાણી તો પછી પ્રથમની જેમ જ દર્પણની જેમ સ્વચ્છ અને શાંત ઝળકવા લાગ્યાં.

ત્રણ દિવસ અને ત્રણ રાત લોકોએ એ પિતાને એ જગ્યાની આસપાસ હોડી ફેરવતાં જોયો. એ ત્રણ દિવસ અને ત્રણ રાત એણે ખાધું નથી, પીધું નથી કે એ ઊંઘ્યો પણ નથી. અવિરત શ્રમપૂર્વક એ પુત્રનું શબ શોધી રહ્યો છે. ત્રીજે દિવસે સવારમાં પિતાએ શબ જોયું. તેને ઊંચકીને તે ટેકરી પરના પોતાના વાસમાં લઈ આવ્યો.

*

બરાબર એક વર્ષ પછી એક દિવસે સાંજના પાદરીને પોતાનાં બારણાં કોઈ ઉઘાડી રહ્યું હોય એમ લાગ્યું. પાદરીએ બારણું ઉઘાડયું. એક પાતળો, ઊંચો, માથે સફેદ વાળ વાળો, જાણે દુઃખથી ભાંગી ન પડયો હોય એવો એક આદમી બારણા પાસે ઊભો હતો. પાદરીએ તરત જ એને ઓળખ્યો. તે થોર્ડ ઓવરેસ હતો.

'આવા સમયે તમે ફરવા નીકળ્યા છો કે શું ?' પાદરીએ પૂછ્યું.

'હા જી. જરા મોડું થઈ ગયું છે.' કહીને થોર્ડ બેઠો. પાદરી પણ બેઠા અને થોર્ડ જે કાંઈ કહે તેની પ્રતીક્ષા કરવા લાગ્યો.

થોર્ડ બોલ્યો : 'મારી પાસે થોડું, ઠીક ગણાય એટલું ધન છે. તે મારે ગરીબોને આપી દેવાનું છે. મારા દીકરાની સ્મૃતિ મારે અમર રાખવી છે.'

કહી તે ઊભો થયો અને અમુક રકમ પાદરીના ટેબલ

પર મૂકી વળી પાછો પોતાના સ્થાને બેસી ગયો.

'આ તો મોટી રકમ છે.' પાદરી બોલ્યો.

'હા જી. મારા ખેતરની આખી કીમતનો એ અર્ધ ભાગ છે. આજે જ મેં ખેતર વેચી દીધું.

લાંબો વખત પાદરી મૌન ધરીને બેસી રહ્યો. પછી તેણે સ્નેહપૂર્વક પૂછ્યું : 'હવે તું શું કરવા ઇચ્છે છે ભાઈ?'

'બને એટલાં ભલાં કામ કરવા ઇચ્છું છું.'

બન્ને જણા થોડી વાર મૌન સેવી બેસી રહ્યાં. થોડ નીચી નજર રાખીને બેઠો હતો. પાદરી એના સામું જોઈ રહ્યો હતો. પછી ધીમા સ્વરે તે બોલ્યો : 'તારા પુત્રે તને સાચું સુખ પ્રદાન કર્યું હોય એમ જણાય છે.'

'હા જી. એવું જ હશે?' થોડે કહ્યું અને પછી જ્યાં એણે નજર ઉઠાવી ત્યાં તેની મોટી આંખોમાંથી મોટાં આંસુ ખરી પડ્યાં.





ગયે વરસે એકાએક પડોશી રાષ્ટ્ર ચીને ભારત પર હુમલો કર્યો. સરહદના પ્રદેશોએ આ હુમલાથી ઠીક ઠીક પરેશાની અનુભવી. તેમાં નેફા પ્રદેશની તારાજી તો ખૂબ જ જાણીતી છે. પણ આજે એ પ્રદેશનો ધબકાર ફરી ચાલુ થયો છે. બાજુના ચિત્રમાં નેફાના કામેંગ વિભાગનાં બાળકો લોક-નૃત્યની મસ્તીમાં મશગૂલ બનેલાં દેખાય છે. આ છે એ પહાડી પ્રદેશની કોમનું ખમીર. એવી ખમીરવંતી પ્રજા આપણી સર-હદના પ્રદેશમાં વસી રહી છે.





રતિલાલ 'અનિલ'

# ઊગતા સૂરજના દેશમાં સનસેટ પોઇંટ !

કટાક્ષિકાઓના જાણીતા લેખક આહીં એક નવી જ શૈલીની કટાક્ષિકા રજૂ કરે છે જે વાચકોને સર્વપ્રિય થઈ પડે...

એક હતો ઊગતા સૂરજનો દેશ.

સૂરજ તો બધા દેશમાં ઊગે, પણ આ દેશમાં લોકો ઊગતા સૂરજને પૂજે એટલે એ ઊગતા સૂરજનો દેશ કહેવાયો.

લોકોને ઊગતા સૂરજનાં દર્શન કરવાના ભારે કોડ એટલે ભળકડે ઊઠીને ફૂલ, કંકુ અને ચોખા લઈને પૂર્વ દિશાના મેદાન કે નદીકાંઠે હડી કાઢે.

ત્યારે એમની આંખમાં અજબની નમણાશ, ગજબનું હેત, જીભમાં મીઠાશ અને હલન ચલનમાં બાળક જેવી ચંચળતા–ગભરૂપણું દેખાય.

પાછા ફરતી વખતે આંખમાં નમણાશને બદલે કશીક ચમક, જીભમાં સ્વાભાવિકપણું અને હાથમાં અક્કડ-પણું આવે તો એને એ લોકો નિભાવી લે.

સૂર્યદર્શને કરે ત્યારેય લોકો હાથ જોડે અને દર્શન કરીને પાછા ફરે ત્યારેય હેં–હેં–જે જે ! કરીને હાથ જોડે !

ઊગતા સૂરજની તબિયત પહેલાં પૂછે ને પોતાની હાલત તો પ્રાર્થના રૂપે જ કહે કે, જણાવે.

ભર બપોરે તો સૂર્ય માથે આવે અને માથાભારે પણ લાગે, એથી નહીં પણ એની સામે ઊંચી નજરે જોવું પડે એવો અવિનય ન થાય એટલે એ પ્રજા બપોરના સૂરજને પૂજે નહીં.

ઊગતા સૂરજ સાથે તો સમાન ધોરણે આમ સામે આંખ મેળવાય અને હેત પણ વરસાવાય એટલે ઊગતા સૂરજનાં દર્શન કરે. આંખથી આંખ મળે, અણસાર થાય, ઠંડા પહોરે મગજ પણ ઠંડા અને તાઝગીભર્યાં હોય એટલે બંને સાનમાં સમજી જાય. આંખથી વાત થતી હોય ત્યારે લોકો મૌનવાર પાળે, પણ મનની સાથે બહુ વાત કરે. પણ એથી મૌન વ્રતને બાધ ન આવે.

પ્રજા ડાહી બહુ, શાણપણનો જ નમૂનો.

એ પ્રજા બીજાનો બહુ વિચાર કરે ! બીજાની સગ-વડ બહુ સાચવે. બીજાની મરજી તે આપણી મરજી, અને મોટાની મરજીને માન આપવું, (અને ઊગતો સૂરજ તો ભારે મોટો !), તમારાથી જ અમે છીએ એવો ભાવ પ્રગટ કરવો, આવી નીતિને વરેલી એ પ્રજા શિયાળે સૂરજ મોડો ઊગે તો મોડી દર્શને જાય, ઉનાળે વહેલો ઊગે તો વહેલી જાય, અને ચોમાસે સૂરજ કાળાં વાદળામાં છુપાયો હોય તો કાળી છત્રી ઓઢીને મોડી વહેલી પણ દર્શને જાય, મોડાં વહેલાંયે દર્શન–પૂજન કરે જ.

એ પ્રજા બીજાનો વિચાર બહુ કરે, મોટાની મરજી બહુ સાચવે !

મોટાને જે કંઈ આપી શકાય તે બધું જ આપી દે, આપી છૂટે, માગવું કશું નહીં, લેવું તો નાના પાસેથી એવો શાણો નિયમ તેણે કરેલો.

એનો ન્યાય પણ ભારે શાણપણવાળો. મોટા પાસેથી માગીએ–લઈએ તો એને ક્યાં કશી મણા પડવાની છે ? ત્યારે એણે આપ્યું શું ને આપણે લીધું શું ? અને નાના પાસેથી ન લઈએ તો યે એની પાસે છે શું અને વળી રહેવાનું યે શુ ? આવા શાણા વિચારે જેની પાસે રહેતું હોય તે રહેવા દે, અને એમાં કશું ઉમેરતાં યે કશું ખાસ વધતું નથી તો ભલે ઉમેરીએ, અને જેનાથી સચવાતું નથી એવું સાચવી લઈએ, સાચવી રાખીએ આવો શાણો વ્યવહાર એ શાણી પ્રજા કરે.

મોં બતાવ્યું તેને પૂંઠ ન બતાવવી એવી અચળ ટેક-વાળી એ પ્રજા પૂજા કર્યા બાદ પાછલી દિશામાં થોડાંક ઊંધાં પગલાં ભરે અને મોઢા કે પૂંઠનો પ્રશ્ન જ ઊડી જાય ત્યારે સવળાં પગલાં ભરે. મોઢા–કે પૂંઠનો પ્રશ્ન રહ્યો છે કે નહીં એ તો એ પોતે જ નક્કી કરે.



લજામણીના છોડ પર સૂરજમુખી ખીલી ઊઠ્યાં હોય એવી એ અદ્‌ભુત પ્રજા.

સૂરજમુખી પ્રજા સૂરજમુખી કરતાં જરા જુદી. ફૂલની પેઠે તે આખો દિવસ સૂર્ય તરફ મોઢું ન રાખે. આખો દિવસ એકબીજાનાં મોઢાં જોઈએ તો આસક્તિ ઉત્પન્ન થાય, અને આસક્તિમાંથી અભાવ પેદા થાય એથી એ પ્રજા ઊગતા સૂર્યના જ દર્શન કરે.

આમ છતાં એ પ્રજા સૂરજમુખી જ !

ડૂબતા સૂર્યનાં દર્શન કરીને પોતે આખો દિવસ સૂર્ય-મુખી રહી છે એવા આનંદ અને એવી પ્રતીતિ માટે તેણે શોધ આરંભી અને પશ્ચિમાભિમુખ એવાં કેટ-લાંક શિખરો શોધી કાઢ્યાં અને એને નામ આપ્યું સનસેટ પોઈંટ !

સંધ્યાટાણે એ પ્રજા ટટ્ટાર થઈ, ઠાવકું સ્મિત અને આંખોમાં અજબની નહીં કળાય એવી ચમક ભરીને ડૂબતા સૂર્યનાં દર્શન કરવા જવા લાગી.

ઊગતા સૂર્યનાં દર્શન કરવા જતી વેળા એના હાથમાં ફૂલ, કંકુ અને ચોખા હોય પરંતુ સનસેટ પોઈંટ પર હાથમાં લાકડી લઈને જાય !

સૂર્ય કરતાં પોતે બહુ ઊંચે હોય એનો એ ગર્વ ન કરે પરંતુ સૂર્ય પોતાના કરતાં એને ઊંચે જોઈને શ્યામરંગી વેધક શરમાળ લાલાશ ધારણ કરી ઝડ-પથી જમીનમાં મોઢું સંતાડી લે ત્યારે એ મરક મરક મલકે.

એ તો ભારે નમણી પ્રજા. ઊચ્ચ ગિરિશિખરે સૂર્યા-સ્ત જોવા એ એટલા માટે જાય કે એ સ્થાનેથી સૂર્યને જોતાં એની નજર નીચી રહે !

સૂર્યના કરતાં પોતાના ઊંચા સ્થાનના ગર્વ કરતાં નીચી નજરનો આનંદ જ એ શાણી પ્રજા વધારે માણે-મણાવે !

પ્રજા મૂળે જ બહુ વિવેકી અને બીજાનો બહુ વિચાર કરનારી એટલે બધું વિચારે !

મોટા કરતાં નાનો ઉચ્ચ સ્થાને હોય ત્યારેયે તેણે નજર નમ્ર અને નીચી જ રાખવી એવો એને અટળ નિયમ કર્યો હતો.

એક હાથમાં હાથાવાળી લાકડી ભેરવીને ડૂબતા સૂર્યને અજબનું અકળ સ્મિત ફરકાવી 'જે જે' કરે.

કોઈ કહે છે કે, એમ કરીને એ સૂર્યને બતાવે છે કે, જો મારા હાથમાં શું છે ! પણ એનો સાચો હેતુ તો એ જ કે, જો સૂર્ય, તું ઊગે છે ત્યારે હું કોઈના આધાર વિના ચાલી શકું છું, પરંતુ તું જ્યારે ડૂબે છે ત્યારે મને આધારની જરૂર પડે છે—તારું ઘડપણ એ વાસ્તવમાં મારું ઘડપણ છે !

મૂળે એ પ્રજા વિવેકી અને શાણી બહુ.

ઊગતા સૂર્યનાં દર્શન વેળા એ આંખ મીંચી દે, નિરખેલું સીધું અંતરે ઊતરી જાય, કશું બહાર રહી ન જાય એ માટે, પરંતુ સનસેટ પોઈંટથી સૂર્ય દર્શન કરીને આંખ મીંચે નહીં ! ત્યાંથી સીધા પગલે જ પાછી ફરે, કારણ કે પોતાનું મોઢું કે પીઠ જોનારો સૂર્ય તો ધરતીમાં સમાઈ ગયેલો હોય !

કહે છે કે એ પ્રજાના પ્રાતઃદર્શનમાં ભક્તિ હોય છે, સાંયદર્શનમાં 'કળા'.

એ પ્રજા ઊગતા સૂર્યને 'ભક્તિ' બતાવે, આથમતા સૂર્યને 'કળા'.

ભક્તિ એ લજામણીનો છોડ અને કળા એ સૂર્ય-મુખીનું ફૂલ. એ બંનેને પોતાનામાં સમાવતી એ પ્રજા ખરેખર લજામણીના છોડ પર ઊગેલું સૂર્યમુખી ફૂલ જ છે.



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.





પદ્મકાન્ત ૨૦ શાહ

# આઈન્સ્ટાઈનનો સાપેક્ષવાદ

ભૌતિક વિજ્ઞાનના ખૂબ જાણીતા અને એ વિજ્ઞાનમાં જેમની મૌલિક શોધોએ મહાન પરિવર્તન આણ્યું છે તેવા આઈન્સ્ટાઈન અને તેના સાપેક્ષવાદ વિષે વિજ્ઞાનના અભ્યાસુ લેખકે તલસ્પર્શી પરિચય કરાવ્યો છે....

આજે સાપેક્ષવાદ (અં. રિલેટિવિટી)ના સિદ્ધાંતની સહાયથી ભૌતિકવિજ્ઞાન ગ્રહાન્તર પ્રવાસની શક્યતા સુધી પહોંચી ગયું છે. સામાન્ય વ્યક્તિને સાપેક્ષવાદ એ શું છે તેનો તદ્દન સાદા ગણિતથી પરિચય કરાવવાનો ઉદ્દેશ આ લેખના કેન્દ્રસ્થાને છે. મહાન વૈજ્ઞાનિકો પોતાનો વિષય કેટલી સરળતાથી સમજાવી શકે છે તેનું અહીં એક દૃષ્ટાંત રજૂ કર્યું છે.

વિશ્વમાં આપણે જે કંઈ જોઈએ છીએ—ગ્રહો, આકાશગંગા અને તારાઓ—તે સર્વ ગતિમાન છે. પ્રશ્ન એ થાય છે કે સંપૂર્ણ સ્થિરતાવાળો એવો કયો પદાર્થ છે જેના સંદર્ભમાં ગતિમાન વસ્તુની ગતિ માપી શકાય? વૈજ્ઞાનિકોએ આવા સ્થિર દ્રવ્ય માટે અવકાશને ભરી દેતા ઈથરની કલ્પના કરી છે.

**માયકલસન** અને **મોર્લી** નામના વૈજ્ઞાનિકોએ આ પ્રશ્નના ઉકેલ માટે એક પ્રયોગ કર્યો હતો જેને અંતે વિજ્ઞાનની આલમમાં ક્રાન્તિ થઈ અને સાપેક્ષવાદના સિદ્ધાન્તનો છેવટે પુરસ્કાર કરવામાં આવ્યો.

આ પ્રયોગમાં અવકાશને ભરી દેતા ઈથરની સ્થિરતાને અનુલક્ષીને પૃથ્વીની ગતિ માપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. પ્રયોગની ભૂમિકા આવી હતી :

ધારો કે પ્રકાશના કિરણની એક સેર (અં. બીમ) પૃથ્વી અવકાશમાં જે દિશામાં ભ્રમણ કરે છે તે દિશામાં ઈથરમાં થઈને છોડવામાં આવે અને આ દિશામાં કિરણને પરાવર્તિત કરનાર એક દર્પણ ગોઠવ્યું હોય.

પ્રકાશની ગતિને આપણે c અક્ષર વડે સૂચવીએ, પૃથ્વીની ઈથરમાં થઈને પ્રવાસની ગતિને v કહીએ અને દર્પણનું પૃથ્વીથી અંતર d અક્ષર વડે દર્શાવીએ તો પ્રકાશની કુલ ગતિ $c+v$ થશે (તેની પોતાની તથા પૃથ્વીની ગતિ મળીને). દર્પણ સુધી પહોંચવા માટે પ્રકાશને $\frac{d}{c+v}$ જેટલો સમય લાગશે.

હવે જ્યારે આ કિરણ દર્પણમાંથી પરાવર્તિત થઈને પૃથ્વી તરફ પાછું ફેંકાશે ત્યારે તેની ખરેખરી ગતિ $c-v$ થશે અને તેને પાછા ફરતાં $\frac{d}{c-v}$ જેટલો સમય થશે.

આમ આ કિરણને દર્પણ સુધી જતાં અને પૃથ્વી પર પાછા આવતાં કુલ સમય

$$\frac{d}{c+v}+\frac{d}{c-v}$$

જેટલો લાગશે. બીજ ગણિત મુજબ આનો સરવાળો આ પ્રમાણે થાય :

$$\frac{d\ (c-v)+d\ \ (c+v)}{(c+v)\ (c-v)}$$

$$=\frac{dc-dv+dc+dv}{c^2-v^2}$$

$$=\frac{2dc}{c^2-v^2}$$

હવે ધારો કે પ્રકાશના કિરણને પૃથ્વીના અવકાશમાં ઈથરમાં થઈને ફરવાની દિશાના કાટખૂણે મોકલવામાં આવે છે. નીચેની આકૃતિ જુઓ :



S આગળથી પ્રકાશનું કિરણ નીકળી d જેટલું અંતર કાપીને M આગળ દર્પણને મળે છે. પરંતુ આ સમયમાં પૃથ્વીની ગતિને લીધે M આગળથી દર્પણ M′ સુધી ખસી જાય છે એટલે પ્રકાશ કિરણનો પ્રવાસનો ખરો રસ્તો S થી M′ સુધીનો થઈ જાય છે. આ અંતરને આપણે x કહીશું અને M થી M′ ના અંતરને y કહીશું.

જ્યારે પ્રકાશનું કિરણ x જેટલું અંતર c ગતિથી કાપે છે ત્યારે દર્પણ y જેટલા અંતરે પૃથ્વીની v જેટલી ગતિથી ખસે છે. પરંતુ દર્પણ અને પ્રકાશનું કિરણ M′ સ્થળે એકી સાથે આવે છે એટલે આ બન્ને અંતરો વચ્ચેનું પ્રમાણ બન્નેની ગતિના બરાબર પ્રમાણમાં હોવું જોઈએ. તેથી

$$\frac{y}{x} = \frac{v}{c}$$

અથવા $y = \frac{vx}{c}$

હવે આપણે ભૂમિતિના પાયથાગોરાસના પ્રમેયની સહાયથી x ને શોધી શકીએ, ઉપરની આકૃતિમાં y ના જગ્યાએ $\frac{vx}{c}$ મૂકીએ તો આ પ્રમેય પ્રમાણે

$$x^2 = d^2 + \left(\frac{vx}{c}\right)^2$$

$$x^2 - \left(\frac{vx}{c}\right)^2 = d^2$$

$$x^2 - \frac{v^2x^2}{c^2} = d^2$$

$$\frac{c^2x^2 - v^2x^2}{c^2} = d^2$$

$$(c^2-v^2)\,x^2 = d^2c^2$$

$$x^2 = \frac{d^2c^2}{c^2-v^2}$$

$$x = \frac{dc}{\sqrt{c^2-v^2}}$$

કિરણ M′ આગળથી પરાવર્તન પામીને S″ આગળ આવે છે કારણ કે આ સમય દરમ્યાન S S″ જેટલા અંતરે આગળ ખસ્યું હોય છે. S S″ બરાબરSS′ છે એટલે M′ S″ x બરાબર થાય છે. આથી કિરણના કુલ પ્રવાસનું અંતર 2x અથવા $2dc/\sqrt{c^2-v^2}$ છે. આ અંતર કાપવા માટે પ્રકાશ કિરણને

$$\frac{2\,dc}{\sqrt{c^2-v^2}} \div c$$

$$= \frac{2d}{\sqrt{c^2-v^2}}$$

જેટલો સમય લાગે છે.

પૃથ્વીની ગતિની સમાન્તર દિશામાં પ્રકાશ કિરણને જે સમય લાગે છે તેની સરખામણીમાં આ કાટખુણ દિશાની ગતિનો સમય કેવો ઊતરે છે? આ બન્ને ગતિનો આપણે ભાગાકાર કરીએ તો આ પ્રમાણ જાણવા મળશે :

$$\frac{2\,dc}{c^2-{}^2} \div \frac{2\,d}{\sqrt{c^2-v^2}}$$

$$= \frac{2\,dc}{c^2-v^2} \times \frac{\sqrt{c^2-v^2}}{2\,d}$$

$$= \frac{2\,dc}{\sqrt{c^2-v^2} \times \sqrt{c^2-v^2}} \times \frac{\sqrt{c^2-v^2}}{2\,d}$$

$$= \frac{c}{\sqrt{c^2-v^2}}$$

આને વધુ સાદું રૂપ આપવા માટે અંશ અને છેદની રકમોને $\sqrt{1/c^2}$ (જે 1/c બરાબર છે) વડે ગુણીશું :

$$\frac{c \times \sqrt{1/c^2}}{\sqrt{c^2-v^2} = \sqrt{1/c^2}} = \frac{c/c}{\sqrt{c^2/c^2 - v^2/c^2}}$$

$$= \frac{1}{\sqrt{1-v^2/c^2}}$$

હવે જરા ધ્યાનથી જુઓ. આ પ્રમાણ પ્રકાશનું કિરણ પૃથ્વીની ગતિની સમાન્તર દિશામાં જાય અને કાટખુણે દિશામાં જાય તે બન્ને વચ્ચેના સમયનું છે. જો v શૂન્ય કરતાં વધુ હોય તો $\frac{1}{\sqrt{1-v^2/c^2}}$ નો જવાબ ૧ કરતાં વધુ આવશે. એટલે, જો પૃથ્વી





સ્થિર ઇથરમાં થઈને ભમતી હોય તો પ્રકાશને કાટખુણુ ગતિ કરતાં સમાન્તર ગતિમાં જવા માટે વધુ સમય લાગશે.

**માયકલસન** અને **મોર્લીએ** પોતાના પ્રયોગો પ્રકાશના કિરણને જુદી જુદી દિશામાં મોકલીને આવો તફાવત શોધી કાઢવા માટે કર્યા હતા. આ દર્પણ ખૂબ જ નાજુક 'ઈંટર ફેરોમીટર' નામના સાધન તરીકે ઓળખાય છે. આવો જો તફાવત શોધી કાઢીએ તો પૃથ્વીની નિરપેક્ષ (અં. એબસોલ્યુટ) ગતિ પણ શોધી શકાય.

પરંતુ આશ્ચર્યની વાત એ હતી કે પ્રકાશની ગતિ c –માં જરા પણ ફેરફાર નોંધાયો ન હતો. આ પ્રયોગ વડે નિરપેક્ષ સ્થિરતા કે ગતિ સંબંધી સમગ્ર વિચારસરણીને ધક્કો પહોંચતો હતો. ઇથરનું અસ્તિત્વ જ શું ખોટી રીતે કલ્પાયેલું હતું ? આ સ્થિતિમાંથી તોડ કાઢવા માટે આયરીશ ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રી **ફિટ્ઝજીરાલ્ડે** એવું સૂચવ્યું કે બધા પદાર્થો જે દિશામાં ભ્રમણ કરતા હોય છે તે દિશામાં તેમની લંબાઇ $\sqrt{1-v^2/c^2}$ જેટલી ઘટતી હોય તો આ પ્રમાણે બની શકે. ધારો કે ગતિની દિશામાં પદાર્થની લંબાઈ L′ હોય અને તેની મૂળ લંબાઇ L હોય તો

$$L' = L\sqrt{1-v^2/c^2}$$

જો આ પ્રમાણે લંબાઈ ઘટતી હોય તો જ $\sqrt{1-v^2/c^2}$ ૧ બરાબર થાય અને પ્રકાશની ગતિ દરેક દિશામાં સરખી જ માલમ પડે. સામાન્ય સંજોગોમાં પદાર્થની લંબાઇમાં થતો ઘટાડો અત્યંત અલ્પ હોય છે.

ઉપરના સમીકરણમાં જો પ્રકાશની ગતિને એકમ તરીકે લઈએ તો

$$L' = L\sqrt{1-\left(\frac{0.1}{1}\right)^2}$$

$$L' = L\sqrt{1-0.01}$$

$$L' = L\sqrt{0.99}$$

એટલે લંબાઈમાં ઘટાડો ફક્ત ½ ટકા જેટલો થાય.

કેટલી ગતિએ પદાર્થની લંબાઈ તેની મૂળ લંબાઈ કરતાં અર્ધી હશે ? ગણત્રી નીચે પ્રમાણે કરી શકાશે :

$$L/2 = L\sqrt{1-\frac{c^2}{v^2}}$$

L વડે ભાગતાં,

$$1/2 = \sqrt{1-\frac{v^2}{c^2}}$$

સમીકરણની બન્ને બાજુનો વર્ગ કાઢીએ તો

$$1/4 = \frac{1-v^2}{c^2}$$

$$\frac{v^2}{c^2} = \frac{3}{4}$$

$$V = \sqrt{3/4}c$$

$$= 0.866c$$

પ્રકાશની ગતિ નિર્વાત જગ્યામાં દર સેકંડે ૧૮૬,૨૮૨ માઇલ છે એટલે પદાર્થની લંબાઈ અર્ધી થવા માટે તેની ગતિ ૦.૮૬૬ × ૧૮૬,૨૮૨ એટલે ૧૬૧,૩૦૦ માઇલ જેટલી જોઈએ.

જો પદાર્થ પ્રકાશની ગતિ મેળવે તો v અને c સરખાં થાય એટલે

$$L' = L\sqrt{1-\frac{c^2}{c^2}} = L\sqrt{0} = 0$$

અર્થાત્ પ્રકાશની ગતિએ પદાર્થની લંબાઈ શૂન્ય થઈ જાય. એટલે કે પ્રકાશની ગતિથી વધુ કોઈ ગતિ સંભવી શકે નહિ, કારણ કે શૂન્યથી નીચે લંબાઈ હોઈ શકે નહિ.

ફિટ્ઝજીરાલ્ડે ઉપરનું સમીકરણ શોધ્યું ત્યારપછીના દસ વર્ષના ગાળાની અંદર 'ઈલેક્ટ્રોન'ની શોધ થઈ, અને તેના ગુણધર્મો નક્કી કરવામાં વૈજ્ઞાનિકો રોકાયા. લોરેન્ટ્ઝ નામના વૈજ્ઞાનિકે શોધી કાઢ્યું કે કોઈપણ વૈદ્યુતિક કણ (અં. પાર્ટિકલ)નો ભાર (અં. માસ) તેની ત્રિજ્યાના વ્યસ્ત પ્રમાણમાં હોય છે, બીજા શબ્દોમાં કહીએ તો જેમ વૈદ્યુતિક કણનું કદ ઓછું તેમ તેનો ભાર વધારે.

જો આ વૈદ્યુતિક કણ તેની ગતિને લીધે કદમાં લઘુ બને તો તેની ગતિની દિશામાંની ત્રિજ્યા ફિટ્ઝજીરાલ્ડ-



ના સમીકરણ પ્રમાણે ઓછી થાય. L અને L′ ને બદલે ત્રિજ્યાની લંબાઈ માટે આપણે R અને R′ લખીએ તો

$$R' = R\sqrt{1-v^2/c^2}$$

અથવા $\frac{R'}{R} = \sqrt{1-v^2/c^2}$

આ વૈદ્યુતિક કણનો ભાર ત્રિજ્યાના વ્યસ્ત પ્રમાણમાં રહે છે. એટલે

$$\frac{R'}{R} = \frac{M}{M'}$$

જેમાં M એ સ્થિર કણનો ભાર છે અને M′ ગતિમય કણનો ભાર છે.

ઉપરના સમીકરણમાં $\frac{R'}{R}$ ની જગ્યાએ $\frac{M}{M'}$ મૂકીએ તો

$$\frac{M}{M'} = \sqrt{1-\frac{v^2}{c^2}}$$

અથવા $M' = \frac{M}{\sqrt{1-\frac{v^2}{c^2}}}$

**લોરેન્ટ્ઝના** સમીકરણને **ફિટ્ઝજીરાલ્ડના** સમીકરણ જેમ વિચારીએ તો વૈદ્યુતિક કણની ભ્રમણ ગતિ પ્રકાશની ગતિ જેટલી થાય ત્યારે

$$M' = \frac{M}{\sqrt{1-c^2/c^2}} = \frac{M}{O}$$

જો કોઈ પણ અંશનો છેદ શૂન્ય હોય તો અંશ અમર્યાદિત રીતે મોટો થાય અર્થાત્ ઉપરના સમીકરણમાં વૈદ્યુતિક કણનો ભાર અમર્યાદિત રીતે વધે.

આ ઉપરથી સાપેક્ષવાદના પ્રણેતા સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક **આઈન્સ્ટાઈનને** ગુરૂત્વાકર્ષણ અને ગતિ સંબંધી ન્યુટનના સિદ્ધાંતોમાં ધરખમ ફેરફાર કરવા યોગ્ય જણાયા. તેમણે સાબિત કર્યું કે નિરપેક્ષ (અં. એબ્સોલ્યુટ) ગતિ જેવી કોઈ ચીજ છે જ નહિ અને સર્વ ગતિ પ્રકાશની ગતિને સાપેક્ષ છે.

લોરેન્ટ્ઝના સમીકરણને આ પ્રમાણે દર્શાવી શકાય :

$$M' = M\left(1-\frac{v^2}{c^2}\right)^{-\frac{1}{2}}$$

કારણ કે બીજગણિતમાં $\frac{1}{\sqrt{x}}$ ને $x^{-\frac{1}{2}}$ તરીકે લખી શકાય છે. હવે આ સમીકરણને બીજગણિતના જાણીતા 'બાયનોમિયલ થિયરમ' મુજબ વિસ્તારી શકાય :

$$\left(1-\frac{v^2}{c^2}\right)^{-\frac{1}{2}} = 1+\frac{\frac{1}{2}v^2}{c^2} \ldots \ldots$$

એટલે

$$M' = M\left(1+\frac{\frac{1}{2}v^2}{c^2}\right)$$

$$= M+\frac{\frac{1}{2}Mv^2}{c^2}$$

હવે ભૌતિકવિજ્ઞાનમાં $\frac{1}{2}Mv^2$ એ ગતિમાન પદાર્થની શક્તિ સૂચવે છે. જો શક્તિ માટે આપણે e અક્ષર મૂકીએ તો

$$M' = M + \frac{e}{c^2}$$

અથવા $M'-M = \frac{e}{c^2}$

પદાર્થના ભારનો વધારો M–M, m અક્ષરથી દર્શા-

$$m = \frac{e}{c^2}$$

અથવા $e = mc^2$

આઈન્સ્ટાઈનનું આ સમીકરણ ભૌતિકવિજ્ઞાનના જગત્‌માં સૌથી વધુ સુપ્રસિદ્ધ બન્યું છે કારણ કે વસ્તુના ભારનો તેની ગતિ જોડે સંબંધ મૂલવે છે, અને ભારને એક શક્તિસ્વરૂપે સ્થાપે છે.

આ છે સરળ સાપેક્ષવાદનો સિદ્ધાંત, જેને અનુસરીને વિશ્વની કરામતોમાં વૈજ્ઞાનિકોએ સમજપૂર્વક પ્રવેશ કરીને અણુશક્તિ જેવી મહાન શક્તિનો આવિષ્કાર કર્યો અને અવકાશયાત્રા તરફ મંડાણ કરવાના જ્ઞાનની સિદ્ધિ પ્રાપ્ત કરી.







'સમીક્ષક'

# 'શિક્ષણ–ચિંતન'

કેળવણીકારોને, શિક્ષણશાસ્ત્રીઓને, શિક્ષકોને, વિદ્યાર્થીઓને અને કેળવણીમાં રસ ધરાવતી કોઈપણ વ્યક્તિને ખૂબ ઉપયોગી થઇ પડે તેવા 'શિક્ષણ–ચિંતન' નામના પ્રગટ થયેલ નવા ગ્રંથની આ અભ્યાસુ સમીક્ષા જ એ ગ્રંથની સાચી મૂલ્યવત્તા સિદ્ધ કરશે...

આજે શિક્ષણ–ચિંતનનો વિષય, શૈક્ષણિક અધ્યાપન મંદિરોમાં સ્વીકારાએલો વિષય છે. આ વિષય ઉપરનું ચિંતનશીલ અને મૌલિક આલેખન આપીને, ચંદ્રભાઈ ભટ્ટે ગુજરાતના અને ભારતના શિક્ષણસાહિત્યની અપૂર્વ સેવા કરી છે એમ કહ્યા વિના ચાલી શકે તેમ નથી જ. સામાજિક શાસ્ત્રોમાં ખાસ કરીને મનોવિજ્ઞાન અને શિક્ષણમાં આ લેખકે જ વિચારપ્રેરક અને મૌલિક રીતે ચિંતનશીલ એવું સાહિત્ય આપવાનો જે એકધારો પ્રયત્ન જારી રાખ્યો છે તે બદલ, આપણો નવોદિત રાષ્ટ્ર તેમનો ઋણી રહેશે તે બાબતનો એકરાર કરવો જરૂરી લાગે છે

આ પુસ્તકની સમીક્ષા કરતાં જ આપણી સામે, એમાંથી ઉપજતું ચિંતનશાસ્ત્રનું રેખાચિત્ર અત્યંત સરલ રૂપમાં રજૂ થઈને ત્રણ–ચાર પ્રકરણો સુધી, આ ચિત્ર જરૂરી એવી ગંભીરતા, તથા લાક્ષણિક એવી વિશિષ્ટતાને, હળવી રીતે, ધારણ કરે છે. આ વિષય આપણે આપણી નજર સામે, સામાજિક, ઐતિહાસિક અને માનવીય જિંદગીના વ્યક્તિગત છતાં સમાજલક્ષી પ્રવાહોનું 'બેકગ્રાઉન્ડ' ધારણ કરીને, જીવંત બનીને આબેહૂબ દેખાવા માંડે છે. 'ફિલોસોફી' માન્યતા નામની માનવીની જ એવી ક્રિયા વિશિષ્ટતાના પાયા પરથી પગભર બનીને માનવ સમાજની સમગ્ર એવી જીવનઘટનાને આવરી લઈને, એ ઘટનામાં તદાકાર બનીને, ગ્રીક, ભાવનાની કોઈ જીવંત 'મ્યુઝ'નું રૂપ ધારણ કરે છે.

આપણે સહજ રીતે જ આજસુધી સંભળાએલી, 'ફિલોસોફીઓ' અને 'ફિલોસોફરો'નો ખ્યાલ તાજો કરીએ છીએ. આ બધા ખ્યાલ પાછળથી આપણને ચિંતનના ઇતિહાસના પ્રાચીન સમયમાંથી, સૌ દેશો પર 'ફિલોસોફી'નું એક જ સ્વરૂપ દેખવા મળે છે. ચિંતનનું આ પ્રાચીન રૂપ, દૈવમૂલક હોય છે. અધિકારની અંધ આજ્ઞાધારકતા માગતું એ સત્તાશીલ સ્વરૂપ હોય છે તથા આ સ્વરૂપને ધારણ કરનારી ચિંતનની ફિલસૂફીથી અથવા 'આયર્ન કર્ટન' પ્રાચીન જગતના માનવમાત્રના માનસને અને વર્તનવ્યવહારને આંતરી લઈને અહોનિશ ઊભેલો દેખાય છે. લેખકે ચિંતનમાત્રની આ પ્રાચીન ઘટનાથી આરંભ કરીને સામાજિક સંસ્થાઓ પૈકી એક એવી શિક્ષણની સંસ્થા અને સંગઠનને, આ ચિંતનઘટનામાંથી જ શિક્ષણનું ચિંતન ધારણ કરનારી, સફળ અને સચોટ રીતે બતાવી છે. જેવું વાસ્તવિક આ વિધાન છે તેવું જ વાસ્તવ એનું આલેખન બન્યું છે. ચિંતન જેવા અઘરા વિષયનું સચોટ અને શાસ્ત્રીય બયાન કેવું હોઈ શકે તેના નમૂનારૂપ આ રજૂઆત બની શકી છે.

આ રજૂઆતમાં 'બેકગ્રાઉન્ડ' તરીકે નિર્દેશાતા ઇતિહાસની ઘટનાની વિચારછબિકા જેને આ લેખક ધાર્મિક એવી અબુધ–ઘટના તરીકે વર્ણવે છે તે અબુધતાનું રૂપ 'સુપરનેચરલ' કહી શકાય તેવું વિચારરૂપ છે. પછી ચિંતન એટલે અહીં શિક્ષણ–ચિંતન આગળ વધે છે. માનવીની ઐતિહાસિક જિંદગીમાં આગળ વધતું આ ચિંતનરૂપ, ઉત્થાનયુગના ઉંબરપ્રદેશ પર પગ દઈને, વિજ્ઞાનના જ્ઞાનરૂપ અને વર્તનરૂપની ભૂમિકા પર, 'સેક્યુલર' બનતું દેખી શકાય છે. પરંતુ પેલા 'સુપરનેચરાલીઝમ'ની અબધતાનો પડછાયો, પાછો પડતો છતાં માનવીની વિચારછબિકા કે વર્તનઘટનાને એ છોડી દઈ શકતો નથી. હવે આ વિચારરૂપ અને વર્તનરૂપ માનવીનો 'ભૂત' બન્યું છે. પરંતુ ભૂત વિનાનો વર્તમાન કે વર્તમાન અને ભૂત વિનાનું ભાવિરૂપ કેવળ અસંભવ હોવાથી, આગળ વધતી માનવીય જીવનઘટનાની પ્રસ્થાન કેડી



પર પેલો ભૂત પણ ઢસરડા કરતો જ હોય છે. લેખકે, ચિત્રાત્મક ઝડપી શૈલીને આ હકીકતના આલેખનમાં કામે લગાડી દઈને, આ જ બિનાને વર્ણવતાં, મેથ્યુ આરનોલ્ડે, નૂતન બનતા 'સેક્યુલર' માનવી માટે વાપરેલા શબ્દો તાજા કર્યા છે.*

પછી આપણે ચિંતનના મૂળ અને પાયાના સવાલ પર આવી પહોંચીએ છીએ. એ સવાલ, એ છે કે, 'ચિંતન શાનું?' અને ઝટ દઈને આપણી નજર સામે મૂર્ત બનતો જવાબ, જે અનેકવાર સંભળાય છે તે એ છે કે, ચિંતન, વાસ્તવતાનું અથવા જીવન-વાસ્તવતાનું જ, ચિંતન હોઈ શકે છે. અહીં સ્વીકારાએલી મર્યાદા શૈક્ષણિક, વાતસ્તવતા છે અથવા શિક્ષણનામની માનવીય પ્રક્રિયાની સમગ્ર એવી સંસ્કાર-ઘટનાની 'રીઆલીટી' છે, અથવા 'વાસ્તવતા' છે. આ મૂળ સવાલ જ પાયાનો મૌલિક સવાલ ચિંતનના અર્થનો, અથવા મૂલ્યનો, અથા માનવીના શૈક્ષણિક કે, વર્તનસંસ્કારનો અથવા વર્તનશીલના મૂલ્ય રૂપનો, સવાલ આખા પુસ્તકના આરંભથી આરંભાઈને, અંતપર્યંત આપણા વિચારને છોડતો જ નથી. શિક્ષણના મૂલ્યનું ચિંતનનું, આ અર્થસ્વરૂપ, ચિંતનના શિક્ષણરૂપની સાર્થકતા અને સફળતા બની શકે છે, એ એક બાબતને આ લેખકે, આગ્રહપૂર્વક, અને શાસ્ત્રીય રીતે, તથા સંસ્કારના સત્તાશીલ અવાજને ધારણ કરીને ઘડ્યા કરી છે, ઘટાવ્યા કરી છે. તથા, આપણી ઊંઘ ઉડાડી નાખે તેવી સચોટ રીતે, આપણી માનવીય એવી જવાબદારીને ઉત્તેજવા આલેખ્યા કરી છે.

આ આલેખનના આવા સત્વને સમજાવવા લેખકે, એક છેડા પર વિશ્વામિત્ર અને એખનાતોવના અતિ પ્રાચીન સમયને દેટોળીને, માર્ક્સ, રામમોહન, તથા ગાંધીજી સુધીના, માનવશીલને અંજલિ દેતાં તથા

* 'Wandering between two worlds, one dead,
The other powerless to be born.'

બીજા છેડા પર માનવસમાજના આદિથી તે આજના વિશ્વમાનવ સમાજ સુધીના માનવીય જિંદગીના સામાજિક અક્ષરદેહને આબેહૂબ બનાવીને, એ અક્ષરતામાંથી શિક્ષણચિંતનની સાર્થકતા સમો શબ્દબ્રહ્મ, અતૂટ રીતે ગજવતો બનાવ્યો છે. આ સૌએ પોતાના વર્તનશીલમાં ચિંતનની જે વસ્તુ અથવા વિષય–વસ્તુને ધારણ કરી છે તેને જ આ પુસ્તકનો સત્કાર લખવામાં, આરંભમાં જ, ગુજરાત અધ્યાપન મંદિરના આચાર્ય શ્રી ઠાકરે સરળ રીતે નીચે પ્રમાણે રજૂ કર્યો છે:—

"એમની વિચારસરણી કંઈક આવી છે. 'માનવબાળ જન્મ વખતે કોઈ પણ પ્રાણીનાં બચ્ચાં કરતાં વધારે નબળું હોય છે. એનું રક્ષણ કરનાર એની માતાની આસપાસ આખો માનવસમાજ અનેક સંસ્થાઓ અને સંગઠનો બની ખડો છે પછી આ બાળક ધીરે ધીરે આ સમાજમાં વિચરવા માંડે છે' અને એમ કરતાં પોતાનું વ્યક્તિત્વ ઘડે છે ને ખીલવે છે. એ રીતે સમાજમાં જીવીને જ 'એણે માનવ માનવ વચ્ચેના વર્તન વ્યવહારની જીવનકલા શીખવી પડે છે.' તેથી 'શિક્ષણનો હેતુ આખા વ્યક્તિત્વના વર્તન સ્વરૂપના ઘડતરનો છે.'"

કેવી સીધી સાદી અને સરળ એવી આ શિક્ષણ-ચિંતનની વાસ્તવ–વસ્તુ (Subject matter) છે, છતાં, આર્વાચીન એવા ચિંતનના પ્રકારોએ, જેને 'ઇઝમ્સ' કહી શકાય તેવા કેટલા બધા વાદોની અથવા વિતંડાવાદોની ભૂલભૂલામણીમાં, ચિંતનના મુખ્ય વિષયને, અથવા ચિંતનની તત્ત્વવસ્તુને જ ગુંગળાવી નાખી છે! મધ્યયુગ પછીની, રાજકીય, આર્થિક, અને ધર્મજાતવારી એવી આ ભૂલભૂલામણીઓએ, માનવચિત્તની જ્ઞાન પામવાની તાકાતની મર્યાદાઓને જ વગોવ્યા કરીને, સાચું સત્ય અથવા પરમસત્ય, આ બધી વાસ્તવિકતા અથવા વાસ્તવજીવનઘટનાથી પર છે તથા વિજ્ઞાને પ્રકાશિત કરેલી હકીકતો, કરતાં પેલી પરતા જ વધારે પ્રમાણભૂત છે એમ કહ્યા કર્યું





છે. જેને ચિંતનશાસ્ત્ર કહી શકાય તેણે આવી ઉલ-ઝનના પડખામાં રહીને જ્ઞાન પામવાની માનવીય સીમાના જ વાદવિવાદ કરવામાં ચિંતનના વિહાર કર્યા કર્યા છે, તથા જે જ્ઞાત છે તેવી જ્ઞાનવિજ્ઞાનની પ્રક્રિયાને માનવીય વાસ્તવતાની સેવામાં યોજનાની પ્રવૃત્તિને પાછી જ ઠેલ્યા કરી છે. ચિંતન પર જામેલી આવી સૈકાજૂની પકડને લીધે ચિંતનશાસ્ત્રનો વિષય આજસુધી, તરંગવાદ કે વિતંડાવાદ, બનીને, માનવ-સમાજમાં વગોવાયા કર્યો છે તથા ચિંતનપ્રવૃત્તિ, હજુ આજ સુધી, જીવનવાસ્તવતામાં સંસ્કારમૂલ્ય ઘડવાની એની પોતાની સહજ એવી યશસ્વી પ્રક્રિયાને ધારણ કરી શકી નથી.

આવી સંભાવના તરફ પૂરેપૂરી સજાગરીતે, શિક્ષણ-ચિંતનના લેખકે, શિક્ષણના ચિંતનને એ ભયસ્થાનથી અલગ રાખીને જ, ચિંતન-મૂલ્યના હેતુરૂપને આરંભથી, તે અંત સુધી જાળવી રાખવાનો પ્રયત્ન કર્યો છે તથા, આ વિષયની છણાવટમાં જ્ઞાનક્રિયાના વિજ્ઞાનરૂપને જ સરળ રીતે રજૂ કરીને, તેની સાથેની ચિંતનની સંગતતાને જાળવી છે.

માનવીના જીવનવ્યવહારની વર્તનઘટનાના હેતુ સાથેની આ સુસંગતતા જ ચિંતનની પ્રક્રિયાને, સાચી મહત્તા અને સાચી પ્રતિષ્ઠા આપી શકતી હોય છે. ચિંતનની આ પ્રક્રિયાનો પાયો, અબુધતાનો દૈવવાદ કદી બની શકે જ નહીં. ચિંતનની આ પ્રક્રિયાનો એક માત્ર પાયો અથવા ભૂમિકા વિજ્ઞાનપ્રક્રિયા જ સંભવી શકે, તથા ચિંતનની પ્રક્રિયા વિજ્ઞાનમય રૂપ ધારણ કરનારી માનવસમાજની સંસ્થાઓ અને સંગઠનોમાં હેતુરૂપ બનીને જ વ્યાપક થઈ શકતી હોય છે, તે બાબતને આ પુસ્તકનો મુખ્ય અવાજ બનાવીને, શિક્ષણ નામની સંસ્થાક્રિયા તથા સંગઠન-ક્રિયાને, લેખકે, શિક્ષણ-ચિંતનના હેતુરૂપ તરફ અભિમુખ બનવાની જવાબદારી તરફ આપણી શિક્ષણ પ્રવૃત્તિનું ધ્યાન દોર્યું છે, તથા બતાવ્યું છે કે, આવી જવાબદારીના અભાવને લીધે જ, માનવસમાજની જુદીજુદી સંસ્થાઓ, અને સંગઠનોની માઠી પ્રવૃત્તિઓનાં અનિષ્ટ પરિણામોને ઢાંકવા માટે તે તે સંસ્થાઓ કે સંગઠનોની પ્રવૃત્તિની તપાસ કરવાને બદલે, વિજ્ઞાન-ક્રિયાને જ ખોટી રીતે નિંદવામાં આવી હોય છે, અથવા બધી જવાબદારીનો ટગલો માનવ સ્વભાવ, પાપમય છે, અથવા પાશવી છે એમ કહીને, માનવ-વ્યક્તિરૂપને નિંદવાનો છળ ચાલુ રાખવામાં આવ્યો છે. આવા છળને ધારણ કરીને, ભૂખમરો લાવનારી, યુદ્ધો રચનારી અને માનવજાત પર કંગાલિયતને લાદનારી સંસ્થાક્રિયાઓ અને સંગઠનો પોતે જાણે સાવ નિર્દોષ હોય તેવો દેખાવ કરીને અને માનવી સ્વભાવને પાપમય ગણાવીને, માનવજાતની છલનાને ધારણ કરી શક્યાં છે તે બાબત તરફ નિર્દેશ કરીને, લેખકે, શિક્ષણ સંસ્થા તથા શિક્ષણ સંગઠનને, પોતાની ક્રિયાઓમાંથી, માનવવર્તનશીલના ઘડતરના હેતુરૂપ અથવા શિક્ષણના ચિંતનરૂપને બાકાત રાખવાના દોષનું નિવારણ કરવાનો અને સાચા અર્થમાં શિક્ષણના ચિંતન સત્વને ધારણ કરવાનો જોરદાર અનુરોધ કર્યો છે.

આ અનુરોધ કરતાં, આપણી શિક્ષણ પ્રવૃત્તિના ઈતિહાસની સમાલોચના આ પુસ્તકમાં યથાર્થ રીતે કરવામાં આવી છે, તથા, તેમ કરતાં કરતાં લેખકે, સંસ્થાઓ અને સંગઠનોમાંથી રદ બની ચૂકેલા માનવીય વર્તનશીલના ચિંતન હેતુ વિનાનું માનવનિરપેક્ષ એવું 'ફિલોસૉફી'નું સ્વરૂપ શું પરિણામ લાવી શકે છે તે બતાવવા આજની, મુક્તજગત કહેવાતી પશ્ચિમી શાહીવાદી દુનિયામાં અને એ દુનિયાના અધિકારવાદ નીચેના માનવ સમાજોમાં નિપજેલાં પરિણામો બતાવ્યાં છે. આ દશાએ, માનવી ચિત્તની બુદ્ધિશક્તિ અથવા મેધાને પોતાના અંધારપટ નીચે આવરી તથા મેધાવીઓ એવા બુદ્ધિધનોનો મોટો ભાગ 'માનવ મૂલ્યથી વિખૂટા પડી ગયેલા, માનવ નિરપેક્ષ એવા, નિરપેક્ષ ચિંતનરૂપની જ વકીલાત કરનારો તથા નફાખોર એવી અર્ધ-માનવી ઘટનાનો: 'સેલ્સમેન'



બની ચૂકેલો બની ગયો છે' એવી લેખકની દૃઢ માન્યતા છે.

ચિંતનની હેતુશૂન્યતા અથવા માનવર્તનશીલ તરફની વિમુખતા શિક્ષણના ચિંતનને પણ લાગુ પડે છે એવી માન્યતાને દૃઢ રીતે ધારણ કરવા સાથે લેખક શિક્ષણની સમાલોચનામાં, આવી દશાએ સરજેલી, અને શિક્ષણ પ્રક્રિયાને ઘેરી લેતી દિવાલોમાંથી બહાર નીકળવાના પ્રયત્ન તરીકે, બુદ્ધિના શિક્ષણનાં પગથિયાં રચનારી હરબાર્ટની પદ્ધતિ પછી આવતા, જોન ડ્યુઈના શિક્ષણ ચિંતનને અંજલિ દેતાં આ ચિંતનરૂપમાં પ્રવેશ પામતા, સામાજિક ચિંતનમૂલ્યનો સ્વીકાર કરીને આવું સામાજિક ચિંતનહેતુરૂપ, અમેરિકી જીવન ઘટનામાં તથા એ ઘટનાનું અનુકરણ કરનારી બીજી સામાજિક ઘટનાઓમાં કેવળ ઉપયોગિતાવાદના, 'એકસપેરીમેન્ટાલીઝમ,' તથા 'ઈન્સ્ટ્રુમેન્ટાલીઝમ'ની ઓતરાતી દિવાલોમાં આજે અટવાઈ પડવા માંડ્યું છે, તે હકીકત તરફ ઈશારો કરે છે.

આ રીતે શિક્ષણચિંતનની આ કિતાબે, ચિંતન અથવા ફિલોસોફીના, સમગ્ર સવાલનું વિચારપ્રેરક એવું બયાન રજૂ કર્યું છે, ફિલોસોફી કહેવાતી માનવીય ચિંતનક્રિયાને જીવન્ત રાખવા માટે આ કિતાબના લેખકે, તેને, માનવીય જીવનઘટનાના જીવન્ત સવાલોથી વિમુખ બની ગયેલી દશામાંથી ઉગારવાનો અવાજ રજૂ કર્યો છે તથા માનવીની ચિત્તશક્તિ એ જ રીતે ચેતનવંતી રહી શકે તે બાબતને મનોવૈજ્ઞાનિક અને, શૈક્ષણિક રીતે, રજૂ કરી છે. આવી રજૂઆત કરતાં કરતાં લેખકે, 'સાપેક્ષવાદી' કહેવાતી, અને 'રીલેટીવીટી'ની ઢાલ ધારણ કરીને પણ, નિરપેક્ષ ચિંતનના જ 'એબસોલ્યુટીઝમ'ને ધારણ કરી રાખનારી વિચારજીવિકાની પણ ઝાટકણી કાઢી છે તથા બતાવ્યું છે કે, આવાં 'એબસોલ્યુટીઝમો' જેવાં વિચાર સ્વરૂપો, ઇતિહાસના બધા તબક્કાઓમાં, શાસક ક્રિયાની મંડળીઓએ અથવા સંગઠનોએ ધારણ કર્યાં હોય છે તથા આજે પણ આવા હેતુશૂન્ય અલગતાવાદનો નમૂનો પશ્ચિમી શાહીવાદી શાસક ઘટના અને એ ઘટનાએ મંજૂર કરેલી શિક્ષણઘટના પૂરો પાડે છે.

ચિંતન શાસ્ત્ર, અથવા તત્ત્વદર્શનની ચિંતનક્રિયા શૈક્ષણિક-ચિંતનની આજની કઈ ભૂમિકા પર પહોંચી શકી છે તેવા સવાલનો જવાબ, ચિંતનક્રિયાના શૈક્ષણિક સ્વરૂપના વિશ્વ ઈતિહાસના વિવિધ તબક્કાઓ અથવા યુગોનું વિહંગાવલોકન જરૂરી બનાવે છે. 'શિક્ષણ ચિંતન' નામના આ પુસ્તકના લેખકે, આવું અવલોકન પહેલાં નેવું પાનમાં સફળતાપૂર્વક રજૂ કર્યું છે. આ રજૂઆત કરતાં આજની શિક્ષણ ચિંતનની ભૂમિકાના 'પ્રેગમેટિઝમ' કહેવાતા તથા આવા પ્રેગમેટિક ચિંતકરૂપને શિક્ષણ ચિંતનમાં ધારણ કરતા, વીલીઅમ જેમ્સ, તથા જોન ડ્યુઈના 'ઈન્સ્ટ્રુમેન્ટાલીઝમ' કહેવાતા ચિંતન રૂપની ભૂમિકા લેખક રજૂ કરે છે. આવી વિચારજીવિકાની પાછળ રહેલી માનવ સમાજની જિંદગીની 'બેકગ્રાઉન્ડ' પણ આ લેખકે રજૂ કરી છે. આ 'બેકગ્રાઉન્ડ' કે ભૂમિકાને અલગ પાડી દેવાના અને ઉપયોગિતાવાદને 'એબસોલ્યુટીઝમ' બનાવી દેવાનો પ્રયત્ન, સજણની સ્પષ્ટતાને મૂંઝાવનારો જ હોય છે, તેવા ખ્યાલપૂર્વક, પ્રેગમેટીઝમ તથા ઈન્સ્ટ્રુમેન્ટાલીઝમની આર્થિક ઘટનાની ભૂમિકાને લેખકે નીચે પ્રમાણે રજૂ કરી છે: કુદરત અને માનવ પર, 'કેવળ વિજયનો જ એનો હેતુ હોવાથી, તાકાત અને વધારે તાકાત, તથા અધિકાર અને વધારે અધિકાર એનો ક્રિયા ઉદ્દેશ બની ચૂક્યો હતો' આવા તાકાત અને અધિકાર નાના વર્ગવાળું શાસનરૂપ, લેખકના શબ્દોમાં વર્ગીય એવા વ્યક્તિવાદનું 'ફ્રી એન્ટર પ્રાઈઝ'ને વરેલું આક્રમક સ્વરૂપ હતું. આ સ્વરૂપની આગેવાનીવાળી, અમેરિકન શાહીવાદી ધરતી પર પ્રગટેલું ચિંતન રૂપ, 'પ્રેગમેટીઝમ' નામનું તથા શિક્ષણચિંતનનું 'ઈનસ્ટ્રુમેન્ટાલીઝમ' નામનું હતું. લેખક આવા ચિંતન સ્વરૂપને મુડીવાદી જીવનકલહમાં ક્રિયાશીલ બનતા સામાજિક પ્રકૃતિવાદ





તરીકે ઓળખાવે છે તથા તેમાંથી ઉપજતા ઉપયોગ મૂલ્યને વિષે કહે છે કે, આ મૂલ્યનો એટલે કે ઉપયોગિતાના મૂલ્યનો અર્થ અથવા સાર્થકતાને, મુડીવાદી ઈજારાવાદી એવો વર્ગ જ એકલો જ ધારણ કરતો હોય છે, તથા આ ઉપયોગમૂલ્ય એવી અર્થઘટનામાં સૌમાનવગત એવું વિતરણ પામી શકતું નથી, કારણ કે, 'એ ઉત્પાદક ઘટનાનો હેતુ નફો છે તથા નફાના પ્રધાન હેતુને પામ્યા પછીનું ઉપયોગ મૂલ્ય,' સૌ માનવગત રીતે વિતરણ પામતી સમાન શક્યતાવાળું રહી શકતું નથી. (પાન. ૯૧)

આવી ઉપયોગિતાવાદી ચિંતનક્રિયા પાસે, સૌ માનવગત એવી, સમાન ગુણમૂલ્યના હેતુવાળી વિચારજીવિકા જેમ અર્થઘટનામાં, અને શાસન ઘટનામાં, તેમજ શિક્ષણ પ્રવૃત્તિમાં પણ સંભવી શકતી નથી. આવી જીવન ઘટનામાં આજે ઓતપ્રોત બનેલી ચિંતનક્રિયા સ્વઅર્થી, અર્થમાનવના, સ્વૈર વિહારને જ અપનાવનારી હોઈ શકે છે તથા 'આવા સ્વઅર્થી અર્થમાનવના નીતિશાસ્ત્રની હિમાયત કરતાં, આ વિચારજીવિકાવાળા બેન્થામ નામના અર્થશાસ્ત્રીએ ઉચ્ચારેલું સૂત્ર કહે છે કે, 'Quantity of pleasure being equal, push pin is as good as poetry.' (પાન. ૯૨). પરન્તુ આવી વિચારજીવિકાનો પ્રતિકાર આજ સુધી થયા જ કર્યો છે તે બાબતને ટાંકતાં, લેખક લખે છે કે:

'બેન્થામના દીકરા મિલને જ આનંદ પ્રાપ્તિ અને સંસ્કાર પ્રાપ્તિને સમાન ગણનારી આવી વિચારજીવિકા ખૂંચતી હતી તેથી એણે આનંદોનું વર્ગીકરણ કરીને કેટલાક આનંદોને ઉચ્ચ ગણાવ્યા તથા જાણીતું એવું વિધાન કર્યું કે, 'It is better to be a human being dissatisfied, than a pig satisfied, better to be Socrates dissatisfied, than a fool satisfied.' (પાન ૯૩)

આપણે આજના જીવનવ્યવહારમાં દેખી શકીએ છીએ કે, આર્થિક, વાણિજ્ય તથા નાણાંકીય બધી બાબતોનો વ્યવહાર, જાણે કે, તેને માનવ સમાજની, અંદરની માનવીની પરસ્પર વર્તન ઘટનાના માનવીય શીલ સાથે કશો જ સંબંધ હોય નહીં તે પ્રમાણે, આ વ્યવહાર, મનુષ્ય મનુષ્ય વચ્ચેની રોજ બ રોજના નૈતિક કારોબારથી વિખૂટો પડતો ગયો છે. સામાજિક ચિંતન અને રાજનૈતિક ચિંતનમાં પેલી અર્થઘટનાના કારોબાર પર કશું નિયમન વિચારવાનો અવકાશ ઓછો થતો ગયો છે તથા આજે આપણી માનવ સમાજની ઘટનામાં, શૂન્ય બનેલું માનવ વર્તનશીલનું ચિંતન, શૈક્ષણિક વ્યવહારના અભ્યાસપાઠોમાંથી રદ બની ચૂક્યું છે.

એવો આજનો કટોકટીનો સવાલ માનવવ્યવહારની ઘટનામાં ખડો થએલો વર્તનમૂલ્યની કટોકટીનો સવાલ છે. આ સવાલને શિક્ષણ–ચિંતનના લેખકે, આખા લખાણમાં પ્રધાનસવાલ તરીકે રજૂ કરીને, શિક્ષણ–ઘટનામાંથી તેના ઊડી જતા આત્માનું પુનઃસંવિધાન કરવાના સવાલ તરીકે રજૂ કર્યો છે. મૂલ્યના આ સવાલનું શરૂ થતું વિચ્છેદન, લેખકે, પ્રાચીન જમાનાથી બતાવ્યું છે. આરંભનું આ વિચ્છેદન, શુદ્ર ગણાએલાં શ્રમમાનવો, અને ઉચ્ચ ગણાએલાં રાજનો અને રાજન્યો વચ્ચે રચાએલી ભેદઘટના અથવા વિચ્છેદથી શરૂ થતું બતાવ્યું છે. વિચ્છેદનું આ દ્વંદ્વ રૂપ, ચિંતનક્રિયામાં પણ ત્યારથી જ પ્રવેશ પામ્યું, તથા આ ભેદઘટના પર રચાએલી શિક્ષણ ઘટના, આજ સુધી, ધર્મભેદ, જાતભેદ અને વર્ગભેદની ભેદનીતિને ધારણ કરી રાખીને, પશ્ચિમી લોકશાહીઓ, અથવા પોતાને મુક્ત જગત કહેતી શાહીવાદી જીવન ઘટનાઓમાં શિક્ષણ ચિંતનને, માનવીય વર્તનશીલના મૂલ્ય અથવા હેતુથી વિમુખ રાખી રહી છે તે બાબતને આ લેખકે, વિચારપ્રેરક રીતે સ્પષ્ટ કરી છે.

આ ભેદનીતિનું વ્યક્તિગત અને સામાજિક રૂપ, અલગતાવાદ અથવા 'એબસોલ્યુટીઝમ' છે. આ અલગતાવાદનો વ્યક્તિ તરફનો છેડો, 'એલીએનેશન'

નામના દ્વીપમાં પિડાય છે તથા બીજે છેડે, જાતવાદ અને વર્ગવાદી કુલીનતા અથવા, પરતાને ધારણ કરીને પોતે પોતાનાં, અર્થસંપાદનોની, સ્વઅર્થતા અથવા અંગત સ્વગતતાના સ્વસંકુચિત, કોકડામાં પુરાઈને, તેના વર્ગભેદી ક્રમહાણમાં, આક્રમક અને શોષક જીવન જીવે છે.

આવી શોષક અર્થરૂપની ભેદઘટનામાં આજે, ચિંતનનું મૂલ્ય કે ધ્યેય બધું જ, પેલી વર્ગવાદી ભેદઘટનાએ પોતાના સાધનસાજમાં શમાવી દીધું છે. આખા વિશ્વ પરના માનવસમુદાયો અને, સંસ્કૃતિનો બધો સાજ, આ ભેદઘટનાના સ્વૈરવિહારનું સાધન બની ચૂક્યાં છે. આ સાધનનો ઉપભોગ એ જ પેલી વર્ગઘટનાનું સાધ્ય છે તથા સાધન અને સાધ્યની આવી એકતાએ, માનવીય સંસ્થા સંગઠનો પાસે, માનવીય અનુકંપામય કોઈ ચિંતનનો સક્રિય હેતુ રહેવા દીધો નથી એવો અવાજ આ પુસ્તકમાં પ્રધાનપદે અંકિત બને છે એમ કહી શકાય. આ અવાજનો આ પુસ્તકમાં મૂર્ત બનેલો ધ્વનિ શિક્ષણ ચિંતનમાં જે અર્થરૂપ અથવા સાર્થકરૂપ બનવા માગે છે તે સાર્થકતાનો અર્થ, માનવ વર્તનશીલને અભ્યાસક્રમના સૌ વિષયોમાં તથા શિક્ષણ પ્રવૃત્તિના બધા પ્રકારોમાં અને પ્રવૃત્તિઓમાં શિક્ષણહેતુ અથવા શિક્ષણ–ચિંતનનો હેતુ બને તે, છે. આવા હેતુરૂપના મૂલ્યને શિક્ષણમાંથી આજ સુધી અલગ અથવા બાકાત રાખવામાં આવ્યું છે તેવું લેખકનું યથાર્થ એવું વિધાન છે તથા આ અલગતાનો આરંભ, યંત્રતંત્રની ઘટના પહેલાંનાં પ્રાચીન જમાનાથી, શરૂ થઈને આજના યંત્રતંત્રવાળા 'યંત્રટેકનીક' ના જમાનામાં પણ વર્ગભેદ પર રચાએલા અર્થતંત્રના જાતભેદમાં પણ આવી માનવશોષક અલગતા ચાલુ રહી છે તે બાબતને આ લેખકે, સચોટ રીતે દેખાડી છે, તથા બતાવ્યું છે કે આ અલગતાવાદ 'આયર્ન કર્ટન'માં 'વિજ્ઞાન' તથા 'ટેકનોલૉજી'ને રૂંધી રાખનારી જે ઘટના છે તેનું નામ, પશ્ચિમી લોકશાહી કહેવાતી, તથા પોતાને મુક્ત જગત અથવા 'ફ્રી વર્લ્ડ' તરીકે ઓળખાવતી અમરિકી આગેવાનીવાળી શાહીવાદી ઘટના જ છે. માનવી સંસ્કૃતિની વિશ્વ માનવ સમાજની એકવિશ્વ બનવા માંડેલી આજની, સમાજવાદી માનવતાવાદી રચનાના સંવિધાનમાં આ શાહીવાદી ઘટના એકલી જ, વ્યવહાર અને ચિંતનમાં પ્રગતિરોધક એવું તત્ત્વ બની છે.

એક રીતે કહીએ તો આ પુસ્તક, શિક્ષણના ચિંતનનો વિષય હાથ ધરીને, સમગ્ર એવી 'ફિલોસોફી' અથવા ચિંતનશાસ્ત્રના પુનરુત્થાનનો સવાલ રજૂ કરનારું આલેખન બન્યું છે. આમ થવા માટે ચિંતનની ક્રિયાને આવરી લેતી, અથવા ચિંતનક્રિયાને રૂંધી રાખનારી, ધર્મચિંતનની અબુધતાનો દૈવવાદ પ્રાચીન જમાનામાં ચિંતનક્રિયાનો મુખ્ય રોધક અથવા પ્રતિબંધક આડ બન્યો હતો, તેવું આ પુસ્તકનું કથન આજે સૌને સ્પષ્ટ બની શકે તેમ છે. પરંતુ એથી વિશેષ ચિંતનક્રિયાને રુંધી રાખનાર તથા તેનું દમન કરનાર, મધ્યયુગી અબુધ વિચારણાનો, આધિભૌતિકવાદ હતો તથા, તેણે ચિંતનની પદાર્થગત અને શરીર વિજ્ઞાનગત પ્રક્રિયાનું દમન કર્યાં કર્યું હતું તે બાબત તથા આજે એટલી જ ક્રૂર રીતે માનવ વર્તન ઘટનાના સામાજિક, આર્થિક અને રાજકીય ચિંતનનું રુંધન કરનાર વર્ગભેદી ઘટનાવાળો શાહીવાદી અર્થવાદ છે તે બાબત પણ આ પુસ્તકના લેખકે સ્પષ્ટ કરીને ચિંતનશાસ્ત્રની મહાન સેવા બજાવી છે.

---

***શિક્ષણ–ચિંતન** : લેખક તથા પ્રકાશક : ચંદ્રભાઈ ભટ્ટ. પ્રાપ્તિસ્થાન : ભારતી સાહિત્ય સંઘ, ગાંધીરોડ, અમદાવાદ–૧. મૂલ્ય : રૂ. ૧૨–૦૦

☆

ખેતરમાંથી તુરતમાં જ લણવામાં આવેલી ડાંગરમાંથી છડેલા ચોખા ઉપર મહીસૂર ખાતેની અન્ન પ્રક્રિયા સંશોધન સંસ્થામાં કરેલી પ્રક્રિયાથી એ નવા ચોખા રાંધવામાં જૂના સંઘરેલા ચોખા જેવા જ ગુણ ધરાવે છે. ચોખાને બંધ જગ્યામાં ૧૦૦° સેન્ટીગ્રેડ જેટલા તાપમાનમાં એકાદ કલાક સુધી તપાવ્યા પછી ગુણીઓમાં ભરીને રાતભર ઠંડા પડવા દેવામાં આવે છે.





ઈશ્વરભાઈ પટેલ

# પતિયાંની પ્રણયકથા

અંગ્રેજી ઉપરથી તૈયાર થતી આચાર્યથી ઈશ્વરભાઈની ગુજરાતી કથાઓમાં જે પ્રેરણા ધબકે છે તેવી જ આ પણ એક કથા છે જે વાચકોને પ્રેરણા અને હિંમત, ધીરજ અને આશા સાથે અનેક સદ્ અંશો પણ આપી જશે......

ઓગણીસ વરસની એ પ્રણયઘેલી નવયૌવના. એના વાગ્દાન પછીની એ પ્રથમ નાતાલ-ઉજવણી. એનો પ્રિયતમ હતો એક મેડિકલ વિદ્યાર્થી. નાતાલની શુભ આનંદમોજમાં સહભાગી બનવા એને નોતરેલો. એટલે એ યૌવનાના આનંદનો પાર નહોતો. એમાં તોટો કરતી હતી કુદરત. ન્યૂ ઓર્લિયન્સની સ્વાભાવિક ખુબસુરતી અને જીવનની સૌંદર્યમીઠાશ—ઉભયને કારણે નાતાલની મહેફિલ એ યુવતી માટે સ્વર્ગસમાન નીવડી. ભોજનમહેફિલ પત્યે એ સૌ લાગ્યાં નાતાલીય ભજનો ને ગીતો ગાવામાં. ગાનાનંદ પૂરો થયો એટલે પુરુષવર્ગ અલગ થયો—ધંધો ને આનુસંગિક વાતચર્ચા અર્થે, બાળકો પહોંચ્યાં ઘર બહાર ફટાકડા ફોડવા એટલે વાગ્દાનિત યુગલ પડ્યું પ્રણયગોષ્ઠિમાં ને આગામી મંગળવારિયા તહેવારની ઉજવણી યોજનામાં.

દિનભરની આ એકધારી આનંદસરિતાના સરળ પ્રવાહમાં સહેજ ખલેલકર્કશતા પ્રવેશી કાકા પીયરીના ઝડપી પ્રવેશ અને એટલી જ ઝડપી વિદાય પ્રસંગે. કાકા ડૉક્ટર હતા. એ આવ્યા, પાછા જવા માટે એમણે પેલી યુવતીની માની માફી ચાહી ને યુવતીને એક ચૂંબન કર્યું. નમતા પહોરે એમણે યુવતીના પિતાને ટેલિફોન કર્યો અને એ, ઘરનાં સૌના વિરોધ છતાં, આ આનંદમહેફિલ પડતી મૂકી કાકાને ત્યાં પહોંચ્યા. મોડી રાત્રે એ પાછા ફર્યા. ઘરમાં પહોંચી એ પત્નીને વળગી પડ્યા ને ધ્રૂસકે ચઢી ગયા. પછીના બે દિવસ ને બે રાત્રિ એ રડવું ખાળી શક્યા નહીં.

પેલી લગ્નોત્સુક નવયૌવના બેટી માર્ટીનને તો સ્વપ્નેય ખ્યાલ નહીં કે કાકા ને પિતાજીની દોડાદોડીની ભીતરમાં, સપ્તાહ આગળ એણે લીધેલી એક ડૉક્ટરની મુલાકાત છે. કેટલાક મહિનાથી એની સાથળની સુંવાળી ચામડી પર ફિક્કાં ગુલાબી ચાઠાં ઊઠેલાં. આવી એ પોતે પાકી મૂગાળવી હતી એટલે ચામડીનાં દર્દોના નિષ્ણાત ડૉ. ફીરીને એણે શરીર બતાવ્યું. એમણે એને પૅથોલૉજીસ્ટ પાસે મોકલી. એણે આ ચાઠાંને તપાસી એમાંથી થોડી ચામડી ઊઝરડી. તે પછી એના જમણા કાનના નીચેના ટેરવામાં કાપ મૂકી પૂછ્યું : 'અહીં તમને હમણાં હમણાં ખંજવાળ આવે છે કે ?'

બેટીને સ્મરણ થયું કે એને ખંજવાળ આવતી ને કદીક કદીક બેધ્યાનપણે એને વલૂરી નાખી એ લોહી કાઢતી.

પેલા ચીરામાં ખોતરવાનું શરૂ કરી એણે ભારે હોશિયારીપૂર્વક જણાવ્યું, 'ગમે તો તમે બહુ અચ્છાં દરદી છો યા હું તમને ઈજા પહોંચાડતો નથી.'

બેટીએ નિર્દોષભાવે ખાત્રીપૂર્વક જણાવ્યું કે એને લગીરેય દુઃખ થતું નથી એટલે સૂક્ષ્મદર્શક નીચે પેલા જંતુઓને મૂકતા અગાઉ જ એણે રોગશંકા અંગે ખાત્રી થઈ ગઈ. આમ છતાં ડાક્ટરની રીતભાત બદલાઈ નહીં. છૂટા પડતાં એણે હસ્તધૂનન કર્યું ને જણાવ્યું કે પોતે અહેવાલ ડૉ. ફીરીને મોકલી આપશે.

બેટીના કાકાને આ સમાચાર પહોંચતા કરવાની સાથે જ ફીરીને કડક ભાવે સૂચવેલું : 'આખા શહેરને ચેપ ફેલાવે તે પહેલાં એને ન્યૂ ઓર્લિયન્સ બહાર મૂકી આવો.'

પણ સવાલ એમ હતો કે આ દુઃખદ આઘાતજનક સમાચાર પેલી લગ્નસ્વપ્ની યુવતીને પહોંચાડે કોણ ? આખરે બેટીના પ્રીતિપાત્ર રોબર્ટે એ જવાબદારી માથે લીધી. એ એને ઓર્લીઅન્સ ક્લબમાં નૃત્ય અર્થે લઈ ગયો. રોબર્ટે એને સુંદર પુષ્પો ભેટ ધર્યાં અને જણાવ્યું કે એ તે દિવસે અતિસુંદર લાગતી



હતી. નૃત્ય પછી એમના હંમેશના રિવાજ મુજબ કાફેમાં જવાને બદલે એ એને સીધો ઘેર હંકારી લાવ્યો.

ઘર તો આખું નિદ્રાની શાંતિ ભોગવતું હતું એટલે ઘર આગળ ગાડીમાં જ રૉબર્ટે એને આલિંગન દીધું ત્યારે બેટીને કંઈક અવનવી વાતનો વહેમ ગયો. રૉબર્ટે શાંતિથી અને આસ્તેથી એને જણાવ્યું, 'બેટી, તને પત લાગુ પડી છે!'

આ ભંડાફોડ કરી એણે એને પકડી રાખી. રખેને એ મૂર્છિત ન થાય એ ખ્યાલથી. બેટીએ કાનને ખજવાળી જોયા—એ નક્કી કરવા કે પોતાને કાને પડેલો શબ્દ 'પત' એ ખરેખર સંભળાયો હતો કે કેમ! એના મને પડઘો પાડ્યો, 'પત તો સંભવે ચીન કે ભારતમાં. અહીં યુ. એસ. એ. માં ક્યાંથી, તેય મારા દેહમાં શી રીતે!'

રૉબર્ટ ટીકીટીકીને એને સભીતિ નીરખી રહ્યો હતો. બેટીને શ્વાસોચ્છ્વાસ લેતા ભાળી એ ઉતાવળે બબડી ગયો, 'પ્રિયા બેટી, તારે અહીંથી બહાર જવું પડશે. બહુ થોડો વખત હોં! સાજી થઈને તું માત્ર ફરજે. ત્યાંસુધી હું તારી રાહ જોઈશ.'

રૉબર્ટે વિદાય લીધી એટલે બેટી પગના પંજા પર અદ્ધર ચાલી છાનીમાની પોતાની ઓરડીમાં પહોંચી, પથારીમાં ભરાઈ ગઈ. આઘાત ઓસરતાં પરિસ્થિતિનું વાસ્તવિક ભાન એને થયું એટલે રોગની ભયંકરતાએ એને ધ્રૂજારી પેદા કરી દીધી. એને પોતાને તો પતની કરડી કલ્પના જ નહોતી. અરે! સમાજ પણ એ રોગ વિષે તત્વતઃ શું જાણતો હતો? એની સ્મૃતિ દોડી બાઈબલમાં આવતા પતિયાંના વર્ણન પર ને એની નજર સમક્ષ ખડી થઈ ચીંથરામાં વીંટળાયેલ દુઃખી માનવજીવોની આકૃતિઓ, જે ઘંટડીઓ લઈ ફરતી અને સૌ પથધારીઓને પોતે સ્પર્શવા યોગ્ય નથી એમ સચેતવણી જણાવતી. પોતાની સરખામણી કરતાં એને લાગ્યું કે એ પોતે તો લાંબા સમય સુધી ઊના પાણીમાં સાબુથી નહાતી ને જરાય ગંદવાડ એને ગમતો નહીં, એટલે એ તો 'અસ્વચ્છ' કે 'અસ્પૃશ્ય' હતી જ નહીં. આ ને આવા વિચારોએ એની નીંદર વેરણ કરી. એ ઘડીક રડતી તો ઘડીક શરીર આખાએ ધ્રુજારી અનુભવતી. એના મનમાં સુજનજૂના સવાલો ઊપડ્યા: 'આમ શાથી બન્યું? અને મારા પર જ કેમ? મારી આ ઓગણીસ વરસની ઉંમરમાં મેં એવાં શું પાપ કર્યાં તે આ આફત આવી પડી?' કેટલીય માનસ-શોધ ચલાવી છતાં એને કદી એ રોગથી પીડાતું કોઈ મળ્યાનું સ્મરણ થયું નહીં. તો પછી આ ચેપ એના દેહમાં પ્રવેશ્યો ક્યાંથી?

જાન્યુઆરી, ૧૫ ૧૯૨૮નો એ દિવસ. બેટી, રૉબર્ટ અને બેટીની બા—એ ત્રિપુટી ઘર છોડી નીકળી—બેટીને કારવીલેની રાષ્ટ્રીય પતિયા ઇસ્પિતાલમાં સારવાર અર્થે મૂકી આવવા. બેટીએ કારવીલેનું નામેય કદી સાંભળેલું નહીં એટલે એ સ્થાનમાં એકલા રહેવાની કલ્પના માટે એને ગભરાટ વછૂટ્યો. છતાં પોતાને પ્રિય એવાં સ્વપ્નોને ચેપથી મુક્ત રાખવાની પ્રબળ ઇચ્છાએ કરીને એને ઘેરથી દૂર જવાની ઇચ્છા જન્મી. છતાં મનમાં એનું દ્વંદ્વ ચાલ્યા કરતું હતું.

એમની આ વિદાય સાવ અનભિજ્ઞ રખાઈ. કારણ, બહાર કોઈ જાણે કે એને પત થઈ છે તો કુટુંબ આખા પર નાલેશી આવે એટલે અમુક જણને બાદ કરતાં મિત્રસ્નેહી વર્ગનેય એને ક્ષય થયો છે એમ જણાવેલું. એ સૌને સરનામુંય આપેલું બીજા રાજ્યમાં વસતી એની માસીનું. ગોઠવણી એવી કરેલી કે એ માસી એની ટપાલ ઉભય બાજુ આગળ ધકેલે.

આમ બેટી માટે સ્થાન, નામ વગેરેનો એક બેવડાશભર્યો દાવપેચ યાદ થયો જે જિંદગીનાં વીસ વરસ નભાવવો પડ્યો.

એંસી માઈલની નદીના કિનારાની વાંકીચૂકી મોટર-મજલને અંતે એ આવી પહોંચ્યા કારવીલેની રાષ્ટ્રીય પતિયા ઇસ્પિતાલને દરવાજે. મીસીસીપી નદીના એક પ્રવાહગાળાની વચ્ચે આવેલી આ વસાહત એક

અલગ દુનિયા હતી. પ્રથમ દર્શને અને વાસ્તવિક સ્વરૂપે એ જેલ સમ હતી. એમાં પ્રવેશ પામનાર સામાન્ય રીતે બહાર ફરકી શકે નહીં—એ ભીતિએ કે રખેને કોઈકને રોગચેપ અર્પી દે. એ દુનિયામાં હતાં નિવાસસ્થાનો, સારવાર-કેન્દ્રો, દેવળો, અને આનંદકેન્દ્રો.

સંસ્થાના પ્રવેશદ્વારે સિસ્ટર કૅથેરાઈને એમને આવકાર્યાં. એ સાધ્વીબહેને બેટીને પોતાની નજદીક ખેંચી, વહાલભર્યું ચૂંબન કર્યું અને એને દેવળમાં લઈ ગઈ. ત્યાં એણે પ્રભુ ઈસુખ્રિસ્તને પ્રાર્થના કરી કે એ બેટીને જલદી સાજી કરી દે. સૌ એ પ્રાર્થનામાં જોડાયાં.

તે પછી એને અપાયેલી ઓરડીમાં સામાન મૂકી, પ્રિયતમ અને માતાએ, બેટીની વિદાય લીધી. વિદાયપ્રસંગે બેટીએ ખાત્રી આપી કે પોતે ઇસ્પિતાલની સર્વ સૂચન.ઓનું અણિશુદ્ધ પાલન કરશે અને એમ કરી જલદી જલદી સાજી થઈ સવેળા પાછી ફરશે.

બન્નેને જતાં એ ક્યાંય સુધી નીરખી રહી. દૃષ્ટિક્ષિતિજ પાર એમની મોટર પહોંચી ત્યાંસુધીમાં તો એની આંખો અશ્રુથી ઊભરાઈ ઊઠી. જરા સ્વસ્થ થઈ એટલે એના નિવાસસ્થાન પ્રતિ એણે ડગ દીધાં. એનાં સહવાસીઓ હતાં બીજાં બાર દરદી ગણ. સૌ પ્રથમ એણે એ સાથીદારો પર નજર ફેરવી તો એને માનવઆકૃતિનાં ખંડન, કદરૂપાપણું વગેરે દેખાયાં. એને કમકમાં આવ્યાં ને એ ભાગી પોતાની ઓરડી ભણી. આંખો મીંચી એ પડી રહી.

એની પાછળ પાછળ એક બાઈ આવી પહોંચી અને એના દ્વારમાં ખડી રહી. એ બહેનની આંખો ને અવાજ—બધા પર રોગની અસર થઈ હતી. એના મુખમાંથી અર્ધસમજાય તેવા નીચેના શબ્દો સરી પડ્યા; 'હુંય આવી ત્યારે તારા જેવી જ દેખાવે હતી. હવે જો મારી સામે.'

તે રાત્રે ઘોર સ્વપ્નમાં બેટીની નજર આગળથી એ એ બાઈનો ખંડિત ચહેરો ખસ્યો જ નહીં. સ્વપ્નમાંય એનો અવાજ એના કાનમાં ગૂંજતો હતો, 'જો મારી સામે, જો મારી સામે.' એનું રોગનિદાન જાહેર થયું ત્યારથી એક પણ રાત્રિ એની આંખ મીંચાઈ નહોતી પણ ભગ્નાશાની સાવ વિવશ દશામાં નિદ્રાએ એને ઘેરી લીધી. એને લાગ્યું કે એ વધુ સહન કરી શકશે નહીં.

વળતી સવારે સાડા છ વાગ્યે એ જાગી ત્યારે એના ભીતરી મને પોલાદી નિશ્ચય કરી લીધો હતો. 'હું સારી થવાની જ. આ ભયંકર દશાના ભોગ બહુ બહુ તો છ મહિના જ થવાનું. હરેક નિત્યક્રમ હું પાળીશ, હરેક સારવાર હું સ્વીકારીશ અને સૌથી મોટી વાત હું પ્રાર્થના કરતી રહીશ.'

પ્રક્ષાલન સાધનો એકત્ર કરી એ સ્નાન-ઘર પર પહોંચી. સૂર્યના પ્રકાશમાં એની ઓરડી ગંદી અને અસ્વચ્છ ભાસતી હતી. એક બહેનને આ સફાઈ કામ પર નિયુક્ત કરેલાં પણ રોગની વૃદ્ધિ થઈ હોવાથી એ ઝાઝું કામ કરી શકતાં નહીં ને બેટીને મનમાં ચિંતા થઈ કે આવા સ્થળનો વસવાટ સહેવાશે કે કેમ!

સાત વાગ્યે નાસ્તાનો ઘંટ વાગ્યો અને કાફેટેરિયાવાળા મોટા મકાન ભણી સૌએ ડગ દીધાં. અહીં, સર્વ પ્રથમ વાર, એણે દરદી જૂથો જોયા. કોઈકના ચહેરા ખાડાખબડાવાળા હતા તો કોઈકના કાન ઢેબરાં સરખા હતા. કોઈકની આંખો ફૂલેલી ચામડીમાં ઊંડી ઊતરી ગયેલી તો કોઈની સાવ તેજહીન બનેલી. કોઈની આંગળીઓ ખરી પડેલી તો કોઈના હાથ વળી ગયેલા. આથીય બદતર દરદીઓને એમની એમની પથારીએ જ નાસ્તો અપાતો, એની નજર જેમ બધા પર ફરતી હતી તેમ સૌની નજર એના પર કેન્દ્રિત થઈ હતી. એને થયું કે ત્યાં ખાવાનું તો એનાથી શક્ય બનશે નહીં એટલે એ તો ખોરાક હાથમાં લઈ ઊપડી પોતાની ઓરડીમાં.

કલાક પછી એને એની કેસ કથા નોંધવા બોલાવવામાં આવી. નોંધનાર બહેન સિસ્ટર લોરાએ એનું દિલ હરી



લીધું. એ ખાસ્સી જુવાન હતી અને એની ભૂરી આસ્માની આંખો પાર એના સુંદર આત્માનું દર્શન થતું હતું. નામ પુછાયું એટલે પોતાનેય અપરિચિત એવું નામ 'બેટી પાર્કર' એ પરાણે બોલી ગઈ. એના કુટુંબે નક્કી કર્યું હતું કે આ નામના અંચળા હેઠળ એણે પતિયાવિશ્વમાં જીવવું. પેલી સિસ્ટર પણ સમજી ગઈ. એણે સરનામું આપ્યું ન્યૂ ઑર્લિયન્સના એક ડૉક્ટરનું જેથી એની અભાગીયા પરિસ્થિતિ સાથે એનું કુટુંબ સંડોવાય નહીં.

એના તે પછીની મુલાકાત થઈ એ વસાહતના વડા ડૉ. ફ્રેડરિક જોનસેન સાથે. પાછળથી એ એનો પરમ મિત્ર બન્યો. તત્કાલ તો ડૉ. જો'ને એટલી સમજ પડી કે બેટી ગભરાઈ ગયેલી છે એટલે માયાળુ અવાજે એણે કહ્યું, 'જો અહીં ગભરાવા જેવું કશું નથી.' પછી જરા સંભાળભરી દેહતપાસ કરી એણે એને પખવાડીએ પખવાડીએ લેવાનાં ઇન્જેકશન લખી આપ્યાં ને એમ જ હરેક ભોજન સાથે લેવાનું વનસ્પતિ તેલ.

ભોજનનો ઘંટ વાગ્યો ત્યારે હરોળમાં ઊભેલી બીજી બહેનો સાથે બેટીને વાતચીત થઈ. એકે જણાવ્યું, 'તમારો ખોરાક ઓરડી પર લઈ જાવ તે અમને સૌને તો જરા વિચિત્ર લાગે છે.' શું કહેવું તે સમજ નહીં પડવાથી એણે અદ્ધરતાલ જવાબ વાળ્યો, 'જુઓ, મારા ડૉક્ટરે કહ્યું છે કે મારે અહીં લાંબુ રહેવું પડશે નહીં—૭ માસથી તો વિશેષ નહીં જ.'

સૌની દૃષ્ટોદૃષ્ટ પડી એટલામાં એકે ટકોર કરી, 'સૌ નવાં નવાં આવે છે ત્યારે એવું જ કહે છે.'

'તમે અહીં કેટલા સમયથી છો? 'બેટીએ પૂછ્યું.

'વીસ વરસથી'

બેટીની છાતીનાં તો પાટિયાં જ બેસી ગયાં કારણ પોતે જન્મી તે પહેલાંના કાળથી આ ભૂખરા વાળવાળી બહેન આ પતાશ્રમમાં રહેતી હતી.

વીસ વરસની વાતને મનમાં ઘોળતી બેટી પોતાના કમરામાં પહોંચી ત્યારે એના મને સ્વબચાવમાં દલીલ કરવા માંડી, 'મારે કંઈ આટલું લાંબુ રહેવું પડશે નહીં, હું તો પ્રભુની મદદ યાચ્યા જ કરું છું. વળી હું સારવારને આનુસંગિક સૂચનાઓનો ચુસ્તપણે અમલ કરીશ. અહીં મને પૂરતો આરામ મળશે, ખોરાક પર હું ખાસ ધ્યાન આપીશ. જે કારણોને લઈને આ રોગ જન્મ્યો છે તેનો અભ્યાસ કરીશ.' આ બધી વાત, જે એના મનમાં ઘોળાઈ તેનાથી એણે રૉબર્ટનો પત્ર ભરી દીધો. એને લાગ્યું કે દેહસ્વરૂપે એ કારવીલેમાં ભલે હશે, એનું મન તો ન્યૂ ઑર્લિયન્સમાં જ રહેવાનું.

કારવીલેનો પ્રથમ માસનો એનો નિવાસ ભારે કસોટીરૂપ નીવડ્યો. આ નવા જીવન સાથે ગોઠવાતાં એને તકલીફ પડી. એણે સારવાર સૂચનાઓનું ધાર્મિક રીતે અનુસરણ કર્યું, પતના રોગ પરનું સાહિત્ય વાંચ્યું તો ખબર પડી કે 'હાનસેનના રોગ'નું આધુનિક નામ ધરાવતો આ રોગ ખાસ ચેપી નથી. આ રોગના જંતુ નરવા શરીરમાં ટોઈ દેવાના ૧૪૫ નોંધાયેલ પ્રયોગ કિસ્સાઓમાંથી એકેય કિસ્સામાં વૈજ્ઞાનિકો પતનો ચેપ અર્પી શક્યા નથી. કારવીલેના ઇતિહાસમાં કોઈ કિસ્સો નોંધાયો નથી જ્યારે નર્સ કે ડૉક્ટરને આ રોગના ભોગ થવું પડ્યું હોય. પ્રૌઢો કરતાં બાળકો આ રોગને જલદી ગ્રહી લે છે અને નિષ્ણાતો માને છે કે આવો રોગ ધરાવનાર કોઈની સાથેના નિકટના સહવાસમાંથી બાળકો આ રોગ પકડી લે છે.

દરદીઓ પ્રતિમાસે લેવાતી રોગ કસોટીમાં બાર માસ લગી સતત એટલે બાર કસોટીઓમાં જંતુમુક્તિ દાખવે એટલે એમને રોગમુક્તિનું પ્રમાણપત્ર મળે. ડૉ. જોને બેટીને કહ્યું, 'તને તો હજુ શરૂઆત જ છે એટલે તું કદાચ જલ્દી રોગમુક્તિ બતાવતી થઈશ. સામાન્ય રીતે એક વરસ પછી અપાતી આ કસોટીઓ તને નવ માસ પછીય આપી શકાય.'

આમ કહેતાં કહેતાં ડૉ. જો તો આનંદથી પ્રફુલ્લિત બનતા હતા. એમને મન તો દોઢ વરસ એટલે સાવ





ટૂંકો ગાળો લાગતો હતો જ્યારે ૧૯ વરસની વાગ્દાનિત યુવતી બેટીને મન તો અઢાર માસનો ગાળો તો એક યુગ જેવો લાગતો હતો!

પહેલા જ સપ્તાહમાં એના કાને સમાચાર આવ્યા કે એક શ્રીમતી બ્લેક રોગથી સંપૂર્ણ મુક્ત થયાં હોવાથી એમને ઘેર જવાની રજા મળે છે. બેટીને આ વાતે ઘણી ઉત્સાહિત કરી. એ બહેન સંસ્કારી અને સુશિક્ષિત હતી. વસાહતનાં બાળદરદીઓને એ ભણાવતી. એની વિદાયવેળાએ સિસ્ટર માર્થાએ બેટીને પ્રસ્તાવ મૂક્યો કે એ આ શિક્ષણકાર્ય ઉપાડી લે. અલ્પ આનાકાની પછી બેટીએ એ કામ સ્વીકાર્યું અને એ શિક્ષિકા બની. હરરોજ સવારે બે કલાકની આ પઢાઈના પુરસ્કારરૂપે એને પડવા લાગ્યા માસિક પચીસ ડૉલર.

થોડા વખતમાં આ બધું કોઠે પડી ગયું. હવે તો બેટીના દિવસોનો ક્રમ ગોઠવાઈ ગયો. રૉબર્ટના પત્રો એ વળી વળીને વાંચ્યા કરતી અને એના ઘરના પત્રોય આનંદનો સૂર કાઢવા લાગ્યા. શિક્ષણમાં એને રસ પડવા લાગ્યો. ઉપરાંત એ આરામ ભોગવવા લાગી અને એનો વાચનશોખ વધ્યો. સમય મળ્યે એ એની એક માત્ર દરદીમિત્ર—ન્યૂ ઓર્લીઅન્સથી આવેલી એક વૃદ્ધાને ત્યાં બેસવા જતી. એ વૃદ્ધા બેટીની બાની સહાધ્યાયિની હતી (ન્યૂ ઓર્લિયન્સના એના મિત્રોને એવો ખ્યાલ હતો કે એ યુરોપના પ્રવાસે ઊપડેલી છે.) અહીંના વંદા ભરપૂર આનંદ-ઓરડામાં સપ્તાહમાં ત્રણવાર બતાવાતાં ઊતરી ગયેલાં ચલચિત્રો જોવા બેટી કદી જતી નહીં. તેમજ એ અહીંના નૃત્યમાં કદી ભાગ લેતી નહીં. એ નૃત્ય ઓરડા નજદીકથી પસાર થતાં એના કાને પડતું સંગીત એને લલચાવી દેતું ને એના પગ અધીરા થતા પણ પોતાની નૃત્ય જોડી બનનાર કોઈ પરિચિત આદમીના અભાવે એ નૃત્ય હૉલમાં કદી ડગ દેતી નહીં.

થોડા વખતમાં તો એને એય ખબર પડી ગઈ કે કારવીલેની આ દુનિયાને સંસારથી અળગી પાડનાર ઊંચી તારદિવાલ પ્રણયને રોકી શકતી નહીં. કંઈ તરુણીઓ ને કંઈક યુવાનો દ્વારા આવા જુગુપ્સાપ્રેરક રોગનાં ભોગ બનેલ અહીંનાં મસ્ત માનવીઓ છાનાંછપનાં પ્રણયગોષ્ઠિ અર્થે સરકી જતાં. આવી પ્રેમઘેલી જોડીઓને બેકાયદા પ્રણયમગ્ન જોઈ બેટીનાં નાકટેરવાં જરા ચઢતાં. પાછળથી જ્યારે એના પોતાના હૃદયમાં પ્રણયછોળો ઊઠવા લાગી ત્યારે એનો આ બાબતનો અણગમો ઓસર્યો.

અવાસ્તવિક એવી અહીંની દુનિયામાં સમયનો ઢસરડો હંમેશની ગતિએ થતો ચાલ્યો. શિયાળો ને વસંતનાં વહાણાં વાયાં. એની પ્રતીતિ કરાવી વૃક્ષોએ. નવી ટસરોથી એ ભરાઈ ઊઠ્યાં ને આસપાસની કુસુમસંપત્તિની વાસલહેરો સૌને ઉન્મત્ત બનાવવા લાગી. ઋતુની આ બલિહારીમાં ભાગીદાર થવા કોઈ ટેનીસખેલમાં પડ્યું તો કોઈક અન્ય રમતોમાં પ્રવૃત્ત બન્યું. પ્રવૃત્તિની આ ધમાધમમાં હજુ બેટીનું દિલ પરોવાયું નહીં.

જૂન અધવાર્યો અને ગરમીનું જોર વધ્યું. એક કળણને પૂરી ઊભી કરેલી આ હૉસ્પિતાલની ત્રણ બાજુ મિસિસિપીનાં નીરનો ઘેરો હોવાથી, અહીંની હવામાં કાયમ ભેજનું પ્રમાણ સવિશેષ રહેતું ને એની દશા વાદળીસમ રહેતી. બેટીને આ લાંબા ઉષ્ણ દિનો કંટાળો આપતા. એની ભૂખવૃત્તિ નિસ્તેજ બની ગઈ. ફાવે તેવો સારો ખોરાકેય એને ભોજનપ્રતિ પ્રેરતો નહીં, અને પેલું દવા તરીકે અપાતું વનસ્પતિ–તેલ એને ગળે ઊતરતું નહીં. રાત્રિદિવસ એ ઘર ને કુટુંબ ઝંખતી અને છાનીમાની એકલી એકલી પાર વગરનું રડતી.

નાતાલ નિમિત્તે એને એક સપ્તાહની રજા મળી. કારવીલેનાં દરદીઓમાં આવી વિશિષ્ટ મહેરબાની એને એકલીને જ મળી હતી. આ અગાઉ મૃત્યુ જેવા અકસ્માત કે કટોકટી પ્રસંગે જ રજા અપાતી, અને ત્યારેય સાથે હૉસ્પિતાલનો નોકર મોકલવામાં આવતો, એનું ખર્ચ દરદીએ ભોગવવાનું રહેતું.



જાહેર વાહનમાં મુસાફરી કરવાની એને મનાઈ હતી એટલે રૉબર્ટ એને લેવા આવ્યો. એ સાચે જ ડાક્ટર થયો હતો એને એને કશી ચેપભીતિ લાગતી નહોતી. આખો રસ્તો એમનો વાત કલબલાટ ચાલ્યો ને વાત અટકી ત્યારે ગાયન ચાલ્યું. સહમુસાફરી દરમિયાન ઉભયને લાગ્યું કે જાણે એ સ્વર્ગ સમીપ પહોંચ્યાં છે.

ઘરે પહોંચ્યાં ત્યારે તો એને એવું લાગ્યું કે જાણે આથી વિશેષ સૌંદર્યયુક્ત સ્થાન વિશ્વ આખામાં ક્યાંય નથી. નાનાં બાળકો નિર્દોષભાવે એને વળગી પડ્યાં ને આટલો બધો વખત ઘરથી દૂર રહેવા બદ્દલ ઠપકો આપવા લાગ્યાં. રિવાજ મુજબ ચૂંબનની અપેક્ષા રાખતાં એ બાળકોને બેટીએ કહ્યું, 'મને શરદી થઈ છે. ચૂંબન કરશો નહીં.' આ શબ્દોને અંતે ઘરમાં જે શાંતિ પથરાઈ તેણે બેટીને ખ્યાલ આપ્યો કે આ ઘરમાંય પહેલાંના જેવું સુખમય જીવન પુનઃ શક્ય નથી.

આ રોગનો જલદી ચેપ લાગતો નથી એમ જાણવા છતાં બેટીએ પાકી સાવચેતી લેવા માંડી. પોતાની નાની બહેન સાથે સૂવાનું એણે બંધ કર્યું. જે કોઈ થાળી કે વાસણને એ સ્પર્શ કરે તેને ઉકાળવા લાગી. સ્નાનઘરને જેટલા વખત એ વાપરે તેટલા વખત જંતુનાશક દવા છાંટે. આમ છતાં એને કદી ચેન પડે નહીં.

આમ એક અઠવાડિયું એની આત્મતાવણી ચાલી. એનાં માતપિતાએ જૂનાં દોસ્તો, સ્નેહીઓને મળવાનું ગોઠવ્યું હતું પણ એ બધાં એને એના વચગાળાના સમય વિષે પ્રશ્નો પૂછે એ બીકે એણે ના પાડી. આ નકારનું એક બીજું માનસિક પ્રત્યાઘાતી વલણ એ જન્મ્યું. કે એને જ મનમાં થયું કે અહીંથી નાસી જઉં. એ કારવીલે પહોંચી ત્યારે એને પતાશ્રમનાં મકાનોએ એટલી ભડકાવી નહીં જેટલી પ્રથમ પ્રવેશ પ્રસંગે ભડકાવી હતી.

બીજી નાતાલ આવી ત્યારે એનામાં સુધારચિહ્ન નજરે પડવા લાગ્યાં. હજુ કસોટી રોગરહિત નહોતી છતાં પેલાં ચામડી પરનાં ચાઠાં અદૃશ્ય થયાં હતાં, અને આશા જન્મતી હતી કે એ રોગમુક્તિ કદાચ અનુભવશે. પણ થોડાં જ અઠવાડિયાંમાં રોગે એનો પરચો બતાવ્યો. એક દિ એના પગે ખજવાળ શરૂ થઈ અને થોડા કલાકમાં તો ચામડી નીચે નાનાં નાનાં ફોલ્લા શાં રોગચાઠાં ઊપસી આવ્યાં.

હંમેશની સ્વસ્થતાથી ડૉ. જોએ કહ્યું, 'ગભરાવાને કારણ નથી. આ તો બધાં બેસી જશે.' આમ છતાં એની નિરાશા એ છુપાવી શક્યો નહીં ને બેટીએ પોતાના મનને વધુ મજબૂત કરવાનું ઠરાવ્યું.

કારવીલેના એના નિવાસના ત્રીજા વરસે વસંત ઋતુ પ્રસંગે સિસ્ટર માર્થાએ એને પુનઃ બોલાવવા મોકલી. એણે એને પ્રયોગશાળામાં કામ કરવાની દરખાસ્ત મૂકી. એને લાગતું હતું કે બેટીને એ ગોઠશે—આનંદપ્રદ નીવડશે. આમાં કામના કલાક બેવડાતા હતા ને પગારવધારો હતો વળી પાંચ ડૉલર. પણ બેટીએ આ તકને આવકારી કારણ એ દ્વારા એ પોતાના દેહશત્રુ વિષે સવિશેષ જાણકારી પ્રાપ્ત કરી શકે, અને પોતાની જાતેય એની સામે ઝઝૂમી શકે.

સિસ્ટર હીલેરી એને આ કામ શીખવવાનાં હતાં. એનું મન સૂક્ષ્મ રીતે વૈજ્ઞાનિક હતું અને બેટી એની સૂચનાઓને પૂરા ધ્યાનથી સાંભળતી. આ રોગજંતુનું નામ એના શોધક નૉર્વેજીયન વૈજ્ઞાનિક હેન્રીક હાનસેન પરથી 'હાનસેન જંતુ' પડેલું છે. સૂક્ષ્મદર્શક નીચે એને નીરખીએ તો એ કીરમજી રંગનો લાકડી આકારનો દેખાય છે અને ટી. બી. ના જંતુને એ એટલો મળતો આવે છે કે કદીક એને અલગ પાડવો મુશ્કેલ પડે. કૃત્રિમ વાહકમાં આ જંતુને ઉછેરવા સેંકડો પ્રયત્નો થયા છે. પણ એકમાંય સફળતા પ્રાપ્ત થઈ નથી, એમ જ પ્રાણીઓના દેહમાં આ રોગજંતુને ટોઈ દેવાના પ્રયત્નો પણ નિષ્ફળ નીવડ્યા છે. આ રોગના એક નિષ્ણાત જણાવે છે કે 'આ રોગ ઉભરાય છે, વિકસે છે અને આપમેળે બેસી જાય છે. એ બહુધા આપ વિમોચક છે. કોઈપણ દરદીને તમે

અન્ય રોગોથી મુક્ત રાખો તો એમાંથી સાજા થવાની તક ઘણી ઉજ્જ્વળ રહે છે. કારવીલેમાં મરણશરણ થતા દરદીઓનો એક ટકો ભાગ્યે જ હાનસેનના—પતના રોગથી મૃત્યુ પામે છે. રોગ સામનાની એમની તાકાત ઘટી જવાથી એ બહુધા હૃદયરોગ, ક્ષય, મૂત્રાશયની તકલીફ વા અન્ય રોગસંમિશ્રણોને કારણે મરણશરણ થાય છે.

આ રોગની કમનસીબ એવી એક ખાસિયત એ છે કે એની પૃથક્કરણ કસોટી ચાંદીના રોગ જેવી લાક્ષણિકતા બતાવે છે. પરિણામે આ રોગની કલ્પના નહીં કરી શકનાર ડાક્ટર ચાંદીના રોગની સારવાર આમ બેસે છે અને એ જ ખતરનાક નીવડે છે. ડાક્ટર રોગનું યોગ્ય નિદાન કરે—કેટલીકવાર દસેક વરસે—ત્યારે તો રોગવૃદ્ધિ હાથ બહાર જતી રહી હોય છે.

લોહીમાં ક્ષારના અભાવને કારણે આ રોગના દરદીનાં અંગ ખરી પડે, ગળી જાય યા વંકાઈ જાય છે. સિસર હિલેરીએ બેરીનાં હાડકાંનો એક્સ-રે લીધો ત્યારે એને જ એ જોઈને નવાઈ લાગી કે પોતાનાં હાડકાંમાં એને ખબર નહોતી તેવું પરિવર્તન થઈ રહ્યું હતું. પણ આ ફેરફારને દશ્યમાન બનતાં દસેક વરસ વીતવાનો પાકો સંભવ ખરો. બેટીને આશા જન્મી કે તે પહેલાં તો વિજ્ઞાન એની વહારે ધાયું હશે.

સિસર હીલેરીના હાથ નીચે બેટી શીખી ચાહાં લોહી લેતાં, પૃથક્કરણ કરતાં, લોહીકણ ગણતાં, થૂંક તપાસતાં, અને પ્રકાર પ્રકારના રોગજંતુ ટેસ્ટ કરતાં. પ્રયોગશાળાનું અઘરું કામ ઉત્તેજનાપૂર્ણ હતું અને જેમ જેમ બેટી એમાં ઊંડી ઊતરતી ગઈ તેમ તેમ કારવીલેના માનવકોયડામાં એને વધુ ને વધુ રસ પડતો ગયો. એ સઘળા રોગીઓને પહેચાનવા લાગી અને એની વાતચીત પરથી એને માલૂમ પડ્યું કે હરેકની કથા હૃદયવિદારક હતી. હવે તો એ 'ઊભાં હાડકાંની' સૌથી અલગ પડતી ન્યૂ ઓર્લિયન્સની કુમારિકા નહોતી રહી, કારવીલેમાં એનાં મૂળ નંખાતાં હતાં.

એનું ધ્યાન ખેંચનાર એક પાત્ર હતું હૅરી માર્ટીન. વીસ વરસનો એટલે કે સમોવડીયો, ઊંચા ભરાવદાર શરીરવાળો એ યુવાન બેટી અગાઉ થોડા મહિને જ અહીં આવ્યો હતો અને બેટીની જેમ જ પોતાના કમનસીબ પર બળવાખોર વૃત્તિ ધરાવતો હતો. પ્રતિમાસ એની કસોટી રોગજંતુની સાક્ષી પૂરતી ત્યારે એ કેવો હતાશ થતો તે બેટી ધ્યાનપૂર્વક જોતી ખૂબસુરત એવા આ નવયુવાનની આવી દશાને કારણે સૌ કોઈ એને ચાહતાં.

પોતાના વિશે કશી માહિતી એ કોઈને આપતો નહીં પણ બેટીને ખબર પડી કે એની પાસે પૈસો નહોતો અને સપ્તાહના છયે છ દિવસ એ કામ કરતો. પડછંદ યુવાન હોવા છતાં એ કોમળમાં કોમળ સ્ત્રીની જેમ માંદાં, આંખહીન કે અપંગ પ્રત્યે મૃદુતાથી વર્તતો. કેન્ટીનને શણગારવા કે દરદીઓ માટેની મિજબાનીઓ ગોઠવવા એ હંમેશ તત્પરતા દાખવતો અને ઘણા પુરુષ દરદીઓ કરતા તેમ એ સ્ત્રી-દરદીઓની ઓરડીઓ આસપાસ ટીંગાઈ રહેતો નહીં. છતાં સૌને માટેની એની ભાવના મૈત્રીભરી રહેતી. બેટીના દિલમાં એને માટે પ્રશંસાવૃત્તિ અને આદર જન્મ્યાં.

તે વરસે એની ત્રીજી નાતાલ રજા પ્રસંગે એ ઘેર ગઈ ત્યારે એણે આઘાત અનુભવ્યો. પોતાના પ્રયોગશાળાના કાર્યનાં વિસ્તૃત ને ઉત્સાહપૂર્ણ વર્ણનો એ રોબર્ટને લખી મોકલતી છતાં એના જવાબો અધૂરિયા આવતા ને એની મુલાકાતો ઓછી થતી ચાલી. એની માએ આશ્વાસન ખાતર લખેલું કે રોબર્ટ અતિકામમાં ડૂબેલો છે. પણ બેટીને ગંધ ગયેલી એટલે ન્યૂ ઓર્લિયન્સના નિવાસના અંતિમ દિને એણે રોબર્ટને સીધો સવાલ કર્યો, 'તું હજુ મને ચાહે છે ખરો?' રોબર્ટે પણ નિખાલસતા ભરપૂર જવાબ વાળ્યો, 'ના, બેટી. મારી ઇચ્છા તો થાય છે પણ કરી શકતો નથી.'

વિચારભૂમિકા પર બેટી આ પરિસ્થિતિ માટે તૈયાર હતી છતાં એણે ભારે આંચકો ને આઘાત અનુભવ્યાં. બેટીએ એને સવેળા આ ઇશારો ન કરવા બદલ જરા ઠપકો આપ્યો પણ એને ગુસ્સો થયો નહીં. કારણ રાહ જોવાના રૉબર્ટના કૉલનેય બે વરસ તો વીતી ગયાં હતાં ને એ યુવાન ક્યાંસુધી રાહ જોતો રહે? એના મને ઠીક સહચરયુક્ત વૃત્તિ દાખવી. એને થયું કે આ જ બિચારા રૉબર્ટે એના કપરા કામમાં એને સાથ ને ટેકો આપ્યાં હતાં અને એ બધા બદલ એ એની ખૂબ ઋણી હતી—જિંદગીભર ઋણી રહેશે.

રૉબર્ટ સાથેનો એનો આ અનુભવ સાવ સામાન્ય અનુભવ હતો. કારવીલેમાં વસતા હરેક દરદી—પરિણીત કે અપરિણીત—આ પરિસ્થિતિમાંથી પાર નીકળ્યા હતા. 'બહાર'ના પોતાના સાથીદારે આ રોગને કારણે છૂટાછેડાની માગણી કરવાના પ્રસંગે, એવા દરદીને આશ્વાસન આપવા બેટીનેય ક્યાં શબ્દ જડતા હતા? એ પોતેય સમજતી હતી કે કાંટાળા તારની વાડ પાછળ પૂરાયેલ પ્રેમપાત્રને વળગી રહેવું કેટલું કઠણ છે? આ રોગના દરદીઓને પોતાના કુટુંબથી અળગાં પાડી દેવાના રિવાજે કેટકેટલાં ઘર ને કુટુંબને છિન્નભિન્ન કરી દીધાં હશે!

બેટીને હવે પાકો ખ્યાલ આવી ગયો કે એનું પોતાનું ઘર ક્યાં ને કયું? એને સમજાયું કે એનું સાચું ઘર હતું કારવીલેની ઓરડી નં. ૩૧ જ્યાં સહવાસીઓ એની જીવનકરુણતા, આફત અને શુભેચ્છામાં કાયમ ભાગીદાર બનતાં.

હેરી ને બેટી હવે સાંજ પડ્યે સાથે લટાર મારતાં. રોજિંદા આ સહવાસથી એને માલૂમ પડ્યું કે ઉભયની ચાહનાઓ ને ઉભયની ઇચ્છાવૃત્તિઓ સમાન હતી. કદીક કારવીલેની બાજુએ સડક પરથી કોઈ કારને ઝડપથી સરકતી એ દેખતાં ત્યારે એક બીજા સામે નજર પરોવી જાણે નિસાસો નાખતાં કે આમ આપણે ક્યારે હંકારી જઈશું.

હેરી ત્યારે મનના ભાવ વ્યક્ત કરતો, 'એક દિવસ. હું પણ ગાડી લાવીશ.'

અને પછી બન્ને કઈ બનાવટની ગાડી લાવીશું ને એની શી કિંમત પડશે ને સૌ પ્રથમ સહેલગાહે બેટીને ક્યાં લઈ જઈશું આવી બધી શેખચલ્લી કલ્પનામાં રાચતાં. આ બધું અર્થહીન હતું છતાં એના હરેક શબ્દમાં એમને અર્થપૂર્ણતા ભાસતી.

એમની દોસ્તી જામી એટલે હેરીએ આપવીતી કહી. એ સાંભળતાં બેટીના હૃદયે અપાર વ્યથા અનુભવી. હેરી જન્મેલો પતના ધામસમા સુંદર નાના શહેર ગ્રેરવીલેમાં. શાળાનો એ ઉત્તમ ખેલાડી હતો, એની ફૂટબૉલ ટીમનો કૅપ્ટન. અતિકડવાશસહ એણે ઉમેરેલું, 'રમતના જેવું બીજું કશુંય મને ગમતું નહોતું.'

રાજ્યયુનિવર્સીટીમાં લશ્કરી અફસર તાલીમ માટેની કડક શારીરિક પરીક્ષા એણે પસાર કરેલી. પણ એની સાથળ પર જન્મેલા એક કીરમજી ચાઠાએ રૂઝાવાની ના પાડી એટલે એ ડૉ. ફીરી પાસે ગયો. બેટીના જેવું જ નિદાન એણે હેરીને આપેલું.

અતિગંભીર સ્વરે હેરીએ ચલાવ્યું, 'આ નિદાન સાંભળતાં મારા પિતાના ચહેરા પર જે રેખાઓ ઊઠી તે હું જીવનભર ભૂલી શકીશ નહીં.'

હેરીને કારવીલેમાં ગોઠવી, એના પિતાએ પોતાનો સ્ટોર ભારે ખોટ ખાઈ ફટકારી દીધો અને ન્યૂ ઑર્લિયન્સ પહોંચી ગયો. હેરીના રોગની વાત છતી થાય તો એના સ્ટોરનો જે બહિષ્કાર થાય તે છ માણસોના કુટુંબવાળા એ પિતાને કેવી રીતે પાલવે? હેરીનો પાંચ હજાર ડૉલરનો અશક્તિ માટેનો વીમો હતો અને અશક્તિમાં પત આવી જતી હતી છતાં રોગબિના છતી થવાથી કુટુંબ પર આવી પડતી સર્વપ્રકારની સામાજિક અવહેલના ને બહિષ્કારને ધ્યાનમાં લઈ, બાપદીકરાએ વીમાની માગણી કરવાનું માંડી વાળ્યું.

હેરી કારવીલેમાં પોતાનું ખર્ચ કમાઈ લેતો. એનું ને બેટીનું કામ એવું ભેળસેળિયું હતું કે દરદીઓ, એમની સારવાર વગેરે અંગે વાત–વિચાર કરવા

એમને વારંવાર મળવાનું થતું. હવે તો કારવીલેમાં એટલી બધી પ્રવૃત્તિ હાથ આવી હતી કે બેટીના દિવસો ઝપાટાબંધ નિર્ગમન થવા લાગ્યા ને એમ જ વરસોનાં વહાણાં વીતવા લાગ્યાં.

૧૯૩૧ના વસંતમાં કારવીલેમાં સેન્લી સ્ટીન નામનો એક દરદી પ્રવેશ પામ્યો. એણે કારવીલેની સમગ્ર સીકલ પલટાવવામાં નોંધપૂર્ણ ફાળો આપ્યો. એના પ્રવેશ સાથે સૌની તાકાત ને શક્તિનાં એક નૂતન દર્શન થયાં. એ સૌને પ્રેરતો, એની હાજરી માત્ર પ્રેરણાપિયૂષ પાતી. એના કિસ્સામાં તો રોગેય હદ કરી હતી. ઝડપથી એ વણસ્યો ને એની દેહ અસરો પિશાચી હતી. છતાં સેન્લીએ કારવીલેનું અંદરબહાર પરિવર્તન કરી, એની શક્યતાઓ ઓર વધારી દીધી અને સાથે સાથે સૌના શ્રેષ્ઠ તત્ત્વને પ્રકાશમાં આણ્યું. વતનમાં એ બિનધંધાદારી કલાકાર-મંડળીનો સક્રિય સભાસદ હતો. અહીં આવ્યા પછી એક માસમાં તો એણે સર્વપ્રથમ રંજન કાર્યક્રમ પેશ કર્યો અને 'કારવીલે નાટક મંડળી' સ્થાપી. પછી તો સૌ સર્વપ્રથમ નાટકની તૈયારીમાં ડૂબ્યાં ને એણે પાકી સફળતા પ્રાપ્ત કરી.

આમ છતાં સ્ટેન્લીની સૌથી મહાન અને સૌથી દૂરગામી અસરવાળી પ્રવૃત્તિ તે 'સ્ટાર' નામના કારવીલેના પોતાના ચોપાનિયાની સ્થાપના ને શરૂઆત. સાઈક્લોસ્ટાઈલ પર નીકળતા સાપ્તાહિક તરીકે શરૂ થયેલું આ ચોપાનિયું ક્રમેક્રમે કારવીલેની દિવાલો બહાર, સંસ્થામિત્રો, નિષ્ણાતો, ધંધાદારીઓ, અને સરકાર સૌને પહોંચવા લાગ્યું. આ નાના સરખા 'સ્ટારે' છાપા તરીકેની એની તાકાતનો પૂરો પરચો આપ્યો કારણ એને કરીને ચલચિત્રોના કક્ષાસુધારથી માંડી સંખ્યાબંધ ઇષ્ટ ફેરફારો દાખલ થયા, કારવીલેનિવાસીઓમાં 'સાથીભાવના' 'સમૂહભાવના' પ્રગટાવી અને સૌ કારવીલેની પ્રવૃત્તિઓમાં, અરે! એના અસ્તિત્વમાં ગૌરવલાગણી અનુભવવા લાગ્યાં.

હેરી ને બેટી એના નાટકનાં નાયક નાયિકાનાં પાત્ર ભજવવાનાં હતાં એટલે બે માસની પૂર્વતૈયારી દરમિયાન એ એકબીજાની ખૂબ નજદીક આવ્યાં. પરિણામે સપ્તાહમાં બે ત્રણવાર એ ડેટીંગ— નિયતમિલનની મોજ માણવા લાગ્યાં.

હેરીના ઉત્તમ પ્રસંશકોમાંનો એક હતો સ્પેનીશ દરદી. એ ઓપરેશન રૂમનો દ્વારપાળ હતો. એનું નામ હતું જોઆન પણ બધા એને સાબેના નામથી પહેચાનતા. એનું અંગ્રેજી હતું સાવ તૂટલું પણ એનું હૃદય હતું એટલું જ વિશાળ. ઉનાળો ઊતરતાં એણે ને હેરીએ મળી એમની વસાહતધારે એક કુટિર બાંધી ને એનું નામ પાડ્યું 'શુકનવંતી.' હેરી ને સાબે નિયમ વિરૂદ્ધ આ વિસ્તાર બહાર પહોંચી શિકાર કરી લાવતા અને ત્રણે ભેગાં થઈ એમની 'શુકનવંતી'માં તરેહ-તરેહની માંસ-મિજબાનીઓ ઊડાવતાં.

આમ હેરી ને બેટી ઘણી બધી બાબતોમાં સહભાગી બનતાં—રસપ્રદ કાર્યો, મિત્રો, મજાનાં મિલનો અને સૌથી વિશેષ એમની ગાઢ મૈત્રી. ધીરે ધીરે એમને લાગવા માંડ્યું કે આ પૂરતું નહોતું.

એક દિવસ બેટી હેરીની લોહપટ્ટી સૂક્ષ્મદર્શક નીચે તપાસતી હતી, ત્યાં હેરી આવી પહોંચ્યો. ઉભયે સાથદૃષ્ટિ ફેંકી અને એમનો શ્વાસ અદ્ધર ઊંચકાયો. લોહીતપાસ રોગજંતુહીનતા બતાવતી હતી ! એકેયને પોતાની આંખો પર શ્રદ્ધા પડી નહીં. બહારની દુનિયામાં 'નકાર' નકામો લાગે છે. આ રોગ દુનિયામાં રોગજંતુ નકારની માળા જપાય છે કારણ એ ભાવિની આશા ચીંધે છે. આ ભાવિ શક્યતાએ ઉભયની વાણી સીંઠી લીધી !

વળતે મહિને પાછો અહેવાલ આવ્યો જંતુમુક્તિનો. ત્રીજા આવા અહેવાલે હેરીની જીભને હિંમત બક્ષી. સૌ પ્રથમ વાર અટકતાં અટકતાં એણે પ્રેમ, લગ્ન ને સહજીવનની વાત છેડી પણ દરમિયાન બેટીના ગાલ પર અશ્રુનદી વહેતી થઈ હતી. હેરીને ખ્યાલ પણ ન આવ્યો કે બેટીને ખોટું લાગે તેવું પોતે

બોલ્યો શું ? બેટી જાણતી હતી કે હેરી પ્રેમમાં પડેલો છે. એ પોતેય એને ચાહતી. પણ એને મૂંઝવતો સવાલ એ હતો કે પતિયાં તરીકે પ્રેમમાં પડવાનો એમને અધિકાર હતો ખરો ?

એમને માટે લગ્ન અયોગ્ય હતું. રોગપીડિત હોવાથી માબાપો તરીકે એ સંતતિ પેદા કરે એ વિચાર એના મન માટે દુષ્કર હતો, કારણ પરિણામ એટલું જ આવે કે એ બાળક બીજા કોઈએ ઊછેરવું પડે યા એ પોતે એને સ્વાર્થી બની પોતા પાસે રાખે તો વારસામાં રોગ અર્પણની પચાસ ટકા શક્યતા ઊભી કરે.

એ માટે પ્રેમ સિવાયનું લગ્ન તેમ જ બાળકો સિવાયનું લગ્ન કલ્પવું કઠણ હતું. એક ચુસ્ત કેથોલિક તરીકે એ માનતી કે કૃત્રિમ સંતતિનિયમન એ પાપ છે. એને એ પણ ખ્યાલ હતો કે એવો રસ્તો લઈ એ પ્રભુની ખફગી વહોરે તો ક્યાં જઈ ઊભી રહે ? ઉપરાંત પોતાના ધર્મસિદ્ધાન્તોનું એમાં ઉલ્લંઘન હતું ને ધર્મ એના જીવનમાં એના હૃદયધબકારા જેમ વણાઈ ગયેલ હતો.

એનો આ બધો લાગણી–ઉભરો ભાંગી તૂટી ભાષામાં એણે રજૂ કરવા પ્રયત્ન કર્યો. એ પોતે કેથોલિક નહોતો પણ એ આ સ્વીકારવા તૈયાર હતો. એટલે રાહ જોયા સિવાય બીજું કંઈ કરવાપણું નહોતું.

થોડા જ સમયમાં હેરીને, મુક્તિ માટે આવશ્યક લાગ લાગટ બાર રોગહીનતા કસોટીઓમાંની નવ પ્રાપ્ત થઈ ને બેટીને એ. હવે તો આશા જન્મી કે હેરી તો બાર પૂરી કરશે ને બેટી એની પાછળ પાછળ એટલે મુક્તિ ને એમની વચ્ચે મળી થોડા માસનો સમયગાળો હતો...

...પણ દૈવનું કરવું તે એની દસમી કસોટીએ રોગજંતુ ડોકાયા. ઉભયને એવો આઘાત લાગ્યો કે એકેય ક્યાંય સુધી બોલી શક્યાં જ નહીં. દિવસો સુધી હેરી ગડમથલમાં ઘૂમ્યા કર્યો. એનો ચહેરો ફિક્કો ને થાકદર્શી રહેવા લાગ્યો. પછી એક દિવસ એ બેટી પાસે પહોંચ્યો. એણે નિર્ણય લઈ લીધો હતો. એ કદીય કારવીલે છોડી, જીવનમાં ઝંપલાવવાનો હોય તો એને માટે ઉત્તમ કાળ આ જ હતો કારણ પોતે જુવાન હતો ને એનું શરીર સ્ફૂર્તિયુક્ત હતું. છેલ્લી કસોટીએ એનું મુક્તિચક્ર એક વરસ પાછળ મૂકી દીધું હતું. કારવીલેમાં તો એને પેલા જૂનાં જાણીતા વનસ્પતિ તેલથી વિશેષ કશુંય મળવાનું નહોતું અને એ તેલ તો દવાની દુકાનોમાં મળતું હતું. ત્યાંથી એ લઈ ઈલાજ કેમ ચાલુ ન રાખવો ?

બેટીને એણે પ્રસ્તાવ મૂક્યો, 'તુંય મારી સાથે ચાલ.' બેટી જવાબ વાળી શકી નહીં.

અત્યાર સુધીમાં તો નવા આગંતુકને છૂટા થવાની જે આશા રહે છે તેમાંનું કશું આ લોકોના દિલમાં રહ્યું નહોતું. શરૂશરૂમાં તાર દિવાલ પાર દરદીઓ ભાગી છૂટતા ત્યારે ઉભયને એ અયોગ્ય ભાસતું પણ અનુભવે એમને સમજાયું કે અહીંની સત્તાવાર મુક્તિ એ તો ઝાંઝવાના જળ જેવી છે. એ કદીક પ્રાપ્ત થાય એવી ઉંમરે કે એમાં કશી મજા ન રહે. ખાસ્સો ઘરડો બનેલો વા અપંગ બનેલો દરદી બહાર જાય તો ય એને કમાવાનાં ફાંફાં પડે. કેટલાંક આ વસાહતમાં એટલો લાંબો વખત રહેલાં કે એમને બહાર લઈ જનાર કે આવકારનાર કોઈ હતું જ નહીં એટલે ભગ્નાશ ને વૃદ્ધ એ સૌ અહીં પડી રહેતાં, અને કારવીલેમાં જ જિંદગીનો અંત જોતાં. આવા જીવો, જેમણે જિંદગી આખી સ્વાસ્થ્ય પ્રાપ્તિમાં ખરચી નાખી ને તંદુરસ્તી મળી ત્યારે ભોગવવાની શક્યતા હતી નહીં, તે આ વસાહતનાં સૌથી વધુ નસીબનાં ફૂટલાં બેટીને લાગતાં. આવા એક બનવાની કલ્પના બેટીને ધ્રુજાવી દેતી અને હેરીનેય મનમાં એ જ બીક કોરી ખાતી હતી.

[ વધુ આવતે અંકે ]










નવજાત બાળક આ દુનિયામાં અવતરે છે અને સૌના મનને ઉલ્લાસ અર્પે છે. બાળક, નિર્દોષ બાળક સૌ કોઈનું લાડીલું હોય છે. માત્ર કુટુંબનું જ નહિ પણ જેને આપણે ઓળખતા નથી તે રસ્તે મળતાં માનવી પણ તેને જોઈને પોતાની ખુશી વ્યક્ત કરે છે. કોઈ તો વળી એને રમવા માટે ફૂલોની ભેટ આપે છે, એ ઘડી વાત કરવા પણ લલચાય છે. ન ઓળખાણ, ન પીછાણ. છતાંય બાળકને જોઈને ઉભરાતો માનવીનો આ કેવો હર્ષ...! બાળક માત્ર નિર્દોષ છે. તેને દુનિયાનું—આ સંસારનું કોઈ કપટ, કોઈ માયાનું વળગાણ નથી. તે ભગવાનનું માણસ છે. નથી તેનામાં રાગ, દ્વેષ, અહંભાવ કે નથી મારું-તારું કે નથી કોઈ ચિંતા, ઉપાધિ.

સૌનું લાડકવાયું બાળક પોતાનાં મા બાપને તો કેવું લાડકું હોય! તેની કલ્પના કરવા કરતાં અનુભવે જ સાચો ખ્યાલ આવે. એકલવાયા ઘરમાં નાના બાળકનું આગમન ઘર ભરી દે છે. નવજાત બાળકનું રુદન પણ મીઠું લાગે છે. ચારેક મહિના સુધી બાળકનો અવાજ રુદન સિવાય બીજો સંભળાતો નથી એટલે એ અવાજ સાંભળવા પૂરતું પણ રુદન પ્યારું લાગે છે. બાળક તેના હાથ–પગથી રમતું હોય છે અને તેમાંય જ્યારે હસીને આવકાર આપે છે ત્યારે તો તેને વહાલું કરવાનું મન રોક્યું રોકી શકાતું નથી. તેમાંય મા તો બાળકની પાછળ એવી ખોવાઈ જાય છે કે દુનિયામાં બીજું કંઈ છે કે નહિ તે જ જાણે ભૂલી જાય છે. એની હસ્તીમાં બીજી બધી મુંઝવણોને દૂર ધકેલી શકી છું તે મારો અનુભવ ખરેખર મને બતાવે છે કે પોતાનું બાળક ઘરમાં હોય તો જીવનની અનોખી શાંતિ પ્રાપ્ત થાય છે. બાળઉછેરની પાછળ સતત અપાતું ધ્યાન, કાળજી તેનામાં જ રત થવા પ્રેરે છે. માએ જ બધું કરવું અને તે પણ જાતે જ કરવાનો આગ્રહ સેવવાથી બાળકની તંદુરસ્તી તો જળવાઈ રહે છે પણ એને અને માને જે માનસિક સંતોષ મળે છે તે તો અનુભવે જ સમજાય.

છઠ્ઠા મહિનામાં બાળક બેસતું થઈ જાય પછી તો તે ધીમે ધીમે ઘુંટણીયા ભરવા માંડે છે ત્યારે તેના અવાજો, રણકાર અને રમતથી કોણ કોને રમાડે છે તે સમજવું કઠિન બને છે. મા જાણે છે કે તે બાળકને રમાડે છે, વહાલ કરે છે પણ બાળક એથીય વધુ આગળ જઈને સંતાકુકડી રમે છે અને એવું તો હાસ્ય વેરી દે છે કે મા જ એનું રમકડું બની જાય છે.

મને મારાં બહારનાં બધાં જ કામો પડતાં મૂકીને, કહેવું પડશે કે મારા બાળકની પાછળ જ રત રહેવામાં આનંદ આવે છે. એને સવારથી સાંજ સુધી એક પછી એક જતન કરવાનું મને ખૂબ ગમે છે. અને ત્યાં સુધી બીજું કોઈ કાંઈ ન કરે તેમ હું ઇચ્છું છું. એમાં કદાચ ઘણો ભોગ આપવો પડતો હશે. પણ એ કરવામાં જે આનંદ મેળવું છું તે તો બીજે ક્યાંયથી ન જ મળે. અને ભાવિ નાગરિકને સુંદર રીતે ઉછેર્યાનો સંતોષ પણ મેળવું છું.



## ખાલી ચણો વાગે ઘણો

[ નવરાત્રી ઉત્સવ ગયો અને દિવાળી આવી. બહેનો ગરબામાંથી પરવારીને ગળાડૂબ કામમાં લાગી ગઈ. તેવે સમયે પણ રાત્રીની નીરવ શાંતિ એટલા પરિષદને તો છોડતી નથી. આખાય દિવસનો થાક ત્યાં બેઠાં બેઠાં ઉરાડે છે. ]

નીલમ : ગરબા હરીફાઈમાંથી હજુ તો માંડ પરવાર્યાં, હજુ તો થાક પણ ઊતર્યો નથી ત્યાં ઘર અજવાળવાનું કામ શરૂ થઈ ગયું. બાને બે દિવસ મોડું કામ કાઢવાનું કહ્યું પણ તે માને તો ને!

દક્ષા : અરે હાં, નીલમ, તમારો ગરબો મહિલા પરિષદની હરીફાઈમાં પહેલો આવ્યો. તમે ટ્રોફી જીતી ગયાં પણ પેલાં મીનાક્ષીબહેન શું બૂમો પાડતાં હતાં! એમને અન્યાય થયો એવું વારંવાર ઠોકી ઠોકીને ગાતાં હતાં.

ચપલા : જુઓ, આ તો હરીફાઈ છે. એકે એક વસ્તુની ગણત્રી થાય. એક બે માર્ક માટે પણ આગળ આવેલું આગળ જ ગણાય. અને બધે કંઈ આપણી ગણત્રી સાચી પડતી હોય છે! તટસ્થ રીતે જોનાર જ ખરો અભિપ્રાય આપી શકે. બાકી ગરબા તો બધા જ સુંદર હતા. કોણ પહેલું અને કોણ બીજું તેને માટે ઝઘડવાનું વ્યર્થ છે. કોઈક તો પાછળ રહેવાનું જ છે. નહિ તો એ હરીફાઈ શાની!

નીલમ : તમારી વાત સાચી છે. પણ આ વખતે ઝઘડીને મીનાક્ષીબહેને એમનું વ્યક્તિત્વ ગુમાવ્યું. કોઈપણ ખાનદાન વ્યક્તિ ગમે તેમ બોલી જાય તો તેની કિંમત કેટલી? અને તેમાંય તેમને તેમના વ્યક્તિત્વનો ફાંકો ગજબ જ છે. હું તો એમને એ રૂપે જોઈને ઠંડી જ થઈ ગયેલી.

ચપલા :- વ્યક્તિત્વનો ફાંકો રાખનાર જ ક્યારે શું કરી બેસે છે તેનું તેમને ભાન નથી રહેતું. તેમને પેલા 'કલ્પના'નાં ટેમીનાબહેન સાથે કંઈ થયું લાગે છે. ગરબાના બહાને એમને બોલવાનું મળ્યું. પણ જોયું, ટેમીનાબહેન કેટલાં શાંત હતાં! જાણે કંઈ જ બન્યું નથી એમ કાન બહેરા કરીને જ રહેલાં. શાંત રહીને તેમણે તો તેમની ખાનદાની બતાવી. અને મીનાક્ષીબહેન આટલા બધાં લોકો વચ્ચે લડવાડિયાં તરીકે પ્રખ્યાત થયાં.

દક્ષા : ચપલાબહેન, મીનાક્ષીબહેનની જાહેરાત થઈ તે ઓછું કહેવાય! એમનું અભિમાન તો હવે ગજફૂટ વધુ દોડશે.

નિર્મળા : અને સાચું જ છે કે જે પોતાની જાતને બહુ ગા ગા કરે, આખો દિવસ બણગાં ફૂંકે, બોલ બોલ કરે અને આખાય ગામની પટલાઈ કરે તેનો ઘડો એકદમ અણધાર્યો જ ફૂટી જાય. ઘડામાં સમાય કેટલુંક? દાબી દાબીને ખૂબ ભરાય એટલે એકદમ બહાર તૂટી પડે ખાલી ચણો પણ એમ જ વાગે ખૂબ. આવા માણસોથી તો સદાય ચેતતા રહેવું પડે.

દક્ષા : કયે વખતે શું કરી બેસશે તે તો તેનું મન પણ કદાચ નહિ જાણતું હોય. એટલે જ હું તો સોબત બાંધતાં સત્તર વિચાર કરું છું. અને તે પણ અમુક મર્યાદા તો ખરી જ. આજકાલ, તો કોઈનોય ભરોસો કરવો કામનો નથી. એવું મને તો ઘણાના અનુભવે સમજાયું છે.

ચપલા : પપ્પાની વાતમાંથી મીનાક્ષીબહેનની જ વાત ઉપર ઊતરી પડ્યાં. અને મૂળ દિવાળીનું કામ તો અદ્ધર જ રહ્યું. હવે બહુ મોડું થયું છે એટલે ચર્ચા બંધ કરીએ પણ મીનાક્ષીબહેનને ઠીક પાઠ શીખવાડ્યો. ચેતતા નર સદા સુખી.

## અસંતોષની આગ

પન્ના અને વિરેન એક બીજાના સંસર્ગમાં આવ્યાં ત્યારે અરસપરસ વાતોથી આકર્ષાયાં હતાં. બન્ને ભણેલાં હતાં. આર્થિક રીતે સૌ સૌના પગ પર ચાલુ હતાં. એટલે આર્થિક પ્રશ્ન કોઈ રીતે તેમને મુંઝવી શકે તેમ નહોતો. કેટલાક મતભેદોનો સામાન્ય ખ્યાલ આવી ગયો હતો. પરંતુ જીવનમાં કેટલીક વસ્તુ જરૂરી છે જે નડતરરૂપ થવાને બદલે સહાયરૂપ બને છે. અને આમ બન્ને જીવનસાથી બનવા પ્રેરાયાં.





સંસારચક્રનું જીવનનાવ મધદરિયે આવીને ડામાડોળ પરિસ્થિતિમાં ન લાવી મૂકે તો તે ભયાનકતાનો ખ્યાલ ક્યાંથી આવે ? અને બીજું જો સાદું—સીધેસીધું રગશીયા ગાડાની માફક જીવન વીત્યે જાય તો તેમાં પણ કયો આનંદ મળી રહે ! જીવનમાં તોફાનો તો જાગવાં જ જોઈએ અને એ ઘર્ષણ જ પરસ્પરના પ્રેમની કસોટી કરે, બિલકુલ સરળતા પણ ક્યારેક ખાવા ધાય. એવું તો ઘણું બધું બન્ને ઉભય વિચારીને લગ્નગ્રંથિથી જોડાયાં.

લગ્નજીવનની શરૂઆતનાં વર્ષો તો સરળતાથી પસાર થયાં. બન્નેને પરસ્પરની ત્રુટીઓ ખૂંચવા માંડી, મનદુઃખ કરવાથી કંઈ જ વળે તેમ નહોતું. તેમાંથી રસ્તો શોધવાનો હતો. વિરેનને પન્ના છૂટ્ટી અને એકલવાયી લાગી. 'હું અને મારો વર એમાં આવી ગયું આખું ઘર' જેવી પરિસ્થિતિ તેને દેખાવા લાગી. વિરેન એના વિચિત્ર સ્વભાવથી ઘરમાં તો પંકાઈ ગયેલો જ હતો. અને એ વિચિત્રતા પન્નાને ડંખી. પન્નાને જે ઉમંગ હતો તે ઓસરી ગયો. પોતાના વ્યક્તિત્વથી વિરેનને પોતાનો કરવાને બદલે તે ખરેખર મુંઝવણમાં મુકાઈ ગઈ. નાની નાની વાતોને સામાન્ય ગણીને દૂર ધકેલવા માંડી. જેમાંથી વૈમનસ્ય જન્મ્યું. આમ એકબીજાના દોષ જોવાથી દલીલોએ ઘર ઘાલ્યું.

ઘર્ષણ વગર જીવનમાં મજા નથી એ પન્નાની માન્યતા આજે જાણે ઠરી જ ગઈ. તેણે કલ્પ્યું હતું તેનાથી ઘણું વિચિત્ર પ્રકારનું ઘર્ષણ શરૂ થયું. વિરેનને પોતાના ધંધામાંથી ઊંચે આવવાનો સમય જ નહોતો એમ નહિ પણ એ સિવાય બીજું કંઈ ગમતું જ નહિ. જ્યારે પન્નાને બધા જ શોખ હતા. સતત કામથી કંટાળીને મિત્રો સાથે બેસી અગર તો બહાર એકાંતમાં જઈ શાંતિ મેળવવાનો તેને રસ હતો. વિરેનનો રસ શરૂઆતમાં તો દેખાતો હતો. પણ એ જાણે પરાણે ઊભો કર્યો હોય તેમ ધીમે ધીમે ઓસરવા માંડ્યો. પન્નાને નવાઈ લાગવા માંડી. પણ સ્વભાવની વિચિત્રતા જ ધીરે ધીરે પાછું ઠેકાણે લાવશે તેમ તે માનતી. પણ તેની માન્યતામાં હવે તેને જ વિશ્વાસ ન રહ્યો.

આવી તો બીજી કેટલીયે કૌટુંબિક વાતોમાં તેમની વચ્ચેના મતભેદ વધી ગયા. અને જીવનમાં છૂપો અસંતોષ ઘર કરી ગયો. ઉપરથી બની ઠનીને સજ્જ હોવા છતાં જીવનનો અસંતોષ અંદરથી કોરી ખાવા લાગ્યો. છતાં પણ પોતાના જ વ્યક્તિત્વમાં રાચતી પન્નાએ આમાંથી રસ્તો શોધ્યો. કોઈના પણ મનને બદલવું તે સહેલું નથી એટલે સૌ સૌને રુચે, ગમે તે કરે અને એમાં જ આનંદ લે. પછી ઓછું આવવાનો પ્રશ્ન જ ક્યાં ! પણ શું આટલેથી અંદરનો અસંતોષ ઓછો થવાનો ખરો !

જીવનમાં સામાન્ય દેખાતી વસ્તુ માનવીના મન પર અને પછી શરીર પર ઊંધી અસર ઉપજાવી જાય છે તેનો આ સચોટ દાખલો નથી !

## શકટનો ભાર જેમ....

'બહેન કેમ છો ? બોલો આજનો શું પ્રોગ્રામ છે ? મારે શહેરમાં જવું છે. ચાલો આપણે સાથે જઈએ.'

'મારાથી કંઈ તમારી માફક અત્યારમાં નીકળાય નહિ. મારે તો બધું કામ પડ્યું છે.'

'શું પડ્યું છે, લાવોને હું જલદી જલદી કરાવી લઉં.'

'ના, ના, લતાબહેન, તોય કંઈ બપોર સિવાય મને ફાવે નહિ. આપણે બપોરે જ જઈએ.'

પણ લતાબહેન એવાં આગ્રહી કે જલદી રસોઈ બનાવીને નીકળવા માટે આગ્રહ સેવવા લાગ્યાં. અને એ વાતોડિયાં પણ એવાં. એક મિનિટ શાંતિથી મૂગાં બેઠેલાં એમને મેં જોયાં નથી. કોણ જાણે અલકમલકની વાતો ક્યાંથી લઈ આવે !

'જુઓ, પેલી મંજુ ઘણો ફાંકો રાખે છે પણ એના બાબાનો ઉછેર સારો નહિ. કેવો રાખે છે ! ભણેલી કહેવાય પણ કંઈ જ આવડત નહિ.' આમ એક પ્રકરણ

શરૂ કરે એટલે એટલું તો લાંબુ ચાલે કે વાત પૂછો નહિ.

'આ રક્ષાબહેન બિચારાં બહુ દુઃખી. એમના ભાઈને ત્યાં રહે છે. પ્રેમલગ્ન કરેલા પણ થોડા વખતમાં ન બન્યું તે પછી બોલાવતા જ નથી. નોકરી કરે છે. પણ મનમાં તો કેટલા મુંઝાય. આ લોકો આવું કેમ કરતા હશે!

'અને આ શીલાબહેન. તેમના ઘરમાં જરાય શાંતિ નહિ. છોકરાંઓનો કલબલાટ અને તેમના વરનો મિજાજ તેમને ઊભાં ને ઊભાં રાખે છે. તો ય માર ખાઈ બેસે છે.'

—એમની પાસેથી રોજ નવી વાતો મળી રહે.

'પુરુષો માટે મને જરાય માન નથી. કોઈ પત્નીને કાઢી મૂકે, કોઈ બોલાવે જ નહિ. વળી...એક ઘરમાં સાથે રહે પણ બન્નેનો મેળ ખાય નહિ. ઘરમાં પત્ની છે જ નહિ તેમ વર્તે.

'મનુભાઈએ લગ્ન કર્યાં, પણ હમેશાં રાત્રે મોડા જ ઘેર આવે. કલબમાં ને મિત્રોમાં જ સમય વિતાવે. બિચારી રમા તો કંટાળી જાય. પણ શું કરે...!'

—આમ રોજ નવી નવી વાતો એમની પાસેથી સાંભળવાની હોય. એમને કહેનારાં યે તુરત મળી આવે, અને એમ જ જાણે કે એ કોઈને વાત નહિ કરે. એ પણ એમ જ કહે કે હું કોઈને નહિ કહું. પણ એમના પેટમાં કોઈ વાત ટકે જ નહિ. એમને તો કોઈને કહેવામાં જ આનંદ મળે. ના, ના કરતાં જાય અને કહેતાં જાય, સામા માણસનો વિચાર પણ ક્યારેય ન કરે. બધે સાથે જવાનો આગ્રહ વધુ રાખે. મને-કે કમને પણ એમની વાતો સાંભળવા બેસી રહેવું પડે. ઘરનાં ઘણાં કામો એકલાં બેસીને કરવાનાં હોય, પણ એ તો એમની માફક બધાંયને નવરાં જ માને. ક્યારેક એમ કહે ખરાં કે તમારે મોડું નથી થતું ને? મારે વારંવાર કહેવું પણ શું?

# બાળકનો વિકાસ

બાળકને કુદરત કેટલી બધી પ્યારી હોય છે. દોઢ મહિનાના બાળકને થેડીવાર ખુલ્લા વાતાવરણમાં ફેરવીએ છીએ તો પણ તે આનંદે છે. ત્રણેક મહિનાનું થયા પછી તો તે કુદરત તરફ ખૂબ આકર્ષાય છે. લીલાં લીલાં ઝાડ–લીલોતરી, પંખી અને આકાશ જોઈને જાણે ખુશખુશાલ થઈ જાય છે. આખો સમય ઘરની ચાર દિવાલોમાં રહીને થાકેલું બાળક સાંજ પડચે બાગના ખુલ્લા વાતાવરણમાં પક્ષીઓના કલબલાટથી નાચી ઊઠે છે. લીલોતરી જોતાં જોતાં મીઠી નીંદરમાં પણ પડી જાય છે. એ ઠંડુ વાતાવરણ એનું પ્યારું બની જાય છે; એ ઉલ્લાસ તેની તંદુરસ્તીમાં વધારો કરે છે. સવારે પણ ફરવા લઈ જવાય તે તો ખૂબ સુંદર. નીંદરમાંથી ઊઠીને પ્રફુલ્લિત વાતાવરણ તેને ખૂબ ગમે છે. સાથે સાથે સૂર્યનો તડકો એટલે કે વિટામિન 'ડી' પણ તેને મળી રહે છે. બહાર બધું જ તેને નવું અને વિશાળ જોવા મળે છે. ફરવાનો સમય થયે બાળક યાદ દેવરાવે છે. નાનપણથી લેવાએલી કાળજી મોટપણે ઊગી નીકળે છે.

કુદરતથી વંચિત સમી કૃત્રિમતા પર લઈ જવાથી ઘણું બધું ગુમાવીએ છીએ. બાળક નાનું હોય છે, બોલતું નથી છતાં તે ઘણું સમજે છે. વ્યક્તિના હાવભાવથી તે ઘણું બધું નક્કી કરી શકે છે. એના હાવભાવથી તે માને સમજાવવા પ્રયત્ન કરે છે. શું ગમે છે ને શું નથી ગમતું તે તુરત સમજાય છે. એનો આનંદ પ્રદર્શિત કરવા હસીને જોર જોરથી હાથ હલાવે છે. ઊંચા ઊંચા ઝાડની ડાળીઓ પવનથી હાલતી ક્યાંય સુધી જોયા કરે છે. દિવસો જતા જાય અને હાથની પકડ બરોબર આવી જાય એટલે એને પાંદડાં તોડીને રમવું ગમે છે. પશુપંખી એને માટે નવાં જ છે. બધું જાણે આશ્ચર્યથી નિહાળે છે. આમ બાળક કુદરતની સાથે ગેલ કરતું મોટું થઈ જાય છે.








# નૂતન વર્ષાભિનંદન




# દીપાવલીના અભિનંદન

— હાઇડ્રોલીક પ્રેસરથી બનાવેલ —




જે સુંદર અને ટકાઉપણા માટે પ્રખ્યાત છે. આર. સી. સી; મ્યુનિસિપાલિટી, પી. ડબલ્યુ ડી; રેલ્વે, મીલો તેમજ લોકલબોર્ડને લગતી દરેક વસ્તુ ઓર્ડરથી બનાવી આપીશું.

## હિન્દુસ્તાન સીમેન્ટ પાઈપ એન્ડ કૅાન્ક્રિટ કન્સ્ટ્રકશન કું.

ઓફિસ : ઓચ્છવલાલ ગોરધનદાસ શાહ

ટાઇલ્સ, સેનેટરી વેર્સ અને પાઇપ ફીટીંગના વહેપારી,

ગ્રામ : ઉત્સવ ] ખાડિયા ચાર રસ્તા, અમદાવાદ. [ ટે. નં. ૫૨૨૯૨

ફેક્ટરી : સુવેઝ ફાર્મ રોડ, કેલીકો મીલ પાસે, અમદાવાદ. ટે. નં. ૫૧૬૩૬



સીમેન્ટ કૅાન્ક્રિટ કામની અમારી
ફ્રી સર્વિસને લાભ લો.



---

## શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય

**કૃષ્ણપ્રસાદ ભટ્ટ**

- આત્માનાં દાન ૬–૭૫
- બત્રીસ પૂતળી ૬–૦૦
- સુડા બહોંતેરી ૫–૨૫
- ખજાનાનો ભેદ ૫–૦૦
- અદૃશ્ય દાનવ ૫–૦૦
- સ્વપ્ન કે સત્ય ? ૩–૨૫
- રાજરતન ૩–૨૫
- વિલીન થતી જ્યોત ૨–૭૫
- ધારાપતિ ૨–૫૦
- ચોરને પોટલે ધૂળ ૨–૨૫

**નવનીત મદ્રાસી**

- નાગલોક ૫–૨૫
- ક્લીઓપેટ્રા ૪–૨૫
- રહસ્યમયી ૫–૦૦
- શુક્રલોકમાં માનવ ૪–૦૦
- મંગળમાં ટારઝન ૪–૦૦
- મોતનો શિકાર ૧–૬૦
- કપાયેલો હાથ ૧–૩૦
- પાતાળપુરી ૧–૦૦

**જિમ કૉર્બેટ**

- કુમાઉના માનવભક્ષી ૬–૦૦

**ખલિલ જિબ્રાન**

- જિબ્રાનનો નાદ ૫–૭૫
- અંતરની આગ ૫–૦૦
- વિદ્રોહી આત્મા : તૂટેલી પાંખ ૪–૫૦
- પ્રકૃતિનાં સંતાન ૧–૮૫
- રખડતા રામ ૧–૭૦
- અગ્રદૂત ૧–૨૫

**વાડીલાલ ઠક્કર**

- મોતન માળ ૫–૨૫
- સુંદરગઢનો મહેલ ૧–૫૦
- સપ્તરંગી મહેલ ૧–૫૦
- લાખેણાં મોતી ૧–૫૦

| | | | |
|---|---|---|---|
| અગ્નિ અને આહુતિ | ચંદારાણા ૬–૫૦ | વર્ષા | બાબુભાઈ વ્યાસ ૪–૫૦ |
| સ્વરભાર | ડૉ. ગોકળભાઈ પટેલ ૫–૦૦ | જો દેખા સપના થા | પ્રમોદ સોલંકી ૫–૦૦ |
| અરેબિયન નાઈટ્સ | શિવમ્ સુંદરમ્ ૪–૦૦ | સોહાગણ | રસિક મહેતા ૫–૦૦ |
| પહેલું સુખ તે મૂગી નાર | વિનોદ ભટ્ટ ૩–૦૦ | મત બરસો રે નૈન | રવીન્દ્ર ઠાકોર ૫–૫૦ |

પ્રાપ્તિસ્થાન :

**આદર્શ પુસ્તક ભંડાર : કમલેશ પુસ્તક ભંડાર**

૨૪૯૮/૧, પ્રેમાભાઈ હોલ સામેની લાઈનમાં, રાયખડરોડ, અમદાવાદ

OORMI-NAVRACHANA (DIWALI-1963) મૂલ્ય રૂ. ૧/૨૫ : વિદેશમાં રૂ. ૧/૫૦ Regd. No. G 68








દીપક પ્રિન્ટરી . અમદાવાદ



# નવરચના

સળંગ અંક ૪૦૫ : ડિસે. '૬૩

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે
સંપાદક: જયન્ત પરમાર

વર્ષ ૩૮
અંક ૯

આજ આભનાં ચીર તો રંગાણાં
સૂરજદેવ આવ્યા.

આજ ગગન મહીં રંગ તો ઢોળાણા
સૂરજદેવ આવ્યા.

ઉષાની ચૂંદડી ઊડે,
વાદળના રંગ મહીં ડૂબે,
આજ સોનેરી કિરણો છવાયાં,
સૂરજદેવ આવ્યા.

દિશ દિશ છાયાં અજવાળાં,
સારાં આંગણાં લાગે રઢિયાળાં;
આજ ઝાકળનાં ઝીણાં હાસ્ય જોયાં,
સૂરજદેવ આવ્યા.

ધીરા ધીરા પવન વાયા,
રંગીલાં વાદળાં છાયાં;
આજ અંતરનાં ગીત મેં તો ગાયાં,
સૂરજદેવ આવ્યા.

[શ્રી જગદીપ વિરાણીકૃત
'પૂનમરાત'માંથી]



અંક ૯ ડિસેંબર'૬૩

સળંગ અંક ૪૦૫

સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૪

'નવરચના' : વર્ષ ૨૮

સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂ ચ ના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

'ઊર્મિ—નવરચના'

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,

ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ

અમદાવાદ, ૧


પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.

તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



## . . . . દૃષ્ટિની વાસ્તવિકતા

કોઈપણ એની સરખામણી કરવા આપણે બેસીએ છીએ ત્યારે સૌથી સારા સાથે સૌથી ખરાબને સરખાવવાનું ચૂકતાં નથી. આવી આપણી પસંદગી સહજતાથી જ થઈ જાય છે. કારણ કે આપણે સૌથી સારામાં સારું કરીએ છીએ એમ માનતાં હોઈએ છીએ. પણ જ્યારે કરી નાખીએ છીએ સૌથી ખરાબમાં ખરાબ. આપણે ખરાબ ન જ કરી શકીએ એવું અહમ્ આપણને આપણે કરેલું ખરાબ થયું છે એવું કોઈ કાળે ઠસાવવા દેતું જ નથી. અને ત્યારે આપણે આપણા કરેલા કામને સૌથી શ્રેષ્ઠ માનીએ છીએ અને એની સાથે કોઈના હલકા, ઊતરતા, ખરાબ કામને સરખાવવાની ગફલત કરી બેસીએ છીએ.

આ ગફલત નાનીસૂની નથી. એથીય વધુ મોટી ગફલત આપણે એ કરીએ છીએ કે આપણે કરેલું ક્યારેય ખામીવાળું, ખોટું કે ખરાબ હોઈ જ ન શકે એવી દૃઢ માન્યતામાં આપણે રાચીએ છીએ. બીજા કોઈએ કરેલું કામ ભલે આપણાથી ચડિયાતું ન હોય, પણ આપણાથી હલકું અને ખરાબ છે એવો ન્યાય આપણે કરવા ન બેસીએ તો ઘણુંય આપણે શીખી શકીએ, આપણા કામને વધુ સારી રીતે દીપાવી શકીએ. આપણે ખરાબ કર્યું છે એવું ભલે આપણે ન કહીએ પણ બીજું કોઈપણ એવું કહેવા તૈયાર ન થાય. આટલી આપણામાં ખેલદિલી વસવી જોઈએ.

ખેલદિલ થવું, સંકુચિતતાને તિલાંજલિ આપવી એ બે ગુણને વિકસાવવાની કોઈપણ સમાજમાં હમેશાં જરૂરત હોય છે. વિશાળતા,—હૃદયની વિશાળતા અને ખેલદિલીથી આપણી એવડી મોટી ઉણપ પુરાઈ જાય છે કે આપણને હમેશાં એમાંથી આશા, હિંમત, શ્રદ્ધા અને ધીરજ તો થોકબંધ મળે જ છે, ઉપરાંત આપણા વિકાસનું સાચું ધ્યાન રાખતાં આપણે શીખીએ છીએ.

સરખામણી કરવાનું ભૂલી જવાની સાથે જ આપણને એક એવી ઉચ્ચ દૃષ્ટિ મળે છે જે વાસ્તવિકતાને વરેલી હોય છે.





'ઠાકોરજી' 

# અમર જ્યોત

## રંગભેદે લીધેલું બલિદાન

અમેરિકાના પ્રમુખ જોન ફિટ્ઝિરાલ્ડ કેનેડીનું અવસાન થયું છે !

ના. કાળી-ગોરી પ્રજાઓ વચ્ચે સૈકાઓથી જે રંગદ્વેષ ચાલ્યો આવતો હતો. આફ્રિકામાં, હિન્દુસ્તાનમાં, અરબદેશોમાં, પાસિફિકના ટાપુઓમાં, અમેરિકામાં એમ ઠેર ઠેર કાળી પ્રજાઓ ઉપર નફરત, અપમાન, વેઠ, બહિષ્કાર, ત્રાસ, જુલમ, ખૂન વગેરે અત્યાચાર ગુજર્યો છે તેની કિંમત ચૂકવવી પડી છે. કુદરતમાં અત્યાચારો મંજૂર રહેતા નથી, એનો બદલો વાળીને જ એ જંપે છે.

દક્ષિણ આફ્રિકામાં રંગભેદને ચુસ્તરીતે વળગી રહેનાર ગોરી સરકારોએ એનું ઝેર અમેરિકામાં પ્રસારી દીધું. અમેરિકન હબસી પ્રજામાં ઘણાં સ્ત્રી પુરુષો શિક્ષિત અને સંસ્કારી છે. એમાંથી કેટલાકે શાંત અને અહિંસક આંદોલન શરૂ કર્યું. એની ખૂબ અસર પડી. પ્રમુખ કેનેડી એથી પ્રભાવિત થયા. એ આંદોલનની એમણે મુક્તકંઠે પ્રશંસા કરી અને નાગરિક અધિકારો માટે કાળા-ગોરાના ભેદ ભૂંસી નાખવા હાકલ કરી. એમ કરીને એમણે પોતાની જાતને જોખમમાં મૂકી અને કુદરતે એમને બલિદાન તરીકે મુકરર કરી લીધા.

જગતમાં વિકાસ થતો રહે છે. પરંતુ જ્યારે પણ કોઈ અનિષ્ટ ખતમ થવાનું હોય ત્યારે ભારે આપભોગ ધરવો પડે છે, અનિષ્ટ સામે જેહાદ જગવનારે પોતે જ ખતમ થવું પડે છે. બલિદાનોની પરંપરા વડે જ જગતનું શુભ વધે છે.

પવિત્રતા—વિચારની કે આચારની—શહીદીનાં પગથિયાં પરથી આગળ વધે છે.

કેનેડીએ જગતભરના શહીદ સમુદાયમાં પ્રવેશ કર્યો છે.

## નૂતન વર્ષનો જયઘોષ

તિબેટનો મુક્તિસંગ્રામ શરૂ થશે એવા ભણકારા વાગી રહ્યા છે.

તિબેટ આપણી પડોશનું રાજ્ય. નેપાળમાં હિંદુ ધર્મ ચાલે છે તો તિબેટમાં હિંદુ ધર્મની શાખા જેવો બૌદ્ધ ધર્મ ચાલે છે. ધર્મના ગુરુને રાજસિંહાસન સોંપ્યું હોય તો એક તિબેટમાં—અને તે પણ વારસાના હક કાઢીને. એ દેશ કોઈને ઉપદ્રવી નહોતો, તટસ્થ હતો, આખી દુનિયાથી નિરાળો પડેલો હતો. સમુદ્રના કિનારાથી હજારો માઈલિનાં છેટાં હતાં ને વચમાં પર્વતોની હારમાળા પડેલી હતી. એ દેશમાં માત્ર ચાર જ ગોરા કામે લાગેલા હતા. છતાં ૧૯૫૦માં સામ્યવાદી ચીનના વાવની આ અટૂલા પડેલા ઘેટાં ઉપર નજર પડી. તિબેટે હિંદુસ્તાનને મદદ કરવા વિનતિ કરી, બ્રિટનને કરી, અમેરિકાને કરી, ને જાપાનને પણ કહ્યું. પરંતુ એનું કોઈએ ના સાંભળ્યું. આપણે તો દાઝયા ઉપર ડામ દીધા જેવું કર્યું. કહ્યું: 'ચીન સાથે સમાધાન કરી લો.'

હવે સમય બદલાયો છે. તિબેટ ઉપરનું આક્રમણ આગળ વધીને આપણા ઘર ઉપર આવ્યું છે. રક્ષણ માટે આપણે પણ જગતના દેશોનો સહકાર માગ્યો છે ને મેળવ્યો છે. એ જોઈને ચીન થંભ્યું છે, થોડું પાછું પણ પડ્યું છે. પરંતુ, એનો ભરોસો કોઈને પડતો નથી. દક્ષિણે મલાયાનો દેશ તો કહે છે કે ચીનને હરામચસ્કો લાગ્યો છે ને પડોશના કોઈ પણ દેશ માટે ચીનદેશ ભયાનક શત્રુ થઈ બેઠો



છે. હિંદીચીન, લાઓસ, સિયામ, કોરીઆ વગેરે દેશોના ભૂરા હાલ છે. અને રંગીન પ્રજાઓને પડખે રહેવાને બહાને ચીન આફ્રિકામાં પણ તોફાનો વધારવા મથે છે.

આપણે એક વાર ભૂલથાપ ખાધી છે, તિબેટને લોહીલોહાણ થવા દીધું છે. એનું પ્રાયશ્ચિત કરવાનો સમય હવે આવ્યો છે. ચીનને મારી હઠાવવાની—તસુએ તસુ જમીન પાછી મેળવવા આપણે હાકલ દીધી છે. એમાં આપણે નવા શપથ ઉમેરવા પડશે. દલાઈ લામા આપણા રાજઅતિથિ છે. એમના સંકટ-કાળમાં અહીં આવીને વસ્યા છે. એમનું દુઃખ તે આપણું દુઃખ એમ હવે આપણે માનવું જોઈએ. ભારતની સામે ચીને ખડું કરેલું સૈન્ય તિબેટની ભૂમિ ચાંપીને બેઠું છે તેને એ સરહદ પણ છોડાવવી રહી.

ચીને આપણી દોસ્તી ઠુકરાવી છે, ચોમેર યુદ્ધના ઓળા પાથર્યા છે. પરંતુ ઝાઝું કરે તે થોડા માટે. હવે એનો પારો નીચે ઊતરવા માંડ્યો છે. રશિયાના ખીલે રહીને ચીનનો વાછડો કૂદતો હતો. હવે ખીલો ઊખડી પડ્યો છે. એની ખેતીના એણે જ હાલહવાલ કરી મૂક્યા છે. એના જ દેશબાંધવો તાઈવાનમાંથી હૂમલો કરવાનું મુહૂર્ત શોધી રહ્યા છે. જગતમાં કોઈ એનું મિત્ર રહ્યું નથી. એવે વખતે પણ આપણે જો તિબેટ પ્રત્યે સહાનુભૂતિ ના જાહેર કરી શકીએ તો ભારતને માથે કલંક ચોંટી રહે.

ભારતે કોઈ દેશ ઉપર આક્રમણ કર્યું નથી ને કરવું પણ નથી. પરંતુ દોસ્તી પણ કોઈ ચીજ છે. હિંસામાં પીંખાયેલા ભાંડુ જેવા ધર્મપ્રિય દેશનો 'ધાજો રે ધાજો' એવા પોકારમાં આપણી અહિંસાને પડકાર થયો છે. કહી દેવું જોઈએ કે ચીનનું લશ્કર તિબેટની ભૂમિ ઉપર રહે ત્યાં સુધી હિંદની અહિંસા જોખમાય છે. અહિંસાને વરેલા તિબેટને છોડાવવું તે પણ અહિંસાની પૂર્તિ જ ગણવી જોઈએ. જાહેર કરવું જોઈએ કે ચીનની પ્રજા પ્રત્યે અમારા દિલમાં મૈત્રી હોવાથી ભગવાન તથાગતની કરુણા એ દેશ ઉપર ઊતરો, સન્મતિ સૂઝો, ને સ્વેચ્છાથી તિબેટ ખાલી કરો.

અહિંસાની રક્ષા માટે ભારતે તિબેટ પ્રવેશ કરવો જ રહ્યો. એ આપણું વિજયપ્રસ્થાન બની રહો. નૂતન વર્ષનો આ જયઘોષ છે.

## જોઈએ છે—અભયની હવા

તટસ્થ દેશોની સરકારો ફરીથી પરિષદ ભરે તો એથી ભારતે હર્ષ કરવો જોઈએ.

આ પરિષદ બંને સત્તાજૂથથી તત્ત્વતઃ અલગ રહેનારા દેશોની હશે. એ જેમ તટસ્થ રહી શકે તેમ મધ્યસ્થ પણ બની શકે છે. મિત્રભાવે બંનેનું હિત ઇચ્છે એટલું જ નહીં પણ બંનેના ભય અને દ્વેષ ઓછા કરી આપી સત્યલક્ષી સમાધાન કરાવી આપે તે મધ્યસ્થ. આવું કામ ભારતે ઘણીવાર કર્યું છે ને એની વિષ્ટિ કેટલી સફળ થઈ છે તેનું રહસ્ય ઘણા દેશો જાણે છે. એ કામની ફલક રોજ રોજ વિસ્તાર પામતી જાય છે. અને ગાંધીજીનો વારસદાર નેહરુ એના ગુરુએ સોંપેલું કામ પાર પાડતો રહે છે. નેહરુને આપણે ફાવે તેટલા દોષ દીધા હોય છતાં એ ભારતનો પ્રથમ નાગરિક છે એમાં કશી શંકા નથી. અને જગતના ઉત્તમ નાગરિકોની હરોળમાં એનું સ્થાન ઘણું ઊંચું છે.

એક વાર ટીટોને ત્યાં તટસ્થ દેશોની પરિષદ મળી હતી. ત્યારે વાતાવરણ ઘણું ગરમ હતું. પરંતુ નેહરુની મધ્યસ્થીને લીધે તટસ્થોના જૂથમાં ભંગાણ પડતું અટકી ગયું હતું. આજે શાંતિનો પ્રભાવ કંઈક વધ્યો છે, બોંબ જેવા હુંકાર કંઈક શમ્યા છે. વિશ્વસમજુતી તો હજી ઘણે દૂર છે પણ એની હવા વહેતી થઈ છે. આ નવી હવામાં નેહરુને આગળ પગથિયું બાંધવું સરળ થશે એમ આપણે ઇચ્છીશું.

સારું છે કે આવી પરિષદમાં ન તો ચીન હશે કે ન તો પાકિસ્તાન. એ બંને જોડે અથડાવાનું આપણા માટે નિર્માણ થયું હશે તો આપણે એ પાત્ર હોંશથી ભજવી લેવું રહ્યું. ધીરજ તો આપણે ઘણી રાખી



છે. પણ એ બંને દેશને એની ગણના નથી. ઊલટું એને જ એ નિર્બળતા માને છે ને છાપા મારવા ધસી આવે છે. કાશ્મીર ઉપર કે આસામ તરફ હૂમલો કરવા પાકિસ્તાન તલસી રહ્યું છે. આપણે એને શું કહીએ, પણ મરવાની થાય તે ઘો વાઘરીવાડે જવાની જ.

તટસ્થ દેશોની બીજી પરિષદ આગળ ચીન અને દક્ષિણ આફ્રિકાના પ્રશ્નો છે. માને તો અરબદેશો અને નવા સંસ્થાનો જેવા પૂર્વ યુરોપના તેમજ તિબેટના પ્રશ્નો છે. અણુધડાકાના કરારમાંથી બહાર રહેલા ફ્રાન્સ અને ચીનના પ્રશ્નો છે. જર્મનીના એકીકરણનો પ્રશ્ન તો છે જ. એ પ્રશ્નોના ઉકેલ માટે અભય જોઈએ. તટસ્થ દેશો અભયનું સામ્રાજ્ય ફેલાવે. જાહેર કરવું જોઈએ કે વાણીમાંથી ધાક ધમકીને પહેલી વિદાય કરો એટલે એ રીત વિચારમાંથી પણ ટળશે ને વ્યવહારમાં પણ નહીં રહે.

અભયને પગલે પગલે શાંતિ આવશે તે જગતભરમાં ફેલાશે ને ટકી જશે.

### મોરારજી કસોટીમાંથી પાર ઊતરશે ?

હોદ્દાત્યાગ પછી કૉન્ગ્રેસમાં ભંગાણ પડ્યાં નથી. પાટીલે ઉકળાટ કરી જોયો પણ એ જલદી સ્વસ્થ થવાના. મોરારજીએ પોતાનું પાણી માપી લીધું. બંનેએ ફોગટનાં સત્કાર સન્માનો ઝીલવાં ઠેર ઠેર દોડાદોડી કરી લીધી. એ બધું વ્યર્થ ગયું છે. ધાર્યા કરતાં બધું વહેલું થાળે પડી ગયું છે. કૉન્ગ્રેસે ફરી એક વાર શિસ્તપાલન કરી બતાવ્યું અને તે પણ ઘણી મોટી રીતે.

આ ત્યાગ પછી શું ? દેશ એ જાણવા ને જોવા આતુર છે. પક્ષ આગળ ને દેશ પાછળ આવો અર્થ ઘટાવી કેટલાકે સંશય ઊભો કર્યો છે પણ લાગે છે તો એવું કે થોડી સાફસૂફી થઈ છે, ગુંડાતત્ત્વની હદપારી કરી છે. સજા કર્યા વિના છોડી મૂક્યા છે, ને છૂટા પણ મૂક્યા છે.

'શું થવા બેઠું છે ?' એમ કહી ઘણા દેશભક્તો રડે છે. એમને નિરાશાએ ડુબાવ્યા છે. એ લોકો પોતાની ગ્લાનિના પડછાયા સર્વત્ર ફેંકતા રહે છે. વિનોબા દેશમાં ગરીબી વહેંચવા ને ભૂમિ ઉપર જે ખેતી નથી કરી શકવાના એવા ભૂમિહીનોનો ભાર વધારવા નીકળ્યા છે, તેમ કૉન્ગ્રેસની લૂંટમાં હજી સામેલ ન કરી હોય એવી એક મોટી જમાત છે તે રોજ રડે છે કે દેશનું ભાવિ અંધકારમય છે.

કહે છે કે નેહરુ પછી આગેવાની લઈ શકે એવું દેશમાં કોઈ રહ્યું નથી. એમને કોણ કહે કે આ ભારતની વસુંધરા બહુરત્ના છે. હાકલ પડે ત્યારે લોકસમુદાયમાંથી નવા જ આગેવાનો મેદાને આવે છે, મોરચો સંભાળે છે. કૉન્ગ્રેસમાં મોરારજી જેવાની આડોડાઈને લીધે નવા આગેવાનોનો માર્ગ જરૂર રૂંધાયો હતો, પણ હવે એમનેય ખસવું પડ્યું છે. અને એવા ઠેકેદારોને પણ માર્ગ દેવો પડ્યો છે. દેખાય છે કે દેશને કુદરત મદદ કરી રહી છે.

કામરાજ યોજનાથી કૉન્ગ્રેસનું સુધરે કે ના સુધરે પરંતુ દેશને તો અચૂક લાભ થયો છે. ત્યાગની એક સુંદર પ્રણાલિકા પડી છે. એને તેજસ્વી કરવી એ મોરારજી જેવાનું હવે પછીનું કામ છે—જો એમના હાડમાં હજી હામ રહી હોય તો. દેશભક્તિથી પ્રેરાયલા અનેક જણ રાહ જુવે છે—કોઈ સમર્થ ને સન્નિષ્ઠ આગેવાનની. એમની રાહબરી લેવા પોતાને સર્વોચ્ચ માનવાને બદલે દેશને સર્વોચ્ચ માનવો જોઈએ. હજી કૈં ખાટું-મોળું થઈ ગયું નથી. મળેલી તકનો શ્રેષ્ઠ ઉપયોગ કરવો એમાં માણસના અનુભવોનો સાર રહેલો છે, કસોટી તો છે જ. શું મોરારજી એમાંથી પાર ઊતરશે ?

મદ્રાસના કામરાજ હવે પ્રાંતમાંથી દેશના કારોબારમાં જોડાયા છે. એમનું આગમન સૂચક છે. લાગે છે કે કૉન્ગ્રેસમાં ઘણા લાંબા સમય પછી કોઈ સત્વ સ્ફુર્યું છે, એથી થોડી આશા પડે છે. આજે બાપુની રેંટિયાભક્તિ અને નઈ તાલીમવાળી વાતોનો આગ્રહ નહીં કરી શકાય. લશ્કરનો વિરોધ પણ નહીં થઈ

શકે. ગાંધીજીની રીત ધર્મના આદેશોને વ્યવહારુ બનાવવામાં રહી છે, જે પગલું ભરાય તેનું નૈતિક મૂલ્ય ઊંચું રાખો એની બધી અસરો ઉપર ધ્યાન રાખવામાં છે. ગાંધીજી સાથે નેહરુએ ચોખવટ કરી લીધી હતી કે ગામડાંની રીતે દેશને આગળ નહીં લઈ જવાય. જગત સાથે વિકાસનો સંબંધ રાખવો જરૂરી છે અને એ માટે ઉદ્યોગો સ્થાપવા જોઈશે. એ ફેર પડ્યો જ છે. એટલે વારંવાર 'બાપુનો માર્ગ' ચીંધતા રહેવાની હવે કશી જરૂર નથી. હવે કંઈક આગળનું જ વિચારવું જોઈશે. કામરાજ સૂત્રધાર બને ત્યારે એ નેહરુના જ વશમાં રહેવાને બદલે કંઈક પોતાનું વ્યક્તિત્વ પણ કોન્ગ્રેસમાં જ ને એ વાટે દેશમાં રેડશે એવી આશા આપણે રાખવી જોઈશે. કોન્ગ્રેસના સડાને નેહરુએ નભાવી જાણ્યો છે, શું કામરાજ એટલી ઊણપ પણ નહીં પૂરી શકે? મોરારજી જે ના કરી શક્યા—એમણે તો છૂટો દોર મૂક્યો—તે કામરાજ કરી આપે તો કેવું સારું!

### સહકારી મંડળીની જવાબદારી

મહારાષ્ટ્રની સરકારે અમુક સહકારી મંડળીઓને બોધપાઠ આપવા ઠરાવ્યું છે કે મંડળીની જે કાર્યવાહક સમિતિએ નાણાં ધીર્યાં હોય તે સમિતિ વસૂલાત માટે જવાબદાર રહેશે. જો વસૂલ ના થાય તો સમિતિના સભ્યોએ એટલી રકમ પદરની ભરી દેવી જોઈશે, એ કરજ સમિતિનું ગણાશે. આવી વ્યવસ્થા રાખવાથી સહકારી મંડળીઓ વ્યવહારુ બનશે એવી આશા પડે છે. સહકારી સંસ્થાઓ મોટે ભાગે એમને કોઈ પૂછનારું નથી એવી વલણ રાખે છે, ગોલમાલ ચલાવે છે અને અંતે ફડચામાં લેવી પડે છે. સહકારનો સિદ્ધાંત આકર્ષક છે કેમકે એ માલકી પદ્ધતિ અને રાજ્યહસ્તકના વેપારની વચ્ચે રહી બંનેનાં સારાં લક્ષણો સંભાળી શકે એમ છે. પરંતુ, એ પ્રથાનો ઘણો દુરુપયોગ થયો છે. હવે એના ઉપર કડક અંકુશ બેસે તે જ વાજબી છે.

ગુજરાતમાં સહકારી પદ્ધતિને ઉત્તેજન મળે એવા પ્રયાસ રાજ્ય તરફ થતા રહે છે એથી સહકારી મંડળીઓ વધે એ દેખીતું છે. હવે રાજ્યે સહકારી સંસ્થાઓના હોદ્દેદારો ઉપર અંકુશ રાખી સામાન્ય વેપારીઓ જે કાળજી રાખે તેવી કાળજી રાખવા મજબૂર કરવા જોઈએ. સહકારી સંસ્થાઓ એમની સંખ્યા વધી તેથી ખુશ ના રહે, નક્કર કામ કરીને દીપી ઊઠે ત્યારે જ એ પ્રથા લોકોમાં વિશ્વાસપાત્ર ઠરી શકશે.

### કુટુંબનિયોજનને પ્રતિષ્ઠા આપીએ

દેશની વસતી વધતી જાય છે અને આપણી યોજનાને ઘણી રીતે એ વધારે ઊથલાવી પાડે છે. દસેક વર્ષ પછીનું ભારત આટલા વસતીવધારાને શી રીતે સમાવી શકશે? અન્ન, રહેઠાણ, આરોગ્ય, પાણી—જેવી પ્રાથમિક જરૂરીઆતો પણ ના આપી શકાય ત્યાં બેકારી કેમ મિટાવી શકાય? આયોજન પંચની ઉમેદ છે કે આવતી યોજનામાં બેકારી નાબૂદ કરવાનું લક્ષ્ય નક્કી કરવું જોઈએ પણ આવી ધારણા રાખવી તે આકાશકુસુમવત્ છે.

લોકોને પ્રજા કેમ ઉછેરવી તેની ગમ નથી, બાળકોના નાકની લીંટ અને આંખનાં ચીપડાં લૂછવાનું ભાન નથી. એને પ્રજા વધારવાની નરદમ છૂટ આપવાથી કશો લાભ નથી. બે અથવા ત્રણ બાળક પછી તો પિતાને શસ્ત્રક્રિયા માટે દોરી જવા જોઈએ કેમકે પુરુષોની શસ્ત્રક્રિયા સહેલી છે. દેશમાં આવાં કેન્દ્રો અને શિબિરો ચાલે છે તેને જો ખરેખર વેગ આપવો હોય તો શસ્ત્રક્રિયા કરાવનાર પુરુષો તરફ દેશદાઝ દાખવ્યાનો માનભર્યો વર્તાવ થવો જોઈએ. શરૂઆતમાં આમ કરવા જતાં લોકોને હસવા જેવું ભલે લાગે પણ પછીથી એની ગંભીરતા સમજમાં આવશે. ચૂંટણીમાં જેમ આંગળીના ઉપલા ભાગમાં છૂંદણું પાડે છે એથી વધારે વખત અગર કાયમ ટકે એવું ને સહુ જોઈ શકે—બતાવી શકે એવું નિશાન આ શસ્ત્રક્રિયા કરાવનાર પુરુષોને આપવું જોઈએ. અને થોડી સગવડ મળે એવો કોઈ વિશેષ અધિકાર પણ બક્ષવો જોઈએ.

શસ્ત્રક્રિયાને ફરજિયાત થતી રોકવી હોય તો એનું પ્રલોભન થવું જોઈએ અને પ્રતિષ્ઠા મળવી જોઈએ. એવા પુરુષોને બીજી પત્ની કરવાની છૂટ પણ આપી શકાય. અને લગ્નની સમસ્યાને હળવી કરી શકાય.

આપણી કેટલીય ધાર્મિક સંસ્થાઓ છે. દેશના આ પ્રાણપ્રશ્નમાં તેમનો સક્રિય ટેકો ના હોય તો આવક-વેરામાંથી મુક્તદાન મેળવવાનું એમનું સર્ટિફિકેટ મોકુફ રાખવું જોઈએ. દેશમાં કટોકટી ઊભી કરે એવા કપરા પ્રશ્નમાં જેમને હજી પણ સિદ્ધાંતના વાંધા હોય તે ભલે રાજ્ય તરફથી મળતી ખાસ સવલતો ગુમાવે—પછી એ કસ્તુરબા ટ્રસ્ટ હોય કે સેવાશ્રમ હોય, જાહેર ફંડફાળા ઉપર નભતી સંસ્થાઓએ આવાં કેન્દ્રો ખોલવા પહેલ કરવી જોઈએ. દેશમાં થોડો કાળ નૈતિક શિથિલતા દેખાય તો તે સહી લેવા તત્પર રહેવું જોઈએ. એને તો પહોંચી વળાશે. પણ માખોની પેઠે વસતી વધી ગઈ તો આપણા નાખ્યા પહોંચવાના નથી, ઘણું બધું ઊંધું વળી જશે.

## જ્ઞાનભક્તિનું અજોડ પ્રદર્શન

ખેડા જિલ્લામાં વડતાલ મુકામે શ્રી. સ્વામીનારાયણનું મોટું મંદિર છે. એ સંપ્રદાયનું એ મોટું તીર્થ છે. મંદિરની નજદીક ગોમતીનું વિશાળ તળાવ બાંધેલું છે અને એની ત્રણે બાજુએ પથ્થરના સુંદર આરા બાંધ્યા છે. આ તળાવમાં ગુજરાત રાજ્યે મહી નદીની કેના-લનું પાણી પૂરું પાડી લોકોને ઉપયોગી થાય એવું સુંદર કામ કર્યું છે.

વડતાલમાં પચીસ વર્ષ ઉપર નવ વરસનો એક બાળક આવેલો. ત્યાં રહીને એ ઘણું કામકાજ શીખ્યો ને વહીવટી કામમાં પાવરધો બન્યો. સાધુદિલના એ યુવકે સંપ્રદાયનું સાહિત્ય વાંચી લીધું ને ખૂબ જાણકાર બની એ લોકોમાં ફરવા લાગ્યો. એમનાં વ્યસનો છોડાવ્યાં, જુગાર ને ચોરી છોડાવ્યાં. ઈશ્વરની સેવા-પૂજા શીખવી, અને એમ એમને સારા નાગરિકો તેમજ હરિભક્તો બનાવ્યાં. છેલ્લાં બારેક વર્ષથી આ કામ કેટલાંયે ગામોમાં મૂક રીતે ચાલી રહ્યું છે. એ પોતે ખાદી પહેરે છે પણ રાજકીય બાબતોમાં ભળતા નથી. પરિગ્રહ રાખતા નથી. નહીં જેવું ભણેલા છતાં સરસ પ્રવચનો કરે છે અને લોકોની વંદના પામે છે. એમનું નામ કાનજી ભગત.

રાત-દિવસ એમના આરાધ્ય દેવ શ્રી. સ્વામીનારાયણના જીવન પ્રસંગો કહેતાં અને ધર્મબોધ કરતાં એમને સૂઝ્યું કે મહારાજની વાણીનું પ્રદર્શન ભરવું. ગયા ચૈત્ર માસમાં એવું પ્રદર્શન ભર્યું પણ ખરું. અને કાર્તિક પૂનમના સમૈયા ઉપર એમણે બીજું પ્રદર્શન ભર્યું. મહારાજનું ચરિત્ર દર્શાવતાં કેટલાંય મોટાં ચિત્રો દોરાવ્યાં છે. વાક્યો ચીતરાવ્યાં છે. લોકોને ઝટ સમજાય અને છતાં કલાત્મક રહે, સુરુચિ વધે, ભક્તિભાવમાં વૃદ્ધિ થાય એ રીતે આખું પ્રદર્શન યોજ્યું. ગોમતીના સુંદર ઓવારાઓ આગળ આ પ્રદર્શનની રચના થઈ એ એની વિશિષ્ટતા છે. નવાઈ છે કે આ પ્રદર્શન વેળા હજારો હરિભક્તોને જમવાની વ્યવસ્થા પણ આ નિર્ધન અને પગપાળા ફરતા સાધુપુરુષે કરી છે. આ કામમાં સરકારી આશ્રય માગ્યો નથી, એ વિના જ બધું કામ પાર પાડ્યું છે. એ વાત આજના જમાનામાં તો ખૂબ ધ્યાન ખેંચ-નારી છે. લોકસાગરને તીરે તીરે ફરનારાઓએ આ ચિત્ર પ્રદર્શન અને ભક્તિભાવથી એને નિરખનારા પ્રેક્ષકો—એ બંને જોવાં જેવાં હતા.



પ્રકાશની ગમે તેવી પરિસ્થિતિ હોય તો પણ તે ચોખ્ખું ચિત્ર આપી શકે તેવો ટેલીવિઝન કેમેરા બ્રિટનની એક પેઢીએ શોધી કાઢ્યો છે. સામાન્ય રીતે પ્રકાશની અમુક પરિસ્થિતિમાં ચોખ્ખું ચિત્ર મળી શકે છે અને તેનું હાથથી નિયંત્રણ કરવાનું હોય છે. આ નવા શોધાયેલ કેમેરામાં આપોઆપ જોઈએ તેટલો પ્રકાશ મળી રહે તેવી ગોઠવણ કરવામાં આવી છે. વિમાનોના પ્રયોગાત્મક ઉડ્ડયનોમાં આ કેમેરા ખૂબ જ ઉપયોગી થઈ પડવાની ધારણા છે.





ધૂમકેતુ

# પાનગોષ્ઠિ

આપણા સર્વપ્રિય સાહિત્યકાર અહીં રસળતી શૈલીમાં જે વાતો કહી જાય છે તે તેમની આગવી શૈલી છે; વરસોથી આ શૈલીનું તેમણે આપેલું આગવું નામ 'પાનગોષ્ઠિ' અહીં પણ સાર્થક થતું દેખાય છે. ઊર્મિનાં વાચકોને દરેક રીતે રસ પડે તેવો સર્વપ્રિય થઈ પડે તેવો આ લેખ છે...

પાન, હીંચકો, નમતા બપોરે ને ચા—એ ચાર પદાર્થો દેખાય છે આ દુનિયાના, પણ છે એ ખોટાં નાણાં જેવી ખોટી સૃષ્ટિના. એક વખત તમે એમાં પેસો એટલે પછી એમાંથી નીકળી રહ્યા! ખોટાં નાણાં દેખાડવા માટે જેમ મોટી ને મોટી નોટો છાપવી પડે, અને એ નોટો વડે દેશમાં જ્યાં જુઓ ત્યાં જાણે દોલત જ દોલત દેખાય, અને માણસો હાલતાં ચાલતાં નોટો વાપરે, અને એમને નોટો વાપરતા જોઈને અર્થશાસ્ત્રીઓ કૂદી પડે કે જુઓ જુઓ, આટલી બધી નોટો લોકો વાપરે છે, લોકોની સમૃદ્ધિ વધી પડી છે—અને ભાષણવાળા ભાષણો ઠબકારે કે લોકો બહુ મુસાફરી કરે છે, બહુ કપડાં પહેરે છે, બહુ પૈસા વાપરે છે, બહુ દોડા કરે છે, બહુ હાર લાવે છે, અને બહુ ખાય છે! અમે તે એમને કેટલુંક ખાવાનું આપીએ? આ તો જાણે બધી પ્રજા બાળક જેવી થઈ ગઈ છે ને જે આવે તે ખાવા જ મંડી છે—પછી તો પૂરું પડે ક્યાંથી? કોઈ સરકાર એનું પૂરું ન કરી શકે તો અમે પૈ પૈની પ્રજા માટે કરકસર કરનારા શી રીતે પૂરું કરી શકીએ? આ વાતોના જેવી જ વાતો પેલી ચાર ચીજો મળી જાય ત્યારે ઊભી થાય છે. કેટલાક એને ગપ્પાં કહે છે, ખરી રીતે એ છે જીવનનું સત્યમાં પણ સત્ય. પણ આવી ગપ્પાં મારવાની કળા બધાને સાધ્ય હોતી નથી. કેટલાંક ગપ્પાં, ગપ્પાં છે એમ તરત પકડાઈ જાય છે. તો કેટલાંક ગપ્પાંમાં કાંઈ સ્વાદ જ હોતો નથી. કેટલાંક ગપ્પાં બકરીના ગળાના આંચળની જેમ મફતનાં લટક્યા કરે છે—એટલું જ. કાંઈ અસર કર્યા વિના તો કેટલાંક ગપ્પાં જામતાં જ નથી. એટલે ગપ્પાંની કળા એ બધી કળાની જેમ સાધના માર્ગ છે. ગપ્પાં જ મારવાં હોય તો થોડીક ભૂતપ્રેતની વાતો જાણી લેવી જોઈએ એ. બધી વાતો તમારી દેખેલી જ હોય.

બીજી થોડીક જ્યોતિષની વાતો જાણી લેવી અને તે પણ તમે અનુભવી જ હોય.

ત્રીજી જાણી લેવી—ન્યાયકોર્ટોની વાતો અને ચોથી વાતો જાણી લેવી રાજદ્વારીઓ પાસેથી. બધી તમારી કાનોકાન સાંભળેલી!

આટલો ભંડાર તમારી પાસે હોય, કોકનો હીંચકો હોય, પાનની રકાબી હોય, ચા આવી હોય—અલબત્ત કોઈકની—તો આ જીવનમાં જ્યાં કાંઈ જ સમજાતું નથી, ત્યાં ગપ્પાં હાંકવા જેવી બીજી કોઈ જ મજા નથી. ગપ્પાં હાંકવાથી બ્લડપ્રેશર ઘટે. માન વધે. વિવિધ જ્ઞાનનો ખજાનો તમારી પાસે છે એવી કીર્તિ મળે. ને આ જીવનમાં જ્યાં શાકમાર્કેટે જઈને ઊભા રહો, ત્યાં જ એથી અઢી રૂપિયા જેટલી તમને બાઈ એસી જાય એવી મોંઘવારી સામે ઘૂરકીયાં કરતી હોય, ત્યાં સપરેટ દૂધના ચાનો પ્યાલો હાથમાં રાખીને ગપ્પાં હાંકવા જેવી આશાસ્પદ બીજી કોઈ જ વાત મળવાની નથી!

ગપ્પાંની બીજી ખૂબી આ છે કે એ ભલે ગપ્પાં હોય પણ કોઈ ને કોઈ એને માનવાવાળા મળવાના ને મળવાના!

એક વખત એક અનાથ બાઈ બિચારી મને મળવા આવી હતી, એના એકના એક છોકરાને ભણાવવા માટે ને એ છોકરાનો વાંસો ફાટી જાય એટલાં પુસ્તકો ખરીદવા માટે એને થોડા પૈસાની જરૂર હતી. મેં એને કહ્યું હતું કે આ દુનિયામાં જે સાચું બોલે છે એના જેવો કોઈ મૂરખ નથી, ને ખોટું હાંકે છે એના જેવો કોઈ ચતુર નથી. માટે આવડે તો અસ્તુતિ જેવું કાંઈ શોધી કાઢ.

લોકો મદદ કરવામાં માનતા નથી. એ માને છે છેતરાવામાં ને જે પોતાની મેળે છેતરાવા આવે છે

એને ન છેતરનાર જેવો કોઈ ગાંડો નથી. માટે અષ્ટ-યુતિ, ચાર યુતિ, કાંઈક શોધી કાઢ! બંસી છે, કહાની છે, મુરલીધર છે, સપનાં છે, શેષશાયી ભગવાન છે, કાનમાં આવતી વાતો છે—આટલાં આટલાં સાધનો છે, છતાં તું મદદ માગવા નીકળે, એ વાત તો છેક પાંચમી છઠ્ઠી સદીની થાય! આ સદીમાં તો ભગવાન હાજરાહજુર છે!

થોડા વખત પછી મેં સાંભળ્યું કે એ બાઈની ઓસરીમાં બરાબર ચાર સાડાચાર વાગે ભગવાન પોતે મુરલી લઈને દેખાતા હતા! ને ભાવિકો ત્યાં પૈસો વાપરવા ભેગા થતા હતા!

વાત આટલી જ હતી કે એની ઓશરીમાં ચાર સાડા ચારે પડછાયો પડતો હતો એ આબેહૂબ મોરલી વગાડતા કૃષ્ણ જેવો દેખાતો હતો. અને એ પડછાયાએ એનો ઉદ્ધાર કર્યો! આંહી તો દેવાવાળા પાર વિનાના બેઠા છે, લેવાવાળા જોઈએ!

એટલે આ જીવનમાં જ્યાં હવે બધે જ હતાશા દેખાય છે ત્યાં જીવવાની મજા જ માત્ર ગપ્પાં મારવામાં રહી છે. છેવટે બીજું કાંઈ નહિ તો ગપ્પાં મારતા હોઈએ એટલી વાર આ દુનિયાને તો ભૂલી જવાય? એ રીતે ગણો તો આ ગપ્પાં, એમને ભલે તમે ગપ્પાં માનો, બાકી એ છે કવિતા, ચોખ્ખી નરી કવિતા, બંગાળી ઢબે ગવાય તેવી ને બંગાળી લોકો લહેરાય એવી. એક જમાનો જેમ ગાંધીજી આવ્યા પહેલાં 'એમ' જાતની ટોપીનો હતો. એ ટોપી એટલે ગૃહસ્થ. પછી જેમ ગાંધી ટોપીનો જમાનો આવ્યો કે ગાંધી ટોપી એટલે સંત, અને હવે જેમ ઉઘાડમથ્થાનો આવ્યો કે ઉઘાડમથ્થો એટલે પ્રગતિશીલ—તેમ સાહિત્યમાં ને સમાજમાં પણ ગપ્પાંની ફેશન ફરતી રહે છે. બંગાળી ઢબ, બંગાળી લહેકો અને બંગાળી ફેશન એટલે શ્રેષ્ઠ કવિતા—એક ગપ્પું કોઈ કે હાંક્યું ને ઘણો વખત એ હાલ્યું એમ હવે નવાં ગપ્પાંની જરૂરિયાત ઊભી થાય તો નવાં ગપ્પાં હાંકવાં. બાકી જીવનને જીવવા માટે અત્યારે ગપ્પાં જેવું કોઈ રસાયન નથી! હમણાં હું નવાં નવાં ગપ્પાં ભેગાં કરૂં છું ને એમાં એક વાત તો અજબ જેવી છે. પાન હોય, ચા હોય, બીચકો હોય ને બેફીકર જીવન હોય તો માણસ બે ઘડી આનંદ માટે ગપ્પાં મારે એ વાત તો સમજી શકાય તેવી છે, પણ હવે તો જાણે બધાને મન થયું છે કે જો સ્પર્ધા કરવી હોય તો ગપ્પામાં જ કરવી. બધાને ખાત્રી થઈ ગઈ છે કે ગપ્પાં વિના જીવાય તેમજ નથી! એટલે એક ગપ્પાં પરિષદ ભરવાનો વખત પાકી ગયો છે.

બાકી આવી પરિષદ ભરવી હોય તો એને માટે આગળથી તૈયારી કરવી જોઈએ. ને એને માટે પ્રમુખ તો એક માગતાં એકોતેર મળશે!

★

— 'મીનપિયાસી'

## નજર

તારી નજર કાતર સમી,<br>
બે પોપચાનાં પાંખિયાં ભેળાં કરી,<br>
ઝીણી નજરથી ઝાલતી, ને કાળજું કાપી જતી,<br>
તો ય ઘાયલ કાળજાંને વેદના શી ગૈ ગમી!<br>
તારી નજર કાતર સમી!







ચુનીલાલ વર્ધમાન શાહ

# જે દિન જાશું દેશમાં.....

રાજા-રજવાડાં ગયાં પણ એ કાળની ટેકીલી વાતો તો આજેય આપણાં હૈયાંને મૂંઝવી દેતી હોય છે. એવી જ એક ઇતિહાસકથા આપણા વયોવૃદ્ધ નવલકથાકાર અહીં આપે છે જે ઇતિહાસને અને માનવતાને બિરદાવી જાય છે...

ચિતોડના રાણા ઉદયસિંહ સૂવરનો શિકાર કરવા જતા હતા. સીમમાં અને ફરતી પહાડીમાં સૂવરનો ઉપદ્રવ એટલો વધી ગયો હતો કે તેથી ખેતીનું નિકંદન વળી રહ્યું હતું. ખેડૂતોનો પોકાર ઘણીયે વાર રાણાને કાને આવ્યો હતો. રાણાએ તે તરફ સરદારોનું ધ્યાન દોર્યું હતું પણ તેનું કશું ફળ આવ્યું નહોતું. પોકાર ચાલુ રહેવાથી રાણા પોતે શિકારે જવા પાંચેક ભાલેદાર સરદારોને સાથમાં લઈ ગઢમાંથી બહાર નીકળ્યા હતા.

સવારનો સમય હતો, છતાં ઊતરતા વૈશાખનો તાપ આકરો લાગતો હતો, તળેટીમાં નજર ફેરવતાં રાણાએ કેટલેક દૂર ટેકરીઓની વચ્ચે સૂર્યના તેજમાં બે ઘોડેસવારોના ભાલા ચમકતા જોયા, ગઢના દરવાજા ભણી જ તેઓ આવતા જણાતા હતા. થોડું આગળ વધતાં રાણાને તેમનો ભેટો થઈ ગયો.

બેઉ સવારો જુવાન હતા, તેમના હાથમાં ભાલા હતા, અને કમરે તલવાર બાંધી હતી. રાણાએ લગામ ખેંચી ઘોડો ઊભો રાખ્યો અને પૂછ્યું : 'ક્યાં જવું છે જુવાનો ?'

'ચિતોડ જવું છે રાજ !'

'રાજપૂત છો ?'

'જી હા.'

'કેવા રાજપૂત ?'

'સોઢા છીએ, અમરકોટથી આવીએ છીએ, રાજ !'

'ચિતોડ શા કામે જવું છે ?'

'શેર અન્ન શોધવા નીકળ્યા છીએ, અન્નદાતા !'

'તમારાં નામ શાં ?'

'અમે ભાઈઓ છીએ, મહારાજ ! હું અમરો મોટો અને આ રતનો છોટો.'

'હાં, ત્યારે અમરસિંગ અને રતનસિંગ, ચાલો મારી સાથે સૂવરના શિકારે.'

રાણાની આજ્ઞા થતાં બેઉ જુવાનોએ ઘોડા વાળ્યા, અને રાણાના ભાલેદારોની સાથે સાથે તેઓ ચાલવા લાગ્યા.

અમરસિંગ સોઢો ચોવીસ-પચીસ વર્ષની વયનો હતો અને રતનસિંગ નવજવાન હતો. અઢારેક વર્ષ જેટલી તેની ઉંમર દેખાતી હતી. બેઉ શરીરે સાજાતાજા અને કુશળ ઘોડેસવાર હતા.

તળેટીની પથરાળ ભોં પૂરી થતાં ખેતરો આવ્યાં. એક-બે-ત્રણ છૂટાંછૂટાં સૂવરોનાં ઝુંડ નજરે પડ્યાં કે તુરત રાણાએ ભાલેદારોને લલકાર્યા.

તત્ક્ષણ ભાલેદારોએ વહેંચાઈ જઈ ને સૂવરોની પાછળ ઘોડા દોડાવ્યા. ઘોડેસવારો અને સૂવરોની વચ્ચે જાણે દોડવાની હરીફાઈ ચાલી. સવારો ભાલાં વડે સૂવરોને વીંધવા મથતા; કોઈ વીંધાઈ જતાં તો કોઈ છટકી જતાં. રાણા પોતે પણ ભાલો સમણતા ઘોડો દોડાવ્યે જતા અને 'મારો મારો'ની હાકલથી શિકારીઓને ઉત્સાહિત કરતા.

'અરે રતનસિંગ ! દેખ દેખ, પેલો સૂવર તારી ચોટમાંથી છટક્યો !'

ટૌકાર સાંભળીને રતનાએ ઘોડો દોડાવ્યો, સૂવરને હડફેટમાં લીધો, ભોંયે પછાડ્યો, અને ભચ્ચ કરતો ને ભાલો ઘોંચી દીધો. સૂવર ઢગલો થઈને પડ્યો. રાણાએ પ્રસન્ન થઈને ગર્જના કરી : 'શાબાશ !'

પછી તો બીજા શિકારીઓએ અને સોઢાઓએ કેટલાયે સૂવરોનો ઘાણ કાઢ્યો. સોઢાઓનું પરાક્રમ જોઈ રાણાએ તેમને પોતાની તહેનાતમાં રાખી લીધા.

રાણાએ સેંકડો સૂવરને મારી-નસાડીને ખેતીને



નિરૂપદ્રવી કરી,-ખેડૂતો સંતોષાયા, પરંતુ વૈશાખ તપ્યો, જેઠ તપ્યો, છતાં મેવાડમાં વરસાદનાં ચિહ્નો દેખાયાં નહિ. ખેડૂતોને ભય લાગવા માંડ્યો. આષાઢ અર્ધો કોરો ગયો એટલે રાણાને પણ ચિંતા થવા લાગી. દુકાળના ભણકારા સંભળાવા લાગ્યા. રાણાએ મેવાડની વસતીને આજ્ઞા કરી કે દરેક ગામ–નગરની વસતીએ સીમમાં જઈને ઇન્દ્રપૂજાનો ઓચ્છવ કરવો, જેથી મેઘરાજાની કૃપા મેવાડ પર થાય.

પ્રાચીન કાળથી ચાલ્યો આવતો એ એક રવૈયો હતો. મેઘના દેવ ઇંદ્રને પ્રસન્ન કરવાને લોકો સીમમાં જઈ, ઇંદ્રની-મૂર્તિ રચી, તેની પૂજા કરી, મિષ્ટાન્ન બનાવી, દેવને તેનું—નૈવેદ ધરી જમતા અને મેઘરાજની સ્તુતિનાં ગીત ગાતા સંધ્યાકાળે ગામમાં પાછા ફરતા.

રાજજોષીએ સૂચવેલા દિવસે ચિતોડમાં વસતાં બધાં કુટુંબોએ સીમ તરફ પ્રયાણ કર્યું, અને ઇંદ્રપૂજાનાં ઓચ્છવની તૈયારી કરી. રાણાએ પણ રાજકુટુંબ અને સેવકોને સાથે લઈ જઈ સીમમાં નાખેલી રાવટીમાં વાસ કર્યો. સામેના ચોગાનમાં ઇંદ્રધ્વજ રોપી ઇંદ્રપૂજાની વ્યવસ્થા કરી.

રાવટીના એક ખંડમાં રાણી મેનાકુંવર તથા દાસીઓનો વાસ હતો. બીજામાં રાણીજી પોતાના અનુચરો સાથે ગોઠવાયાં હતાં. વધારાના સેવકો અને નોકરો–કામગરાઓએ ત્રીજા ખંડમાં પડાવ નાખ્યો હતો. રાણીજીના ખંડની પાછળ કનાત-બાંધી ત્યાં રસોઈ કરવાની સગવડ રાખી હતી.

રાણાના સેવકો, સરદારો અને નોકર–ચાકરોના ખંડમાં અમરો તથા રતનો પણ હતા. પાથરેલી જાજમ પર કોઈ આડા પડ્યા હતા, તો કોઈ માંડલું રચી વાતોના તડાકા હાંકતા હતા. અમરો નવરાશનો વખત જોઈ પાઘડી વીંખીને નવેસરથી બાંધવામાં ગૂંથાયો, ત્યારે રતનો બીજાઓની વાતોમાં રસ લઈ રહ્યો હતો.

એવામાં એકદમ ચોંકીને રતનો ઊઠ્યો ને દોડ્યો. અમરાએ માન્યું કે તેને કાંઈ કામ ઓચિંતુ સાંભરી આવ્યું હશે. તે દોડીને સીધો રાણીના ખંડમાં ધસી ગયો. રાણીજી ચોટલો ઓળાવતાં બેઠાં હતાં, તે રતનાને જોઈ એકદમ ચોંક્યાં અને માથું ઢાંકતાં ગુસ્સાથી બોલ્યાં : 'કેમ પૂછ્યા વિના અંદર પેઠો નિર્લજ્જ !'

રતનો હાથ જોડતો બોલ્યો : 'ખમ્મા કરો રાણીજી ! દૂધ ઊભરાઈને બળી રહ્યું છે, તે જાણીને દોડી આવ્યો છું !'

'દૂધ ઊભરાતું હોય તો તે જોનારી વડારણ છે...તને એ કામ કોણે ચીંધ્યું ?'

તત્ક્ષણ રાણીએ રાવટીના પાછળના દરવાજા તરફ નજર કરી. ખરેખર, ઊકળતુ દૂધ ચરૂમાંથી ઊભરાઈ રહ્યું હતું અને ચૂલામાં પડતું હતું. વડારણ ત્યાં દેખાતી નહોતી.

રાણી મેનાકુંવર-તરત ચૂલા ભણી દોડ્યાં અને ઉપરનું ઢાંકણ ખસેડી નાખ્યું એટલે ઊભરો બેસી ગયો. તે વખતે તેમના ખ્યાલમાં આવ્યું કે ત્યાં રાખેલી વડારણ કનાતને ખૂણે બેસી બાળકને ધવડાવતી હતી. અવિનય કર્યા છતાં રતનો નિર્દોષ હતો, અને બેદરકાર રહ્યા છતાં બાળકને વછોડીને દૂધ ઊભરાતું ન અટકાવનારી વડારણ પણ નિર્દોષ હતી. ઉદાર મનની રાણીએ બેઉને ક્ષમા આપી.

છતાં મેનાકુંવરને એક અચરજ થયું. રતનાને એટલે દૂરથી ઊભરાતા દૂધની વાસ આવી અને બીજા કોઈ નોકર–ચાકરને ન આવી !

ઇંદ્રપૂજાનો ઓચ્છવ પૂરો થયો અને વસતી તથા રાણાજી પાછાં પોતપોતાને નિવાસસ્થાને ગયાં.

બીજે દિવસે મેનાકુંવરે દાસીને મોકલી રતનાને પોતાની સમક્ષ બોલાવ્યો. રતનાને મનમાં ભય હતો પરંતુ રાણીવાસના ખંડના મુખદ્વારમાં પ્રવેશતાં પહેલાં તેણે અંદર બેઠેલાં રાણીજીના વદન ઉપર પ્રસન્નતા જોઈ એટલે તેનામાં હિંમત આવી. દાસીની સાથે તે ઘરમાં પેઠો ત્યારે રાણીજી તેને પ્રસન્નતાની સાથે આશ્ચર્યચકિત થઈ જોઈ રહ્યાં હોય એમ તેને લાગ્યું.

તે આવીને નમન કરી ઊભો એટલે રાણી બોલ્યાં :





'રતનસિંહ, કાલે તારી ભૂલ હતી ખરી, પણ તે મેં માફ કરી છે, હોં !'

'એ આપની કૃપા થઈ રાણીજી !'

'વળી રાણાજી ઇચ્છે છે કે તારે અને તારા ભાઈએ હવેથી રોજ રાતે રાણીવાસની પહેરેગીરી કરવી, દિવસની બીજી નોકરી હવે તમારે નહિ કરવાની.'

'જેવી અન્નદાતાની ઇચ્છા. મારા મોટાભાઈને...'

'હા, એ ખરું, અમરસિંહને રાણાજીએ કહ્યું હશે કે કહેશે.'

બેઉ ભાઈઓને રહેવા માટે રાજગઢમાં એક ખંડ મળ્યો હતો, પરન્તુ તેઓ જમતા રાજસેવકોને રસોડે. અમરો દિવસે દેઢીની પહેરેગીરી કરતો અને રાતે ત્યાં જ સૂઈ રહેતો. ત્યારે રતનો રાતદિવસ રાજભંડારની પહેરેગીરી કરી ત્યાં સૂઈ રહેતો. કોઈ વાર બેઉ ભાઈઓ નિવાસના ખંડમાં કે ભોજન સમયે રસોડામાં એકબીજાને મળતા અને વાતો કરતા.

હવે તેમની કામગીરી બદલાઈ હતી. અમરાને પણ રાણાએ રાતે રાણીવાસનો પહેરો ભરવાનું કહી દીધું હતું.

ઇંદ્રિપૂજાનો ઓચ્છવ થયા પછી ઋતુનો રંગ બદલાયો હતો. વાદળ ઘેરાવા લાગ્યાં હતાં અને લોકોની આશા બંધાઈ હતી કે બહુ દિવસ વીત્યા પહેલાં વરસાદ પડશે.

રાણા ઉદયસિંહ અને રાણી મેનાકુંવર વારે વારે આકાશભણી મીટ માંડતાં અને આશાનો આનંદ માણતાં. ઊતરતા આષાઢની અંધારી અને ઘેરાતા મેઘથી છવાયેલી રાત ભયંકર લાગતી, પણ આશાભરી નજરો આકાશ સામે જોતાં હારપ અનુભવતી.

રાણી મેનાકુંવરની એક ઊંઘ પૂરી થઈ નહિ, એવામાં આકાશમાં વીજળી ચમકવા લાગી, અને મેઘ ગાજવા લાગ્યો.

રાણી પલંગમાંથી ઊઠી બારી વાટે આકાશભણી જોઈ રહ્યાં. મેઘલી રાતમાં દૃષ્ટિ દોડાવ્યા છતાં કશું દેખી શકાતું નહોતું, પરંતુ આછેરી વીજળીના ચમકારા પ્રકાશ પાથરતા ત્યારે મકાનોનાં છાપરાં કે મંદિરોનાં શિખરો જોવા મળતાં.

એકવાર રાણીના જોવામાં આવ્યું કે અંતઃપુરની બાજુની અગાશીમાં બેઉ પહેરેગીરો સામસામા બેસીને વાતો કરે છે.

'તમને દેશ અને ઘર નથી સાંભરતાં ?' જવાબ સંભળાયો :

'ઘર મૂક્યાં દુઃખ વીસર્યાં, વીસર્યાં નહીં ઘરબાર;
રજપૂતને પરદેશ શો, સાથ હોય તલવાર ?

'પણ તું કહે, તને શું અહીં નથી ગોઠતું ?'

'તમે આંખો સામે છો એટલે ગોઠે છે...પણ ઘર બહુ સાંભર્યા કરે છે...' એમ કહેતાં રતનાએ મોટા ભાઈના ખભા પર હાથ મૂક્યો.

'મન મજબૂત રાખીએ, ઘેર જવાનોય એક દી વખત આવશે...'

'ક્યારે આવશે ?'

તત્ક્ષણ વીજળીનો મોટો ઝબકારો થયો અને પાછળ ભયંકર ગર્જના થઈ, રતનો ગભરાઈને અમરાની કોટે વળગી પડ્યો !

'સાવધ થા ! આમ ન કર !' અમરો બોલ્યો. લીધી ટેક ભૂલી ન જા. હિંમત ન હારીશ...ભરદરિયે બેઠાં છીએ, પણ એકવાર જરૂર દેશને કાંઠે ઊતરીશું.'

'દેશ દૂર ઘર પારકું, પિયુ બાંધવને વેશ !
જે દિન જાશું દેશમાં...બાંધવ પિયુ કરેશ !'

અંતઃપુરની બારીમાંથી મેઘલીલા જોતાં અને પહેરેગીરોની વાતો સાંભળતાં રાણી મેનાકુંવર તે ક્ષણે ચમકી ગયાં : 'શું બાંધવ પિયુ કરેશ ?'

રાણી જે ક્ષણે ચમક્યાં તે જ ક્ષણે તેમણે ભેદ પારખી લીધો.

સવારમાં તેમણે રાણાને કહ્યું : 'આ અમરા–રતનામાં ઊંડો ભેદ છે, હોં રાણાજી ! બેઉ ભાઈઓ નથી, પતિ–પત્ની છે !'

'હેં ! કેવી રીતે એ જાણ્યું ?'



'ઇંદ્રપૂજાને દિવસે મને વહેમ પડ્યો 'તો—દૂધ ઊભરાતું રતનાએ દૂરથી વરતી કાઢેલું તે વખતે. બીજી વાર તેણે રાણીવાસમાં આવતાં ડાબો પગ ઊપાડીને ઊંબરો ઓળંગ્યો ત્યારે મને અચરજ થયું 'તું. પણ આજ રાતે તો મેં કાનોકાન સાંભળ્યું અને વીજળીના ચમકારામાં સોઢાને ગળે વળગેલી સોઢીને નજરો નજર જોઈ!'

રાણા–રાણી બેઉના મનમાં સવાલ થયો: 'કયા કારણે આમ વેશ બદલીને બેઉ આવ્યાં હશે?'

કસુંબા વેળા પતી ગઈ, ત્યારપછી રાણાએ અમરાને એકાંતમાં બોલાવ્યો અને પૂછ્યું: 'સોઢા! તારો ભેદ મારી પાસે ખુલ્લો કરી દે, નહિ તો બેઉના હાથે પગે લોઢાની બંગડીઓ પહેરાવીશ!'

'ખમ્મા કરો અન્નદાતા! અમે કપટ કર્યું છે, પણ કોઈનું બૂરું નથી કર્યું.'

અને પછી અમરાએ પોતાનાં વીતક કહ્યાં.

અમરાનો બાપ લાખણસિંહ સોઢો મારવાડ–નરેશની નોકરી કરતો હતો અને જોધપુરમાં રહેતો હતો. અમરો તથા તેની માતા અમરકોટમાં રહેતાં અને થોડી ઘરની ખેતી હતી તે સંભાળતાં. માતાનું મૃત્યુ થતાં અમરો પિતાની પાસે રહેવા જોધપુર ગયો અને તે પણ રાજ્યની નોકરી કરવા લાગ્યો. બીજે વર્ષે લાખણસિંહ મૃત્યુ પામ્યો એટલે અમરો એકલો પડી ગયો.

અમરાનું વેવિશાળ તેના બાપે ખેતસિંહ સોઢાની દીકરી રતની સાથે કરી રાખેલું, તે હવે જુવાન થઈ હતી. ખેતસિંહે અમરાને સંદેશો કહાવ્યો કે, હજાર રૂપિયાના દાગીના અને હજાર રૂપિયા રોકડા ગાંઠે બાંધીને પરણવા આવજે, નહિ તો વેવિશાળ ફોક થશે, અને રતની બીજા સોઢાનો ઓરડો અજવાળશે.

બે હજાર રૂપિયાની વાત: અમરાના ઘરમાં દાણા હતા, પણ રૂપિયા ન હતા કે દાગીના નહોતા. દાણા વેચતાંય પૂરા પાંચસો રૂપિયા ન આવે. તો શું મારી રતની પરઘેર જાય?

મૂંઝાયેલો અમરો જોધપુરથી વતનને ઘેર ગયો, અને ત્યાં તેણે ઓળખીતા શાહુકાર પાસે જઈ બોલ નાખ્યો:

'શેઠ કાકા! મારી ખેતીની જમીન ઉપર મને બે હજાર રૂપિયા ધીરો!',

'જમીન રાખીને શું હું ખેતી કરવા જઉં?'

'તો આ સોઢાની તાતી તલવારને નામે ધીરો!'

'ના ભાઈ, એ મારું કામ નહિ.'

'કાકાજી! ત્રણ પેઢીથી તમારો–અમારો નાતો ચાલે છે. અમે કોઈવાર આપ્યું વેણુ ઉથાપ્યું નથી. અત્યારે મારા વેણ પર મને આટલી રકમ ધીરો તો તમારા રૂપિયા દૂધે ધોઈને પાછા આપીશ! અને જો નહિ ધીરો તો મારી ઓરત બીજાની થશે અને હું જિંદગીભર મેણા ખાતો થઈ જઈશ.'

'તારી વાત ખરી છે; તો સાંભળ, અમરા સોઢા! હું કાગળ ઉપર લખાણ કરું તે ઉપર સહી કરી આપ.'

'ભલે કાકાજી. મારી આબરૂ રાખશો, તો કહેશો ત્યારે માથું ઉતારી આપીશ.'

શાહુકારે કાગળ પર લખાણ કર્યું અને તે ઉપર સહી કરવાને અમરાને સામે ધર્યું, અમરાએ સહી કરવા કલમ હાથમાં લીધી અને લખાણ વાંચ્યું, તેનું હૈયું ધડકી ગયું. શરીરે ઘામ છૂટ્યો.

શાહુકારે લખ્યું હતું: 'આ રૂપિયા બે હજાર વ્યાજ સાથે જ્યાં સુધી પાછા ન આપું ત્યાં સુધી મારી પરણેલી સ્ત્રીને બહેન જેવી સમજીશ.'

અમરાએ ઊપાડી કલમ પાછી ન મૂકી. બળબળતે હૈયે તેણે સહી કરી આપી.

ઘરેણાં, કપડાં તથા લગ્નખર્ચની રકમ ચૂકવી આપીને અમરો લગ્ન કરી ઘેર આવ્યો. તેનું સૂનું ઘર નવવધૂનાં પગલાંથી દીપી ઊઠ્યું.

રતનીના હાથે બનેલી રસોઈ અમરો જમવા લાગ્યો. ત્યારે રતની ઉલ્લાસભેર તેના મોં ભણી તાકી રહી અને ચમકી ગઈ. જે ઉલ્લાસ તેના હૈયામાં હતો તેનું પ્રતિબિંબ તે પતિના ચહેરા પર જોઈ શકતી નહોતી!





રાત પડી, પિયરથી આણેલો પલંગ રતનીએ હોંશે હોંશે પાથર્યો, પણ જ્યારે અમરો પલંગ વચ્ચે ખુલ્લી તલવાર મૂકી બાજુ પર પાસાભેર સૂઈ રહ્યો ત્યારે રતની સ્તબ્ધ થઈ ગઈ. શું પતિ પોતા પર નારાજ થયો હતો ?

દિવસ પછી દિવસ જવા લાગ્યા. દિવસે જ્યારે બેઉ વચ્ચે વાતચીત થતી ત્યારે રતનીને પતિમુખમાંથી અમૃત ઝરતું લાગતું, આંખોમાંથી પરસ્પર પ્રત્યે પ્રેમની કિરણાવલિ પ્રકટતી; પણ રાત પડતી ત્યારે જાણે હેતનાં અજવાળાંને સ્થાને અબોલાનાં અંધારાં પ્રસરી જતાં.

એક રાતે અમરો ઓરડામાં પ્રવેશી, મ્યાનમાંથી તલવાર કાઢી, પલંગમાં મૂકી સૂવા લાગ્યો, તે વખતે રતનીએ તેના પગમાં પડીને પૂછ્યું : 'સોઢા ! હું શા વાંકમાં આવી છું કે તમે આમ કરો છો ?'

'સોઢી ! હું તારાથી નારાજ નથી કે તારો કશો વાંક નથી; વાંક મારા ભાગ્યનો છે કે નજીક હોવા છતાં મારે તારાથી દૂર રહેવું પડે છે.'

'ભાગ્ય એવો અવળો આંટો કેમ ફરે છે તે મને કહો તો ખરા !'

તે વખતે અમરાએ રતનીના હાથમાં શાહુકારનું લખત મૂક્યું અને ભેદ ખુલ્લો કર્યો.

રતની પરિસ્થિતિ સમજી ગઈ, પણ નાહિંમત ન થઈ. સવાર પડતાં તેણે પતિને કહ્યું : 'સોઢા, હિંમત હારશો નહિ. મારાં ઘરેણાં વેચી નાખો.'

'પણ ઘરેણાં વેચવાથી શાહુકારનું કરજ પૂરું થાય તેમ નથી.'

'હું તો એમ કહું છું કે ઘરેણાં વેચીને ઘોડા ખરીદી લાવો. ઘેર બેસી રહેવાથી કશું વળશે નહિ. રાજપૂત તો રાજાની સેનામાં શોભે.'

'એ વાત ખરી છે. ભલે, હું રાજાની સેનામાં નોકરી કરવા જઉં, અને તને તારે પિયર મૂકતો જઉં, ખરું ને ?'

'ના સોઢા ના ! હું તમારી સાથે આવીશ. બે ઘોડા ખરીદી લાવજો.'

અમરાની આંખો તે ક્ષણે રતનીના તેજથી અંજાઈ ગઈ. બીજે દિવસે અમરો અને પુરુષ વેશમાં રતની અમરકોટમાંથી ઘોડેસ્વાર થઈ ચાલી નીકળ્યાં. તેમને અજાણી ભૂમિમાં જવું 'તું તેથી જોધપુર તરફ ન વળતાં સીધાં મેવાડ તરફ ઊતરી ગયાં હતાં.

અમરાના મુખેથી તેની બધી હકીકત સાંભળીને રાણા ઉદયસિંહે પ્રસન્ન થઈ કહ્યું : 'અમરસિંહ સોઢા ! તમે મારે આંગણે આવી તમારી રાજપૂતીને દીપાવી છે. તમારે હવે વતનમાં જઈ રહેવાની જરૂર નથી. તમે અહીં જ રહો. હું તમારા શાહુકારને તેના બે હજાર રૂપિયા અને વ્યાજની રકમ મારા માણસની સાથે પહોંચાડી દઉં છું.'

અમરાએ હાથ જોડી કહ્યું : 'અન્નદાતા ! હું જાતે જઈને કરજનું લખત છોડાવીશ નહિ ત્યાં સુધી અમે છૂટી શકીશું નહિ. માટે અમને દેશમાં જવાની વિદાય આપો.'

રાણા ઉદયસિંહે અમરાની ઇચ્છા મુજબ, તેમને રૂપિયા, પોશાક અને બીજી અનેક વસ્તુઓ સાથે અમરકોટ તરફ રવાના કર્યાં.



અવકાશી તરંગો-(કોસ્મિક રેડિયો નોઇઝ) ઝીલી શકે તેવો રેડિયો સેટ બ્રિટનની એક પેઢી કેમ્બ્રિજ ખાતેની કેવેન્ડિશ પ્રયોગશાળાના સહકારમાં રહીને બનાવી રહી છે. આ રેડિયો તેના ૧૩૦ ફુટ લાંબો એરિયલ આપોઆપ અવકાશમાં ઊંચો કરી શકશે અને અવકાશી જહાજમાં રહ્યા રહ્યા અવકાશી તરંગો, જે અત્યાર સુધી માનવથી ઝીલાયા નથી તે ઝીલી શકશે. આ વર્ષની આખરમાં બ્રિટન યુકે-૨ અવકાશી જહાજ તરતું મૂકશે તેમાં તે ગોઠવવામાં આવશે. આ અવકાશી જહાજ કોસ્મિક રેડિયો તરંગોના અભ્યાસ માટે તરતો મૂકવામાં આવનાર છે.

એસ. પી. પી. થોરાટ

# આપણા જવાનનું ચિત્ર

લેફ્ટનન્ટ જનરલ થોરાટે આપણા યુદ્ધમોરચા સાચવતા જવાનોને બિરદાવતો લખેલો આ લેખ પ્રાસંગિક મહત્ત્વનો છે. જો આપણે આપણા જવાનોનું અનુકરણ કરીએ તો ભારત પર સ્વર્ગ ખડું કરી શકીએ...

આ આપણા જવાનો છે. તેઓની માગણીઓની હિમાયત કરવા આપણા આ જવાનોએ કોઈ સંઘો રચ્યાં નથી કે તેમને એવાં કોઈ સંઘોની જરૂર નથી. તેઓ તેમની તકલીફો–અન્યાયો દૂર કરવા હડતાલે જતા નથી કે નથી સત્તાવાળાઓ સામે સવાલ ઉઠાવતા. તેઓ તો બસ તેમના દેશ અને ઈશ્વર તરફની ફરજ બતાવતા રહે છે, તેઓમાંના હજારો જવાનો માનવીને ગૌરવરૂપ એવા મૃત્યુને ભેટે છે કે જેથી બીજા લાખો લોકો મુક્ત માનવી તરીકે રહી શકે. અને જેઓ જંગમાંથી પણ હેમખેમ બચે છે તેઓ ફરજ બજાવ્યાની ભાવનાથી અને આવી વધુ ફરજ બજાવવાની શક્તિ સહિત જીવંત રહે છે. જો હું અને તમે આપણા આ જવાનોનું અનુસરણ કરીએ તો આપણે આપણા આ દેશ પર કેવીયે વિરલ સિદ્ધિઓ મેળવી શકીએ. આપણે આપણા દેશને પૃથ્વી પરનું સ્વર્ગ બનાવી શકીએ.

આપણા લશ્કરમાં બળજબરીથી ભરતી કરવામાં આવી હોય એવો એક પણ જવાન નથી. આપણા લશ્કરમાં ભરતી સંપૂર્ણપણે મરજિયાત ધોરણે થાય છે. કોઈ પણ જાતના સીધા કે આડકતરા દબાણ વગર અને પોતાની મુક્ત ઇચ્છાએ ભરતી થયેલા જવાનોના બનેલા લશ્કરી દળો દુનિયામાં બહુ નથી. પરંતુ આપણું લશ્કરી દળ તો મરજિયાતપણે જોડાયેલા જવાનોનું બનેલું જ છે અને આ હકીકત ગૌરવ લેવા જેવી છે.

લશ્કરમાંનો જવાન આમ તો ગ્રામીણ વિસ્તારમાંથી આવ્યો હોય છે પરંતુ તેનો ઉત્સાહ અને સબુરી પારાવાર હોય છે. એ જવાન જ્યારે લશ્કરમાં ભરતી થવા નામ નોંધાવવા આવે છે ત્યારે તેને પોતાનો ગણવેશ કેમ પહેરવો તેની પણ જાણ નથી હોતી. પરંતુ તે બધુ શીખવામાં હોંશિયાર હોય છે. અને ગણતરીના દિવસોમાં જ તમે જ્યારે તેને એક ચપળ શિસ્તબદ્ધ સૈનિકના રૂપમાં જુઓ છો ત્યારે આ સૈનિક એ બીજો કોઈ નહિ પણ થોડા દિવસો પહેલાં લશ્કરમાં ભરતી થવા આવેલો મેલો–ઘેલો ગામડિયો જ છે એ માનવા તમે તૈયાર ન થાવ.

પોતાની પાયારૂપ તાલીમ પૂરી કર્યા પછી આપણો સિપાઈ–જવાન પોતાને સક્રિય સેવામાં—એટલે કે રણમોરચે દુશ્મનોનો પ્રતિકાર કરવામાં પોતાને અકથ્ય મુશીબતો સહવી પડશે અને વળી પોતે માર્યો જાય કે પછી ઘાયલ થાય એ શક્યતાની તેને જાણ હોય છે. આમ છતાંય આપણો જવાન દુશ્મનોના પ્રતિકાર માટે તેને હાકલ થાય એ દિવસની રાહ જુએ છે. અને તેનું કારણ? કારણ એ જ કે પોતાની હોંશિયારી અને તાકાતનો દુશ્મનની તાકાત અને હોંશિયારી સામે મુકાબલો કરવાનો દિવસ એ સિવાય બીજો કયો હોઈ શકે?

રણમોરચામાંના જવાનને ભૂખ્યા અને તરસ્યા રહીને આગળ ધપવું પડ્યું હોય એમ પણ બન્યું છે. યુદ્ધ દરમ્યાન સૂરજનો ભયંકર તાપ અને ઠારી નાખે એવી ઠંડીનો, વરસાદમાં તરબોળ થઈ જવાના અને દિવસો સુધી એ જ હાલતમાં રહેવાના, અને ઊંઘ આરામ કે શાંતિ વગર સંખ્યાબંધ દિવસો કાઢવાના સંજોગો જવાનને લલાટે લખાયા છે. આમ છતાંય જવાને તો તેને રમત સમાન લેખ્યા છે.

બર્મામાં એક વખતે આપણા જવાનો વરસાદથી એટલા તો તરબોળ થઈ ગયા હતા કે કેટલાય દિવસો સુધી તેઓને ભીને કપડે રહેવું પડ્યું હતું. પૂરવઠાની વ્યવસ્થા ખોરવાઈ જતા તેઓએ અર્ધા ખોરાકે અને ખોરાક વગર પણ ચલાવ્યું હતું.

કોરિયામાં આપણા જવાનો શૂન્ય અંશ કરતાં પણ ઓછા ઉષ્ણતામાનવાળા કાતિલ ઠંડીના વાતાવરણમાં રહ્યા હતા. અને તેઓની કફોડ બન્જાવી હતી. પરંતુ એક પણ જવાને આ સામે ફરિયાદ કરી ન હતી. અને, હા, આપણો આ જવાન કદાચ શાંતિના સમયમાં કોઈવાર ફરિયાદ કરે પણ યુદ્ધના સમયમાં તો નહિ જ–નહિ–કદાપિ નહિ.

આજથી બરાબર અઢાર વર્ષ પહેલાં આકાર લીધેલા એ અવિસ્મરણીય બનાવનું વિગતવાર ચિત્ર હજી પણ મને બરાબર યાદ છે.

અમે દુશ્મનના વિસ્તારમાં ખોદાયેલા એક મથક પર હુમલો કરી રહ્યા હતા. મજબૂત એવા દુશ્મનપક્ષે સખ્ત મુશ્કેલીઓ છતાં ત્યાંથી પાછા હટવાનો કે અમને તાબે થવાનો ઈન્કાર કર્યો અને પછી તો અમારી સમક્ષ એમના પર હુમલો કરવા સિવાય બીજો કોઈ વિકલ્પ ન હતો. અને અમે દુશ્મનો પર બેયોનેટ (બંદૂક સાથે જોડવામાં આવતી છરી) વડે હુમલો કર્યો. બેયોનેટ દ્વારા હુમલો કર્યાનું એ દૃશ્ય તો દેવતાઓ માટે પણ જોવા જેવું હતું.

આગળ વધતાં જવાનોએ દુશ્મનો હજી ૫૦ વારને છેટે હતા ત્યાંથી ગોળીબાર શરૂ કર્યો. આગેકૂચ કરતાં તેઓ મોટી તાડો નાખતા હતા. અલબત્ત દુશ્મનોનો પ્રતિકાર ચાલુ હતો તેથી ઘણા જવાનો માર્યા ગયા પરંતુ બીજાઓએ આગળ વધવાનું ચાલુ રાખ્યું. અને જ્યારે જવાનો દુશ્મન મથક પાસેની ખાઈઓ નજીક પહોંચ્યા પછી તો દુશ્મનો પણ તેમનો મુકાબલો કરવા ખુલ્લે ખુલ્લા બહાર પડ્યા.

આપણા જવાનો દુશ્મનો પર એવા તો ત્રાટકી પડ્યા કે જાણે ઘવાયેલા અને છંછેડાયેલા વાઘ! અને આ પછી શરૂ થઈ હાથોહાથની લડાઈ અને આ લડાઈ પણ ખરેજ અવિસ્મરણીય રહી છે.

આજે આ બનાવને ૧૮ વર્ષનો લાંબો ગાળો પસાર થઈ ગયો છતાં પણ મને તેની પ્રત્યેક નાનામાં નાની વિગત યાદ છે અને જ્યારે જ્યારે મને આપણા જવાનોની એ જીવસટોસટની લડાઈનું દૃશ્ય યાદ આવે છે ત્યારે હું આપણા જવાનોની એ સમયની ઉગ્રતાના વિચારથી ધ્રૂજી ઊઠું છું, તેઓની અજોડ બહાદુરીથી આશ્ચર્ય અનુભવું છું અને મારી છાતી ગર્વથી ગજ ગજ ફૂલે છે.

☆

લીના

## વેર !!

ભાવના એ વેરની
પ્રદીપ્ત એ અતિ અગ્નિ
કાં ભલે સંહારે આગ બની
કાં તો પડી એ ઠારવી રહી.

આગની એ જવાળાઓ
બાકી ન રાખતી કોઈને
ફેંકાઈ જ્યાં તેને બાળતી
ને ફેંકનારનીયે એ દશા.

તો ય શું રાખવી સંઘરી
ભારી મનમાં બળવું મહીં?
કે એને ઠારી નાખી
બાળવું નહીં ને બળવુંયે નહીં.

☆



કૃષ્ણ ગુજરાલ

# શ્રમ દ્વારા શિક્ષણ

અમેરિકાની એક કૉલેજે શ્રમદાન દ્વારા શિક્ષણની, શ્રી. વિનોબા ભાવેના શ્રમદાનને મળતી યોજના અપનાવી છે. એ કૉલેજમાં ચૌદ વર્ષથી અધ્યક્ષ સ્થાને રહેલા ડૉ. લુડલમ આ નૂતન પ્રયોગ ચર્ચવા ભારત આવ્યા છે ત્યારે તે વિષેનો આ લેખ ઉપયોગી નીવડશે...

ઇલિનોયના દક્ષિણ વિસ્તારમાં દૂર દૂર લીલાંછમ ખેતરો વચ્ચે આવેલા કાર્લિનવીલ ખાતેની બ્લેકબર્ન કૉલેજનું વાતાવરણ જ અનોખું છે. માત્ર ચારસો વિદ્યાર્થીઓ જ આ કૉલેજમાં છે, પરંતુ તેની પ્રવૃત્તિ પાછળ એક ઉમદા હેતુ છે.

આજે જ્યારે શિક્ષણનું ખર્ચ ઉત્તરોત્તર વધી રહ્યું છે ત્યારે આ કૉલેજે વિદ્યાર્થીઓને નિઃસ્વાર્થપણે ઓછા ખર્ચે ઉચ્ચ શિક્ષણ આપવાની યોજના મૂર્ત કરી છે.

છેલ્લાં પચાસ વર્ષથી આ કૉલેજે આચાર્ય વિનોબા ભાવેના શ્રમદાન આંદોલનને મળતો એક મૌલિક કાર્યક્રમ અપનાવ્યો છે. 'કામ કરો અને શીખો' એ સૂત્રના આધારે આ યોજના ઘડવામાં આવી છે. સામાન્ય રીતે થતા ખર્ચ કરતાં અર્ધા ખર્ચે શિક્ષણ મળે એ માટે દરેક વિદ્યાર્થીએ કૉલેજને માટે દર અઠવાડિયે પંદર કલાક શ્રમદાન કરવાનું હોય છે.

અહીં વિદ્યાર્થીઓએ તમામ પ્રકારનું કામ કરવાનું હોય છે. મકાનો બાંધવાં, દીવાલો રંગવી, પાણીની પાઈપો નાખવી, વીજળીના તાર બેસાડવા, ખેતી કરવી, રસોઈ કરવી અને પીરસવું વગેરે કામો વિદ્યાર્થીઓ કરે છે. આ ઉપરાંત તેઓ અલ્પાહારગૃહ, બૂકસ્ટોર અને લોંડ્રી ચલાવે છે. મંત્રીઓ, ગ્રંથપાલ અને શિક્ષણ વિભાગના સહાયકો તરીકે પણ તેઓ સેવા આપે છે.

ઉપરછલ્લી દૃષ્ટિએ જોનારને બ્લેકબર્ન કૉલેજ અમેરિકામાં ચાલતી સેંકડો નાની આર્ટ્સ કૉલેજો કરતાં જરા પણ જુદી ન લાગે, આમ છતાં તે અનોખી છે. તેની એકેક ઈંટ વિદ્યાર્થીઓના હાથે જ ગોઠવવામાં આવી છે. સમગ્ર ચણતર વિદ્યાર્થીઓના ઉત્સાહ અને નિષ્ઠાના પ્રતીક સમાં છે.

આમ તો થોડા સમય પૂરતું (પાર્ટ-ટાઈમ) કામ મેળવીને અભ્યાસ કરવાની પ્રથા તો વર્ષોથી અમેરિકામાં પ્રચલિત છે. એ રીતે તો લાખો વિદ્યાર્થીઓ સ્નાતક થયા છે. આ જ પ્રથાનું જરા વ્યાપક તથા ભિન્ન સ્વરૂપ એટલે જ બ્લેકબર્ન યોજના. આમાં મૂળભુત તફાવત એ છે કે વિદ્યાર્થીઓએ તેમની આવડત પ્રમાણે કામ શોધવા જવું પડતું નથી. કૉલેજે જ વિદ્યાર્થીઓ માટે સ્વાશ્રયનો કાર્યક્રમ ઘડી કાઢ્યો છે.

પણ આ પદ્ધતિથી આ કૉલેજે એક કિંમતી વિચારધારા વહેતી કરી છે. અને તે એ કે તમે જે પ્રાપ્ત કરવા જેવું માનો છો તે માટે પરિશ્રમ પણ કરવો જોઈએ. અહીં કામ કરતાં કોઈ વિદ્યાર્થીને શારીરિક શ્રમની શરમ નથી. જીવનનો આ એક નવો જ માર્ગ છે. આર્થિક દૃષ્ટિએ સૌ સમાન છે અને ખોટી પ્રતિષ્ઠા માટે કોઈએ વલખાં મારવાનાં નથી. અહીં કોઈ સામાજિક વાડા નથી.

બ્લેકબર્નમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ વચ્ચે એક કુટુંબના જેવી જ ભાવના પ્રવર્તે છે. જાણે કે બધા એક જ ઘરમાં કામ કરતા ન હોય! આ સામૂહિક જીવન ઉચ્ચ શિક્ષણનાં નવાં જ મૂલ્યો પ્રસ્થાપિત કરે છે કૉલેજના ડીન ચાર્લ્સ એ. ગોર્ડન જણાવે છે કે 'બીજી શિક્ષણસંસ્થાઓમાં કદીય ન મળે એવું અહીં વિદ્યાર્થીઓ મેળવે છે. અહીં તેઓ બીજાઓની સાથે હળીમળીને કામ કરતા શીખે છે. અન્યનો પણ વિચાર કરતાં થાય છે અને આ સમગ્ર યોજનામાં તેઓ ફાળો આપે છે એનું મહત્વ પણ સમજતા થાય છે. શ્રમના ગૌરવનું અહીં તેમને ભાન થાય છે.'

હોંશિયાર વિદ્યાર્થીઓને જ અહીં ભણવા દાખલ કરવામાં આવતા હોવાથી તેઓ જ્યારે અહીં આવે





છે ત્યારે તેમને કોઈ વ્યવસાયી અનુભવ હોતો નથી. પરંતુ તેમને ઉપલાં ધોરણોમાં અભ્યાસ કરતાં વિદ્યાર્થીઓ માર્ગદર્શન આપે છે અને ધીમે ધીમે તેમનામાં વ્યવસાયી કુનેહ આવે છે.

કૉલેજમાં શ્રમકાર્ય, અભ્યાસ અને રમતગમત વચ્ચે યોગ્ય સમતુલા જાળવવામાં આવે છે. મનરંજન તથા અભ્યાસેતર પ્રવૃત્તિ માટે પૂરતી સગવડ છે, આમ છતાં અભ્યાસમાં પારંગતતા એ મુખ્ય લક્ષ્ય છે. કૉલેજોની રાષ્ટ્રીય પરીક્ષાઓમાં બ્લેકબર્નના વિદ્યાર્થીઓ ઊંચા ક્રમે પાસ થાય છે.

ડૉ. વિલિયમ એમ. હડસન આ કૉલેજના સંસ્થાપક છે. ૧૯૧૨થી ૧૯૪૫ સુધી તેઓ એના પ્રમુખ હતા. હવે તેઓ નિવૃત્ત થયા છે. ૧૯૧૩માં, ૩૫ ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવા તથા સંસ્થાને નાણાંકીય કટોકટીમાંથી ઉગારવા શ્રમદાન દ્વારા શિક્ષણનો આ વિચાર તેમને સૂઝયો હતો.

આજે દુનિયાભરમાં બ્લેકબર્ન કૉલેજની આ યોજનાનું મહત્વ સમજાવા લાગ્યું છે. અનેક દેશોના કેળવણીકારોએ આ યોજનાનો અભ્યાસ કરવા માટે બ્લેકબર્ન કૉલેજની મુલાકાત લીધી છે અને તેમણે થોડાઘણા ફેરફાર સાથે પોતાની સંસ્થાઓમાં આ યોજના દાખલ કરી છે.

ભારતમાં ઉત્તર પ્રદેશની કૃષિ વિદ્યાપીઠ અને પૂના વિદ્યાપીઠે બ્લેકબર્ન કાર્યક્રમને અમલમાં મૂક્યો છે. અમૃતસરની ખાલસા કૉલેજ પણ આ યોજના અપનાવવાનો ઇરાદો રાખે છે.

આ યોજના પ્રચલિત કરવાના ઉદ્દેશથી કૉલેજના વર્તમાન પ્રમુખ ડૉ. રૉબર્ટ પી. લુડલમ એશિયા અને નજીક પૂર્વના દેશોના પ્રવાસે નીકળ્યા છે. ભારતમાં તેઓ છ અઠવાડિયાં રોકાશે. આ પ્રવાસ દરમિયાન તેઓ દિલ્હી, પંજાબ, ઉત્તર પ્રદેશ, મુંબઈ, અમદાવાદ અને મદ્રાસમાંની મહત્ત્વની શિક્ષણ સંસ્થાઓની મુલાકાત લેશે.



'ગાફિલ'

## વાત

બે નયનની વાત છે.
એ જ જગ સાક્ષાત છે.

વાત ચાર નયન તણી,
એ તો જગ પશ્ચાત છે.

છે દિવસ એની સ્મૃતિ,
વિસ્મૃતિ એ રાત છે.

હૈયું થડકે છે હજી,
જન્મનો આઘાત છે.

મનને પરસેવો વળે,
એ જ અશ્રુપાત છે.

પોત એક જ છે બધે,
ભિન્ન કેવળ ભાત છે.

કેમ ઠોકર ખાય ના?
માનવીની જાત છે.

કોઈ વાતે ના ખપે,
ખલ્ક જો ખેરાત છે.

મન મગન જો હોય તો
ઝૂંપડી મહોલાત છે.

વાહ ગાફિલની ગઝલ!
ગુંજતી ગુજરાત છે.





ઈશ્વર પેટલીકર

# વિવેકની સુગંધ

પોતાની જાતને ભણેલી ગણેલી અને સંસ્કારી કહેવડાવતો આપણો સમાજ વિવેકહીન પણ દરેક રીતે છે. એ નિંદારસમાં રચ્યો પચ્યો રહે છે. નિંદારસમાંથી એ છૂટે અને વિવેકની સુગંધ ફેલાવે એ માનવજાત માટે ખાસ જરૂરી છે...

નવવધૂએ કર્મ કરીને સાસરિયાંને જીતતાં આવડવું જોઈએ, તેની સાથોસાથ કર્મ કર્યા વિના અકર્મથી જીતતાં પણ આવડવું જોઈએ. કર્મ કરવામાં બળ પડે છે અને થાક પણ લાગે છે, જ્યારે અકર્મમાં એવી કંઈ તસ્દી લેવાની જરૂર પડતી નથી, એથી સહેજે થાય કે એ માર્ગે સાસરિયાં જીતાતાં હોય તો નવવધૂ એવી અકર્મણ્યતા સહેલાઈથી બજાવી શકશે. એ સહેલું દેખાતું હોવા છતાં અઘરામાં અઘરું કાર્ય છે. આપણા સૌમાં બીજા રસ ઓછાવત્તા વિકસ્યા હશે, પરંતુ નિંદારસ પૂરબહારથી વિકસ્યો હોય છે. આપણી મોટા ભાગની વાતો–ગપ્પાં–અલકમલક, મુખ્યત્વે જે ગેરહાજર હોય તેવા આપણા પરિચિતો, સ્નેહીઓ અને સગાં અંગે હોય છે અને તેમાં વિષય એમની નિંદાનો હોય છે. જો આપણે એમના સારપની વાત કરીએ છીએ તો એ લાંબો વખત ચાલતી નથી અને તેમાં નિંદા જેવો રસ પણ સૌને પડતો નથી. પરિણામે, એવી વાતો મોળી પડે છે અને રસહીન નીવડે છે. ગપ્પાં મારવાનો આપણી પાસે લાંબો સમય છે અને તેનો બીજો ઉપયોગ નથી એટલે નિંદારસ પોષાય તેવી જ વાતોમાં વખત જાય છે. નિંદા તો રોજરોજ આપણને શું જડે એટલે ચવાઈ ગયેલી જૂની એની એ વાતો ફરી ફરી કરતા આપણો અપરસ ઓછો થતો નથી.

આ નિંદારસને જો સરખાવવો હોય તો કૂતરાની હાડકું ચાટવાની ક્રિયા સાથે સરખાવી શકાય. રસ્તે અટવાતું હાડકું નજરે પડતાં કૂતરું મોંમાં ઘાલી સ્વાદિષ્ટ ભોજન મળી ગયું હોય તેમ નિરાંતે બેસીને ચાટે છે. હાડકું સૂકુંભટ હોય છે એટલે એમાંથી તલપૂર પણ માંસ પ્રાપ્ત થાય એવું નથી. વળી એ રૂક્ષ હાડકામાં સુંવાળપ પણ નથી કે એને ચાટવાથી જીભને મૃદુ સ્પર્શનું પણ સુખ પ્રાપ્ત થાય. છતાં કૂતરું તે મસ્ત બની બચકાવતું હોય છે. પરિણામે, એવું કઠોર હાડકું એના મોંમાં વાગ્યા કરે છે અને એના દાંતમાંથી લોહી નીકળે છે. એ લોહી કૂતરું જીભ વતી ચાટે છે અને સ્વાદ લે છે. એ એમ માને છે કે એ જે હાડકું ચાટે છે તેમાંથી લોહી નીકળે છે અને તે ભ્રમણાને લીધે એ હાડકા સાથે વધુ બાથોડિયાં મારે છે અને પોતાના મોંમાંથી વધુ લોહી કાઢે છે, ચાટે છે અને આનંદે છે.

આપણે પણ નિંદારૂપી હાડકાને વાતો દ્વારા ચાટીએ છીએ અને આપણી અંદર જે હીનવૃત્તિ–અપરસ પડ્યો છે તે ઝેર છે. અને જેમની વાતો કરીએ છીએ તે આપણા કરતાં ઊતરતા છે, આપણે એમના કરતાં ઘણા સારા છીએ તેમ આનંદીએ છીએ. પરંતુ તે વખતે આપણે ભૂલી જઈએ છીએ કે નિંદારસમાં મહાલવાની આપણામાં આટલી પ્રબળ વૃત્તિ પડી હોય ત્યાં સુધી આપણે સાચો આનંદ નથી ભોગવતા, પણ કૂતરાની માફક હાડકું ચાટી હીનતામાં મહાલીએ છીએ.

આ વૃત્તિ આપણા સૌમાં પ્રબળ પડી છે અને તેને સૌ ઓછાવત્તા પ્રમાણમાં પોષે છે. છતાં આપણને સૌને કોઈ આપણી નિંદા કરે તે બિલકુલ પસંદ હોતું નથી, જો કોઈ આપણી પાછળ આપણું ભૂંડું બોલે છે તેની ખબર પડે તો આપણે તેના તરફ નારાજ થઈએ છીએ. એની સાથે સંબંધ કાપી નાખીએ તેવું કંઈ દરેક વખત બનતું નથી, પરંતુ એના તરફની રુચિ ઘટે તો છે જ. જ્યારે એની આપણે પણ નિંદા કરતા હોઈએ છીએ, તે આપણા પક્ષના ગુણનો અભાવ આપણે ભૂલી જઈએ છીએ. એનું કારણ એ પણ છે કે આપણે બીજાની જે નિંદા





કરીએ છીએ તે સાચી છે. એનામાં એ દોષ છે તેમ ખાતરીપૂર્વક માનીએ છીએ. જ્યારે એણે જે આપણા દોષોની નિંદા કરી છે તે આપણામાં નથી તેમ માનીએ છીએ. વળી આપણે એવું પણ આશ્વાસન લઈએ છીએ કે માણસમાં જે દોષ ન હોય તે એનામાં આરોપીએ તો નિંદા થાય, પરંતુ જે વાત સાચી છે તે કરીએ તેમાં નિંદા શાની?

પરંતુ નિંદારસની જેને પરખ છે તે પોતાની જાતને તરત પામી જશે. બીજાના દોષો સાચા હોય તો પણ આપણે બીજાને કહેવા કેમ દોડી જઈએ છીએ– જાણ્યું? શું? કેતકીનો વિવાહ તૂટી ગયો. શું કહો છો? શાથી? કેતકીને અરુણ સાથે પ્રેમ છે તે કોણ નથી જાણતું? એ વાત કંઈ છાની રહેતી હશે? વરપક્ષવાળાએ એ જાણ્યું અને વિવાહ તોડી નાખ્યો. બહુ ખરાબ થયું. થયું તો ખરું સ્તો, પણ છોકરીનો પગ કુંડાળામાં પડી ના જાય તે માબાપે ધ્યાન ન રાખવું જોઈએ! બાપ રખાતને ઘેર પડ્યોપાથર્યો રહે, તેની અસર છોકરાં ઉપર ન થાય? છોકરી હજુ સારી છે, બાકી માબાપને કહ્યામાં ન રહે અને અરુણ સાથે પરણી જાય તો શું આબરૂ રહે? અરુણનો બાપ બે પૈસા કમાયો એટલે ધોબી મટી ગયો? વોશીંગ કંપનીમાં કમાય એટલે એ જૈન જોડે આવી શકે?

આ વાત સાચી હોય તો પણ બીજાને કહેવાની, બહાર ફેલાવવાની આપણી વૃત્તિ પાછળ સામાનું હિત જોવાનું છે કે એને હલકા પાડવાનું છે? એ વાત કરતાં બહાર ભલે આપણે દુઃખ થયાનું દેખાડતા હોઈએ, પણ અંતરમાં રાજી થઈએ છીએ કે નહિ? જો રાજી ન થતા હોઈએ તો એ કહેવાનો રસ આપણને આવે ખરો? આપણી જ દીકરીનું એવું બન્યું હોય, આપણે પણ એવા હોઈએ તો એ વાત બહાર ન ફેલાય તેમ ઇચ્છીશું કે નહિ? તો પછી પારકાની, પાડોશીની, સ્નેહીની કે સગાની વાત આપણે જ ફેલાવીએ તેથી એને દુઃખ પહોંચાડીએ છીએ કે સુખ? એ હકીકત સાચી હોય તેથી એ નિંદા મટી જતી નથી. એ નિંદા જ છે અને નિંદાના અપરસને પોષવા જ આપણે તે જ્યાં ત્યાં કહેતા ફરતા હોઈએ છીએ.

આવી નિંદા પોતાની થાય તેમ કોઈ ઇચ્છતું નથી એટલે નવવધૂ સાસરીમાં જાય છે ત્યારે પોતાના ઘરની નિંદા દ્વારા નવવધૂ દ્વારા બહાર ન ફેલાય તે માટે સૌથી વધુ સજાગ સાસુ થઈ જાય છે. ઘરના દોષો આજ સુધી બધાં લોકોની સગાઈથી બંધાયેલાં હોઈ જાણતાં છતાં ઢાંકી રાખતાં હતાં. નોકરોના ભાણામાં વહેરોઆંતરો થાય તે શેઠને ક્યારેય ગમ્યું નથી. એમણે શેઠાણીને તે બદલ ટોક્યાં પણ છે. પરંતુ શેઠાણીએ ભાણામાં તો શું પણ ચામાં પણ એવો ભેદ કાયમ રાખ્યો છે. ઘરનાંની ચા જુદી મુકાય અને નોકરોની ચા જુદી મુકાય. બંને ચા વચ્ચે ભાવ ફેર જોવા જાવ તો ૫૦ પૈસાનો, હલકામાં હલકી ચાનો ભાવ વધીને કેક ૩।। રૂપિયા થઈ ગયો હતો. મોંઘી તો જોઈએ તેટલી કિંમતની મળે પણ શેઠાણીનો જીવ ચાલતો ન હતો એટલે એમને માટે ૪ રૂપિયે રતલની લાવતાં હતાં. શેઠ કહેતા કે આઠ આના સારુ શું કામ જીવ બગાડો છો? વળી આ બધા ઘરખર્ચના પૈસા આપણે ચોખ્ખા વાપરતા પણ નથી. અર્ધ ઉપરના ચોરેલા (ઇન્કમટેક્ષ) વાપરીએ છીએ. પરંતુ શેઠાણી જેમ જેમ ધનમાં એમનો દરજ્જો વધતો ગયો તેમ તેમ મોટા શેઠીઆઓને ત્યાં વ્યવહારના અધિકારે જતાં થયાં હતાં અને બધે એમણે આ ભેદ જોયો હતો એટલે છાશમાં માખણ જાય અને પોતે બીજી શેઠાણીઓમાં ફુવડ ઠરે તે એમને માન્ય ન હતું. રસોઈમાં, ખાનમાં પણ એવો ભેદ રહેતો. ચોખ્ખું ઘી રસોયાને પણ સોંપવામાં આવતું નહિ. તાળાકુંચીમાં એમની પાસે રહેતું અને તે જાતે કાઢીને રોટલીમાં ચોપડતાં. રસોયા–નોકર માટે ડાલ્ડા ઘી જ વપરાતું.

શેઠને આ તફાવતું ગમતું, છતાં આવી નિંદા બીજા

કોઈની એમના વર્તુલમાં નીકળવા છતાં એમણે એમ જાહેર કર્યું નહોતું કે પોતાને ઘેર પણ એવું વર્તન થાય છે. જુવાન દીકરા–દીકરીમાંથી કોઈને ન પસંદ હોય છતાં એય પોતાના ઘરનું ભૂંડું દેખાય તેથી કોઈને કહે નહિ તેની શેઠાણીને પૂરી ખાતરી હતી. પરંતુ નવી આવેલી વહુ ઉપર સાસુને એવો ભરોસો હોતો નથી. એ પારકી જણી છે. એટલે સાસરિયાનું ભૂંડું દેખાય તેવું બોલતાં એને લાજ ન આવે તેમ એ માનીને ચાલે છે. આથી કોઈ પણ સાસુને નવી આવેલી વહુ પાડોશીઓ જોડે વધુ ઊઠબેસ કરે અને પેસનીકળ કરે તે પસંદ હોતું નથી. એનું કારણ બીજું કંઈ હોતું નથી પણ વહુ ઘરની વાતો જ એમની આગળ કરે, અને સારી વાતો કરે તેનો તો વાંધો જ ન હોય, પણ નિંદા જ કરે તેનો ભય હોય છે અને તેથી એ બહુ પાડોશમાં સાસુથી અલગ સંબંધ કેળવે તે વેઠાતું નથી. નવવધૂએ સાસરિયાંને અકર્મ દ્વારા જીતી લેવાનાં છે તે આ નિંદારસથી દૂર રહીને. દેખાવમાં આ કામ સહેલું સુતરું લાગે તેવું છે. જાગ્રત નવવધૂ હોય તો સંયમ રાખી એને સહેલું કરી પણ શકે, પરંતુ જો એ એનામાં પડેલા નિંદા-રસને વશ થઈને જાગ્રત ન રહે તો ઘણું વસમું પણ છે. જે લોકો એની સમક્ષ સાસરિયાંની નિંદા કરે છે તે જ લોકો એની જગાએ ઘરનું બીજું હોત, નણંદ, દિયર કે પતિ, જેઠ હોત તો એની એ જ વાત કરી હોત ખરી? જવાબ ચોખ્ખોચટ છે—ના જ કરે તો પછી એ જ લોક નવવધૂ સમક્ષ કેમ એ નિંદા કર-વાની હિંમત ધરાવે છે? એ એને પારકી જણી માને છે, સાસરિયાં અને એ જુદી છે તેમ સ્વીકારીને એ ચાલે છે. સાસરે આવ્યા પછી નવવધૂએ એ તો સ્વીકારી લીધું છે કે એ હવે સાસરીની છે પરણિત છોકરીને કોઈ એનું ગામ પૂછે તો એ પિયરનું નહિ, પણ સાસરિયાનું જ કહે છે. જો એ સાસરિયાંની બની ગઈ છે તો એણે સાસરિયાંને એની પ્રતીતિ કરાવી આપવી જોઈએ. એ પતિની બની ગઈ છે તેમ સ્વીકારી લઈને કોઈ એના પતિ વિરુદ્ધ કહેતું નથી. પરંતુ એ જ લોક સાસરિયાંની નિંદા કરવામાં હરકત જોતાં નથી.

એ સ્થિતિમાં નવવધૂએ પોતાની કસોટી કરવી જોઈએ. પતિની નિંદા સાંભળવી એને પસંદ પડતી નથી, એમાં રસ પડતો નથી અને દુઃખ થાય છે, તેમ સાસ-રિયાંની નિંદાથી એને દુઃખ થાય છે ખરું? જો ન થતું હોય તો સાસુને એના પ્રત્યે જે અવિશ્વાસ છે તે સકારણ છે તે સ્વીકારવું જોઈએ. પોતાના જ ઘરનું માણસ પોતાના ઘરના દોષો બહાર કહે, એવી નિંદામાં રસ લે તે કોઈને પણ ગમે? જો ન ગમે તેમ નવ-વધૂને સ્વીકાર્ય હોય તો પહેલા પરિચયમાં કોઈ એની સાથે સાસરિયાં અંગે વાતચીત કાઢી નિંદારસ માણવા પ્રયત્ન કરે તો એમને ચેતવી દેવાં જોઈએ– તમારે હવે સમજવું જોઈએ કે હવે હું એ ઘરની વહુ છું. એમના કુટુંબની જ એક સભ્ય બની છું પછી એમની નિંદા એ મારી જ નિંદા ગણાય. તમારા ઘરની નિંદા જો તમને ન ગમે તો મારા ઘરની નિંદા મને શી રીતે ગમે? મહેરબાની કરી મારી હાજરીમાં મારી સાસરીની નિંદાભરી વાત ન કાઢવી કે એમાં હું હાજરી પુરાવું તેવી આશા ન રાખવી.

સાસરિયાંને વહુ વિષે જો આટલી ખોળાધરી મળી જાય તો નવવધૂથી સાસુ જીતાઈ જતાં વાર ન લાગે. પરંતુ આપણે જે ચિત્રો જોઈએ છીએ તે એથી જુદાં જ હોય છે. નવવધૂને સાસરિયાં તરફનો જે અસંતોષ હોય છે તેની નિર્બળતામાં તણાઈ તે બીજાઓ સમક્ષ જાતે જ નિંદા કરવા લાગી જાય છે અને સાંભળનારાનો નિંદારસ પોષાય છે અને તે વહુની એ નિર્બળતાને પોષીને સાસરિયાં પ્રત્યે વધુ ને વધુ પૂર્વગ્રહવાળું માનસ સર્જે છે. અંતે એનું નુક-સાન નવવધૂને જ થાય છે. આથી નવવધૂએ પોતાનું આત્મનિરીક્ષણ કરવાનું ચાલુ રાખવું જોઈએ. મા-બાપ–ભાઈબહેનોના એ દોષ જાણતી હોય છે છતાં એ કોઈની સમક્ષ કહીને રાચવાનું એને મન થાય છે કે એ છૂપા રહે તેમ એ ઇચ્છે છે? એ જ પ્રમાણે

સાસરિયાં પ્રત્યે એને અસંતોષ હોય તો પણ એ અસંતોષ નાબૂદ કરવાનો માર્ગ એમની બહાર નિંદા કરવાનો નથી, પણ એનાથી દૂર રહેવાનો છે. બીજા સમક્ષ એ દૂર રહે એટલું જ નહિ પણ પિયરિયાં સમક્ષ પણ એ દૂર રહે તો એ મોટી સિદ્ધિ કહેવાય. સાસરીને પોતાનું ઘર બનાવ્યું છે ત્યારે એ એનો ધર્મ થઈ પડે છે.

ખુશામત ખુદાને પણ પ્રિય છે એમ કહેવત છે. એ પ્રિય છે કે નહિ તેની મીમાંસામાં ઊતરવાની અહીં જરૂર નથી, પણ એ કહેવત એટલું તો કહી જ જાય છે કે એ કહેવત સર્જનાર માણસને તો અચૂક પ્રિય છે. ખુશામત કરવી એ ખોટો ગુણ છે. જે તત્ત્વ માણસમાં ન હોય તે જાણીબૂઝીને ખુશ કરવા એનામાં આરોપવું એ મિથ્યાવચનથી દૂર રહેવું જોઈએ. પરંતુ ખુશામત ન કરવી તેનો અર્થ એવો નથી થતો કે એનાં વખાણ પણ ન કરવાં. જે માણસને ખુશામત પ્રિય નથી એને પણ પોતાનાં સાચાં વખાણ થાય એ તો પ્રિય હોય છે. નવવધૂએ સાસરિયાંની ખુશામતથી દૂર રહેવાનું છે, પરંતુ એથી એના વખાણથી દૂર રહેવું તેમ સમજવાનું નથી. દરેક માણસમાં જેમ નાનામોટા દોષ હોય છે તેમ એવા જ ગુણ પણ હોય છે. એ ગુણને ઓળખવા, એની કદર કરવી, તેનાં વખાણ કરવાં અને તે પોતાનામાં પણ ઊતરે તેવો પ્રયત્ન કરવો, તે સાસરિયાંને જીતવાની હકારાત્મક ક્રિયા છે. નિંદા ન કરવાની નકારાત્મક ક્રિયાથી સાસરિયાંને દુઃખ ન થાય, તો પ્રશંસાની હકારાત્મક ક્રિયાથી એ ખુશ થાય છે. નેગેટીવ અને પોઝીટીવ પ્રવાહો જ્યારે ભેગા થાય ત્યારે જ પ્રકાશ થાય છે. તેમ નવવધૂએ પણ આ બંને પ્રવાહોનું વર્તુલ પૂરું કરીને પોતાનો પ્રકાશ સાસરીમાં પાથરવાનો છે.

આ પ્રશંસા કરતી વખતે નવવધૂએ પણ સજાગ રહેવાનું છે કે એ પિયરિયાંના વખાણમાં ન પડી જાય. પિયરમાંથી એનું શરીર–સંસ્કાર પોષાયાં છે એટલે એમનું ઋણ હૈયામાં ગમે તેટલું હોય પણ એનું સાસરીમાં પ્રદર્શન કરવાની ભૂલ ન થવી જોઈએ. સાસરિયાં ગમે તેટલાં સંસ્કારી હોય પણ વહુ એનાં પિયરિયાંને વખાણે તેથી એમને અજાગ્રત મનમાં એવી વૃત્તિ જગાડે છે જાણે એ દ્વારા વહુ એવું માને છે કે સાસરી ઊતરતી છે ! પિયરિયાંના વખાણ કરવાનો જો કોઈનો ધર્મ હોય તો સાસરિયાંનો છે. એ અદા કરવો કે ન કરવો એ એમને જોવાનું છે. પરંતુ એ અદા ન કરતાં હોય તેથી વહુને તે ભાર ઉપાડવાનો નથી અગર તે અદા કરતાં હોય તો એથી હરખાઈ જઈને એમાં તણાઈ વખાણ કરવા લાગી જવાનું નથી. તેમાંય વળી જો પિયર પ્રતિષ્ઠિત હોય, કેવળ વડીલનું નામ દેવાથી સમાજ આખો ઓળખતો હોય, ત્યારે સાસરિયાંની હાજરીમાં કોઈ ન પૂછે તો પિયરનું ઓળખાણ આપવું નહિ. વહુએ હવે સાસરિયાંના ઘરથી ઓળખાવાનું છે એટલે તે ઓછું જાણીતું હોય તો પણ એનો જ ઉલ્લેખ કરવાનો છે. પિયરનું ઓળખાણ આપવા પાછળ નવવધૂએ કંઈ હેતુ ન હોય તો પણ સાસરિયાંને પિયરીયાંથી ઝાંખા પાડવાની ગ્રંથિ ઊભી થાય છે.

એનો અર્થ નવવધૂએ સાસરિયાં સમક્ષ કે બીજા લોકો સમક્ષ બીડ્યાસીડ્યા રહેવાનું છે અને મોં બંધ રાખવાનું છે એવું નથી વાતચીત વિના માણસ મૂંગું મૂંગું આનંદ મેળવી શકતું નથી અને મૌનની શિક્ષા એને મોટામાં મોટી થઈ પડે છે.

નવવધૂમાં જો આવડત હોય, સૂઝ હોય અને સામાન્ય જ્ઞાનનો વિસ્તાર હોય તો વાતચીતના વિષયનો તોટો પડતો નથી. જે લોકો નિંદારસમાં રાચે છે અને તેમાંથી બહાર નીકળતા નથી તેમની પાસે નવું ભાથું નથી એમ માનવું જોઈએ.

જો નવવધૂમાં કર્મ અને અકર્મની કર્તવ્યબુદ્ધિ હશે અને વિવેકની સુગંધ હશે તે સાસરીમાં જતાં એક એની ખુશબો મહેકાવી મૂકશે કે વડીલોથી માંડી

વિજયકુમાર ત્રિવેદી

# અમરતકટોરામાં ઝેર

ભલભલા સત્ય અને નીતિના આગ્રહીઓ પણ ચંચળ મનાતી લક્ષ્મી પાસે લપસી પડે છે ત્યારે પોતાની સાથે અનેકોની ખાનાખરાબી કરી મૂકે છે તે નક્કર સત્યને આ પ્રસંગ સચોટ રીતે રજૂ કરે છે. માણસ આટલી હદ સુધી માણસાઈને નેવે મૂકી શકે છે ત્યારે તો...

ચુનીભાઈ ગામના એક સામાન્ય ખેડૂત હતા. થોડી જમીન હતી. તેમાંથી ખેતી કરી માંડ પોતાનું પોષણ કરતા. સંતાનમાં માત્ર એક જ દીકરી હતી. ચુનીભાઈ પ્રગતિશીલ વિચારના હતા. તેમની ઇચ્છા પોતાના ગામમાં વારિગૃહ થાય તેવી હતી. ગામની દરેક પ્રવૃત્તિમાં તેઓ મોખરે રહેતા. ધન પાસે ન હતું, પરંતુ તનથી દરેક રીતે ગામના સાર્વજનિક કામમાં તે ઘસાઈ છૂટતા હતા.

એવામાં ચુનીભાઈને ક્ષય લાગુ પડ્યો. એમનાં પત્ની જીવીબહેને ચુનીભાઈની ચાકરી કરવામાં કમીના રાખી નહિ. ગામના યુવાનોએ પણ બને તેટલી દોડાદોડી કરી. શહેરના ડાક્ટરો પણ ચુનીભાઈની દવા નજીવી ફીથી કરવા તૈયાર હતા. પરંતુ મોંઘાં ઈન્જેક્શનો અને મોંઘી દવાના પૈસા ક્યાંથી લાવવા? જીવીબહેને પોતાના દાગીના વેચી માર્યા. મિત્રોએ થોડી મદદ કરી, પરંતુ તે લાંબુ ચાલ્યું નહિ. છેવટે ભારતના કેટલાક નાગરિકો આ જીવલેણ બીમારીમાં જાય છે તેમ પાછળ પત્ની, પુત્રી અને થોડી જમીન તથા રૂપિયા પાંચ હજારનો વીમો મૂકીને ચુનીભાઈ સ્વર્ગે સીધાવ્યા.

પાંચ હજારના વીમાએ લોકોને જીવીબહેન પાસે ફેરા ખાતા કરી મૂક્યા. બધા જાણતા હતા કે મિલકતમાં માત્ર આટલી જ મૂડી છે. છતાં કેટલાક બારમું કરવાની સલાહ આપનાર નીકળ્યા; કેટલાકે પાંચ હજાર ખરચીને છોકરી માટે સારો વર શોધી લાવવાની સલાહ આપી. આવી કેટલીય સલાહ જીવીબહેનને મળી પરંતુ તેમણે કોઈની સલાહ માની નહિ. પોતાનો વિચાર કોઈને જણાવ્યો પણ નહિ. વીમાના પૈસા બેન્કમાં મૂક્યા અને લોકોને તેના ઉપયોગ માટે ફાવે તેમ અટકળો કરવા દીધી.

છેવટે ચુનીભાઈના મરણને બાર મહિના થવા આવ્યા અને વરસી વાળવાનો વખત આવ્યો. લોકો માનતા હતા કે વરસી ઉપર જીવીબહેન મોટો જમણવાર કરશે. જીવીબહેને આમાંનું કંઈજ ન કર્યું. કોઈને જમાડ્યા સિવાય વરસી વાળી નાખી. વરસીના બીજે દિવસે ફાંટમાં રૂપિયા પાંચ હજારની નોટો લઈ છોકરીને આંગળીએ વળગાડી જીવીબહેન પંચાયતની ઑફિસે ગયાં. 'લ્યો આ રૂપિયા. આનું વૉટરવર્કસ કરો. લોકોને ચકલીએ પાણી ભરાવો અને ઢોરના હવાડા છૂટથી ભરો!'

સરપંચે અને પંચાયતના બીજા સભાસદોએ જીવીબહેનને આટલા બધા પૈસા વૉટરવર્કસમાં ન આપવા સમજાવ્યાં. છતાં જીવીબહેન એકનાં બે ન થયાં. તેમણે આગ્રહ કર્યો કે આખું વૉટરવર્કસ તેમના પૈસા અને સરકારની મદદથી જ થવું જોઈએ. તેમણે એમ કહ્યું કે આમ છતાં પૈસા ખૂટે તો કહેજો. મારી એક ચૂડી છે તે પણ વેચી મારીશ.

ગામ આગેવાનોની ઇચ્છા હતી કે જીવીબહેન પૈસા પોતાની જ પાસે રાખે. જીવીબહેનને પૈસાની જરૂર હતી જ. ખેતીની આવકમાંથી પૂરું થતું નહિ એટલે

---

નાનાઓ સુધી દરેકને એમ વસી જશે કે એના આવવાથી પોતાને કાંઈ આહ્લાદક સુખ પ્રાપ્ત થયું. ઘરની મધુરતામાં અને સુંદરતામાં વધારો થયો છે. આટલી ઉચ્ચ કારકિર્દી નવવધૂએ સાસરીમાં કાઢવી એ સહેલું કામ તો નથી જ. પરંતુ એ ઊંચો આદર્શ રાખી દરેક નવવધૂએ પોતાનામાં રહેલી શક્તિ પૂરેપૂરી ખર્ચવી જોઈએ તે ધર્મ એણે સ્વીકાર્યો હશે તો એને ઓછીવત્તી સફળતા વર્યા વિના નહિ રહે.







કપાળમાં ચાંલ્લો કરીને જીવીબહેનની સાથે આવી હતી, બરાબર દસ વાગ્યે સરઘસ ગામમાં ફરીને વૉટરવર્કસના સ્થળ પાસે આવી પહોંચ્યું. આસપાસના ગામના આગેવાનો પણ મોટી સંખ્યામાં આવ્યા હતા. શાળાના શિક્ષકનો ઉત્સાહ અજબ હતો. તેણે આ પ્રસંગ માટે બાળાઓ પાસે ખાસ ગરબો તૈયાર કરાવ્યો હતો. શાંતા પણ ગરબામાં હતી.

ટાંકીની નીચે ઉદ્‌ઘાટનનો વિધિ થવાનો હતો. સુંદર સિંહાસન મૂકવામાં આવ્યું હતું. ગામલોકોએ આ પ્રસંગ માટે ચુનીભાઈનો ફોટો એન્લાર્જ કરાવ્યો હતો અને તે પંચાયત–ઘરમાં મૂકવાનો હતો. અત્યારે આ સુંદર ફોટો સિંહાસન ઉપર મૂકવામાં આવ્યો હતો. ચુનીભાઈ ફોટામાં પણ જાણે પોતાની લાંબા વખતની મુરાદ બર આવતી હોય તેથી હસુ હસુ થઈ રહ્યા હતા.

પ્રાર્થના થઈ. ગરબો ગવાયો. ઉદ્‌ઘાટનની તૈયારી થઈ ગઈ. ગામની વીસ બાળાઓ નવાં કપડાં પહેરી ચકચકતાં બેડાં ને ભરત ભરેલી ઉઢાણીઓ સાથે નળ નીચે બેડાં મૂકીને તૈયાર ઊભી હતી. કાયમનું ગંદુ પાણી પીતા હરિજનો માટે પણ બે નળ મૂકવામાં આવ્યા હતા. તેમના ઉત્સાહનો પણ પાર નહોતો.

'ચાલો શાંતાબહેન આવી જાઓ.' ગામના સરપંચે કહ્યું. જીવીબહેન સાથે શાંતા પહેલાં ચુનીભાઈના ફોટા પાસે ગઈ. 'તારા બાપુને પગે લાગ' કહેતાં કહેતાં જીવીબહેનની આંખો ભીની થઈ ગઈ. આ દૃશ્ય જોનાર સહુની આગળ ચુનીભાઈ ખડા થયા. આજે ચુનીભાઈનું સ્વપ્નું સિદ્ધ થયું હતું, પરંતુ તે જોવા ચુનીભાઈ હાજર નહોતા તેનો સહુને અફસોસ હતો. જીવીબહેન પણ પગે લાગીને મનમાં બોલ્યાં : 'આજે હવે તમારા આત્માને શાન્તિ વળશે. છોકરીને આશીર્વાદ આપજો કે સુખી થાય.' જીવીબહેનની વાણી કોઈએ સાંભળી નહિ, પરંતુ જીવીબહેનની આંખોનાં આંસુએ સહુને વાત સમજાવી દીધી.

ભારે આનંદ વચ્ચે શાન્તા આવીને પાટલા ઉપર બેઠી. પાછળ જીવીબહેન ઊભાં હતાં. ગોર મહારાજ અરધા સંસ્કૃત, અરધા ગુજરાતીમાં સ્તોત્રો બોલવા લાગ્યા. ઢોલ, ત્રાંસા અને બૅન્ડના સૂરો ગાજી રહ્યા. ચકલીઓ નીચે છોકરીઓ મલકાતી ઊભી હતી. ગામ આનંદની પરાકાષ્ઠા અનુભવતું હતું. અને આકાશમાંથી જાણે વીજળી પડી. ઓછા સીમેન્ટ અને લોખંડવાળી ટાંકી એક કડાકા સાથે તૂટી પડી. બાંધકામખાતાનું પાપ જાણે પોકારી ઊઠ્યું હોય તેમ સીમેન્ટના થાંભલાનાં મોટાં ગચ્ચાં રાક્ષસના મોં જેવાં પહોળાં થઈ ગયાં. બધે જળબંબાકાર થઈ ગયું. એક ક્ષણમાં શું થયું તેનો કોઈને ખ્યાલ આવ્યો નહિ. આવ્યો માત્ર સુબોધ અને ઓવરશિયરને.

ટાંકીના કકડેકકડા થઈ ગયા હતા. શાંતા તો ચગદાઈને ત્યાં જ મરણ પામી હતી. જીવીબહેન તથા બીજાં કેટલાંય દબાઈ ગયાં હતાં. કોઈને શું કરવું તે સૂઝતું નહોતું. કેટલાક સમયસૂચક જુવાનિયા કાટમાળ ખસેડી દબાયેલાંને બહાર કાઢવાની વેતરણમાં પડ્યા હતા. સુબોધની સુધ ઊડી ગઈ હતી, પણ તે આમાં જોડાયો હતો. શાન્તાને બહાર કાઢી તો જોનારને ચીતરી ચડે એવું દૃશ્ય હતું. તે તો ઓળખાય તેવી પણ નહોતી રહી. તેનું શરીર લોહી અને માંસનો એક લોચો જ દેખાતું હતું. જીવીબહેનને બહાર કાઢ્યાં ત્યારે તેમનું માથું ફૂટી ગયું હતું. બે પગ ભાંગી ગયા હતા અને આખા શરીરમાંથી લોહી વહેતું હતું. તેમનામાં બોલવાની શક્તિ નહોતી પરંતુ તેમની આંખો ખુલ્લી હતી અને તે શાંતાની શોધમાં હતાં.

સુબોધની નજર જીવીબહેન ઉપર પડી. જીવીબહેનની આંખોએ સુબોધને જોયો. બેની નજર એક થઈ. જાણે કોઈ વીજળીનો સંચાર થયો હોય તેમ સુબોધે ઝણઝણાટી અનુભવી. જીવીબહેન પોતાના જીવનનો છેલ્લો સંદેશો આંખથી સુબોધને આપતાં હોય તેમ એમણે તરત આંખ સદાની મીંચી! બે રૂપીઆની લાલચે ઉદ્‌ઘાટન કરાવવા બેઠેલો ગોર પણ ખલાસ થઈ ગયો હતો. બીજામાં એકની સ્થિતિ ગંભીર હતી.

જીવીબહેનનો સંદેશો સુબોધના હૃદયમાં સોંસરો પેસી





ગયો. હજી પણ તેની આંખો આગળ છબીબહેનની ઠપકો આપતી બે આંખો તરવરતી હતી.

ઘેર આવીને તે સીધો પથારીમાં જ પડ્યો. તે દિવસે તેણે ખાધુંપીધું નહિ. આખી રાત તે લવારો કર્યે જ ગયો. તેની પત્ની ચોંકી ગઈ. બીજા દિવસથી તેને તાવ લાગુ પડ્યો. તેના પિતાને ખબર આપવામાં આવી. તે તરત આવી પહોંચ્યા. અનેક ડૉક્ટરોને બતાવવામાં આવ્યું. તપાસનાર સહુ જ કહેતા કે તેને કોઈ જાતની શરીરની કે મગજની બીમારી નથી. છતાં સુબોધ કહેતો—મને મગજનો ક્ષય થયો છે.

સુબોધના ખાતાના માણસોમાં એક જાતનો ફફડાટ થઈ રહ્યો. સહુ સુબોધને જોવા આવતા ત્યારે તેમને ગાળો દેતો અને કહેતો કે, 'તમે કોઈ જ બચવાના નથી. બધા જ મરવાના છો. બધાને બ્રેઈન ટી. બી. થશે!' આવો કોઈ રોગ જ નથી એમ ડૉક્ટરોએ કહ્યું પણ એના મગજમાંથી એ બ્રમણા ગઈ જ નહિ! ડૉક્ટરોથી કંટાળી છેવટે પિતાએ દોરાધાગા અજમાવી જોયા. તેમણે સુબોધની માંદગીનો ઇતિહાસ મેળવી જોયો અને નિદાન કર્યું કે સુબોધને છબીબહેનનું ભૂત વળગ્યું છે!

કેટલીકવાર તેને સ્વપ્નમાં છબીબહેન દેખાતાં-'સાહેબ મારું કામ બગાડશો નહિ' એમ કહેતાં સંભળાતાં. એમને ઘંટી ફેરવતાં જોતો! જ્યારે છબીબહેનની, ઇજા થયા પછી જે છેલ્લી આંખો એના પર પડી હતી તે તેની નજર સમક્ષથી ખસતી નહિ.

કોઈપણ દવા કામિયાબ નીવડી નહિ, દોરાધાગા પણ નકામા નીવડ્યા, દિવસે દિવસે તેની ઊંઘ ઓછી થવા માંડી. વારંવાર ઝબકીને બોલી ઊઠતો, 'મગજનો ક્ષય! મગજનો ક્ષય!' ખોરાક બિલકુલ લેતો નહોતો, તેનું શરીર દિવસે દિવસે ઘસાતું ચાલ્યું.

તેની પત્ની સુમિત્રાને જોતાં તે ઉશ્કેરાતો. 'કમજાત, શા માટે તેં ફ્લાવરપૉટ લીધું?'—એ તેને જોતાં જ પોકારી ઊઠતો. 'હું શું કરું, તમે કહ્યું તેમ કર્યું.' સુમિત્રા આવો કંઈક ખુલાસો કરતી. પરંતુ ખુલાસો સાંભળીને તો સુબોધ વધુ ઉશ્કેરાતો. પરમાનંદદાસ અને તેમનાં પત્નીએ નક્કી કર્યું કે સુમિત્રાને સુબોધની નજરે પડવા જ દેવી નહિ.

પેલો ઓવરશિયર તો ફરી દેખાયો જ નહિ. સુબોધ ઘણીવાર બબડતો, 'હાથમાં આવે તો સાલા જાડિયાનો ચૂરો કરી નાખું' અને તેને થતું કે જો તે જાડો ઓવરશિયર હાથમાં આવે તો જેવો ટાંકીનો ચૂરો થયો તેવો જ તેનો ચૂરો કરી નાખું.

છેવટે જે શબ્દો અને વિચારે તેની આ દશા કરી તે શબ્દો 'મગજનો ક્ષય' બોલતો બોલતો, હવે તેને કંઈ સજા ભોગવવાની બાકી રહી ન હોય તેમ સુબોધ માતાપિતા અને પત્નીને વિલાપ કરતા મૂકી ઈશ્વરના દરબારમાં ચાલ્યો ગયો.



નવજાત બાળકોની દૃષ્ટિ સાદી સપાટીઓ કરતાં ભાતવાળી સપાટી ઉપર વધુ ઠરે છે, એમ અમેરિકાના એક માનસશાસ્ત્રી જણાવે છે.

દસ કલાકથી માંડીને પાંચ દિવસ સુધીની ઉંમરનાં ૧૮ જેટલાં બાળકો ઉપર કરવામાં આવેલા પ્રયોગો દર્શાવે છે કે બાળકો સામયિકોનાં ચિત્રોવાળી, નિશાન તાકવા માટેની કે રેખાચિત્રોવાળી સપાટીને સાદી, પીળી કે સફેદ એવા એક જ રંગની સપાટી કરતાં વધુ પસંદ કરે છે.

આ પ્રયોગો કરનાર ઓહાયો રાજ્યમાં ક્લિવલેન્ડ ખાતે આવેલી વેસ્ટર્ન રિઝર્વ યુનિવર્સિટીના ડૉ. રોબર્ટ એલ. ફેન્ટ્ઝે જણાવ્યું હતું કે બાળકો જુદી જુદી આકૃતિઓ ઓળખી શકે છે અને પહેલાં ધારવામાં આવતું હતું તેમ ઓળખવાની શક્તિ શીખવી પડતી નથી.



બકુલ ત્રિપાઠી

# સિકંદરની સ્વારીનો ભેદ

વાચકોનું ઇતિહાસ વિષેનું જ્ઞાન વધે અને ઇતિહાસમાં વધુ રસ લેતાં થાય એ ઉદ્દેશથી આ ઐતિહાસિક ચઢાઈ વિષેની ચર્ચા અહીં પત્રો દ્વારા રજૂ થઈ છે. હિંમતવાળાં વાચકો એ છેક સુધી વાંચી જવા શક્તિમાન નીવડે તો જ...

વિદ્વાનશ્રી,

છેલ્લા કેટલાક દિવસથી મને મુંઝવ્યા કરતો એક અગત્યનો પ્રશ્ન અહીં રજૂ કરું છું. સૂઝે તો એનો ઉત્તર આપી આભારી કરશો.

ઇતિહાસમાં લખ્યું છે કે સિકંદરે ભારત પર ચઢાઈ કરેલી; હવે મારો પ્રશ્ન એ છે કે સિકંદરે ભારત પર ચઢાઈ કરી હતી ખરી? કરી હતી તો શા માટે કરી હતી? નહોતી કરી તો શા માટે નહોતી કરી? જો કરી હોય તો એ ચઢાઈ જ હતી કે બીજું કંઈ! ચઢાઈ જ હોય તો તે સિકંદરની જ હતી કે બીજા કોઈની? સિકંદરની જ હતી તો તે ભારત પર જ કે બીજા કોઈ પર? અને એ ભારત પર જ હતી તો ક્યારે હતી? એનો સમય ક્રસ્વીસન પૂર્વે હતો કે પછી? પૂર્વે હતો તો શા માટે હતો? પશ્ચિમે શા માટે ન હતો? ઉત્તરે શા માટે ન હતો? દક્ષિણે શા માટે ન હતો? ઇશાનમાં શા માટે ન હતો? અગ્નિમાં શા માટે ન હતો? પૂર્વે જ શા માટે હતો?

અત્યારે સિકંદરની સ્વારીના આ ઐતિહાસિક પ્રશ્નનો ઉત્તર મેળવવો ખૂબ જરૂરી છે. એ જરૂરી હોવાનું એક ખાસ કારણ છે. એ જરૂરી છે કારણ એ આવશ્યક છે અને આવશ્યક છે કારણ એ પ્રશ્ન મહત્વનો છે. તમે પૂછશો મહત્વનો શા માટે છે? તો જવાબ આટલો જ છે, એ સવાલ મહત્વનો છે કારણ કે એ સવાલ અગત્યનો છે.

તો ઉપરના પ્રશ્નોનો ઉત્તર આપી આભારી કરશો.

એ જ. લિ૦ ક૦

[૨]

ભાઇશ્રી,

તમે ઊભો કરેલો ચર્ચાસ્પદ મુદ્દો જાણ્યો. ઐતિહાસિક પુરાવાઓ અને બીજી સંશોધનની સામગ્રી દ્વારા આપણે નક્કી કરવાનું એ છે કે હિંદે સિકંદર પર ચઢાઈ કરેલી કે નહીં? ચઢાઈ કરેલી તે સિકંદર પર કે ઇરાન પર?

અને તે હિંદે જ કરેલી કે બીજા કોઈએ?

ટૂંકમાં સામાન્ય માણસની સરળતા માટે પ્રશ્ન સરળ રીતે મૂકવો હોય તો એટલો જ કે કોઈએ કોઈના પર ચઢાઈ કરેલી ખરી? કોઈએ એવું કહ્યું છે ખરું કે કોઈએ કોઈના પર ચઢાઈ કરેલી? કોઈનું કહેવું હોય કે કોઈએ કોઈના ઉપર ચઢાઈ કરેલી, તો બીજો સવાલ એ છે કે કોઈએ કોઈના પર ચઢાઈ નહોતી કરી એમ કહેનારું કોઈ છે ખરું? તો કોઈએ કોઈના પર ચઢાઈ કરેલી તેમ કહેનાર, અને કોઈએ કોઈના પર ચઢાઈ નહોતી કરી એમ કહેનાર, એ બેમાંથી ખરું કોણ એ કહી શકનાર કોઈ છે ખરું? એ કયા પુરાવાના આધારે કહી શકે છે કે, કોઈએ કોઈના પર ચઢાઈ કરેલી અથવા નહોતી કરી?

આમ સરળ રીતે આ પ્રશ્ન જાહેર જનતા આગળ રજૂ કરીએ છીએ. વિદ્વાનો અને ઇતિહાસમાં રસ લેનારાઓ એના પર પ્રકાશ ફેંકશે?

લિ૦ ખ૦

[૩]

મુરબ્બી,

તમારા પ્રશ્નો વાંચ્યા, વિચાર્યા.

મારું માનવું છે કે સિકંદરે હિંદ પર ચઢાઈ નહોતી કરી. ચઢાઈ નહીં કરવા માટે એની પાસે ખાસ કારણ હતું. કારણ એ હતું કે સિકંદર હિન્દુસ્તાનનો જ હતો. તમે પૂછશો સિકંદર હિન્દુસ્તાનનો જ હતો અને ગ્રીસનો નહોતો એમ શા પરથી માનવું? કયા શિલાલેખોના આધારે? કયા પુરાવાના આધારે? તો જવાબમાં નોંધશો કે સિકંદરે ભારત પર ચઢાઈ

નહોતી કરી એ વસ્તુ જ બતાવે છે કે સિકંદર ભારતનો હતો. આ વસ્તુ સ્પષ્ટ છે.

મને લાગે છે કે હવે આ ચર્ચા પરત્વે કોઈને કંઈ કહેવાનું નહીં રહ્યું હોય.

એ જ. લિ૦ બ૦

[૪]

વિદ્વાનશ્રી,

આપના મંતવ્ય સાથે હું મળતો થતો નથી. આપ જણાવો છો કે ભારતે સિકંદર પર ચઢાઈ કરી જ નહોતી. હું માનુ છું કે ભારતે સિકંદર પર ચઢાઈ કરી હતી.

આમ માનવાનું કારણ એ છે કે પુરાણોમાં એવું લખ્યું છે. અને પુરાણો તો આ ચઢાઈ પૂર્વે ઇસ્વીસન પૂર્વે ૮૦૦માં લખાયેલા, જ્યારે ચઢાઈ ઇસ્વીસન ૧૦૫૨માં થયેલી એથી પુરાણો ચઢાઈ વિષે જે કહે તે ખરું જ હોય એમ માની શકાય. પુરાણકારોનું જ્યોતિષનું જ્ઞાન અદ્દભુત હતું.

મને લાગે છે કે હવે કોઈએ કંઈ કહેવાનું નથી એટલે આ રસમય ચર્ચા અહીં જ અટકવી જોઈએ.

એ જ. લિ૦ ક૦

[૫]

મહેરબાન ભાઈશ્રી,

શ્રી. ક૦ તથા શ્રી. બ૦ના મુદ્દાઓ વાંચ્યા પછી ઇતિહાસ વિષેના એમના અજ્ઞાન પર હસવું આવે છે. એમણે કહ્યું છે કે ઈરાને સિકંદર પર ચઢાઈ નહોતી કરી. પણ મારી માન્યતા છે કે સિકંદરનું મૂળ નામ શકીન્દ્ર હતું. અને શકીન્દ્ર એટલે શક લોકોનો રાજા. શક લોકો હૂણ લોકોના જમાનામાં થઈ ગયા.

જો કે કેટલાક વિદ્વાનોનું મંતવ્ય છે કે શક લોકો હુણ લોકોના જમાનામાં નહોતા થઈ ગયા પણ હુણ લોકો શક લોકોના જમાનામાં થઈ ગયેલા. ભાસ્કર કહે છે શક લોકો હુણના વખતમાં થયેલા જ્યારે શંકર કહે છે કે હુણ લોકો શકોના જમાનામાં થઈ ગયા. આ પ્રશ્નનો ઉકેલ લાવ્યા વિના સિકંદરના પ્રશ્નનો ઉકેલ નહીં આવી શકે એમ માનું છું. તો યોગ્ય ઉત્તર આપશો, યા તો મારું કથન સ્વીકારી લેશો.

એ જ. લિ૦ ચ૦

[૬]

વિદ્વાનશ્રી,

સિકંદરની સ્વારી અંગેની આ ચર્ચા હવે ઘણી ચાલી. હું જે કહીશ તે પછી આમાં કોઈને કંઈ કહેવાનું નહીં રહે એટલે એ કહીને આ ચર્ચા સમાપ્ત કરીશું. પ્રશ્ન એ છે કે સિકંદરે ભારત પર ચઢાઈ કરી હતી કે નહીં ? એ પ્રશ્નનો ઉકેલ લાવતા પહેલા જાણવું જોઈએ કે સિકંદર કોણ હતો ? ક્યાંનો હતો ? કઈ જાતનો હતો ? શો ધંધો કરતો હતો ? અને અંતે સિકંદર હતો જ કે નહીં, એ પ્રશ્નનો પણ ઉકેલ લાવવો પડશે.

પુરાણોમાં સિકંદરનો ઉલ્લેખ છે તે પરથી માની શકાય કે સિકંદર હતો. પુરાણોમાં 'શચીન્દ્ર'નું નામ આવે છે, શચીન્દ્ર એટલે શચિ + ઇન્દ્ર, શચિનો પતિ ઇન્દ્ર યાને દેવોનો રાજા ઇન્દ્ર એ શચીન્દ્ર પરથી શકીંદર પરથી સિકંદર થયું. આમ સાબિત થાય છે કે સિકંદર એ જ દેવોનો રાજા ઇન્દ્ર હતો, ઇન્દ્ર એ મેઘનો– વર્ષાનો દેવ ગણાય છે. ઈસ્વી. પૂર્વે એકવાર ભારતમાં ખૂબ મૂશળધાર વરસાદ પડેલો ત્યારે કોકે કહ્યું કે 'અહાહાહા, આજે તો સાક્ષાત શચીન્દ્રએ ભારત પર ચઢાઈ કરી છે.'

બસ તે વખતથી સિકંદરે ભારત પર ચઢાઈ કરી એ પરંપરાનો આરંભ થયો. એ સિકંદર એટલે કે શચીન્દ્ર એટલે કે મેઘે આ રીતે ભારત પર ચઢાઈ કરેલી એમ માનવામાં આવે છે, અને ઇતિહાસની ચોપડીઓમાં લખવામાં આવે છે.

સિકંદર એટલે મેઘ અને ઇરાનના જરથોસ્તી લોકો અગ્નિને પૂજતા. આથી મેઘને અને અગ્નિને જે સ્વાભાવિક વૈમનસ્ય છે એ હિસાબે સિકંદરને ઇરાન પર વેર હોય એ સ્વાભાવિક છે. આ કારણથી સિકંદરે ઈરાન પર ચઢાઈ કરી હોય અને ભારત

પર નહીં એમ માનવું વધુ વાજબી છે.

અમારા આ વિદ્વતાભર્યા મંતવ્યથી ઘણા વિદ્વાનો વિરુદ્ધ પડશે. પણ હોય એ તો. આ સંસારમાં ઘણાઓ ઘણાની વિરુદ્ધ પડે છે. ઇતિહાસ અંગે તો એવું છે જ. ઇતિહાસ હકીકતનો વિષય છે કે કલ્પનાનો, અરે, ઇતિહાસ એ વિષય જ છે કે નહીં, એ નક્કી નહીં થાય ત્યાં સુધી, વિદ્વાનો ઇતિહાસ પર ચઢાઈ કરવાના.જ. એનો શોક કરવો મિથ્યા છે. ઇરાનના બાદશાહ દારાયસે પણ ઈસ્વીસન પૂર્વે ૮૯૯ના એક શિલાલેખમાં લખ્યું છે કે શોક કરવો મિથ્યા છે. આથી અમે પણ આ ચર્ચા અત્રેથી સમેટી લઈએ છીએ, અને સિકંદરે ભારત પર સ્વારી કરેલી કે ભારતે સિકંદર પર સ્વારી કરેલી એ પ્રશ્ન ભવિષ્યમાં કો'ક વાર કહી ઉકેલવા માટે રાખીએ છીએ. જો કે અમે અંગત રીતે તો માનીએ છીએ જ કે ભારતે સિકંદર પર ચઢાઈ કરેલી પણ એમ તો બીજા કેટલાંક અંગત રીતે એમ પણ માને છે કે ઈરાને સિકંદર પર ચઢાઈ કરેલી. સિકંદર અંગત રીતે એમ માનતો હતો કે પોતે ભારત પર ચઢાઈ કરી છે જ્યારે ભારત અંગત રીતે એમ માનતું હતું કે સિકંદરે ઈરાન પર ચઢાઈ કરી છે. અને ઈરાનનો દારાયસ અંગત રીતે એમ માનતો હતો કે ભારતે ઈરાન પર ચઢાઈ કરી છે.

ટૂંકમાં કોઈએ કોઈના પર ચઢાઈ કરેલી, કોણે કોના પર ચઢાઈ કરેલી એ તો તે જમાનાના લોકોને પણ ખબર નહોતી એમ શિલાલેખો પરથી જણાય છે, તો આપણને તો શેની જ ખબર હોય ? ગમે તેમ હોય. હવે ઘણું મોડું થઈ ગયું છે, એવી ચર્ચાઓ આટોપી લેવામાં આવે છે.

જો કે આખી ચર્ચા ફરીથી વાંચી જતાં અમને લાગે છે કે કદાચ કોઈએ જ કોઈના પર ચઢાઈ ન કરી હોય એમ પણ બને. પરંતુ હવે ચર્ચાનો અંત આવી ગયો હોવાથી આગળ કંઈ નહીં કહીએ અસ્તુ.

લિ० ખ०



'સુધાંશુ'

## હરિને હિન્ડોલ

હરિને હિન્ડોલ સાગરશ્રી હીંચતી,
સીંચતી ફેનફેને રંગઝારી જી;
આભલ ઊઘડે ને ઉષામુખ નીસરે,
પાથરે સોનલ સ્મિત દુલારી જી!
હરિને હિન્ડોલ સાગરશ્રી હીંચતી!

મેરામ માઝામાં, નભ નીલ જામા
સાગર શ્રી અલખનાથને પ્યારી જી,
શ્વેતા થઈ રહેતાં એ સાયર નારાયણે,
નીર ઘટે નારાયણી થૈ વિહારી જી,
હરિને હિન્ડોલ સાગરશ્રી હીંચતી!

ઉર આ સાયર ઓટ ને ભરતી ભર
અંધારામાં ચંદની અજવાળી જી,
દ્યુતિની નીલલોહિતા હીંચે રંગેચંગે
મુદા કેરી મોતીમાલ સંચારી જી;
હરિને હિન્ડોલ સાગરશ્રી હીંચતી!





ડૉ. નરસિંહ મૂ. શાહ

# આધુનિક વિજ્ઞાનનાં આંદોલનો

વિજ્ઞાનયુગ આજે એટલો બધો ફૂલ્યો ફાલ્યો છે કે એ વિશે સામાન્ય માણસને પણ જાણવાની ઇંતેજારી રહે છે. એ વિજ્ઞાન વિશેની વિચારણા આ લેખને મહત્ત્વનો બનાવે છે......

વિજ્ઞાનદર્શન વિના યુગદર્શન અધૂરું રહેવાનું. આપણને ગમે કે નહિ પણ આધુનિક વિજ્ઞાન આપણા જીવનમાં અત્યંત મહત્ત્વપૂર્ણ ભાગ ભજવે છે. વિજ્ઞાન એટલે માત્ર પુસ્તકોમાંથી ગોખેલાં બે-ચાર સૂત્રો નહીં. વિજ્ઞાન એટલે જીવનના સમગ્ર પ્રશ્નો વૈજ્ઞાનિક પદ્ધતિએ હલ કરવાની આપણી દૃષ્ટિ. આ રીતે વિજ્ઞાન જીવનનું એક ઉપયોગી અંગ બને છે. તેના વિના જીવનમાં અપૂર્ણતા આવે છે. આધુનિક યુગ વિજ્ઞાનયુગ તરીકે ઓળખાય છે એ આ રીતે યથાર્થ બને છે.

આધુનિક વિજ્ઞાન હવે પ્રયોગશાળાની અજાયબી રહ્યું નથી. માનવીના જીવનમાં તે અતિ મહત્ત્વનો ફાળો આપે છે. વૈજ્ઞાનિક સંશોધનનાં પરિણામો મોટા પાયા પર ઉદ્યોગોમાં લાગુ પાડી જીવનની જરૂરિયાતો તૈયાર કરવામાં, જીવનને વધારે સુગમ બનાવવામાં તેનો ઉપયોગ થઈ રહ્યો છે. પણ વિજ્ઞાન બેધારું છે. એક ધારે તે સર્જે છે; તો બીજી ધારે સંહારે છે. ગત વિશ્વયુદ્ધે આ સાવ સ્પષ્ટ દર્શાવી આપ્યું છે. વિજ્ઞાનની આ સંહારક પ્રવૃત્તિ સૌ કોઈ વિચારવંતને સાલે છે. વિજ્ઞાનનો દુરુપયોગ કરનારા બીજા છે. સાચા વિજ્ઞાનીએ કોઈ દિવસ સંહારક વૃત્તિ પોષી નથી. આધુનિક સંસ્કૃતિને સમતોલ સાચવવા વૈજ્ઞાનિક સંશોધન બંધ કરવા સુધીની સૂચનાઓ પણ થઈ ચૂકી છે. પણ એ તો, 'પાણીના વાંકે પખાલીને ડામ' એના જેવું થયું.

વિજ્ઞાનનાં બળોનો ઉપયોગ જનતાના હિતોમાં કરવા અનેકવિધ વિચારો અને યોજના રજૂ કરવામાં આવે છે. વિજ્ઞાનનું સામાજિક કાર્ય અદૃશ્ય રીતે વિજ્ઞાનની વૃદ્ધિની સાથોસાથ વિકસ્યું છે. વિજ્ઞાનનો અભ્યાસ અને તેનું સંશોધન અમુક પૈસાદારોના આશ્રયતળે અમુક બુદ્ધિશાળીઓનો નવરાશનો ધંધો રહ્યો નથી. પણ ગંજાવર ઔદ્યોગિક એકહથ્થુ સત્તા અને રાજ્યના ટેકાથી નભતા મોટા ઉદ્યોગો તેમાંથી અસ્તિત્વમાં આવ્યા છે. આથી વ્યક્તિગતમાંથી સામુદાયિક પાયા પર વિજ્ઞાનનું આજનું બંધારણ થતું જાય છે. આ બધી ખિલવણી કોઈ પણ યોજનાપુરઃસર ન ચાલતાં અવ્યવસ્થિત અને આડીઅવળી રીતે વધી રહી છે. આજની વૈજ્ઞાનિક ભયંકરતા એનું પરિણામ છે. વિજ્ઞાનને બરોબર સમાજોપયોગી કરવું હોય તો તેને સુવ્યવસ્થિત કરવાની જરૂર છે. આ કાર્ય દેખાય છે એટલું સહેલું નથી. પ્રથમ તો મૌલિકતા અને સ્વયંપ્રેરણા જેવાં આવશ્યક તત્ત્વોનો નાશ ન થવા પામે એ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ. વિજ્ઞાનની સાચી પ્રગતિ માટે આ તત્ત્વો આવશ્યક છે. કોઈ પણ વ્યવસ્થામાં કે યોજનામાં આ તત્ત્વો પ્રધાનપદે રહેવાં જોઈએ. સનંદી નોકરીના અંશ તરીકે વિજ્ઞાનની વ્યવસ્થા કદાપિ ન થઈ શકે. વિજ્ઞાનની પ્રગતિ કરી રહેલ દેશોમાં થયેલ વિજ્ઞાનનો વિકાસ બતાવે છે કે વિજ્ઞાનની સંસ્થાઓમાં સ્વતંત્રતા અને કાર્યદક્ષતા સાથે રાખી શકાય એવી શક્યતા છે. વિજ્ઞાનના વ્યવહારુ ઉપયોગોની કોઈ પણ ચર્ચામાં અર્થશાસ્ત્ર સંકળાયેલું રહેવાનું. આધુનિક અર્થશાસ્ત્રને રાજકારણથી વિખૂટું પાડી નથી શકાતું. ફાસીઝમ અને નાઝીઝમનું આગમન, ઉદય અને અસ્ત, ભયંકર યુદ્ધો અને ભાવિયુદ્ધના ભણકારાઓએ વૈજ્ઞાનિકને શહેરી તરીકે અસર પહોંચાડી છે, એટલું જ નહીં, પણ તેના કાર્યને પણ અસર કરી છે. વૈજ્ઞાનિક હવે તેની સામાજિક જવાબદારી વિચારવા લાગ્યો છે. ટૂંકમાં, પહેલાંની માફક તે માત્ર પ્રયોગશાળાનો એકાંતવાસી રહ્યો નથી.

છેલ્લા વિશ્વયુદ્ધ દરમિયાન વિજ્ઞાનનો ઉપયોગ મુખ્યત્વે

યુદ્ધ સંચાલન માટે થયો. વિજ્ઞાન અને તેના ઉપાસકોની બધી પ્રવૃત્તિઓ યુદ્ધની જરૂરિયાતો માટે કેન્દ્રિત કરવામાં આવી. પરિણામે છેલ્લી પા સદીની શુદ્ધ વિજ્ઞાનની ઉપાસનામાં ભંગાણ પડ્યું. તો બીજી બાજુએ, વિજ્ઞાનની વ્યવહારૂ દિશામાં ખૂબ ભરતી આવી. અનેક નાનામોટા સંશોધનના વ્યવહારૂ ઉપયોગો ફળરૂપે સાંપડ્યા. છેલ્લાં થોડાં વર્ષોની વૈજ્ઞાનિક શોધોમાં સૌથી વિશેષ મહત્ત્વપૂર્ણ અને આકર્ષક એ ત્રણ શોધો તરી આવે છે. એક પરમાણુ બોમ્બ અને બીજી, રેડારની. પાછળથી, જેટથી ચાલતાં વિમાનોની શોધનો ઉલ્લેખ પણ કરવો ઘટે છે. આ બધાં યુદ્ધની શોધો તરીકે અસ્તિત્વમાં આવ્યાં. પરમાણુ બોમ્બ એટલે નરદમ સંહારનું પ્રબળ શસ્ત્ર. એક જ પરમાણુ બોમ્બે જાપાનમાં હિરોશીમાનો ઘાણ કાઢી નાખ્યો. રેડારે જર્મનીના હવાઈ બોમ્બમારામાંથી ઇંગ્લંડના લોકોને બચાવ્યા. રેડાર સંહારાત્મક કરતાં રક્ષણાત્મક વિશેષ છે. રેડારના ઉપયોગો માનવીને આફતમાંથી બચાવવા થઈ ચૂક્યા છે. વિજ્ઞાનના અભ્યાસમાં તેનો ઉપયોગ સારી રીતે થઈ રહ્યો છે. પરમાણુ શક્તિનો ઉપયોગ માનવજીવનને સમૃદ્ધ કરવા હવે થવા લાગ્યો છે, એ આનંદની વાત છે. વૈજ્ઞાનિકોએ સર્જેલા આ 'બાબરાભૂત'નો ઉપયોગ આમ સફળ પાર ઊતરતો જાય છે. ટૂંકમાં, શાંતિકાળને અનુરૂપ તેનું સ્વરૂપ બનતું જાય છે. તેની યુદ્ધકાલીન ભયંકર ભીષણતા ભુલાવી જોઈએ. ઉપરની શોધોનો શાંતિકાળમાં યોગ્ય ઉપયોગ કરવા સંશોધન ચાલુ છે. આ યોજનામાં વિજ્ઞાન પરનો કાબૂ દેશની સરકારના હાથમાં જતો જાય છે એટલે આજે વિજ્ઞાનનું સંક્રમણ થઈ રહ્યું છે.

પ્રથમ દૃષ્ટિએ એમ માની લેવામાં આવે છે કે છેલ્લા વિશ્વયુદ્ધના પરિણામે વૈજ્ઞાનિક શોધોમાં ખૂબ મહત્વનો ઉમેરો થયો છે અને તેને ઉત્તેજન ખૂબ મળ્યું છે. આ વિધાન બરાબર લાગતું નથી. સંશોધનને લગતી સામાન્ય બાબતો પરત્વે જરા શાંતિપૂર્વક વિચાર કરીએ તો ઉપરની વાતને સમર્થન મળે છે ખરું ! યુદ્ધ યા એવી અન્ય કોઈ કટોકટીના પ્રસંગની અસર માનવીના જીવનના દરેક ક્ષેત્રમાં ઉથલપાથલ કરી મૂકે છે. આપણો દેશ યુદ્ધમાં સક્રિય નહોતો છતાં એની અસરથી આપણે ક્યાં અજાણ્યા છીએ ? વિજ્ઞાનની બાબતનાં પણ એમ જ થાય છે. શુદ્ધ વિજ્ઞાન અને વ્યવહારિક શોધખોળ વચ્ચેનું સમતોલ પ્રમાણ યુદ્ધસમય પૂરતું તો સચવાઈ રહેતું નથી. આ અનિવાર્ય છે. આધુનિક યુદ્ધની પરિસ્થિતિમાં આમ જ થવાનું— સરકારી કાબૂ હોય કે નહીં. સફળ યુદ્ધસંચાલન માટે તાત્કાલિક જરૂરનાં કાર્યો હાથ ધરવા સરકાર પોતાના શ્રેષ્ઠ વૈજ્ઞાનિક સંશોધનકારોને રોકી લે એટલે બીજું શું થાય ? યુદ્ધ એટલે ભંડોળ ઉપર જીવવાનું આ વસ્તુ એકલા વિજ્ઞાન માટે જ નહીં; પરંતુ અન્ય ક્ષેત્રોમાં પણ એટલી જ લાગુ પડે છે. વિજ્ઞાનનું શુદ્ધ સંશોધન વસ્તુતઃ લાંબી મુદતનું રોકાણ છે. વિજ્ઞાનનાં સત્યોનો અભ્યાસ કરવા ખાતર તેનું કાર્ય હાથ ધરવામાં આવે છે. તેમાં થતી શોધોની તાત્કાલિક ઉપયોગિતાનો શુદ્ધ વિજ્ઞાનના અભ્યાસ પરત્વે સંબંધ નથી. શુદ્ધ વિજ્ઞાની તેનો અભ્યાસ જિજ્ઞાસા ખાતર જ કરે છે. સમાજ તરફથી તેને ટેકો આપવાનો દાવો એટલા માટે કરવામાં આવે છે કે જ્ઞાન સમાજોપયોગી ધ્યેય છે. તે ઉત્તેજનને પાત્ર છે—માનવીના જીવનના પ્રશ્નોનો તે બુદ્ધિપૂર્વક ઉકેલ આણે છે એટલા ખાતર શુદ્ધ વૈજ્ઞાનિક સંશોધન મોટા પ્રમાણમાં છેવટે ઉપયોગી નીવડે છે. પરંતુ આ ઉપયોગિતા તેનો કાંઈ ખાસ મુદ્દો નથી, એટલું જ નહીં પણ તેનો મુદ્દો ગણવો એ પણ બરાબર નથી. પરમાણુબોમ્બ યુદ્ધમાં શોધાયો નહોતો એ ચોક્કસ છે. પરંતુ યુદ્ધને લીધે તે કાર્યમાં ઝડપ આવી એ નિર્વિવાદિત છે. સામાન્ય સંજોગોમાં એ કાર્ય પાર ઉતારવા વર્ષો લાગત. યુદ્ધની પરિસ્થિતિમાં પુષ્કળ પૈસો પાણીની માફક ખર્ચી એ બનાવટ જલદી પાર પાડવામાં આવી. સંશોધનનો અર્થ કાંઈક નવું બનાવી આપો એમ

કરવો એ દૃષ્ટિ ટૂંકી અને ઔદ્યોગિક ખિલવણીને વિઘાતક છે.

પરમાણુબૉમ્બનો ઇતિહાસ ૧૮૯૫માં સેન્ટજનની ક્ષ-કિરણોની શોધથી શરૂ થાય છે. ક્ષ-કિરણો આપે એવા કુદરતી પદાર્થોની શોધ આરંભાઈ. રેડિયો-એક્ટીવીટીની શોધ થઈ. પછી લૉર્ડ રૂથરફર્ડની પરમાણુ અંગેની શોધો આવી, પરમાણુ-રચનાને લગતી આ શોધો બુનિયાદી હતી. આ પરમાણુઓ અવિભાજ્ય છે એવી માન્યતા ચાલુ હતી. વીસમી સદીની શરૂઆત પછી સંશોધને પુરવાર કરી બતાવ્યું કે પરમાણુમાં મધ્યવર્તી અંશ—જેને ન્યુક્લીઅસ ( nucleus ) કહેવાય છે અને તેને ફરતાં વિદ્યુત કણો-( electrons )નાં બનેલાં પડો આવેલાં છે. પરમાણુમાં ફેરફાર કરવો હોય તો ન્યુક્લીઅસમાં ફેરફાર કરવો જોઈએ. ન્યુક્લીઅસમાં ભંગાણ પાડી શકાય તો નવું પરમાણુ ઉત્પન્ન કરી શકાય. આ કાર્ય માટે જરૂરી સાધનો-હથિયારોના અભાવે પ્રગતિ શિથિલ રહી. આ સાધન અમેરિકાના પ્રોફેસર લૉરેન્સની સાયક્લોટ્રોનની શોધે પૂરું પાડ્યું. આ બધાંને કીર્તિ-કળશ ચડાવી મહાન શોધો ઑટો હાન અને સ્ટ્રાસ માનની હતી. તેઓએ શોધી કાઢ્યું કે યુરેનિયમ પરમાણુની એક જાતને બે સરખા ભાગે તોડી શકાય છે. આ ભંગાણ વખતે ખૂબ શક્તિ છૂટે છે. એટલું નહીં પણ આ ક્રિયા-સળંગ ચાલુ રહે છે. એક વખત ક્રિયા ચાલુ કરી એટલે વિશેષ કરવાનું રહેતું નથી. આ થયો પરમાણુ બૉમ્બની રચનાનો મુખ્ય સિદ્ધાંત. તેના બધાય મુદ્દા વિશે સંશોધન દ્વારા માહિતી એકઠી થઈ હતી. તેનો વ્યવહારુ ઉપયોગ યુદ્ધને લીધે ઝડપી બન્યો.

આ તો મુખ્ય શોધની વાત થઈ. તેમના ઉપયોગ વિશે ટૂંકું સૂચન કર્યું. પરંતુ આ ઉપરાંત આપણને સીધી રીતે સ્પર્શતી બીજી નાની મોટી અનેક શોધોનો ઉલ્લેખ કરી શકાય. વિજ્ઞાનનું આ જમા પાસું છે. માનવીની જિંદગીને બચાવવામાં અત્યંત ઉપયોગી પુરવાર થયેલ સલ્ફા ઔષધો, પેનિસીલીન, ડી.ડી.ટી., સ્ટ્રેપ્ટોમાઈસીન અને એવી બીજી શોધોનો ઉલ્લેખ જ પૂરતો થશે—સ્થળમર્યાદાને ધ્યાનમાં રાખી. એ સ્પષ્ટ છે કે વિજ્ઞાનની વ્યવસ્થામાં પરિવર્તન ચાલી રહ્યું છે એ સ્વીકાર્યા વિના છૂટકો જ નથી. પ્રત્યેક દેશની સરકાર પોતાના દેશમાં વિજ્ઞાન પરત્વેની જવાબદારીઓ ઉપર કાબૂ લેવા લાગી છે. આજે વિજ્ઞાનનું રૂપાંતર થઈ રહ્યું છે. એક તો યુદ્ધના ગિયરમાંથી નીકળી શાંતિકાળને અનુરૂપ થવાનું અને બીજું, ખાનગી-માંથી નીકળી સરકારના કાબૂમાં જવાનું.

*

જૂના જમાનામાં વિજ્ઞાનનું સંશોધનકાર્ય કરનાર વ્યક્તિઓ જુદા જુદા પ્રદેશોમાં વિખરાયેલી પડી હતી. મુસાફરીનાં સાધનો આજના જેટલાં વિપુલ અને અરસપરસ સંબંધ સાચવવા વિજ્ઞાનનાં પ્રકાશનો સાધનરૂપ હતાં. તેઓ એક બીજાનાં પરિણામો આ રીતે જાણી શકતા. સંશોધનમાં રસ લેનાર પોતાનું કામ શરૂ કરતાં પહેલાં અન્યત્ર ચાલતા યા થઈ ગયેલા કાર્યથી આ પ્રકાશનો દ્વારા માહિતગાર રહેતો અને પોતાના કાર્યની પ્રગતિ બીજાઓને જણાવી શકતો. વિજ્ઞાન પ્રકાશનોનું મુખ્ય કાર્ય પ્રાપ્ત થયેલ નવીન જ્ઞાનને લગતી માહિતી સૌને પહોંચાડવાનું હતું અને હજી પણ છે.

અમુક વિષયમાં સંશોધનનું કામ કરનારને પ્રગટ થયેલી બધી વિગતોને લગતી માહિતીની જરૂર પડે: બાકી તો મોટા ભાગના અન્યોને માટે તેની રૂપરેખાની માહિતી જાણવી એટલું બસ થાય. આ રીતે વિજ્ઞાનનાં પ્રકાશનોનું કાર્ય અત્યાર સુધી ચાલ્યું આવે છે. આજે લગભગ તેત્રીસ હજાર પ્રકાશનો દ્વારા વિજ્ઞાનની બધી શાખાઓને લગતું સંશોધન કાર્ય પ્રગટ થાય છે. નિષ્ણાતો અને વિદ્વાનો સિવાય ભાગ્યે જ કોઈ તેને હાથ લગાડે છે. સંશોધનખાતાંઓના પુસ્તકાલયો સિવાય આ પ્રકાશનો જનતામાંથી કોઈ પણ વાચક ભાગ્યે જ વાંચે છે. વિજ્ઞાનની જુદી જુદી

શાખાઓ એટલી બધી ખેડાવા લાગી છે કે સંશોધન ખૂબ પ્રગતિ કરી રહ્યું છે. પરિણામે આ પ્રકાશનો એક અટપટો પ્રશ્ન બની રહ્યાં છે. અત્યારે જે પ્રકાશનો બહાર પડે છે તેમાં મૂળભૂત ફેરફારો કરી વિજ્ઞાન–પ્રકાશનોની પુનર્રચના કરવાની જરૂર છે, એટલું જ નહીં પણ આ પ્રશ્ન બીજા છેડેથી પણ ઉકેલ માગે છે. પ્રત્યેક વૈજ્ઞાનિકને પોતાના કામ અંગે આવશ્યક પારિભાષિક માહિતી મળે એટલું જ જોવાનું નથી, પણ આજના વિજ્ઞાનયુગમાં સામાન્ય જનતાને વિજ્ઞાનની ઉપયોગી માહિતી જનતાસુલભ ભાષામાં મળતી રહે એવી ગોઠવણની આવશ્યકતા છે. આ દૃષ્ટિએ વૈજ્ઞાનિક પ્રકાશનોનો આખો પ્રશ્ન ખૂબ વિચારણા માગે છે. ટૂંકમાં વિજ્ઞાનના પ્રૌઢ શિક્ષણનો એ પ્રશ્ન બની જાય છે.

અત્યારે પ્રગટ થતાં સંખ્યાબંધ પ્રકાશનો તે તે વિષયના નિષ્ણાતોને ઉપયોગી નીવડે છે. વૈજ્ઞાનિકો અરસપરસ પોતપોતાના કાર્ય સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરે એ સંબંધી કાંઈ ખાસ કહેવાનું નથી. પરંતુ જો એ જ્ઞાન વૈજ્ઞાનિકોના વાડા પૂરતું બંધિયાર બની જાય તો તેનો લાભ જનતાને નિષિદ્ધ થાય છે. એટલે સાથોસાથ વિજ્ઞાનની સાચી સમજ આપણા જીવનનો અંશ બને એવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય તેમાં જ વિજ્ઞાનનું સાફલ્ય છે. વિજ્ઞાનનું અધૂરું અને અવળું જ્ઞાન આપણી આજની જંગલિયાતને માટે જવાબદાર છે. કેળવણીની સુધારણા માટે વિજ્ઞાનની સાચી સમજ પાયારૂપ છે. વિજ્ઞાન આપણા જીવનને કેવી રીતે સ્પર્શે છે તેમ જ આજનું વિજ્ઞાન શું કરી રહ્યું છે એ જનતાને સમજાય એ પણ એટલું જ અગત્યનું છે. આ કાર્ય છાપાંઓ, રેડિયો અને સિનેમા દ્વારા થઈ શકે. પરંતુ અત્યારની આપણા દેશની સ્થિતિમાં એ ભયસ્થાનો બની રહે એમ લાગે છે. 'ઉલમાંથી ચૂલમાં' જેવું થઈ ન જાય એ જોવાનું રહે છે. ઉપરાંત, લોકભોગ્ય ભાષામાં લખેલાં વિજ્ઞાનનાં પુસ્તકો અને પ્રકાશનો વડે જનતાને આ દિશામાં કેળવી શકાય. ટૂંકમાં, વિજ્ઞાનનું સામાન્ય જ્ઞાન આપવાનો પ્રશ્ન આપણી સમક્ષ ઊભો થાય છે. લોકવિજ્ઞાનના ક્ષેત્રમાં ઉપયોગી થાય એવાં પ્રકાશનો અતિ જૂજ છે. આપણી ભાષામાં જેમ આવાં પુસ્તકોની તંગી છે તેમ હિન્દની અન્ય ભાષાઓમાં પણ આવું સાહિત્ય અલ્પ છે. ગુજરાતી સાહિત્યમાં કામ કરતી આપણી સંસ્થાઓએ વૈજ્ઞાનિક સાહિત્યનો આ પ્રશ્ન દેશના હિત ખાતર ઉપાડી લેવો જોઈએ. એ માટે સમય પાકી ગયો છે *

*ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૦મા સંમેલનના હેવાલમાંથી સાભાર



દેવજી રા૦ મોઢા

## અનેકગણો બનીને!

આવી વિશાળ દુનિયામહીં તું વસે છે,
ને તો ય તારી દુનિયા અતિ અલ્પ ભાઈ!
લાખો કરોડ અબજો રહીં ચીજ વિશ્વે,
તેમાંથી માંડ ત્રણચાર શકે તું ચાહી!

એમાં ચહે પ્રથમ તું તુજ જાતને, ને
બીજી કદાચ તું ચહે ઘર કેરી નાર;
ને ઈશ–દત્ત શિશુ હો કદી એકએ, તો
તેને ચહે: બસ થઈ તહીં વાત પૂરી!

ને બીજી બાજુ ત્યહીં જામી કતાર તો જો—
જે વંચિતા રહી ગઈ તુજ વહાલથી, ને
જે ઝંખતી સતત તારી વિશાળ પ્રીતિ
–નો સ્વલ્પ અંશ લહાને ધનભાગી થાવા!

તું આપ પ્રેમ, મન મૂકી તું આપ, ભાઈ!
પાછો જશે મળી અનેકગણો બનીને!



ઈશ્વરભાઈ પટેલ

# પતિયાંની પ્રણયકથા [૨]

ગયા અંકથી શરૂ થયેલી પ્રેરણા ધબકતી કથાનો આ બીજો હપ્તો પણ એટલો જ પ્રેરક અને આસ્વાદ્ય બન્યો છે. આ પ્રેરક કથાનો આગળનો ભાગ વાંચવા માટે વાચકને જિજ્ઞાસા થાય છે એ જ કથાની સાચી સફળતા......

બીજી બાજુ ભાગી જવાનું જોખમી પગલું એ ભરે તો છાપાં એની રોમહર્ષિણી કથાઓ છાપે ને શીર્ષક બાંધે, 'નાસી છૂટેલાં પતિયાં.' વળી કેટલાંક રાજ્યો તો એવા હતાં કે આવાં ભાગી છૂટેલાં પતિયાંનો ગુનેગારની જેમ પીછો પકડી, એમને બંદૂકની અણીએ પાછાં કારવીલે ભેગાં કરી દે. હેરી ને બેટીને આવી શોધ ને પકડાઈ જવાની ભીતિ નહોતી કારણ ઉભય છદ્મ નામે રહેતાં હતાં ને એમના સાચાં નામઠામ કે રહેઠાણ કારવીલેમાંય કોઈ જાણતું નહોતું. વળી આ રોગની આનુસંગિક જવાબદારીમાંથી છટકી જવાની ભાવનાય એ સેવતાં નહોતાં. એમને ખાત્રી હતી કે ભેગું ખાવાનું રાખવાથી ઠામ વાસણ, ટબ વગેરેને જંતુનાશક દવા છાંટવાથી અને આવી કાળજી લેવાથી, બીજા લોકોને રોગગ્રહણના ભયમાંથી ઉગારી શકાય છે.

ત્યારે એમને મન ઉલઝન આટલી જ હતી : તો પછી 'બહાર' કેમ નહીં ? અને ન્યૂ યૉર્ક જેવાં કેટલાંક રાજ્યોમાં તો પતિયાંએ અલગ રહેવું પડે તેવા કાયદાય નહોતા તો પછી એનો લાભ કેમ ન લેવો ? માનસિક રીતે એ આ બાબતમાં તંગ આવી ગઈ હતી. એનો રોગ થંભન દશામાં હતો. એ બહાર જાય તો બીજાને તો કશું નુકસાન કરે તેમ નહોતો. નુકસાન કદીકેય કોઈનેય થાય તેમ હોય તો તે એને પોતાને જ હતું.

થોડોક વખત એણે ઝોલાં ખાધાં પણ જ્યારે હેરીએ જૂનમાં જવાનો પોતાનો પાકો નિર્ણય જાહેર કર્યો ત્યારે એણે પરિસ્થિતિ સમજાવતો પત્ર ઘેર લખ્યો અને ત્યાંથી જવાબ આવ્યો, 'એવું હોય તો તુંય આવી જા.' બેટીના મને નિર્ણય કર્યો અને ભાગી જવા માટેની તૈયારીમાં એ લાગી.

બેટીએ ડૉ. જો અને બીજા કારવીલેના દોસ્તો પર વિદાયચિઠ્ઠીઓ લખી ઓરડીમાં મૂકી અને નિયત રાત્રિએ, હેરી ને બેટી ગોલ્ફ મેદાન પાર વસાહત હદે પહોંચ્યાં. સાથેએ કાપણી વતી તાર કાપ્યા ને ઉભય બહાર સરી ગયાં. આસ્તેથી 'આવજો' કહી બન્નેએ પગ ઉપાડ્યા ને રસ્તાને પેલે પાર સંતલસ અનુસાર આવેલી ગાડીમાં ગોઠવાઈ ગયાં. ગાડીમાં આવ્યા હતા ઉભયના પિતા ને એ રાત્રિએ જ્યારે એમની મોટર ઘરભણીનો માર્ગ કાપતી દોડી રહી હતી ત્યારે એમનાં દિલ સાક્ષી પૂરતાં હતાં કે એમણે યોગ્ય જ પગલું ભર્યું છે.

અલબત્ત આ લોકો મુક્ત તો નહોતાં જ કારણ કારવીલેનું પરિચિત કોઈ મળી જાય તો પકડાઈ જવાની ભીતિ કાયમ સવાર રહેતી.

આમ છતાં ઘેર પહોંચતાં ઉભયને અકલ્પ્ય આનંદ થયો. માતપિતા ને કુંટુંબીજન સાથે ભોજન માટે બેસવું, તેમાંય નાસ્તામાં પાનકેક માણવી ને ઉપરાંત પ્રિય એવાં ફૂલોની મહેક—આ બધું બેટીને પાકું સુખકારક નીવડ્યું.

હેરી ધંધાની કૉલેજમાં દાખલ થયો અને બેટીએ સ્ટેનોગ્રાફર તરીકે નોકરી લીધી. બેટીએ પોતાની જાત પરનાં રોગચાઠાંને એવાં સરસ રીતે આવરિત કરી લીધાં હતાં કે જ્યારે એના શેઠે એવું ઉચ્ચારણ કર્યું કે 'આવી સારી તંદુરસ્ત છોકરીને જોઈ આનંદ થાય છે,' ત્યારે એ પુલકિત થઈ ગઈ.

એક દિવસ એ એક દુકાને ખરીદી કરતી હતી ત્યાં કારવીલેની એક નર્સની નજર એની નજર ભેગી થઈ ગઈ. એક ઘડીભર એ મૂંઝાઈ પણ તરત જ એ ચાલી ગઈ. એણે બેટીને પહેચાની હશે પણ દયાવૃત્તિથી પ્રેરાઈ ત્યાંથી ખસી ગઈ હશે. વા કારવીલેના



દર્દીને આમ ટાપટીપિયા પોશાકમાં એ કદાચ નય પહેચાની શકી હોય. ફાવે તે હોય, બેટીના મનમાં એણે ધ્રાસકો પાડચો ને પેલી છતાં થવાની લટકતી તલવારની યાદી આપી.

તે પછી એ ખૂબ સાવચેત રહેવા લાગી. ક્યારેય આવા કોઈ દરદી કે ડૉક્ટરને એ ભાળે એટલે આડી નજર કરી ભાગી છૂટે. છતાં પેલી રોગકલંકછાયા તો સવાર રહેતી જ. એક વખત એક મિત્રે એને એક સામાજિક કાર્યકરનો પરિચય કરાવ્યો. એ એને સ્વસ્થ રીતે ને સૌજન્યતાપૂર્વક મળી પણ ઉભયનાં સ્મૃતિદ્વાર ખખડયાં ને પેલી બહેન પોતાનાં એ સગાંને કારવીલે મળવા આવતી ત્યારની સ્મૃતિઓ ઉભયને તાજી થઈ. પણ બેટીની માફક એનેય પેલી વાત છતી થયાની બીક હતી એટલે એને ઉઘાડા પડવાનો સંભવ પેદા થયો નહીં.

એક દિવસ એની ઑફિસના નોકરે એક જણના હાથપગનો ઉલ્લેખ કર્યો ને ઉમેર્યું, 'અમારી પડોશના એક છોકરાને આ રોગ એવો ભારે લાગ્યો છે કે બધા માને છે કે એ પતિયો છે.' 'પતિયો' શબ્દ ઉચ્ચારતાં જે શારીરિક ને નૈતિક ઘૃણાસ્પદતા વ્યક્ત થઈ તેણે બેટીના મનમાં વમળ પેદા કરી કે આ જ કલંક પોતાને તો જિંદગીભર ચોંટેલું છે.

કારવીલે બહારના એક વરસમાં તો હેરીની સાજા થવાની સૌ આશાઓ વિલીન થઈ. એના પિતાની મદદથી એણે એક હાર્ડવેર સ્ટોર ખોલ્યો હતો. પ્રથમ દિવસથી જ ધંધો તો વિકસ્યો પણ પેલા હાનસેનના રોગજંતુને ડામી શકચો નહીં અને એની આંખનાં પોપચાં પર એનાં નિશાન વરતાવા લાગ્યાં. શરૂઆતમાં તો એ સહેજ ફૂલ્યાં પણ થોડા જ વખતમાં એ ઢેબરાંસમ થવા લાગ્યાં, અને એક કાન તો જરામાં પકડાઈ જાય તેવો જાડો બની ગયો. પોતાની હિંમત ટકાવી રાખવા એ પ્રયત્નશીલ રહેતો પણ એની આ પ્રયત્નપૂર્વકની આનંદી રીતભાતે બેટીનું દિલ પ્રેમસભર દયાથી ઊભરાઈ જતું.

બેટીને ખ્યાલ આવ્યો કે આનું સીધું પરિણામ આવશે અંધાપો. હરેક સાંજે જ્યારે હેરી બેટીને મૂકવા આવતો ત્યારે એના દુઃખને સંતાપનું દર્દ બેટીના દિલમાં તાજુ થતું ને એને અંધાપો આવશે ત્યારે એનું શું થશે એ વિચાર એને કોરી ખાતો. દૃષ્ટિહીનતાને પહોંચેલાં સંખ્યાબંધ અશક્તોને એણે કારવીલેમાં દિન પછી દિન ખુરસીઓમાં વિવશતાથી બેસી રહેતાં ભાળેલાં એટલે આ પરિસ્થિતિમાં એની પડખે ઊભનાર, એનું પોતાનું કોઈક હેરીને જોઈશે એ ખ્યાલ એના દિલ પર સચોટતાથી ઊગવા લાગ્યો.

કારવીલે છોડચાને ચાર વરસ વીત્યા પછી એક રાત્રે, આ વિકટ સંયોગોમાં માર્ગદર્શનની પ્રભુવિનંતીનો બેટીને જવાબ મળતો લાગ્યો. એને અચાનક ભાસ્યું કે પોતે ઈશ્વરમાં શ્રદ્ધા મૂકી શકે છે અને પોતાને યોગ્ય લાગ્યું તે કરી શકે છે. એણે હેરીને જણાવી દીધું કે 'આપણે પરણીશું.'

હવે હેરી વિરોધ કરવા લાગ્યો. બેટી તો બાહ્ય નજરે સ્વસ્થ લાગતી હતી, એ નહોતો. એટલે બેટી આ ભયંકરતા વહોરે તે સ્વીકારવા એ તૈયાર નહોતો. પણ બેટીએ આગ્રહપૂર્વક જણાવ્યું કે એણે પરણવાનું જ છે એટલે નારી સન્માનક હેરી નકારી શકચો નહીં.

બેટીએ પાદરી સાથે બાળકોનો પ્રશ્ન લગ્ન પૂર્વે છેડચો. પાદરીએ સ્પષ્ટતા કરી કે રોગાપત્તિય કૃત્રિમ સાધનો વાપરવાનું ઢાંકણુ બની શકે નહીં. પણ બાળકો નિવારવાનો કુદરતી રસ્તો માસિક પ્રસંગના નિશ્ચિત સમયગાળામાં સંયમ પાળવો તે છે.

તે વસંતમાં એમનાં લગ્ન લેવાયાં એમનાં નજદીકનાં કુટુંબીજનને બાદ કરતાં અન્ય કોઈને આ પ્રસંગે નોતરવામાં આવ્યાં નહોતાં. લગ્ન સાથેસાથ હેરી સાથેની કાયમી એકરૂપતાની ભાવનાએ બેટી માટે જીવન હેતુપૂર્ણ બનાવી દીધું. એકબીજા માટે જીવતાં ને સુખદુઃખના ભાગીદાર બનતાં એમની આ દુનિયા પરની હસ્તી અવનવી રીતે અર્થપૂર્ણ બની.

એમનું ઘર સાવ નાનું હતું છતાં એમને મહેલમાં રહેવાનો આસ્વાદ પ્રાપ્ત થતો હતો. પોતાનું આગવું

ઘર હોવાનો આનંદદાયક અનુભવ એ કરતાં હતાં અને ભાવિના ગર્ભમાંથી ડોકિયાં કરતી ભયંકરતા ભુલાઈ ન હોવા છતાં, એમનું નિત્ય જીવન સુખની છોળોથી લહેરાતું હતું.

બેટીએ નોકરી છોડી દઈ, હેરી સાથે સ્ટોરમાં કામ કરવા માંડ્યું. ઉભય લાંબો વખત કામ કરતાં ને કોઈ પ્રકારના સામાજિક જીવનથી અળગાં રહેતાં. એ માત્ર મુલાકાત લેતાં એમનાં માબાપની અને સપ્તાહે એક વખત પહોંચતાં છબીઘરમાં. હેરીની સ્થિતિ જેમ જેમ વણસતી ચાલી તેમ તેમ બહારના લોકોની હાજરી એમને બેચેન બનાવતી અને એ બે એકલાં હોય ત્યારે જ સાચી રાહત અનુભવતાં.

કારવીલે વિષે એ કદી હરફેય ઉચ્ચારતાં નહીં છતાં એ એમનાથી કદી અળગું થયું નહોતું.

હેરી નિયમિત એક ડૉક્ટરની સારવાર લેતો. એ ડૉક્ટર એના રોગથી સુવાકેફ હતો અને એને શક્ય તે મદદ કરવા યત્ન કરતો. સ્વભાવે એ માયાળુ હતો છતાં ભાવિ વિશે એ હેરીને આશા આપી શકતો નહીં. એ તો કહેતો કે દિવસે દિવસે સ્થિતિ બગડતી જવાની છે.

એ ઉનાળામાં ન્યૂ ઑર્લિયન્સમાં ખૂબ ગરમી પડી. એમનું ઘર ભઠ્ઠીસમ હતું ને સ્ટોરનું કામ ઉભયને થકવી દેતું. આ બધાને કારણે રોગે જોર પકડ્યું ને ગ્રાહકો એને કુતૂહલવશ પૂછતાછ કરતા. બિચારો હેરી ગલ્લાંતલ્લાં કરી મૂળ જવાબ ટાળતો છતાં પરિસ્થિતિ અસહ્ય બનતી. થોડા મહિના પછી તો એનાં દાંતનાં પેઢાં બરબાદ થઈ ગયાં ત્યારે ડૉક્ટરે જણાવ્યું કે એની સામાન્ય સ્થિતિ સુધરે તો જ પેઢાં સુધરે.

હેરીના ઘણા બધા દાંત હાલી ઊઠ્યા ત્યારે ડૉક્ટરે પોતાના દંતવિદ્દને બોલાવી હેરીને મદદ કરવા સૂચવ્યું. એણે તત્કાલ તો હા પાડી પણ પુનર્વિચારણા બાદ એણે જણાવ્યું, 'મારા અન્ય દરદીઓને એ અન્યાયરૂપ લેખાય.'

એને બિચારાને શું ખ્યાલ કે આ સ્પષ્ટવક્તવ્યતા પેલા દરદી હૃદયને કેવો કારી ઘા કરે છે! હેરી ઘેર પહોંચ્યો ત્યારે એ હતોત્સાહ હતો. એણે તો રોકડું સટ જણાવી દીધું, 'હું તો કારવીલે પાછો જાઉં છું.' બેટીના દિલનેય જરા રાહત થઈ કારણ ભંડાફોડની ભીતિય ઓછી કોરતી નહોતી.

બેટીના ને હેરીના કુટુંબે બેટીને હેરી સાથે જતાં ખૂબ વાળી. એમનું કહેવું હતું કે એ ન્યૂ ઑર્લિયન્સમાં રહી, એની દુકાન સંભાળે ને હેરીના પ્રત્યાગમન માટેની તૈયારી કરે. હેરી પોતેય એના આગમન વિરુદ્ધ હતો.

પણ બેટીનો નિર્ણય થઈ ચૂક્યો હતો. એના નિર્ણયમાં એ સાફ હતી. એ સમજતી હતી કે કારવીલેમાં એને આશ્રય સિવાય અન્ય કશું મળતું નથી જ્યારે વિગલન અને વિલયન સામે તાકી રહ્યાં છે. આમ છતાં એનું હૃદય બોલી રહ્યું હતું કે હેરી સાથેનું એકાકી જીવન સુખમય નીવડશે પણ એના સિવાયનું અન્ય દુનિયાનું રહેઠાણ એ સુખ અર્પી શકશે નહીં.

કારવીલે જવાના ખ્યાલે પાછા અંદર પહોંચવાના રસ્તા શોધવાના થયા. એ સૌ પ્રથમ ત્યાં પ્રવેશ પામી તે પછી બરાબર અગીઆર વરસે એના પિતા એને પુનઃ લઈ પહોંચ્યા. દરવાને એમને ઓળખી કાઢ્યાં 'ભાગેડુ' તરીકે. એટલે એના ગળામાંથી શબ્દો સર્યા, 'પાછાં આવી ગયાં ને!'

ડૉ. જોએ દપકાનો એક હરફેય ઉચ્ચાર્યો નહીં, એમને અગાઉ પત્ર લખી પૂછાવેલું અને એમનો હૂંફભર્યો પત્ર મળેલો. નવા મેડિકલ અફસરેય એમને સમાલ્યા, આવકાર્યા. જ્યારે નોંધણી પ્રસંગે નામપૃચ્છા થઈ ત્યારે બેટી જરા મુંઝાઈ. કારવીલે બહારના સાડા પાંચ વરસના જીવનમાં એ પોતાના મૂળ નામે જીવેલાં એટલે પ્રયત્નપૂર્વક એણે નવું નામ ઉચ્ચાર્યું; 'બેટી માર્ટીન' એના પતિનું નામ પણ એને યાદ રાખવાનું હતું. બહાર તો એ એના ખરા નામે બોલાવવા ટેવાયેલી પણ આ પરદુનિયામાં તો એનું નામ હતું 'હેરી'. પ્રારંભમાં બન્ને નામ અપરિચિત લાગતાં ને

કદીક જરા કહેતાંય ખરાં.

એમની શારીરિક તપાસ પૂરી થાય ત્યાં સુધી એમને અશક્તાશ્રમમાં રાખવામાં આવ્યાં. અહીં એમનાં પરિચિત એવાં સુશ્રુષાજન ને દરદી મિત્રો મળવા આવ્યાં. આ મિલન આનંદરૂપ નીવડયું.

પણ એમણે સંસ્થાના નિયમોનો ભંગ કર્યો હતો અને વિના શિક્ષા એ છૂટે તેમ નહોતાં. એમની શારીરિક તપાસ પૂરી થઇ એટલે એમની શિક્ષા શરૂ થઈ. હેરીને અશક્તાશ્રમ પાસેની જેલ ભેગો કરી દીધો ને બેટીને પૂરી સળિયાવાળી ઓરડીઓમાં જ્યાં સામાન્ય રીતે માનસ દરદીઓને–ગાંડાને–પૂરાતા. આમ બન્નેને ત્રીસ દિવસ એકબીજાથી અલગ રાખવામાં આવ્યાં. જો કે હરેક સવારે વારિસારવાર નિમિત્તે ઉભય એક-બીજાને મળતાં.

બન્ને બહાર હતાં તે દરમિયાન કારવીલેમાં નોંધપાત્ર સુધારા થયા હતા. દવાખાનાનું નવું મકાન સુંદર હતું. એમાં દરદીઓ માટે ૬૫ ઓરડીઓ હતી. ઉપરાંત પ્રકાર પ્રકારની સારવાર માટે અલગ અલગ જોગવાઈ હતી અને વળી ડૉકટરો, નર્સો માટે ઑફિસો તથા આધુનિક પ્રયોગશાળા. હેરી ને બેટી કામ કરતાં એ કુટિર પ્રયોગશાળા ને આ અદ્યતન પ્રયોગશાળા વચ્ચે જમીનનું અંતર હતું. હજુ તો મસ મોટી યોજનાઓ હાથ પર હતી. બબ્બે માળનાં મકાનો બંધાતાં હતાં અને ઉપરાંત ચાલીસ લાખ ડૉલરનું મનોરંજન કેન્દ્ર.

આ બધા સુધારાનો યશ ઘટતો હતો સ્ટેન્લી સ્ટીન ને એની સાથીદાર દરદી ટુકડી તથા અમેરિકન સૈનિક મંડળને. સ્ટેન્લીએ આ સૌને કારવીલે નોતર્યે રાખ્યા ને આગમન પ્રસંગે સૌના પર એવી સરસ છાપ પાડી કે એ રાષ્ટ્રવ્યાપી મંડળે જનરસ કેળવી આ સુધારા શકય બનાવ્યા.

કેટલાક સુધારા અલ્પ લાગે પણ દરદીની દષ્ટિએ એ અમૂલ્ય હતા. એક સહાયકે કેન્ટીનમાં ટ્રંકકૉલ માટેનો એક ટેલિફોન ગોઠવી આપ્યો. આમ એ મોટો ન લાગે પણ વરસોથી અલગતામાં સબડતા દરદીઓ માટે આપ્તજનના અવાજની મીઠાશ ને મધુરપ અનન્ય હતાં.

નવી ગોઠવણીમાં જૂના દરદીઓને દૂર દૂર ટેકરી ઢાળે રાખવામાં આવ્યાં હતાં. આ બિચારાં વૃદ્ધો ને તેમાંયે ઠીક સંખ્ય ચક્ષુહીનોને માટે આ કારમી બિના હતી. રોજ રોજ આ દંપતી રોગપીડિત પરિચિતોને મળતાં રહ્યાં તેમ તેમ એમની દશા જોઈ એ દુઃખિત થતાં રહ્યાં. હરરોજ મિલન પ્રસંગે આવી ધ્યાનખેંચણી નિત્યક્રમ જેવી થઈ પડેલી.

સર્વ ઉપકારક સ્ટેન્લીનીયે મહિનાઓ સુધી આંખ પીડા :પહોંચી તે પછી એણે દૃષ્ટિ ખોઈ છતાં એના આત્માનું સૌંદર્ય એવું ને એવું હતું. એક નાનો છોકરો ને એક નાની છોકરી એ બેને બાદ કરતાં એમના ગયા પછી કોઈ જુવાન મુક્તિ પામ્યું નહોતું. ઉલટાનાં મોટા ભાગનાં રોગવૃદ્ધિમાં ઝડપાયાં હતાં ને કંઈક મરણ શરણ થયાં હતાં.

'શું થયું' એમ પૂછતાં હેરીને ખબર પડી કે ૧૯૩૫માં આ અભાગિયા વસાહતમાં મેલેરિયાનો ભયંકર વાવર ફાટી નીકળ્યો. એણે કરીને હાનસેનના રોગજંતુનો સામનો કરવાની દરદીઓની તાકાત તૂટી ગઈ હતી. અન્યોની સરખામણીમાં હેરીની સ્થિતિ ઘણી સારી હતી એટલે કારવીલેમાંથી ભાગવાની વૃત્તિ આપવા બદલ એ ઈશ્વરનો આભાર માનવા લાગ્યાં.

એમની જેલ–શિક્ષાને અંતે બેટીને અપાઈ એની પુરાણી કુટિર નં. ૩૧ જ્યારે હેરીને ભાગ આવી બસોએક વાર દૂરની એક પુરુષ કોટડી. દરમિયાન સાબે જે રોગમુક્ત થતાં કારવીલેના સત્તાવાર દફતરેથી મુક્ત થયો હતો પણ ઑપરેશન થિયેટરના સંરક્ષક તરીકે સેવા આપતો હતો તેણે આ બન્નેને પોતાની કુટિર 'શુકનવંતી'માં રહેવા આમંત્રણ આપ્યું. આ લોકોની ગેરહાજરી દરમિયાન રોગમુક્ત થનાર એક દરદી એ સાબે. એ હવે એક નંબરના પ્રદર્શન કિસ્સા તરીકે કામ કરી સૌ દરદીઓને ઉત્સાહ આપતો હતો.





મધુરમ્ કંચનરાય દેસાઈ

# આપણાં સંગીતકાર પંખીઓ

માનવીને કંઠ મળ્યો છે તેને સંગીત માટે કેળવવાનો હોય છે. જ્યારે પ્રકૃતિનાં લાડકવાયાં પંખીઓને કુદરતે સંગીત બક્ષેલું હોય છે. આવાં પંખીઓમાંથી કેટલાંક સંગીતકાર–પંખીઓનો પરિચય શરૂ થાય છે...

## જર્ડોનનો હરેવો

કદમાં બુલબુલને મળતો આવતો આ હરેવો રંગે સાવ લીલો રહે છે. તેની દાઢી આગળ ચળકતા જાંબુડીઆ ભૂરા રંગનાં ધાબાં રહે છે અને દાઢી તથા ગળા ઉપર કાળો રંગ આવે છે. જ્યારે માદાને ગળે ઝાંખો રાખોડી ભૂરો રંગ હોય છે.

કચ્છ અને સૌરાષ્ટ્ર સિવાય ગુર્જરાત અને તેની ખાસિયત પ્રવાસ કરવાની નથી. ભારતમાં પણ તેની વસ્તી છે.

આ જર્ડોનના હરેવાના સંગીતને સાંભળવાનો અવસર મને એક વખત અંધેરીની આજુબાજુ થયો હતો. એ સમયે મને ખબર નહીં કે આ હરેવો અહીં થાય છે. પણ એક લીલી વાડ ઉપર ચડેલા વેલામાંથી તેની બીજા પંખીની નકલો સાંભળી મારાથી રોકાઈને જોયા સિવાય રહેવાયું નહીં. અને લીલા પાંદડામાંથી આ લીલા પંખીને પોતાનો ચારો કરોળીઆ અને એવી બીજી જીવાત વીણતાં એવું સરસ સંગીત છેડતો હતો કે હું તે સાંભળીને મુગ્ધ થઈ ગયો હતો.

આ હરેવો વનરાજીમાં ખૂબ છુપાવીને આછો માળો બનાવે છે. તેની ઊંચાઈ પણ સારા પ્રમાણમાં હોય છે. આ આછા માળામાં ઉનાળાને અંતે અને વર્ષાની શરૂઆતમાં બેથી ત્રણ પીળાશપડતી ભોંય ઉપર કાળાં, જાંબુડીઆં અને રતાશપડતાં કથ્થાઈ રંગનાં અને લીટાવાળાં ઈંડાં મૂકે છે.

અંગ્રેજીમાં જર્ડોનના હરેવાને The Jerdon's Chloropsis કહેવાય છે અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવો હોય તો Chloropsis Jerdoni (Blyth) એમ કહેવું જોઈએ.

## હરેવો

આ હરેવાનું કદ પણ આગળ જોઈ ગયા તે જર્ડોનના હરેવાના કદને મળતું આવે છે. પુખ્ત વયના નરનો રંગ લીલો હોય છે. કપાળ ઉપર નારંગી પીળો નીચલા જડબાં વચ્ચે જાંબુડીઓ અને ફરતી કાળી જાડી કોર આવેલી રહે છે. તેના ખભા ઉપર એક ભૂરો ડાઘ પણ વરતાય છે. ચાંચ સહેજ વળેલી અને રંગે કાળી હોય છે. માદાનો રંગ નર કરતાં ઝાંખો રહે છે. આ પંખીઓનો વસવાટ ઘાટાં અને વનરાજીમાં છે. પણ તેની બીજા પંખીની નકલ કરવાની શક્તિ હોય છે અને સાંભળવામાં આવે છતાં તેને ઘાટી વનરાજીમાં શોધવો ઘણો મુશ્કેલ પડે છે. વળી તે ઉપરાંત તેને છાંયો વધારે ગમે છે અને એવાં છાંયાવાળા ઊંચાં વૃક્ષ તેને ચારો શોધવા માટે ગમે છે. પોતાના ટૂંકા પગનો રંગ શીશાના રંગ જેવો હોય અને તે ફૂલમાંથી મધુ પીવા કે પાંદડાં નીચેથી જીવાત શોધવા ઊંધે માથે થતા વારંવાર જોવામાં આવે છે.

ભારતના તમામ ઘાટાં નીલપર્ણી વનમાં તેનો વસવાટ છે અને ગુજરાતની દક્ષિણે તે થાય છે પણ સૌરાષ્ટ્ર અને કચ્છને તે સૂકો પ્રદેશ ગણે છે એટલે તેનો નિવાસ નથી.

તેને માળા બાંધવાની મોસમ ઉનાળો અને વર્ષા છે. જે સમયે તે ઊંચા વૃક્ષ ઉપર પાંદડાંની ઘટામાં બે

---

એના નાના નિવાસસ્થાનમાં આ ત્રણેયનો ઠીક સમય વીતતો હતો અને દરેક રાત્રિએ બેટી ત્રણેય માટે ભોજન બનાવતી. હેરી ને બેટી માટે આ દરેક દિવસનો ઉત્તમોત્તમ ગાળો હતો કારણ આ સમય દરમિયાન જ એમના ગૃહજીવનની યાદ તાજી થતી.

[વધુ આવતે અંકે]



પાતળી ડાળીને પકડાવીને ઝૂલતો માળો બનાવી તેમાં જડીનના હરેવા જેવા જ રંગના અને એટલી જ સંખ્યામાં ઈંડાં મૂકે છે.

હરેવો પાળવાલાયક પંખીની ગણત્રીમાં આવે છે અને બંધનમાં જરાય મુશ્કેલી અનુભવતો નથી અને સાચવણ હોય તો ઘણાં વરસો જીવે છે. બંધનમાં ઘણો યારબાજ પંખી છે પણ મુક્ત થઈ ગયા પછી તે ઘણે ભાગે ઓળખાણ રાખતો નથી એવો મારો અનુભવ છે.

હરેવાને અંગ્રેજીમાં The Gold–Fronted Chloropsis કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Chloropsis Aurifrons (Temminck) એમ કહેવું જોઈએ.

### નીલકંઠી

નીલકંઠીનું કદ ચકલી જેવડું કહી શકાય. આ પંખી આપણે ત્યાં શિયાળામાં પ્રવાસ ખેડીને આવે છે. તેના નરનો રંગ ખાસ કરીને પીઠ ઉપર રાખોડી કથ્થાઈથી કથ્થાઈ આવે છે. આંખ ઉપર આછા પીળા રંગનાં નેણ રહે છે. છાતી ઉપર ગોળ ઘાટનું ભૂરા અને લોઢાના કાટના રંગનું ધાબું રહે છે. નીચલા પેટાળનો રંગ ધોળાશ ઉપર હોય છે તેની બીજી ખાસ વિશિષ્ટતા તેની અડધી કાળી અને ચેસ્ટનટ કથ્થાઈ રંગની પૂંછડી છે. માદાનો રંગ હલકો રહે છે અને વધારે કથ્થાઈ રંગી હોય છે અને તેની પીળાશ પડતી છાતીમાં કાળા ડાઘા વરતાય છે.

નીલકંઠી આપણને પાણીમાં ઊગેલી પાન, બગીચા અને વાડીમાં પોતાનો જીવાતનો આહાર શોધવા દોડતાં જોવામાં આવે છે. જો કે સ્વભાવે શરમાળ કહી શકાય પણ સાવ નજર ઉપર ચડતી નથી એવું નથી. પણ તેને અતિ પ્રકાશ પસંદ ન હોવાથી નજર બહાર રહે છે. આપણાં પ્રવાસી પંખીમાં તે સામાન્ય પંખીની ગણત્રીમાં છે. પણ છુપાતી ફરતી હોવાથી ખાસ જોવામાં આવતી નથી.

ખાસ કરીને વહેલી સવારના અને મોડી સાંજના તે જરૂર ખુલ્લી જગ્યામાં ફરવા નીકળે છે. પણ આપણે શાન્ત બેસીને તેનું અવલોકન કરવું પડે છે કારણ કે જરા પણ હલચલ જોઈ જાય તો તરત જ છુપાઈ જવાના. બપોર વચાળ તેનો આરામનો સમય છે જે વખતે તે ઘાટી પાન કે વાડ અથવા ગીચ બગીચામાં ભરાઈ જાય છે.

મેં નીલકંઠી પાળી છે અને તેનું સંગીત બંધનમાં બરાબર સાંભળ્યું છે. તે ઉપરાંત બગીચામાં સવાર સાંજ કોઈ નાના છોડની સૌથી ઉપલી ડાળી ઉપર બેસીને બોલતા પણ સાંભળી છે. તે બીજાં પંખીની નકલ કરવામાં ઘણી સરસ છે. એક વખતે મોતી તળાવ( ભાવનગર )ને કાંઠે તેને તેતરની નકલ કરતાં મારા સાંભળવામાં આવી છે. મેં તેને જોડીમા ભાગ્યે જ જોઈ છે.

પ્રજનન માટે તે યુરોપ અને એશિયામાં કાશ્મીર સુધી પ્રવાસ ખેડે છે અને આપણે ત્યાં સપ્ટેમ્બરથી એપ્રિલ સુધીનો સમય પસાર કરે છે. અને સામાન્ય યાયાવર પંખી છે.

નીલકંઠીને અંગ્રેજીમાં The Blue throat કહે છે અને Eaithacus Suecicus (Linn) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### રાખોડી પીઠ

બુલબુલથી નાના કદનો આ રાખોડી પીઠ મારા જોવામાં ખાસ આવ્યો નથી. રંગે તે રતાશપડતી કડ અને પૂંછડી ઉપરનાં પીંછાં સિવાય તે પેટાળમાં પીળાશપડતો ધોળો. તેની પૂંછડી ચેસ્ટનટ અને પહોળો કાળી અને ધોળી પટ્ટીવાળો છેડો હોય છે. કાંટમાં અને ખુલ્લા સૂકા પ્રદેશમાં તેનો વસવાટ છે.

ભારતમાં તેની વસ્તી છે અને સૌરાષ્ટ્ર અને કચ્છમાં તે નોંધાએલો છે. આહારમાં જીવાત સિવાય કાંઈ લેતો નથી.

રાખોડીપીઠને અંગ્રેજીમાં The Grey–Backed Warbler કહે છે અને Erythropygia Galactotes Familiaris (Menetries) એ એનું વૈજ્ઞાનિક નામ છે.





### કાશ્મીરી થરથરો

ચકલી જેવડા કદનો આ થરથરો રંગે તાલકા ઉપર રાખોડી અથવા કાળો બાકી પીઠ ઉપરના ભાગ અને છાતી કાળા ચળકતા રંગની રહે છે. નીચલી છાતી, પેટાળ અને પૂંછડીનો રંગ રાતો કેશરીઓ ચેસ્ટનટ. માદામાં જ્યાં નર કાળો ત્યાં તે કથ્થાઈ રંગે હોય છે. પણ બંનેમાં પૂંછડીનાં વચ્ચેનાં પીંછાં કાળાશ ઉપર હોય છે. આપણે ત્યાં આ પંખી બહુ સામાન્ય પ્રવાસી પંખીની ગણત્રીમાં આવે છે. નવરાત્રીમાં આવી જાય છે અને એપ્રિલમાં પાછાં ચાલ્યાં જાય છે. આ પંખીની ખાસ વિશિષ્ટતા એ કે તે પોતાની પૂંછડીને વારે વારે થરકાવ્યા કરે છે અને પોતાનું માથું ઊંચું નીચું કર્યા કરે છે. બેસે છે ત્યારે તદ્દન સીધી શેરડીએ બેસે છે. આ પંખીને બાગ-બગીચા વાડી-વજીફા ખેતર વાડ અને કાંટ તથા વન વસવા માટે બહુ અનુકૂળ છે. આપણા આંગણામાં પણ તે વસતાં જોઈ શકાય છે અને બપોર વચાળ તે કોઈ છાંયાવાળી જગ્યામાં આરામ કરે છે.

તાર ઉપર, તારના થાંભલા, વંડી, થોરની વાડ ઉપરથી નીચે ભોંય ઉપર ઊતરી આવી ચાલી જતી જીવાત પકડી લે છે. પછી તરત જ પાછાં સંતાઈ જાય છે. સામાન્ય રીતે તેની ઊડાન ઝડપી ગણાય એટલે નિરીક્ષણ કરવા જતાં તેને ગમતું નથી આથી તે તરત જ સંતાઈ જાય છે. છતાં કેટલાંક માનવ સહવાસમાં વસતાં પંખી બહુ ખુશીથી તેનું નિરીક્ષણ કરવા દે છે એટલું જ નહીં પણ ઓસરીમાં પડેલી જીવાતને ખાવા આંટા મારવા આવે છે. નરને નાનું એવું મધુર ગાન છે પણ શિયાળામાં તે ભાગ્યે જ સાંભળવામાં આવે છે.

પોતાનું પ્રજનન કાશ્મીર બાજુ કરીને શિયાળામાં સપ્ટેમ્બરથી એપ્રિલની અધવચ સુધી તેઓ સૌરાષ્ટ્ર ગુજરાત અને કચ્છમાં દેખાય છે.

કાશ્મીરી થરથરાને અંગ્રેજીમાં The Kashmir Red-Start કહેવાય છે અને તેને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Phoeuicnrus Ochruros Phoenicuroides ( Horseield & Moore ) કહેવું જોઈએ.

### દૈયડ

દૈયડનું કદ બુલબુલ જેવડું કહી શકાય. નર દૈયડનો રંગ ચળકતો કાળો અને ધોળો હોય છે. આ સુંદર પંખીનું માથું ગળું અને છાતી ચળકતા કાળા રંગનાં રહે છે. પૂંછડી આખી ધોળી પણ વચલાં પીંછાં કાળા રંગનાં હોય છે. પેટાળ ધોળા રંગનું, પાંખો ચળકતા કાળા રંગની પણ અંદર ધોળો લીટો આવે છે જે લીટો તે ઊડે છે ત્યારે ચોખ્ખો વરતાય છે. ચાંચ અને પગ કાળા રંગના હોય છે. માદા તેના રાખોડી રંગથી જુદી પડે છે. પણ આ રાખોડી રંગ નરને જ્યાં કાળો રંગ હોય ત્યાં આવે છે પણ પેટાળ તો ધોળા રંગનું રહે છે. વસવાટ માટે દૈયડને લીલી વનરાજી અને પાણી બહુ પસંદ છે. એટલે તે મોટા બાગ બગીચા, વાડીઓ, વન અને કાંટમાં રહે છે.

દૈયડ તો આપણું સુમધુર સંગીતકાર પંખી છે. અને તે સંગીતધારા અવિરતપણે તેના પ્રજનન સમયે ચાલ્યા કરે છે જે એપ્રિલ મેથી શરૂ થાય છે. મારી પાસે એક જંગલી દૈયડ આવ્યો હતો તે બરાબર તેતરની નકલ કરતો હતો બાકી બીજાં પંખીની નકલ તો તે આબાદ કરી શકે છે અને બચ્ચેથી પાળ્યો હોય તો તેનું સંગીત બંધનમાં સાંભળવાની તો કોઈ ઓર લીજ્જત આવે છે. બાકી સામાન્ય રીતે સવાર સાંજ પોતાની 'ચીચીઈઈઈ' જેવી સીટી દીધા કરે છે અને તેની સાથે 'ચી ચપ ચપ' જેવો અવાજ પણ કરે છે. સામાન્ય રીતે દરેક સંગીતકાર પંખી પ્રજનન કાળ દરમિયાન લડાયક બની જાય છે અને તે લડાઈ બીજા હરીફને પોતે કબજે કરેલી જગ્યામાં પેસવા ન દેવા માટે છે. આ સમયે કબજે કરેલી જગ્યાનો નર કોઈ સાવ ખુલ્લી ઊંચી ડાળી કે સાફ જોઈ શકાય એવી જગ્યાને પોતાને પોતાની સંગીત-લહેરીઓ છેડવા માટે પસંદ કરે છે. તો વળી

બીજો નર પોતાની કબજે કરેલી જગ્યામાં સંગીતનો સન્નાટો ચલાવતો હોય એ દરમિયાન આ બંને હરીફ નરો એક બીજાને પોતાના ગળાની તાકાતથી પાછો પાડવા યત્ન કરે છે.

દૈયડ બનતાં સુધી તો એકાકી જ જોવામાં આવે છે પણ ક્યારેક માદા થોડી દૂર વસતાં દેખાઈ આવે છે. શિયાળામાં આ પંખી થોડો સ્થાનિક પ્રવાસ કરે છે. પણ ઉનાળામાં એક જોડી દૈયડ પોતાની જગ્યા પછી વાડીમાં હોય કે બગીચામાં હોય કે પછી વનમાં હોય તે નક્કી કરીને ત્યાં જ વસે છે પણ ત્યાં આગળ છાંયો અને પાણી નજીક હોવું જોઈએ. ઉપરાંત સારા પ્રમાણમાં આહાર જડતો હોવો જરૂરી છે.

આખા ભારતમાં તેની વસ્તી છે અને સૌરાષ્ટ્રામાં તેની વસ્તી કેટલેક ઠેકાણે સારા પ્રમાણમાં તો કેટલેક ઠેકાણે બહુ જુજ જોડી જોવામાં આવે છે પણ શિયાળામાં તો તે લગભગ અવશ્ય જોવામાં આવે છે.

દૈયડનો પ્રજનન કાળ મે માસથી ઓગસ્ટ માસ સુધી છે અને તે બનતાં સુધી મોટાં વૃક્ષનાં થડમાં કુદરતી પડેલ બખોલમાં માળો બાંધે છે અને કોઈક વખત ભીંતનાં કાણાં અને કિનારાના ધાંતનો ઉપયોગ પણ કરી નાખે છે. તેના માળામાં ઘાસ, ઊન, વાળ અને આકોલ જોવામાં આવે છે. જેમાં તે સુંદર લીલાશ પડતા ભૂરા રંગમાં ઘણા રતાશ પડતા કથ્થાઈ ડાઘા અને ધાબાંવાળાં ત્રણથી પાંચ ઈંડાં મૂકે છે. ગીરમાં અને ગીરનારની તળેટીમાં તેઓ અવશ્ય બચ્ચાં આપે છે. એ ઉપરાંત ભાવનગર અને આસપાસ પણ તેના માળા જોવામાં આવ્યા છે. નરમાદા કુટુંબ ઉછેરમાં સરખો હિસ્સો આપે છે. માત્ર સેવણનું કામ માદાને માથે છે.

દૈયડનો આહાર જીવાતનો છે અને તે શોધવા તે ભોંય ઉપર ફરતાં જોવામાં આવે છે.

દૈયડને અંગ્રેજીમાં The Magpai–Robin અથવા Dhiyal કહે છે. અને Copsychus Saularis Saularis (Linn) એ એનું વૈજ્ઞાનિક નામ છે

## કાળી દેવ

ચકલી કરતાં સહેજ મોટા કદની કાળી દેવ આપણું સામાન્ય પંખી છે. તેના નરનો રંગ કાળો પણ અંદર ભૂરી ઝાંય વરતાય છે અને તેમાં છાતી ઉપર ખાસ. વળી તેની બંને બાજુ ધોળા પદમ રહે છે. અને પૂંછડી નીચે ઘેરો રતાશપડતો કથ્થાઈ રંગ જોવામાં આવે છે. શિયાળામાં તેની પીઠ ઉપર કથ્થાઈ રાખોડી રંગ થાય છે. ચાંચ અને પગ કાળા રંગના હોય છે. જયારે માદા કથ્થાઈ રંગની રહે છે અને પૂંછડી નીચે હલકા કથ્થાઈ રંગનો ડાઘ રહે છે એ ઉપરાંત તેને પદમ આવતાં નથી. કાળી દેવ બહુ જ નીડર પંખી છે. પોતની પૂંછડી તદ્દન ઓળીંભે રાખે છે. નરની ગણત્રી સંગીતકાર પંખીમાં નથી થતી પણ હતાં તે થોડા ઘણાં ઘર અથવા નકલ સરસ કરે છે, પણ તેનો સામાન્ય અવાજ તીણો 'ટવીટ' છે જે થોડા અંતર સુધી સાંભળવામાં આવે છે. કાળી દેવનો વસવાટ ખાસ તો ડુંગરાળ કાંટ બગીચા અને વાડીઓમાં હોય છે, વળી કેટલીક વખત તે એટલી હદ સુધી ડર છોડી દે છે કે આપણી નજર સામે માળો બાંધી ને બચ્ચા ઉછેરે. ઊડાનમાં તે જરાં નબળા કહેવાય, તે કાંઈ છુપાઈને બેસવાવાળી નથી. એ તો ખુલ્લી જગ્યાને બેસવા માટે પસંદ કરે છે, કાળી દેવની જોડી આંગણામાં વસતી હોય તો બહુ શુકન મનાય છે. જ્યાં તે નુકશાનકારક જીવાત ખાઈને ઓછી કરે છે. આ પંખીમાં એક ખાસ ખાસિયત એ છે કે પોતાના કુટુંબનો ઉછેર કરી રહ્યા પછી તેની જોડી અદૃશ્ય થઈ જાય છે. પણ જયારે પ્રજનનકાળ આવે ત્યારે તે જોડી પાછી એ જ જગ્યાએ આવી લાગે છે. અત્યારના સમયમાં આ પંખીની વસ્તી મારા ધારવા પ્રમાણે ઓછી થઈ ગઈ છે. કારણ મારી આસપાસ જ તેની ચાર છ જોડી વસતી હતી પણ તે હવે જણાતી નથી એજ માફક કાંટમાં પણ તે બહુ જુજ સંખ્યામાં આવે છે.

જ્યારે પ્રજનનકાળ આવે છે ત્યારે બે હરીફ નરોને સામ સામે લડાઈનું આહ્વાહન આપતાં જોવાની ઘણી





મજા આવે છે. એ સમયે તેને આપણી સીટીથી પાસે બોલાવી શકાય છે, દૈયડ, કાળી દેવ અને શામાનું સંવનન લગભગ સરખું છે જેમાં તે પોતાની પૂંછડીનો પંખો બનાવી તરત જ પાછો નીચે લઈ આવે છે. અને તે સમયે માદાને પોતાની સરસાઈ બતાવે છે અને સાથે સાથે મીઠું ગાન કરે છે. કાળી દેવનો નર માદાને કેટલીક વખત ચારો આપતાં પણ જોવામાં આવે છે.

સૌરાષ્ટ્ર કચ્છ અને ગુજરાત તથા ઉત્તરહિન્દમાં આ પંખી ઘણું સામાન્ય છે.

તેનો પ્રજનનકાળ ખાસ તો માર્ચ માસથી શરૂ થાય છે અને વરસાદ સુધી ચાલે છે. તેના માળા થડની પોલ, સડી ગયેલી મોટી ડાળીનાં કાણાં, ભીંતનાં કાણાં, પથ્થરની પોલ અને કોઈ વખત તો ભોંય ઉપર પણ જોવામાં આવે છે. પણ સાવ ખુલ્લો તો નહીં જ. તે ઉપરાંત આપણા મકાનમાં જગ્યા મળી જાય તો માળો બાંધી નાખે છે. મેં તેનો માળો સડી ગયેલા પાણી પાળાના ઝારામાં પણ જોયો છે. તે પોતાના માળામાં બારીક ઘાસ અને વાળ તથા ઊન વાપરીને વાટકા જેવો બનાવી તેમાં લીલાશપડતી જમીન ઉપર રતાશપડતા ડાઘ અને ટપકાંવાળાં ત્રણથી ચાર ઈંડાં મૂકે છે. માદા જ દશથી બાર દિવસ સેવીને બચ્ચાં કાઢે છે પણ નર તેની મુલાકાત લીધા વગર રહેતો નથી. બચ્ચાં નીકળ્યા પછી નર ખોરાક પૂરો પાડવામાં એકતાર બની જાય છે. અને જીવાત, કીરમ અને એવી જીવાત તે ઘણી પસંદ કરે છે. ઉધી પણ શોખથી ખાય છે.

કાળી દેવ કે દેવ ચકલીને અંગ્રેજીમાં The Brownbacked Robin કહેવાય છે અને Saxicolodes Folicata Camabaiensis (Latham) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### શામો

બુલબુલ જેવડો પણ પૂંછડીએ લાંબો શામો રંગે ઉપરના ભાગમાં અને છાતી ઉપર ભૂરી ઝાંયવાળો કાળો હોય છે. પેટાળ અને દૂમ ઘેરી ચેસ્ટનટ રંગની હોય છે. કડ ધોળી અને પૂંછડીના વચલાં કાળાં અને બાકીના ચડતા ઊતરતી લંબાઈના ધોળાં હોય છે. માદા કથ્થાઈ જ્યાં નર કાળો હોય. છાતી ઘેરી રાખોડી અને પગનો રંગ ગુલાબી રહે છે.

આ શામાને મેં ગોરખપુરી શામા તરીકે પીછાન્યો છે. તેનો વસવાટ ઘાટા જંગલમાં છે અને વાંસના ઘાટા તપ્તા તેને બહુ ગમે છે. ડાંગમાં પણ એવી જ જગ્યા પસંદ કરે છે આ ગોરખપુરી શામો. દૈયડ અને કાળી દેવ બધાં કાકા દાદાનાં સગાં છે. તેમાં શામો એક મધુર ગળાનું પંખી છે. અને હિન્દમાં તેની સંગીતકાર પંખી તરીકે ખ્યાતી છે. દૈયડનું ગળું તીખું પણ શામાનું ગળું બહુ મધુર છે. વળી બીજાં પંખી અને પ્રાણીની નકલ પણ સરસ રીતે કરી શકે છે. મારી પાસે એક શામો હતો તે બીન વાજીંત્રની સુરાવટ આબાદ કરતો હતો. એ જ માફક તબલાંમાં પંજાબી ઠેકા વગાડતો સાંભળવામાં આવ્યો છે. વળી આ પંખી પ્રકૃતિએ ખાસ પાળવા જ પેદા ન કર્યું હોય એવું જણાય છે. કારણ કે ગમે તેવી સાંકડી જગ્યામાં પણ સંતોષ માનનારું છે. એટલે બંધન તેને વસમું લાગતું નથી.

મારી પાસે નીલમબાગના ના. મહારાજા સાહેબના ચિડીયાખાનામાં શામા બહુ શોખથી બચ્ચાં આપતા હતા. તેમાં નર કોઈ વખત ભાગ્યે જ માળો બાંધવામાં મદદ કરતાં દેખાયો છે તેમ જ બચ્ચાં ઉછેરવામાં રસ ધરાવતો જાણવા મળ્યો છે.

તેની પ્રજનન ઋતુ એપ્રિલથી ઓગસ્ટ માસ સુધી છે. જેમાં તે વાંસની ઘટાશમાં કે કાણાંમાં કે ભોંય ઉપરના ઘાંતમાં માળો બાંધે જેમાં તે દૈયડના જેવા જ રંગના ત્રણથી ચાર ઈંડાં મૂકે છે.

૧૯૩૧માં દક્ષિણ ભારતનાં નીલપર્ણી વનમાં રખડતાં મારા સાંભળવામાં સાંજના ટાણે શામાનો અવાજ આવ્યો ત્યાં એટલું ગીચ હતું કે તે જોઈ શકાય એવું હતું જ નહીં પણ જેવો મેં તેનો અવાજ કર્યો કે તે મારી સામે આવીને બેઠો. એ રીતે તેને જંગલમાં



ડોડી હૈ

# એમ. સી. સી.ના ખેલાડીઓ

૧૯૬૪ની શરૂઆતમાં એમ. સી. સી.ના ખેલાડીઓ ભારતના આઠ અઠવાડિયાના પ્રવાસે આવી રહ્યા છે ત્યારે તેમનો ટૂંકો પરિચય ક્રિકેટ શોખીનોને ખૂબ ઉપયોગી થઈ પડશે......

એમ. સી સી.ની ખેલાડી ટુકડીના સુકાની તરીકે કોલિન કાઉડ્રીની પસંદગી કરવામાં આવી હતી પરંતુ ગયા જૂનમાં વેસ્ટ ઈન્ડિઝ સાથેની લોર્ડ્ઝ ખાતેના કસોટી જંગમાં તેના હાથમાં ઈજા થવાને કારણે તે રમી શકે તેમ નથી તેથી એમ. જે. કે. સ્મિથ, જેમની અગાઉ નાયબ સુકાની તરીકે પસંદગી કરવામાં આવી હતી તેમને કોલિન કાઉડ્રીની જગાએ સુકાની તરીકે પસંદ કરવામાં આવ્યા છે. હવે નાયબ સુકાની તરીકે એમ. જે. સ્ટુઅર્ટ રહેશે.

### એમ. જે. કે. સ્મિથ

ચશ્માધારી સ્મિથ ભારે ફટકાબાજ બેટસમેન છે. અનેક રમતોમાં એ પાવરધો છે. રુગબી ફુટબોલ હરીફાઈમાં તે ઓક્સફર્ડ યુનિ. અને ઈંગ્લેન્ડ તરફથી રમ્યો હતો. ઑક્સફર્ડ અને કેમ્બ્રિજ વચ્ચેની એક પછી એક ત્રણ હરીફાઈઓમાં સદીઓ નોંધાવવાનો તે વિક્રમ ધરાવે છે. લોર્ડ્ઝ ખાતે સન ૧૯૫૪માં યુનિવર્સિટી મેચમાં ૨૦૧ રન કરી તે અણનમ રહ્યો હતો. ક્રિકેટ રમતા બધા દેશો સાથેના કસોટી જંગમાં તેણે ભાગ લીધો છે. સન ૧૯૬૧–૬૨ માં ઈંગ્લેન્ડના ખેલાડીઓએ ભારત અને પાકિસ્તાનનો પ્રવાસ કર્યો ત્યારે તે ભારત આવ્યો હતો.

### એમ. જે. સ્ટુઅર્ટ

ભારતના પ્રવાસે આવી રહેલ એમ. સી. સી. ખેલાડીઓમાં કાઉડ્રીની ગેરહાજરી સ્વાભાવિક રીતે નિરાશા ઉપજાવે તેવી છે પરંતુ મિકી સ્ટુઆર્ટ, જેની કમનસીબે પહેલી પસંદગી થઈ ન હતી તેને લેવામાં આવ્યો હોવાથી ક્રિકેટ રસિકોને જરૂર આનંદ થશે. સ્ટુઆર્ટ રમતની શરૂઆત માટે અચ્છો ખેલાડી છે અને વિકેટ પાસેની તેની ફીલ્ડિંગ પ્રશંસનીય છે. ભૂતકાળમાં ઈંગ્લેન્ડ તરફે ઘણીવાર તે સારું રમ્યો છે. સરેની ટુકડીનું સુકાન પીટર મે પાસેથી તેની પાસે આવ્યું છે અને તેણે બતાવી આપ્યું છે કે ખેલાડીઓની આગેવાની લેવાની તેનામાં સ્વાભાવિક લાક્ષણિકતા છે. કેપ્ટન સ્મિથને પોતે ક્રિકેટક્ષેત્ર ઉપર અને ક્ષેત્ર બહાર ખૂબ જ ઉપયોગી થઈ પડશે તેમાં જરાય સંદેહ નથી.

### કે. એફ. બેરિંગ્ટન

મુક્ત રીતે અને આક્રમક ફટકા મારી જુમલો નોંધાવનાર આ યુવાન ખેલાડીની ક્રિકેટના વિશ્વમાં જબ્બર અને સહેલાઈથી ઊખડી ન શકે તેવા ખેલાડી તરીકે ગણતરી થાય છે. ક્રિકેટને પોતાના વ્યવસાય તરીકે સ્વીકારનારાઓમાં તે શ્રેષ્ઠ તરીકે પંકાય છે. કદાચ ખૂબ જ સાવધાનીથી રમવાનું હોય ત્યારે તેની રમત આકર્ષક ન લાગે પરંતુ સાધારણ સંજોગોમાં તેની રમત અસાધારણ બને છે. ભારતીય રમતશોખીનો તેને સારી રીતે ઓળખે છે કારણ કે સન ૧૯૬૧–૬૨ માં તે ભારત આવ્યો હતો.

---

જોવાનો લહાવો લીધો હતો.

શામાનો વસવાટ નીલપર્ણી વનોમાં છે અને જ્યાં વસે છે ત્યાં હંમેશ વસવાવાળો છે. અને તેનો આહાર જીવાતનો છે. ગુજરાત રાજ્યનો ડાંગ સિવાયનો પ્રદેશ તેને સૂકો જણાયો છે.

શામા અથવા ગોરખપુરી શામાને અંગ્રેજીમાં The indian Shama કહેવામાં આવે છે અને તેને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Copsychus Macrourus Malabaricus (Scopoli) કહેવું જોઈએ.

✶





**જે. બી. બોલુસ**

જે. બી. બોલુસ સન ૧૯૬૩ની રમતોનો મુખ્ય ખેલાડી ગણાય છે. ૨૯ વર્ષની ઉંમરનો આ ખેલાડી નોટિંગ્હામશાયરમાં એટલી ફાંકડી રમત રમ્યો હતો કે વેસ્ટ ઈન્ડિઝ સાથેના જંગમાં ઈંગ્લેન્ડ તરફથી રમત શરૂ કરવાનું તેને માન આપવામાં આવ્યું હતું. ત્યાં પણ તે સારું રમ્યો હતો. એની રમતની પદ્ધતિમાં કાંઈ ઝાકઝમાળ નથી પરંતુ એનું મુખ્ય આકર્ષણ ફટકાબાજી છે. પછી ભલેને પોતાની દાંડી ઊડી જાય!

**જે. એચ. એડ્રિચ**

સન ૧૯૬૩ની વેસ્ટ ઈન્ડિઝ સાથેના કસોટી જંગોમાં, ઈંગ્લેન્ડ તરફથી દાવ શરૂ કરવાનું તેને માન મળ્યું હતું અને વેસ્ટ ઇન્ડિઝના ગ્રિફિથ્સ અને વેસ્લી હોલના હુમલાનો તે મુકાબલો કરી શક્યો હતો. નીચો ઠાબોડિયો ખેલાડી રમે છે ત્યારે પોતાના ગજા બહાર રમતો હોય એમ લાગ્યા વગર રહેતું નથી.

**પી. જે શાર્પ**

ક્રિકેટના વિશ્વમાં શાર્પ ખૂબ ખ્યાતિ ધરાવે છે. પબ્લિક સ્કૂલોમાંથી આવતા બહુ જ ઓછા છોકરાઓ 'ધંધાદારી' તરીકે આ રમત સ્વીકારે છે. ઈંગ્લિશ ક્રિકેટમાં કદાચ સૌથી નાના હાથ ધરાવનાર તે પ્રથમ ખેલાડી છે અને તે તેનો એવો ઉપયોગ કરે છે કે સૌને માટે તેની રમત આકર્ષક બને છે. તે સ્વસ્થ પ્રકૃતિનો ખેલાડી છે, ફટકાબાજીની તેની શક્તિ નોંધપાત્ર છે અને તેનું ભાવિ ઘણું આશાસ્પદ છે.

**જે. ડી. એફ. લાર્ટર**

લાર્ટર એક અસાધારણ ક્રિકેટવીર છે. ફ્રેડી ટ્રુમેનના સાથી બ્રિયન સ્ટેથમનું શરૂઆતના ખેલાડી બનવાનું માન મેળવવાનો તે અધિકાર ધરાવે છે. તે ચાર વાર ઈંગ્લેન્ડ તરફથી કસોટી જંગોમાં રમ્યો છે અને તે એક સારો ગોલંદાજ પણ છે. સન ૧૯૬૩માં ૧૦૦ ઉચ્ચ કક્ષાની વિકેટો લેવાનું તેને માન મળ્યું હતું.

**જે. બી. મોર્ટિમોર**

૩૦ વર્ષનો મોર્ટિમોર રમતનાં સર્વ ક્ષેત્રોમાં નિપુણ છે. તેણે કોઈ મોટી સિદ્ધિ પ્રાપ્ત કરી મહત્તા મેળવી નથી. ઘણા કસોટી જંગોમાં તેણે ભાગ લીધો છે અને તેમાં તે ઠીક ઠીક રમ્યો છે. ક્રિકેટની મોસમમાં એકથી વિશેષ વાર ૧૦૦૦ થી વધુ રન તેણે કર્યા છે.

**જે. બી. બિન્કસ**

ખૂબ જ ચકોર વિકેટ-કીપર ગણાતો બિન્કસ હજી મોટા કસોટી જંગોમાં ઈંગ્લેન્ડ તરફથી રમ્યો નથી એ તેની કમનશીબી છે, એમ ક્રિકેટના શોખીનો માને છે. સન ૧૯૬૦માં તેણે ૧૦૮ ખેલાડીઓને આઉટ કર્યા હતા તેમાંથી ૯૭ કેચ હતા અને ૧૧ સ્ટમ્પ આઉટ હતા.

**એફ. જે. ટિટમસ**

પ્રથમ સન ૧૯૫૫માં દક્ષિણ આફ્રિકાની સામે ટેસ્ટ જંગ ખેલાયો ત્યારે ટિટમસની પસંદગી કરવામાં આવી હતી. ત્યાર પછી ઘણે લાંબે વખતે તેની ફરી પસંદગી થઈ હતી પરંતુ આજે ૩૧ વર્ષની વયે તે ઇંગ્લેન્ડની ટુકડીનો આધારસ્તંભ બન્યો છે. વિશ્વમાં ઉત્કૃષ્ટ ખેલાડીઓ સામે તેણે પોતાનું પાણી બતાવી આપ્યું છે. ફટકાબાજી, ફીલ્ડિંગ અને ગોલંદાજી બધામાં એ પાવરધો છે.

**બી. આર. નાઈટ**

ભારતનો આ પ્રવાસ તેને માટે પડકારરૂપ છે કારણ કે એ દરમ્યાન જ ઈંગ્લિશ ટુકડીના રીતસરના સભ્ય તરીકે સ્થાપિત થવા માટે તેણે ખમીર બતાવવું પડશે. તે પાણીદાર ફટકાબાજ અને ગોલંદાજ બને છે. ઘણી સ્પર્ધાઓમાં તેણે સદીઓ નોંધાવી છે.

**જે. એમ. પાર્ક્સ**

સન ૧૯૬૩ની વેસ્ટ ઈન્ડિઝ સાથેના કસોટી જંગો દરમ્યાન તે ઉત્તમ વિકેટકીપર તરીકે બહાર આવ્યો છે. તે એક સારો ફટકાબાજ છે અને તેની રમત ખૂબ જ આકર્ષક છે. વિકેટ-કીપર તરીકેનું તેનું કામ



ઘણું સારું છે પરંતુ તેની ખરી પસંદગી તો ઝડપી જુમલો કરવાની રમતને લઈને જ થઈ છે.

**જે. સી. ઇ. પ્રાઇસ**

સન ૧૯૩૭માં જન્મેલ પ્રાઇસ આમ નવો ખેલાડી છે. ડાબોડિયો ફટકાબાજ અને ફાસ્ટ મિડિયમ ગોલંદાજ સન ૧૯૬૧માં પહેલીવાર કાઉન્ટી રમતમાં બહાર આવ્યો હતો. તે ઘણો આશાસ્પદ ખેલાડી છે.

**આઇ. જે. જોન્સ**

ઇંગ્લેન્ડની ટુકડીના રમતના શરૂઆતના ખેલાડીઓ ફ્રેડી ટ્રુમેન અને બ્રિયન સ્ટેથમમાંથી સ્ટેથમની જગ્યાએ કોઈ શોધી કાઢવાનો પસંદ કરનારાઓ ચોક્કસ વિચાર રાખે છે તે યુવાન જેફ જોન્સની પસંદગી ઉપરથી જોઈ શકાય છે. માત્ર ૨૧ વર્ષની તેની ઉંમર છે. કેટલાક તો શંકા સેવે છે કે ભારતની ગરમીમાં રમવા માટે આવા નાના ખેલાડીની પસંદગી ડહાપણભરી ખરી ? એ ડાબોડિયો ઝડપી ગોલંદાજ છે અને ભવિષ્યમાં એ એક ઉત્તમ ખેલાડી બનવાનાં ચિહ્નો ધરાવે છે.

**ડી. વિલ્સન**

એ એક ડાબોડિયો ધીરો ગોલંદાજ છે. આ પ્રકારના ખેલાડીઓમાં તે સૌથી કુનેહબાજ છે. સન ૧૯૫૭માં તે પ્રથમ બહાર આવ્યો ત્યારથી સફળતાપૂર્વક પોતાનો ફાળો આપી રહ્યો છે. વિલ્સન એક સારો ફટકાબાજ પણ છે. દરિયાપારના પ્રવાસનો પણ તે અનુભવ ધરાવે છે. સન ૧૯૬૦-૬૧માં તેણે ન્યૂ ઝીલેન્ડની મુલાકાત લીધી હતી.



વિજયશંકર કાસદાર

## પ્રલાપ આ શા !

આ જિંદગી ગત હવે ન રહી જ મારી,
વર્ષાતણાં જળ સમી અતિ વેગવંતી,
રૉકેટ પેલા સમ વેગીલી વા,
ફરી ન આવે કદી હાથ માનવી !

એ ભૂતકાળ અવ સ્વપ્ન સમો બની ગયો,
જોવા મળે ના ફરી જિંદગીમાં :
કિન્તુ પ્રતીકો મધુરાં—ભયાનક
એનાં રહેશે સ્મૃતિમાં સદૈવ.

ને ભાવિ તો હાય હજુ ન આવ્યું,
જાણું ન, આવે અથવા ન આવે;
તો કેમ એને મુજ સંપદા લહું ?

તો વર્તમાન ક્ષણ કે ઘડી વા પળો મળી
એ, એ જ મૂડી તવ માન સાચી !
ને એય ના સ્થિર; ઊડે દ્રુત તેજવેગે,
તો વાળી લે જીવનને ફુવારે.

જો જિંદગી લાધી ક્ષણિક આવી
તો આ બધા વ્યર્થ પ્રલાપ તારા :
આ બેવફાઈની કથા
કે વસ્લમાં વિષ,
વિચ્છેદ, દ્રોહ, મનમેળ—અમેળ કૂડાં !

જો ચાલતી ક્ષણ વિશે તુજને વફા હું,
સૌભાગ્ય એથી વર તું ચહે શું ?
સાંખે ન એથી વિધિયે અધિકું.*

* John Wilmotના એક અંગ્રેજી કાવ્યનો ભાવાનુવાદ







# સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**દોઢ સદીનો આર્થિક ઈતિહાસ** : વિઠ્ઠલદાસ મ૦ કોઠારી. પાનાં ૨૫૩. રૂ. ૪/—. **પ્રવેશિકા** : મગનભાઈ પ્ર૦ દેસાઈ. પાનાં ૩૯૭. રૂ. ૪/—. **વૈદિક પાઠાવલી** : રસિકલાલ છો૦ પરીખ. પાનાં ૨૦૨+૨૯૨. રૂ. ૧૨/—. **હિંદીના વિકાસમાં ગુજરાતીઓનો ફાળો** : જનકશંકર મનુશંકર દવે. પાનાં ૨૨૩. રૂ. ૩/— —ચારેયના પ્રકા૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **જ્ઞાનદેવ ચિંતનિકા** : વિનોબા. પાનાં ૧૭૯. રૂ. ૧/૨૫. **અધ્યાત્મ દર્શન** : વિનોબા. પાનાં ૮૦. ન. પૈ. —/૬૦. —બન્નેના પ્રકા૦ યજ્ઞ પ્રકાશન, વડોદરા **ટર્નરનો સાથી** : સંપા૦ મુંદરજી ઉ૦ રાઠોડ : ઓધવજી પ્રા૦ મુજપરાઃ દિનમણી-શંકર શા૦ ભટ્ટ પાનાં ૮૮. રૂ. ૧/—. શિશુ વિહાર, ભાવનગર. **વજ્જરગઢ** : ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૮૪. રૂ. ૫/—. **ભારતીય સમાજમાં સ્ત્રી–જીવન** : નીરા દેસાઈ. પાનાં ૩૯૬. રૂ. ૬/૫૦., **જય પરાજય** : ઈશ્વર પેટલીકર. પાનાં ૪૫૦. રૂ. ૭/૫૦ **રમણલાલ વ૦ દેસાઇ : વ્યક્તિત્વ અને વાઙ્‌મય** : ડૉ૦ હસમુખ દોશી. પાનાં ૩૨૫+૩૬૬. રૂ. ૧૨/—. **સૂર્યમુખી** : સારંગ બારોટ. પાનાં ૫૪૪. રૂ. ૧૦/—. **વીંખાયેલી વણઝાર** : હર્ષદ શેઠ. પાનાં ૨૧૦. રૂ. ૩/૫૦. **પાતાળની પદ્મણી** : શ્રીકાન્ત ત્રિવેદી. પાનાં ૧૦૨. રૂ. ૧/૭૫.—સાતેયના પ્રકા૦ આર. આર શેઠની કંપની, મુંબઈ, ૨. **સાહિત્યિક પ્રતિમાઓ** : મેક્સિમ ગોર્કી. અનુ૦ સુભદ્રા ગાંધી. રૂ. ૬/—. **ભારત પર ચીની આક્રમણ** : ભોગીલાલ ગાંધી. પાનાં ૭૨. રૂ. ૧/—. —બન્નેના પ્રકા૦ ચેતનપ્રકાશન ગૃહ, વડોદરા. **ગુજરાત સાહિત્ય સભા કાર્યવહી : ૧૯૬૧** : હસિત બૂચ. રૂ. ૪/—. —ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. **શબ્દકથા** : ડૉ૦ હરિવલ્લભ ભાયાણી. પાનાં ૧૭૨. રૂ. ૩/૫૦. **ધીંગામસ્તી** : સુરેશ દલાલ. પાનાં ૩૯. રૂ. ૧/—. **વંચિતા** : મોહમ્મદ માંકડ. પાનાં ૨૧૮. રૂ. ૫/૫૦ **ભરતી અને ઓટ** : રંભાબહેન ગાંધી. પાનાં ૨૪૭. રૂ. ૫/—. **પડઘા ડૂબી ગયા** : ચન્દ્રકાન્ત બક્ષી. પાનાં ૨૩૯. રૂ. ૪/૭૫. **શતરંજ** : શિવકુમાર જોષી. પાનાં ૧૧૨. રૂ. ૨/૫૦.—છયેના પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **ફૂલદાની** : અમીરી. પાનાં ૧૭૧. રૂ. ૩/૫૦ **ઠપકો** : સૈફ પાલનપુરી. પાનાં ૧૫૨. રૂ. ૩/૫૦.—બન્નેના પ્રકા૦ કમલકુંજ પ્રકાશન, મુંબઈ, ૪. **અંગડાઇ** : અંબાલાલ ડાયરપાનાં ૧૦૪. રૂ. ૨/—. **જાણે–અજાણે** : દિનકર જોષી. પાનાં ૨૪૩. રૂ. ૫/—. **છીપલાં** : વનુ પાંધી. પાનાં ૩૦૮. રૂ. ૬/૨૫. —ત્રણેયના પ્રકા૦ સુમન પ્રકાશન, મુંબઈ, ૯. **સાલિક સ્મૃતિગ્રંથ** : સંપા૦ ચમકાર ભાવનગરી. પાનાં ૧૨૮. પ્રકા૦ સાલિક સ્મૃતિ સમિતિ, કરાંચી, ૩. **રોમિયો–જુલિયેટ (એક રસદર્શન)** : બાલચન્દ્ર પરીખ. પાનાં ૩૮૪. રૂ. ૮/—. **અજેય ગૌરીશિખર અને દશ એકાંકી** : કેશવરામ કા. શાસ્ત્રી. પાનાં ૧૫૬. રૂ. ૨/૭૫. **કૌલપરાજય અને આઠ એકાંકી** : કેશવરામ કા. શાસ્ત્રી. પાનાં ૧૧૫. રૂ. ૨/—. **ભાણ : એક રૂપકપ્રકાર** : કેશવરામ કા. શાસ્ત્રી. પાનાં ૧૪૪. રૂ. ૨/૭૫. **નાનો પણ રાઈનો દાણો** : જયભિખ્ખુ. પાનાં ૪૮. ન. પૈ.—/૬૨. **છૂમંતર** : જયભિખ્ખુ. પાનાં ૪૭. ન. પૈ —/૬૨. **હરિકિરણ** : હસન બૂચ : જ્યોત્સ્ના બૂચ. પાનાં ૯૦. રૂ. ૧/૫૦.—સાતેયના પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૧. **કુદરતી ઉપચાર** : ડૉ. શરણપ્રસાદ. અનુ૦ જિતેન્દ્ર દેસાઈ. પાનાં ૧૯૯. રૂ. ૨/—. **હિંદના સરદાર** : રાવજીભાઈ મ૦ પટેલ. પાનાં ૨૭૯. રૂ. ૨/ —. **જીવનવ્યવસ્થા** : કાકા કાલેલકર. પાનાં ૩૧૫. રૂ. ૪/—. **ગાંધીવિચારદોહન** : કિ. ઘ મશરૂવાળા. પાનાં ૧૯૨. રૂ. ૨/—.

**કિશોરલાલભાઈના જીવનપ્રસંગો :** સં. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૧૦૬. રૂ. ૧/—. **લોકશાહી સાચી અને ભ્રામક :** ગાંધીજી. પાનાં ૯૧. ન. પૈ —/૮૦.—છયેના પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **પન્નાલાલ વાર્તાવૈભવ :** પન્નાલાલ પટેલ. પાનાં ૩૦૪. રૂ. ૫/—. **કરોળિયાનું જાળું :** પન્નાલાલ પટેલ. પાનાં ૩૮૪. રૂ. ૭/—. **ત્યાગી-અનુરાગી :** પન્નાલાલ પટેલ. પાનાં ૨૫૨. રૂ. ૪/૫૦. **ઢોલિયા સાગ સીસમના :** પન્નાલાલ પટેલ. પાનાં ૯૨. રૂ. ૨/—. **પરીક્ષા :** પન્નાલાલ પટેલ. પાનાં ૪૮. ન. પૈ. —/૭૫. **લીંમડાની એક ડાળ મીઠી :** પીતાંબર પટેલ. પાનાં ૨૪૬. રૂ. ૪/૨૫. **સૌભાગ્યનો શણગાર :** પીતાંબર પટેલ. પાનાં ૨૭૧. રૂ. ૫/—. **પડછાયા સંગ પ્રીત :** ભગવતીકુમાર શર્મા. પાનાં ૨૮૪. રૂ. ૫/—. **આરતી અને અંગારા :** ભગવતીકુમાર શર્મા. પાનાં ૨૭૬. રૂ. ૫/—. **આકાશ પછી અવકાશ :** છોટુભાઈ નાયક. પાનાં ૮૦. રૂ. ૧/૨૫. **અવકાશ વિજય :** છોટુભાઈ નાયક. પાનાં ૭૮. રૂ. ૧/૨૫—અગિયારેયના પ્રકા૦ હરિહર પુસ્તકાલય, સૂરત. **સમાજ શિક્ષણ :** શાંતિલાલ હી૦ શાહ. પાનાં ૧૭૦. રૂ. ૨/૮૦ **શ્રી હરિભદ્રસૂરિ :** હીરાલાલ ર૦ કાપડિયા. પાનાં ૩૭૬. રૂ. ૮/૫૦. **આનન્દમીમાંસા :** રસિકલાલ છો૦ પરીખ. પાનાં ૧૫૨. —ત્રણેના પ્રકા૦ મ૦ સ૦ વિશ્વવિદ્યાલય, વડોદરા.. **વાનરમાંથી માનવ ? :** બંસીધર ગાંધી. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. **ઓપરેશનનો ડર નકામો છે :** ડૉ૦ ભાનુ ર૦ શાહ. પાનાં ૩૨. ન. પૈ.—/૫૦. **બ્લડ પ્રેશર :** ડૉ૦ ઓ૦ ટી૦ સામાણી. પાનાં ૩૨. ન. પૈ.—/૫૦. **હિન્દુઓનો ધર્મ :** દલસુખભાઈ માલવણિયા. પાનાં ૩૨. ન. પૈ.—/૫૦. **કૉમન માર્કેટ શું છે ? :** ની૦ જી૦ પેંઢારકર. પાનાં ૩૨. ન. પૈ.—/૫૦. **મધમાખી વિષે જાણવા જેવું :** ગણેશભાઈ ડાભી. પાનાં ૩૨. ન. પૈ.—/૫૦. **ચન્દ્ર પર ચડાઈ :** મનુભાઈ મહેતા. પાનાં ૩૨. ન. પૈ.—/૫૦. **મલયેશિયા :** કે૦ ગોપાલન્. પાનાં ૩૨. ન. પૈ.—/૫૦.—આઠેયના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧.



## ઊર્મિ નવરચનાનાં ગ્રાહકો-વાચકોને

અનિવાર્ય સંજોગોને લીધે 'ઊર્મિ-નવરચના'નો ડિસેમ્બર માસનો અંક ૧લીને બદલે માસની આખરે પ્રગટ થાય છે. આ અંક ન મળ્યા બદલની ફરિયાદ કરતા સંખ્યાબંધ ગ્રાહકોના પત્રોનો વ્યક્તિગત જવાબ ન આપી શકવાથી આ જાહેર સ્પષ્ટતા કરીએ છીએ જાન્યુઆરી માસનો અંક ૧લી તારીખને બદલે ૧૦મી લગભગ દરેક ગ્રાહકને રવાના થશે તેની નોંધ લઈ આભારી કરશો. ફેબ્રુઆરી માસથી દર ૧લીએ નિયમિત પ્રગટ થશે.

લિ. વ્યવસ્થાપક : 'ઊર્મિ-નવરચના'



કહેવાય છે કે નવા જમાનામાં નવી ઢબના ખર્ચા ખૂબ વધી ગયા છે. જૂના રીત રિવાજો ખર્ચાળ, વ્યય કરનારા અને બીજાં દૂષણો ઊભા કરનારા લાગે જે ભૂંસવા માટેના પ્રયત્નોએ કંઈક સારૂં, નવી ઢબનું નવા જમાનાનો અનુસરીને શરૂ કર્યું પણ તેમાં કંઈ ખર્ચ ઓછો થયો દેખાયો નહિ. અને એમાં મધ્યમવર્ગને જ વધુ પીસાવાનું રહ્યું. સામાન્ય વર્ગને માટે બહુ મોટો પ્રશ્ન રહ્યો નહિ. પરંતુ મધ્યમવર્ગ કે જ્યાં કમાનાર એક અને ખાનાર દસ, તેને તો આર્થિક પરિસ્થિતિનો વિચાર કર્યા વગર સમાજમાં ઊજળું મોઢું રાખવા જૂનામાંથી પલટાયેલા પણ વધુ ખર્ચાળ નવા રિવાજો કર્યા વગર છૂટકો જ ન થાય તવંગરોમાંથી ખેંચાઈ આવતા રિવાજોની પાછળ ઘસડાવું પડે. આખી જિંદગી સુધી મોટું દેવું પૂરું કરવાની ચિંતા ઘરની મુખ્ય વ્યક્તિઓને પરેશાન કરી મૂકે. કોઈ પણ નાના મોટા પ્રસંગે દેવું કરીને પણ કરેલું ખર્ચ સરવાળે તો કોઈ હિસાબમાં ગણાતું નથી અને સાદાઈમાં જ ખપી જાય છે. થોડું કર્યું ઘણું દેખાય એવો જમાનો હવે રહ્યો નથી. અને માત્ર આડંબર વધી ગયો છે. એ બાહ્ય આડંબરને પોષવા ખર્ચાળ જીવન થઈ ગયું છે

બાળકો પણ નાનપણથી દેખાદેખીમાં ઊછર્યાં હોય છે. એટલે કાપ મૂકતાં કે ચલાવી લેતાં આવડતું જ નથી. આમ નવા જમાનાની સાથે રહેવા જતાં પણ શાંતિ મળતી નથી, અસંતોષ તો હોય છે જ. દાદીમા કહે છે કે અમારા જૂના રિવાજ શું ખોટા હતા ? અમે એક બીજામાંથી ત્રેવડ કરીને પણ સમાજમાં ભપકો દેખાડતાં અને જમાડતાં પણ ખરાં. આ તો તમે જૂનું એટલે નકામું કરીને કાઢીને નવું અપનાવતાં શું કાઢો છો ?

જમાના પ્રમાણે સમાજે અને વ્યક્તિએ બદલાવું જોઈએ પણ ઉપર કહી તે મુજબની પરિસ્થિતિમાં શું કરવું તે એક અગત્યનો પ્રશ્ન વિચારવાનો છે. દેવું કરીને પ્રસંગ સાચવવો અને સમાજમાં ઊજળા દેખાવું તે શું હિતાવહ છે ખરું ? કારણ મધ્યમવર્ગનો ટૂંકા પગારમાં આજના મોંઘવારી યુગમાં દરરોજનો ખર્ચ માંડમાંડ પૂરો થતો હોય છે. અંદાજી ખર્ચ અગાઉથી નક્કી કરવા છતાં પણ કેટલીયે મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે.

આર્થિક પરિસ્થિતિને પહોંચી વળવા સ્ત્રીએ કમાવું જોઈએ, કુટુંબ નિયોજન કરવું જોઈએ. આ બધા જવાબો નવા કુટુંબો માટેના છે. કારણ એ કુટુંબોમાં સ્ત્રી ભણેલી નથી હોતી, છતાં હુન્નર દ્વારા ઘરને સુશોભિત રાખવામાં અને અમુક ખર્ચને સહાયરૂપ બને જ છે. મોટું કુટુંબ હોય તેને નાનું કરાતું નથી. અને છતાંપણ સ્ત્રી કમાવા જાય ત્યારે બીજા ઘણા પ્રશ્નો ઊભા થાય છે. જેનો ઉકેલ લાવવા દરેક પુરુષ તૈયાર નથી હોતા. આ રોજબરોજના પ્રશ્નનો તોડ લાવવા શું કરવું ? દરેક જણ આ અંગે જુદું જુદું વિચારે છે. કહેવાતા અને દેખાતા શિક્ષિતો પણ આ અંગે એવી વિચિત્ર માન્યતાઓ ધરાવતા હોય છે કે ઘણીવાર તો આપણે દંગ થઈ જઈએ.



## ઓશિયાળાપણું ટાળ્યું

દુનિયાદારીનું ભાન નહિ, સંપૂર્ણ અજ્ઞાન અને રૂઢિચુસ્તતામાં પલોટાયેલી રૂક્ષ્મણીને માથે આભ તૂટી પડ્યું. ગામડા ગામમાં ચાર બૈરાની વચ્ચે વાતો કરવી, ઘરઆંગણું અજવાળવું અને ખપપૂરતા નાતજાતના વ્યવહારમાં રહેવું. બાકી ત્રણ નાનાં બાળકોને રાખવાં એ સિવાય દુનિયામાં બીજું કંઈ છે તે બુદ્ધિથી કે મનથી પણ ક્યારેય વિચારવાની એને જરૂર પડી નહોતી.

રૂક્ષ્મણીના પતિએ ગામમાં કરિયાણાની નાની દુકાન માંડેલી. અવારનવાર નજીકના શહેરમાં તેને માલ લેવા જવું પડતું. ધંધાદારી બાબત વિષે સ્ત્રીને કંઈ કહેવાતું જ ન હોય અને સ્ત્રીને પોતાને પણ એમ લાગતું કે એ પુરુષની બાબતમાં આપણે માથું ન મારવું. ચાર માણસ ઘેર આવે તો તેમને ખવરાવવું—મહેમાનગતી કરવી. અને નાનાં બાળકો તો ઘર બહાર રખડ્યા કરતાં હોય એટલે એની પણ રૂક્ષ્મણીને ઝાઝી ફીકર નહોતી.

એક દિવસ અચાનક માલ લઈને પાછા ફરતાં રૂક્ષ્મણીના પતિ મોટર અકસ્માતમાં ખૂબ ઘવાયા અને અકસ્માત જીવલેણ નીવડ્યો. ઘરમાં બીજું કોઈ મોટું નહિ, કમાનાર પણ નહિ અને નાનાં ભૂલકાંઓ સાથે હવે જીવન કેવી રીતે વીતશે તે ચિંતા લાગી. અને આવી પરિસ્થિતિમાં તો સત્તર જાતની શિખામણો મળવા માંડે. રૂક્ષ્મણીના દૂરનાં સગાંઓ દુકાન ખરીદી લેવા માટે ફાંફા મારવા લાગ્યાં. પણ તેની પડોશમાં રહેતા ધારશીભાઈએ એને સાચી સલાહ આપી કે દુકાન વેચશો નહિ. હું તમને મદદ કરીશ અને એકાદ નાની ઉંમરનો છોકરો મદદગાર તરીકે રોકી આપીશ. તમે થોડી આવડત બતાવશો તો તમારા ઘરનો ખર્ચો ખુશીથી કાઢી શકશો. નહિ તો તમારે બીજાના ઓશિયાળા થઈને રહેવું પડશે.

વાત તો સાચી હતી. રૂક્ષ્મણીને ધારશીભાઈ પર વિશ્વાસ હતો. એના પતિ પણ ક્યારેક ક્યારેક એમની સલાહ લેતા અને બીજું, ધારશીભાઈએ પોતે અંગત રીતે કંઈ પણ લેવાનું કે બીજો કોઈ સ્વાર્થ બતાવ્યો નહોતો. પણ રૂક્ષ્મણી, જેણે કોઈ દિવસ કંઈ કર્યું નથી, પૂરેપૂરી અજ્ઞાનતા, વ્યવહાર બધો શહેર સાથે અને એ કેવી રીતે કરી શકશે ! ક્યાંય સુધી તેનામાં હિંમત આવી નહિ. રૂક્ષ્મણીની મા પણ હતી. તેમણે તેને પિયર આવીને રહેવા કહ્યું. પણ પિયરમાં પણ કેટલો વખત ? છોકરાં નાનાં એટલે કંઈક તો કરવું જ પડશે ને ! રૂક્ષ્મણી પોતાની મુંઝવણ દૂર કરી શકતી નહોતી. દુકાનની અંદર બીજું કોઈ જ નહોતું. એટલે એ બધું સમજ્યા વગર આગળ કેમ વધવું ? પરંતુ ધારશીભાઈની હુંફથી અને આપેલી હિંમતથી રૂક્ષ્મણીમાં હિંમત આવી. અને દુકાન ચાલુ રાખવાનું નક્કી કર્યું.

શરૂઆતમાં દુકાનનો માલ, હિસાબ કિતાબ વગેરે બધું જ ધારશીભાઈએ જોઈ લીધું અને રૂક્ષ્મણીને સમજાવવા પ્રયત્ન કર્યો. હિસાબમાં તેને કંઈ જ સમજ ન પડી. એક વખત તો ધારશીભાઈને થતું કે હું જોખમ ખેડાવું છું અને જો રૂક્ષ્મણીબહેન બિલકુલ અણઆવડત્ ધરાવશે તો તો ભારે થઈ પડશે. એક દુઃખીયારી બહેનને મદદરૂપ અને ઉપયોગી થવું એ ઇરાદાથી તેમણે જાતે વધુ સમય આપી રસ લેવાનું નક્કી કર્યું અને રૂક્ષ્મણીબહેનને હિંમત આપી. બીજા જ મહિનાથી સોળેક વર્ષનો એક છોકરો વીસ રૂપિયાના પગારથી રાખી લીધો. છોકરો હોશિયાર હતો. ત્રણેક મહિના સુધી તેણે જ દુકાન ચલાવી. પછી રૂક્ષ્મણીબહેન બહાર નીકળવા લાગ્યાં અને દુકાન ઉપર જાતે બેસવા લાગ્યાં. શરૂઆતમાં એક સ્ત્રી થઈને દુકાને બેસવું તેમને ગમતું નહોતું, લોકોની ટીકા સાંભળવી પડતી હતી. પરંતુ ઓશિયાળું જીવન તો એના કરતાં ઘણું દુઃખી બનાવશે અને લોકો એ દિવસ બોલી બંધ થશે એમ વિચારી નિયમિત બેસવા માંડ્યા.

ધારશીભાઈએ ધીમે ધીમે તેમને હિસાબ પણ

સમજાવ્યો અને છોકરા ઉપરની બરોબર દેખરેખથી કામ સફળ થયું. માલ પણ બજારથી ખરીદવો શરૂ કર્યો. અને માથે પડેલું કાર્ય હિંમતથી કરવાને રુક્મણીબહેન સમર્થ નીવડ્યાં. ઘણી ઓછી આવડત છતાં થોડી વ્યવહારકુશળતાથી અને લોકોનો રૂઢિનો સામનો કરી ઘર દીપાવ્યું. બાળકોને મોટાં કર્યાં, થોડું થોડું ભણાવ્યાં પણ ખરાં અને પોતાની જ હિંમતથી રુક્મણીબહેન ઓશિયાળા જીવનમાંથી મુક્ત થઈ સ્વતંત્ર રીતે જીવવા માંડ્યાં

## લાગણી આડે બંધ

અનાયાસે સાંપડેલો પરિચય 'કેમ છે?' ની ઓળખાણમાંથી વખત જતાં વિકસે છે. અને તેમાં જો બંનેનાં મન મળી જાય છે તો તે વધુ રસપ્રદ નીવડે છે. જીવનની દરેક વસ્તુમાં કંઈક સ્વાર્થ રહેલો દેખાય છે. મૈત્રીમાં પણ એવો છૂપો સ્વાર્થનો અંશ રહેલો છે જ. છતી આંખે ન દેખાતું એવું ઘણું સુક્ષ્મરીતે સંતાયેલું હોય છે. સંબંધ વિકસતાં પણ આવું જ કંઈક અનુભવાય છે.

શીલા અને રમણનો પરિચયવિધિ એવી જ કોઈક પળે મિત્રદ્વારા થઈ ગયેલો. બંનેનો અભ્યાસ પૂરો થયેલો હતો. રમણ કોમર્સની પદવી મેળવી નોકરી કરવી કે શું કરવું તે વિમાસણમાં હતો. જ્યારે શીલા ગ્રેજ્યુએટ થયા પછી શિક્ષિકા થવું કે બીજે નોકરી લેવી તે વિચારતી હતી. બે ત્રણ વખત તો સામાન્ય વાતચીત દરમિયાન તેઓ છૂટાં પડ્યાં. પણ રસ્તામાં અવારનવાર મળી જતાં. ક્યારેક ક્યારેક સાથે રસ્તો કાપવા જતાં વાતનું વહેણ આગળ વધ્યું અને એકબીજાના કાર્યમાં ઊંડે ઊંડે રસ લેતાં થયાં. વિચારોની આપ લે કરતાં બંનેમાં ઘણું સામ્ય દેખાયું જે પણ તેમને વધુ નીકટ લાવવાનું કારણ બન્યું.

મૈત્રી રુચિકર નીવડી. એકબીજામાંથી કંઈક વધુ જાણવાનું મળી રહે છે તેમ લાગવા માંડ્યું. રમણને વાંચનનો શોખ ખૂબ હતો. સાહિત્યમાં તેને વધુ રસ હતો અને રાજકારણમાં પણ ઊંડા રસથી ધ્યાન આપતો હતો. શીલા પણ એની વાતોમાં ઊંડો રસ ધરાવતી. સમાજસેવાનો તેને અભરખો હતો પણ ક્યારેય અનુભવ નહોતો કર્યો. જે માટે તેને રમણ પાસેથી ઘણું જાણવાનું મળતું. શીલા રમણ જેટલું વાંચી શકતી નહિ. એને માથે ઘરની બીજી પણ જવાબદારી હતી. સંયુક્ત કુટુંબમાં તેને ભાંડુઓને સાચવવાં પડતાં.

રમણ અવારનવાર શીલાને ઘેર પણ આવતો. અને તેના કુટુંબમાં પણ તે ભળી ગયો હતો. શીલાનાં બા-બાપુજી જુનવાણી વિચારસરણી ધરાવતાં નહોતાં એટલે શીલાની રમણ સાથેની મૈત્રી તેમને ડંખતી નહોતી. પરંતુ શીલાએ જે પગલાં લેવાં હોય તે વિચારીનેજ લેવાં એમ તેઓ ઇચ્છતાં હતાં. કોઈ પણ વાતનો અતિરેક ન થઈજાય તેનું ધ્યાન રાખતાં અને તે બાબત શીલા પર તેમને વિશ્વાસ હતો.

શીલા નિખાલસ મૈત્રી ઇચ્છતી હતી. રમણે પણ તેમાં સાથ આપ્યો હતો. બંને હવે નોકરીએ વળગી ગયાં હતાં. પણ હરરોજ મળ્યા વગર ચેન પડતું નહોતું. રમણ હવે વધુ વિચારતો થયો હતો અને આ મૈત્રી લગ્નમાં પરિણમે તો...! એ વિચારે એને હચમચાવી મૂક્યો અને શીલા પાસે ધડકતે દિલે પ્રસ્તાવ મૂક્યો. ક્યારે પણ ન ઉદ્ભવેલો પ્રશ્ન શીલા સમક્ષ આવતાં એક ક્ષણ તો તે ડઘાઈ જ ગઈ. પણ ઉતાવળ નહિ કરતાં શાંતિથી જ તેનો જવાબ વાળવાનું તેણે ઉચિત ગણ્યું. અને વધુ વિચાર માટે સમય માગ્યો.

શીલા અને રમણ એક જ્ઞાતિનાં નહોતાં. એથી વધુ રમણની જ્ઞાતિ શીલાની જ્ઞાતિ કરતાં ઊતરતી હતી. જ્ઞાતિના કેટલાક પ્રશ્નો સામે ઝઝૂમવાનું હતું. રમણનું કુટુંબ મોટું હતું. એટલે શીલાએ ઘણો વિચાર કરવાનો હતો. શીલા આ પ્રસ્તાવની તેના ઘરમાં વાત કરે તે પહેલાં તેણે બધો વિચાર કરવો જરૂરી હતો. બીજે દિવસે જ શીલાએ રમણને ખૂબ જ આશ્ચર્યપૂર્વક જણાવ્યું કે 'આપણા આ સંબંધનો અર્થ

તું આ રીતે વિચારીશ તેની મને કલ્પનાય નહોતી.' રમણે પણ એટલા જ ધડકતે હૃદયે કહ્યું : 'શીલા મેં ક્યારેક પહેલાં આ સંબંધી વિચાર્યું નહોતું. ત્રણ દિવસ ઉપર અચાનક રાત્રે જ મને લાગ્યું કે આપણે ઘણી બધી રીતે અનુકૂળ છીએ અને બંનેને સમજવામાં પણ ખૂબ નિખાલસ છીએ. આપણી મૈત્રી જરૂર નિર્મળ છે પણ એ ટકાવી રાખવા માટે એ સિવાય બીજો કોઈ માર્ગ નથી દેખાતો. ભવિષ્યની તને કે મને ખબર નથી. આપણી મૈત્રી ગમે કે ન ગમે અને નિર્દોષતામાંથી ક્યાંક શંકા ઉદ્ભવે તો . ! બનેનું જીવન ઝેર થઈ જાય. અને એ વિચારે જ મારા મનને ઉશ્કેર્યું છે. તને કદાચ એ નહિ ગમે તો હું આગ્રહ નહિ કરૂં. પણ પરિણામ આપણે બંનેને ભોગવવું પડશે.'

શીલા પાસે કૌટુંબિક અને જ્ઞાતિનો પ્રશ્ન હતો પણ પોતે જૂનવાણી વિચાર ધરાવે છે એમ ન લાગવા માટે જ એ પ્રશ્નો બાજુ પર મૂકીને કહ્યું કે 'મેં તને પહેલાં પણ જણાવ્યું છે અને આજે પણ એ બાબત હું મક્કમ છું કે મારે લગ્નબંધનમાં નથી પડવું. મારા સ્વભાવને પણ કદાચ તે અનુકૂળ નહિ આવે.'

'જેવી તારી ઇચ્છા' કહીને વાત ત્યાંથી જ અટકી. શીલાનું રમણ પ્રત્યેનું વર્તન થોડુંક બદલાયું. રમણને આની ખૂબ અસર થઈ. તે મૂઢ ગુમાવી બેસતો અને પ્રસ્તાવ મૂકવા બદલ પશ્ચાત્તાપ કરતો. ઉતાવળ ન કરી હોત તો શીલાની 'લાગણીમાં ફરક ન પડત. અને શીલા લગ્ન કરવા જ ન ઇચ્છતી હોય તો તેને દબાણ શું કામ કરવું. તેણે શું કરવું તે હવે વિચારવાનું રહ્યું.









OORMI-NAVRACHNA ( Decemb '63 ) છૂટક નં. ૫. —/૭૫ વિદેશમાં રૂા. ૧/— Regd No. G. 68



મૂદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

# ઊર્મિ

વર્ષ ૩૪ · અંક ૧૦ · સળંગ અંક ૪૦૬ · જાન્યુઆરી ૧૯૬૪



# નવરચના



તંત્રી·ઈશ્વરલાલ મો. દવે
સંપાદક: જયમલ્લ પરમાર

અંક ૧૦ · જાન્યુ. '૬૪
સળંગ અંક ૪૦૬
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ
'નવરચના' : વર્ષ ૨૮
સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ

| લેખક | લેખ | પાનું |
| --- | --- | --- |
| ક્ષ | કળાણુનાં ઊંડાણ | ૧ |
| પન્નાલાલ પટેલ | નેપથ્યમાં | ૨ |
| ઈશ્વર પેટલીકર | બુદ્ધિ અને લાગણીના ગજ | ૬ |
| વિજયકુમાર ત્રિવેદી | ગુરુદક્ષિણા | ૧૦ |
| લીના | નીડરતા | ૧૪ |
| પ્રદ્યુમ્ન ક. દેસાઈ | આપણા સંગીતકાર પંખીઓ [૨] | ૧૫ |
| 'ભદ્ર' | ધનના લાંબા હાથ | ૧૯ |
| વજુભાઈ વ્યાસ | માથાના ખરતા વાળ | ૨૩ |
| 'મધુરમ્' | ખેલો ખેલોને | ૨૫ |
| ઈશ્વરભાઈ પટેલ | પતિયાંની પ્રણયકથા [૩] | ૨૬ |
| શશિકાન્ત ચી. જરદોસ | પંડિત 'જોશ' મલસિયાની | ૩૦ |
| ફુલ્ટન ઓર્સલિર | તેને નોકરી મળી નહિ | ૩૨ |
| વ્લાદીમીર દાયાચ્છીલેવ | હૃદયની જટિલ શસ્ત્રક્રિયા | ૩૪ |
| | કેટલું જાણો છો ? | ૩૬ |



સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ )
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો ખીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો ખીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનુ અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામુ.–

**'ઊર્મિ–નવરચના'**

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ૦
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક : ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ. વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર



## ક . . . . . કળણનાં ઊંડાણ

આપવડાઈ અને આપબડાઈ, ખિદમત અને ખુશામત બધાંને ગમે છે એ વાત ખરી; પણ એમાં પોતાનું તો હીર જ હણાઈ જાય છે એ બહુ જલદી માણસને દેખાતું નથી એટલે જ એમાં એ વધુ ને વધુ ઊંડો ઊતરે છે. અને પેલા કળણની માફક એમાં એકવાર ફસાયા પછી, એકવાર ઊંડા ઊતર્યા પછી વધુ ને વધુ ઊંડાણમાં ગરક થયા જ કરે છે. ઘણીવાર તો આવા માણસોને હણી નાખનાર એના કહેવાતા હિતેચ્છુઓ જ હોય છે. એવાની ખુશામતને બહેકાવે છે અને ખિદમતને નવાજે છે.

અહીં જ કેટલીકવાર માણસમાં એવું ખુન્નસ પણ આવી જાય છે. અને એ ખુન્નસમાં ને ખુન્નસમાં એ કેટલીયવાર એવાં તો ઊંધાં ચત્તાં કામો કરી નાખે છે કે જે માણસ માટે શોભાસ્પદ પણ ન ગણાય. આ શોભાને બહેકાવી દેવામાં આવે ત્યારે માણસ માટે આપણને માન સુદ્ધાં રહેતું નથી. આ માન અને આવી વૃત્તિ ક્યારેક એટલી અગમચેતી પણ વાપરે છે કે આપણે એમાં અંજાઈ પણ જઈએ.

આંજી નાખતી આવી દરેક ક્રિયા કોઈ ને કોઈ ઘડીએ તો એવી ઊંચે આવી જાય છે કે એવું કોઈએ કલ્પેલું પણ ન હોય. માણસની ખુશામત અને બીજાંને આંજી દેવાની આવી કૃત્રિમ વૃત્તિ એટલી બધી ખતરનાક હોય છે કે કયારેક તો એને એમાં કૂદી પડતી વખતેય ખ્યાલ નથી આવતો. દીવાની જ્યોત ઉપર કૂદી પડતું ફૂદું ક્યારેય કલ્પના પણ કરી શકે છે કે એ ખાખ થઈ જવાનું છે? ફૂદાની જિંદગીની ખતરનાકી અને આવા માણસની ખતરનાકી વચ્ચે ભારે મોટું અંતર હોય છે. અને એટલે જ ફૂદાની ન્યોછાવરી ગણાય છે અને માણસ પોતે જ ખતરનાક ગણાય છે.

આ બધું માણસ શીખે છે એમાં એની આવડત ભલે ગણનાપાત્ર ગણાતી હોય. પણ એ આવડત કયારેય બિરદાવાતી નથી હોતી. અને બિરદાવી શકાય એવું તો કેટલું બધું પડયું હોય છે! છતાં એ કશાને બિરદાવી શકાતું નથી એવાં કામો પણ માણસ જ કરે છે ને!

પન્નાલાલ પટેલ

# નેપથ્યમાં

વરસો પછી પણ જીવનનો એવો મધુરો પ્રસંગ જ્યારે કોઈ યાદ દેવડાવે છે ત્યારે એ પ્રસંગની મધુરપ કોઈ ઑર વધી જાય છે. આવી મધુરતા કેટલાંય જીવનને અકાળે કરમાવી દેતી રોકી રાખે છે. જીવનની મધુરતા મહાલવી એ પણ એક કુદરતદીધી બક્ષિસ છે. એ બક્ષિસને આ વાર્તા નવાજે છે...

એક બાજુ બસ ઊપડવાની ઘંટડી વાગી, બીજી બાજુ ડ્રાઈવરની પીઠ પાછળ આવેલી બારી આગળ બેઠેલા ગજ્જરસાહેબને કાને મંજુલ સૂરની બૂમ સંભળાઈ: 'ગજ્જરસાહેબ!'

ને ગજ્જરસાહેબ બહારના ભાગમાં નજર નાખી જુએ છે તો રસ્તા વચ્ચે ઊભેલી એક સુંદર સ્ત્રી, આસપાસનો ટ્રાફિક ભૂલી, ભરી ભરી આંખે એમની સામે તાકી રહી છે. પૂછે છે: 'કેમ છો?'

ચક્કરમાં પડી ગયેલા ગજ્જરસાહેબનેય ભર્યો ઉત્તર આપવો પડ્યો: 'ઓહો! કેમ છો?'

વળી બસમાંના લોકો એ તરફ જોવા લાગ્યા હતા એનો ક્ષોભ પણ ગજ્જરસાહેબમાં જાણેઅજાણેય પ્રવેશી રહ્યો હતો.

'મઝામાં. તમે મઝામાં ને?' બોલનાર સ્ત્રીના ગળામાં જેટલી મીઠાશ હતી એનાથી અનેકગણી મધુરપ એની પેલી લોલવિલોલ આંખોમાંથી ઊભરાઈ રહી હતી.

ગજ્જરસાહેબને પણ અવાજમાં ઊમળકો લાવવો પડ્યો: 'હા હા, મઝામાં, મઝામાં.'

એટલું જ નહિ, બસ ઊપડતાં ઊંચા થયેલા પેલા સુંદર હાથના ઉત્તર વાળતાં એમને પણ પોતાનો હાથ બહાર કાઢી હલાવવો પડ્યો. સાથે સાથે મધુરા પેલા રણકારનો પડઘોય તે પાડવો પડ્યો: 'અચ્છા.. આ જો.'

બેઉની વચ્ચે દૃષ્ટિદોર પણ વાહનો વચ્ચે રૂંધાતો ને ઝોળા ખાતો શિા બદલાઈ ત્યાં સુધી અનિમેષ સરખો બની રહ્યો હતો.

પરંતુ જેવો એ દોર તૂટ્યો કે પહેલી હરોળના નાટ્યકાર ગજ્જરસાહેબના મનપગથારે ધબાક દેતોક ને નટ જાણે કે આવી પડ્યો—પ્રશ્નરૂપે: 'આ સુંદર સ્ત્રી હતી કોણ પણ?'

આ પ્રકારના પ્રશ્ન સાથે ગણીગાંઠી પળો દરમિયાન જોયેલું ને મનની અંદર છવાઈ ગયેલું એ મનોરમ્ય દૃશ્ય પણ નાટકકારની નજર આગળ તરવરી રહ્યું: એ સ્ત્રી જાણે કે એડીવાળાં સેન્ડલ ઉપર ઊભી હોય એ રીતે એની દેહલતા ટટ્ટાર હતી. પોનીટેઈલ ચોટલો અને બંગાળી ઢબે પહેરેલી એ નાઇલોનની સાડી ઉપરાંત—ધારીને નો'તી જોઈ છતાંય ગજ્જરસાહેબને સમજાઈ ગયું કે હોઠ ને ગાલ ઉપર લિપસ્ટિકનો આછો હાથ મારેલો હતો.

ને આવાં બધાં સુશોભનોમાં એ ઠસ્સાદાર સ્ત્રીની ઉંમરનો ચાલીસેકનો અડસટ્ટો કાઢતાં ગજ્જરસાહેબને લાગ્યું કે એ અમદાવાદી તો ન જ હતી—'કાં તો મુંબઈની કે કાં તો પછી દિલ્હીની!'

આ અટકળને મજબૂત બનાવતા પુરાવા પણ આપવા લાગ્યા: એક તો અમદાવાદી સ્ત્રી સડક વચ્ચે ઊભા રહેવાની હિંમત જ ન કરે. અને કદાચ આવી હિંમત કરે તો પણ એ સડક વચ્ચે ઊભી રહીને બૂમ તો ન જ પાડે: 'ગજ્જરસાહેબ!'...અને ધારો કે અચાનકની દૃષ્ટિ પડતાં અમદાવાદી સ્ત્રી સડક વચ્ચે ઊભી રહી જાય ને બૂમ પણ પાડી બેસે, પણ આ પછી વિદાય વખતે અહીંની સ્ત્રી ઝંડી હલાવતા ગાર્ડની જેમ સડક વચ્ચે ઊભી ઊભી હાથ તો ન જ હલાવ્યા કરે...

અલબત્ત, એ સુંદર સ્ત્રીના એડીદાર સેન્ડલે કે લિપસ્ટિકે, રૂપાળા હાથની ઝંડીએ કે પોનીટેઈલે ગજ્જરસાહેબને ઊંડા વિચારમાં નહોતા નાખી દીધા. પરંતુ લોલવિલોલ એ નયનાં અને પ્રણયભીની હલકે એમને એવા તો ગહન વિચારમાં નાખી દીધા હતા કે એ ઘેલી સ્ત્રીને મનમાંથી કાઢી નાખવાનો વિચાર કરવા છતાંય હંસ જાણે કે સરોવરતટને છોડી જ નો'તો શકતો!

બસમાંથી ઊતરીને નાટ્યમંદિરમાં ગયા ને ટેબલ ઉપર બેસી કામે વળગ્યા છતાંય ચિત્ત તો એમનું હોકાયંત્રની સોય પેઠે વળી વળીને ધ્રુવ ઉપર જ જઈ લાગતું. થયા કરતું : 'આટલા બધા ઉલ્લાસ અને ઓળખાણથી બૂમ પાડનાર આ હતી કોણ ?'

વીસની ઉંમરથી માંડીને આજ સુધીનો—ત્રીસ વર્ષનો ગાળો પણ એમણે યાદ કરી જોયો. પણ—

ન તો એ કૉલેજની પેલી કોકિલકંઠી કનક હતી કે—બલકે કનક તો આજેય ક્યાંક મળે છે તો બે વાર બોલાવો ત્યારે એક વાર બોલે છે !

તો પોતાનું નાટક ' માઝમ રાત 'માં સો સો નાઈટ કરનાર નયના કંઈ ઓછી આજે દશ વર્ષ થવા છતાંય ન ઓળખાય એવી છે ?...

હા, દિલ્હીમાં ગયા વરસે રેડીઓ ઉપર પોતાનું નાટક હિન્દીમાં મૂક્યું ત્યારે ત્યાં એમને બેત્રણ કબૂતર પંજાબી મળ્યાં હતાં. પણ એ તો બધાં હિન્દીભાષી હતાં, જ્યારે આ તો રૂપાની ઘંટડી જેવો ચોખ્ખો ને ચટ ગુજરાતી રણકો હતો !...

ને વળી વળીને ગજ્જરસાહેબ પેલા પ્રણયભર્યા રણકારથી છલકાઈ રહેલી હૈયાની સુરાઈમાંથી અંજલિ ભરી ભરી પોતાની યાદદાસ્ત ઉપર છાંટવા લાગ્યા. હતી તો કોઈ ચિરપરિચિત !...અવાજ પણ આને મળતો ક્યાંક સાંભળ્યો છે...પ્રણયઘેઘૂર એની આંખો—બલ્કે વદન આખું કહેતું હતું : ક્યાંક મળ્યાં છીએ !... અરે, હળ્યાં છીએ એવી એ આખાય અંગની અભિવ્યક્તિ લાગતી હતી !...

અલબત્ત, પેલી સુષુપ્ત યાદદાસ્ત કોઈ કોઈ ક્ષણે ઝબકી ઊઠતી લાગતી હતી. તો કોઈ વાર વળી ઘૂંઘટ ખોલવાનો ખોટો ડોળ કરી છેતરી કોઈ નારની પેઠે ગજ્જરસાહેબને બેચેન પણ કરી મૂકતી હતી...

ને અકળાઈ રહેલા ગજ્જરસાહેબે ગિરિતળેટીએ આવેલાં વૃક્ષોનાં ઝુંડ સરખાં આ નાટ્યમંડળો ખૂંદી વળ્યા પછી અટાણીક વનની જેમ વિવિધ પ્રકારની સ્ત્રીઓથી ભરેલી ફિલ્મી દુનિયામાં ગાળેલાં ચારેક વર્ષનો ઈતિહાસ ખોલ્યો.

પણ ત્યાંય તે કંડારેલાં રૂપ હતાં, સજાવેલાં યૌવન હતાં, શરાબછાંટ્યા સરખા પ્રણયના પ્રસંગો હતા ને—ઘણું બધું બીજું પણ હતું—કેટલુંક જાણેલું ને માણેલું પણ ઠીક ઠીક હતું...

પણ અડધાએક કલાકની સફર પછી ગજ્જરસાહેબ એ ફિલ્મી જગતમાંથી જ્યારે બહાર નીકળ્યા ત્યારે તો, જેવા એ પેલા ચારેક વર્ષના અનુભવ પછી એ જગત છોડતાં ખાલી હૈયે હતા એવા જ અત્યારે પણ ઠાલા હતા. બબડ્યા પણ ખરા : 'બધું જ હતું. લિપસ્ટિક લગાડેલાં હૈયાં હતાં ને આળ ચઢાવેલો પ્રેમ પણ હતો. મારકણાં નેણ હતાં ને મધભરી આંગળીને હોઠોમાં નાખી ચાટતા હોઈએ એવાં એવાં ચૂંબન પણ હતાં. પણ એ બધાંમાં, ઘડી પહેલાં આ પ્રણયઘેઘૂર મેં વદન જોયું એવું તો ત્યાં કશું જ નો'તું !'...

સાંજના સમયે નાટ્યમંદિરના કલાકાર મિત્રો સાથે ચા પીવા બેઠા ત્યારે પણ ગજ્જરસાહેબે એમની આગળ આ અજાણી સ્ત્રીની વાત છેડી—આવા વિચારે : એમ કરતાંય આ પરિચિત એવી ચકચૂર આંખો આ પહેલાં જોયાનું ક્યાંય યાદ આવે છે !

પણ રામ તારી માયા !

દિવસ આથમ્યે ઘેર આવ્યા પણ ઘેરેય તે—પેલી અજાણી સ્ત્રી જાણે ગયા જન્મનું વેર વાળતી હોય એ રીતે મનોપ્રદેશમાં સાથે ને સાથે જ હતી. વારે ઘડીએ એનો પેલો સોહામણો હાથ હલાવ્યા કરતી...

એનો અર્થ એમ તો ન જ હતો કે નાટ્યક્ષેત્રમાં પડેલા ગજ્જરસાહેબને સ્ત્રીઓની કાંઈ નવાઈ હતી. અરે, પ્રણયનીય નવાઈ નો'તી, પણ—

યાદ કરી કરી કંટાળેલા ગજ્જરસાહેબના શબ્દોમાં કહીએ તો 'આ નાદાન સ્ત્રી તો ખરે બપોરે ભરબજારમાં એવું કંઈક હૃદયનું લોલક હલાવી ગઈ છે કે—બીજું તો ઠીક, પણ એ કોણ હતી એટલું તો

મારે જાણવું જોઈએ ને ?'

ગજ્જરસાહેબને કોઈ કે જો સવાલ કર્યો હોત : 'શા માટે જાણવું છે ભાઈ ?'

તો સંભવ છે આ નાટચકાર સામો પેલાને પ્રશ્ન કરત : 'તમારા દાંતમાં કોઈ દિવસ કંઈ તલ કે તણખલું ભરાયું છે ખરું કે ?'

સ્વાભાવિક છે કે સામો માણસ 'હા'માં જવાબ આપત ને ગજ્જરસાહેબ પણ એમનું કહેવું આ શબ્દોમાં પૂરું કરત : 'બસ, તો દાંતની જેમ મારા હૈયામાં પણ આ કશુંક ભરાયું છે તે કાઢયા વગર ચેન જ નથી પડતું...'

બિચારા ગજ્જરસાહેબ ! આમ તો એ ભાષા અને ભાવોને સારી પેઠે સમજતા હતા, વ્યક્ત પણ કરી શકતા હતા, પણ હૃદયમા ભરાયેલું આ 'કશુંક' કેવી રીતે કાઢવું એ એમને આવડતું ન હતું ! અરે કાઢવા જતાં ઊલટાનું જાણે જડબેસલાક બનતું જતું હતું–વારે વારે થતું હતું : 'આ ઉંમરે, ખરા બપોરે ભરબજારે, છેલ્લી ફેશનમાં માનનારી સ્ત્રી એવા તે કેવા બળે, વિવેક, વિનય ને સભ્યતા સુદ્ધાં ભૂલીને પોતે જાણે કોઈ પ્રણયશૃંગ પર એકલી ઊભી હોય એ રીતે પાગલની જેમ હાથ હલાવતી ઊભી જ હતી ?! એટલું જ નહિ, આછો આછો એમને વહેમ પણ હતો કે મોટર–રિક્ષાઓનો પેલો ટ્રાફિક પણ પોલીસના રોકવાથી નહિ; પણ સંભવ છે, આ સુંદર સ્ત્રીની ભાનભૂલી ચેષ્ટા જોવા થંભી ગયો ના હોય તો !

ને શોધખોળના એક છેલ્લા ઉપાય તરીકે ગજ્જરસાહેબે કબાટમાં ભરી રાખેલી જૂની ને ખવાઈ ગયેલી ઓપેરા બૂકો તથા આલ્બમ અને કોથળીમાંના પીળા પડી ગયેલા ફોટા પણ તપાસવા માંડયા. 'ચહેરો કયાંક જોયો છે એમાં તો શક જ નહિ ...ભલે પછી વીસ કે એથીય આગળનાં વર્ષો ઉપર—'

અલબત્ત, ઓપેરા બૂકોની કે છૂટક ફોટાઓની છાપો કંઈ એવી તો નો' તી જ રહી કે—

ત્યાં તો જાણે ત્રણત્રણ દિવસની એમની આ મહેનત અને ઝંખનાનું કોઈ તપ ફળ્યું હોય ને ફળ મળ્યું હોય એ રીતે ટપાલમાં એક કવર આવ્યું.

ગજ્જરસાહેબને શી ખબર, નહિ તો પેલાં કાર્ડ વાંચવાનાં પડતા રાખીને એને જ પહેલાં—

ને ફોડતાંની સાથે જ કોણ જાણે કે એ ગુલાબી કાગળ વાંચતાં પહેલાં પ્રણયની કોઈ મહેક ઊઠી કે ગમે તેમ, ખબર પડી ગઈ પેલી જ સ્ત્રીનો કાગળ છે.

લખ્યું હતું :

પ્રિય ગજ્જરસાહેબ,

બે દિવસ ઉપર મેં તમને બસમાં બેઠેલા જોઈને બૂમ પાડી હતી, તમે એ સાંભળી હતી અને જવાબ પણ આપ્યો હતો. પણ તમારો એ વખતનો ચહેરો જોતાં તમે મને ઓળખી શકયા હો એવું નથી લાગતું. સંભવિત પણ છે. કારણ કે એ વખતે દેહાતી કપડાં-ઘરેણાં લદાયેલી ગામડાની ગોરી હતી.

યાદ કરો : વીસેક વર્ષ ઉપરની વાત. 'મેના–પોપટ' નાટક હતું—તમારું જ લખેલું, ને હિરોઈન બિમાર પડતાં મેં એનો એક વાર પાઠ કરેલો. હું એમાં હિરોઈન હતી ને નાટક પૂરું થતાં નેપથ્યના એકાંતમાં મેં તમને આવું કંઈક કહ્યું હતું – જો યાદ હોય તો : 'મનને તો ઘણુંય છે કે આખું જીવતર તમારી સાથે આમ જ જીવું. પરંતુ મારી સામાજિક પરિસ્થિતિ—તમે મારા ઉપર કૃપા કરીને હા પાડો તો પણ—મારી આડે આવે છે...પણ ખેર, નાટકમાં આ બે કલાકેય મન મૂકીને તમારી સાથે પ્રેમ કરવા મળ્યો છે એ આ જીવનમાં તો નહિ ભુલાય.

અને સાચું કહો તો વીસ વીસ વર્ષ વહી જવા છતાંય હું 'મેના'ના સર્જકને, બલકે પ્રિયતમને, નથી ભૂલી. કેટલીક વાર તો તમારા નાટકના એ સંવાદોમાંથી પ્રણયનો આહ્લાદ પણ માણ્યા કરું છું.

અને અહીં જીવનમાં આ પહેલી વાર તમને લખવા બેઠી છું. પ્રણય નેપથ્યની એક બીજી વાત પણ કહી નાખું. તે વખતે 'મેના–પોપટ'ની હિરોઈન ને મારી





ખાસ અહેનપણી 'મેધા' કંઈ સાચી બિમાર નો'તી પડી, મારી વિનંતાને માન આપીને એ ફક્ત થઈએ બિમાર પડી ગઈ હતી. ને મુશ્કેલીમાં મુકાયેલા નિર્માતા તથા ડાયરેક્ટરની મુશ્કેલી ટાળતી હોય તેમ મારું નામ પણ એણે જ સૂચવ્યું હતું. તો મેં પણ—જાણે મહેરબાની કરતી હોઉં એ રીતે એ લોકોની વિનંતીનો સ્વીકાર કર્યો હતો. તમને કોઈને વહેમ ન પડે એટલે મેધાએ કહ્યું હતું કે અમે બે રોજ મળીએ છીએ ને નાટકના સંવાદો પણ ઘણી વાર ચર્ચીએ છીએ એટલે ઘણા બધા સંવાદો પણ એને (મને) યાદ રહી ગયા છે ને અભિનય પણ એણે ઘણી વાર મારો જોયો છે ને કર્યો પણ છે...

આજે એ તરકટ બદલ માફી માગું તો આપશો જ એવી આશા સાથે વિરમું છું.

ઠીક, તો આ તો આટલો પત્રેય તમને એટલા માટે લખું છું કે ગઈ કાલે તમે મને અમદાવાદમાં જોઈ ને— મને જો કે તમે જવાબ તો આપતા હતા પણ મને તમારી સૂરત ચક્કરમાં પડી ગયા હો એવી લાગી હતી, એટલે થયું કે બિચારો જીવ કાં તો 'હું કોણ હતી' એ શોધતો હશે, તો લાવ, કાગળ લખી મારી ઓળખાણ આપું! એટલે પછી મુંબઈ આવીને તરત જ તમને આ કાગળ લખવા બેઠી છું. એ જ. કુશળ હશો. તબિયત તો તમારી આ ઉંમરેય સારી લાગતી હતી. કેટલા બધા વખતે જોયા! વચ્ચે એક વાર એક સમારંભમાં દૂરથી જોયા હતા, ને તેય જાણે કાલે જ મળ્યાં હોઈએ એવા મને લાગતા હતા.

—તમારી મેના.

આ પત્રે જ '[illegible]' નજર સામે [illegible] વર્ષ ઉપરનો એ જીવન-નેપથ્યનો પ્રસંગ પણ તરવરી રહ્યો. 'પોપટ'નો પાઠ કરીને નેપથ્યમાં આવેલી પોતાની રૂમમાં જતાં જ પાછળ પેલી નવી, બલકે મુશ્કેલી ભાંગવા એક જ રાત માટે બનેલી 'મેના' જાણે ઘર ભૂલી હોય, બલકે ભાન ભૂલી હોય એ રીતે પ્રવેશી હતી. ને રંગમંચ ઉપર ઢળતી હોય એ રીતે છાતી ઉપર ઢળી પડતાં લાગણીના આવેશમાં એનું તો કંઈક બબડી હતી કે......

પણ આ પ્રસંગને લાગણીઓનો ઊભરો ગણીને મનમાંથી કાઢી નાખનાર એ યુવાન ગજ્જરને ક્યાં કશી ખબર હતી કે—

ને ગજ્જરસાહેબ સવા મણનો એક નિશ્વાસ નાખતાં બબડી પડ્યા: 'આપણને શી ખબર કે ગાગરમાં સાગર સમાય એવી રીતે બે કલાકના નાટકમાં એણે આપણી સાથે એનું પ્રણયી જીવન જીવી નાખ્યું હશે, ને—'

ને એ દિવસ ઉપરનું ભરબજારનું પેલું મધુરું, બલકે માદક દૃશ્ય યાદ કરતાં વિષાદ સાથે વળી બબડ્યા: 'મેનાનું એ લોલવિલોલ વદન અને પ્રેમભર્યો એનો અવાજ નહિ, અંગ પણ—અરે, જીવ જ આખો પ્રણયઘેલુર લાગતો હતો—કેમ જાણે ગઈ કાલે જ 'મેના-પોપટ' નાટકમાં ને નેપથ્યમાં મેં એને ન જોઈ હોય!



છબિકાર તસવીર પાડે કે તરત જ નેગેટીવને ડેવેલપ કરી શકાશે અને એ માટે રાસાયણિક દ્રવ્યોની જરૂર નહિ પડે. માત્ર ગરમી આપવી એ પૂરતું થઈ પડશે.

આ નૂતન પદ્ધતિ જનરલ ઇલેક્ટ્રિક કંપનીની પ્રયોગશાળાઓમાં વિકસાવવામાં આવી છે. આ પદ્ધતિમાં તદ્દન 'એરિસ્ટેલ' ફિલ્મનો ઉપયોગ કરવામાં આવે છે. તેને પાણી વિના 'પ્રોસેસ' કરવામાં આવે છે, તથા તેની ઉપરની છાપ ભૂંસી નાખીને તેનો પુનઃ ઉપયોગ થઈ શકે છે. આ ફિલ્મ એવી સંપૂર્ણ હોય છે કે માત્ર બે ઈંચ જેટલી જગ્યામાં ૧૪૪ જેટલાં મુદ્રિત ચિત્રો પાડી શકાય છે. આ પદ્ધતિને 'ફોટો પ્લાસ્ટિક રેકોર્ડિંગ' તરીકે ઓળખ- વામાં આવે છે. એક સેકન્ડના દસમાંથી સોમા ભાગ જેટલા અલ્પ સમયમાં ફિલ્મને 'ડેવેલપ' કરી શકાય છે.



ઈશ્વર પેટલીકર

# બુદ્ધિ અને લાગણીના ગજ

પિયરિયાં સાથેની લોહીની સગાઈ છોડી કન્યા દંપતીની સગાઈને આધારે નવવધૂ તરીકે સાસરે ચાલી આવે છે. લોહીની સગાઈ જેમ કુદરતી છે તેમ લગ્નસંસ્કાર પાછળનુ બળ પણ એવુ જ કુદરતી છે. આપણા સમાજમા અપવાદરૂપ લગ્નો એકબીજા પ્રત્યે પ્રેમભાવના જાગ્રત થયા પછી થતાં હોય છે. બાળલગ્નોમાં તો એકબીજાનો પરિચય કે પસંદગીના પણ અવકાશ ન હતો. આમ નિકટના પરિચયમા આવ્યા વિના લાખો લગ્નો થાય છે, એ પાછળનું બળ કુદરતી છે. પ્રાણીમાત્રમાં વંશવૃદ્ધિ ચાલુ રાખવા માટે કુદરતે જાતીય આકર્ષણ મૂક્યું છે. જો શારીરિક ખોડ ન હોય તો પ્રાણી માત્રમાં પુખ્ત ઉંમર થતાં એ આકર્ષણ જન્મવાનું છે. પરંતુ મનુષ્ય કેવળ પ્રાકૃતિક પ્રાણી રહ્યો નથી. તેણે માનવટોળામાંથી માનવસમાજ રચ્યો છે. ટોળું અને સમાજ, એ બંનેમાં મૂળભૂત ફરક એ છે કે ટોળાને કોઈ નિયમ–રિવાજ હોતો નથી. જ્યારે સમાજ વ્યવસ્થિત હોય છે. પરિણામે, બીજાં પ્રાણીઓ જાતીય આકર્ષણના બળને વશ થઈ ગમે તેની સાથે શરીરસંબંધ જોડે છે. મનુષ્યે એ બળને લગ્નવ્યવસ્થા યોજીને સંસ્કાર્યું છે. તેના વિધિ-નિષેધ પ્રમાણે તે વર્તવા બંધાયેલો છે અને સદીઓના સંસ્કારને પ્રતાપે તે એ પ્રમાણે વર્તે છે.

આ સંસ્કારના દૃઢ વિશ્વાસ ઉપર નવવધૂ દંપતીની સગાઈએ જોડાઈને પતિને પગલે પગલે એની પાછળ સાસરે ચાલી આવે છે. લગ્નનો આદર્શ બે આત્માના સંલગ્નનો છે. પરંતુ એ આદર્શ લગ્ન થતાંની સાથે સધાઈ જવાનો છે એવું માની લેવામાં આવ્યું નથી. એ આદર્શે પહોંચવા લગ્નથી એની મંગળ યાત્રા શરૂ થાય છે. બુદ્ધિના ગજથી જેમ લાગણીને ન માપી શકાય તેમ લાગણીના ગજ બુદ્ધિને પણ ન પામી શકે. એ બન્ને જુદા જુદા ગજ જ્યારે એકતા સાધે ત્યારે જ સમાજમા દેખાતી વિસંવાદિતા દૂર થાય. એ સમજવા...

એ યાત્રા એમની જેટલી સુભગ તેટલી એની સિદ્ધિ વિશેષ. પ્રેમલગ્નમાં એ યાત્રાનો માર્ગ કાપવા માટે બંનેએ પોતાના સાથીની જાતે પસંદગી કરી છે. પરંતુ એમણે જાતે પસંદગી કરી છે તેટલાથી એ આદર્શ સિદ્ધ થઈ જાય છે એવું પણ નથી. એમણે પણ એ સિદ્ધિ માટે એવો જ લાંબો માર્ગ કાપવાનો છે. જો એ માર્ગ કાપવામાં એ પથ શક્તિશાળી ન નીવડે તો આદર્શ સિદ્ધ થતો નથી. રૂઢિના લગ્નમાં બંનેએ પ્રેમભાવના જાગ્રત થયા વિના યાત્રામાં જોડાવાના સંસ્કારને વશ નિર્ણય લીધો છે. બંને લગ્નોમાં યાત્રાના આદર્શને પહોંચવાનું સંકલ્પબળ જેટલાં દૃઢ હશે તેટલી એની સિદ્ધિ છે. પ્રેમલગ્ન હોય, પસંદગીનું લગ્ન હોય કે રૂઢિગત વગર પસંદગીએ લગ્ન થયું હોય, ત્રણેયમાં સંકલ્પબળ એટલું જ જરૂરી છે.

આથી પ્રેમલગ્નની નવવધૂ હોય કે રૂઢિલગ્નની નવોઢા હોય, પતિ પ્રત્યેની શ્રદ્ધામાં ન્યૂનતા નથી હોતી. અપરિચિત સાસરિયાં વચ્ચે માર્ગ કાઢવામાં એનો પરણ્યો એની સાથમાં છે. ભલે એ સાસરિયાં જેટલો જ અપરિચિત હોય પણ એણે લોહીની સગાઈથી ઓછી ન ઊતરે એવી લગ્નસંસ્કારની સગાઈએ પાણિગ્રહણ કર્યું છે. અને આવતી કાલે નવા કુટુંબનું સર્જન બંનેના સહયોગથી થવાનું છે. અને એ રીતે એ લોહીની સગાઈથી સવિશેષ રૂપમાં જોડાવાનાં છે. એવો પતિ અજાણ્યો હોય તો પણ સંસ્કારથી પ્રીછેલો છે તેવો ઉમંગ, ઉલ્લાસ અને આશા સાથે નવવધૂ દંપતીની સગાઈથી બંધાઈને સાસરે આવે છે. પ્રેમલગ્નની નવવધૂમાં એવો ઉમંગ સવિશેષ હોય તે સ્વાભાવિક છે.

છતાં, એ વખત નવવધૂના અંતરમાં કેવળ ઉલ્લાસ





જ ઊભરાય છે, તેમ પતિએ માની લેવાની જરૂર નથી. એ ઉલ્લાસના ધોધમાં નાની સરખી, બારીક સેર એવી પણ વહેતી હોય છે કે પોતે જાણીતી ધરતીમાંથી ઊખડી પડી છે કે પોતે જાણીતી ધરતીમાં મૂળિયાં નાખવાનાં બાકી છે. પણ કવિ કાલિદાસે શકુંતલા દ્વારા એ ભાવ સુંદર વ્યક્ત કર્યો છે. મલયતટ ઉપરથી ચંદનનો છોડ ઊખડી પડે તેમ મા બાપના ખોળામાંથી ઊખડી પડયાનો ભાવ કન્યા તે વખતે અનુભવે છે. માતાએ લગ્ન પહેલાં કન્યાકાળમાં, એના વિવાહનો પ્રશ્ન પણ નહોતો ઊભો થયો ત્યારથી એને સાસરીની લાલબત્તી ધરવી શરૂ કરી હોય છે—તારા ઊભાં હાડકાં સાસુ કેમ વેઠી લેશે? તું સેવા કરવા તત્પર નહિ રહે તો સસરાને શી રીતે પ્રસન્ન કરીશ? ઘરનું કામ ઉપાડી નહિ લે તો જેઠાણી કેમ રાજી રહેશે? તું મારું કહ્યું સાંભળતી નથી, પણ સાસરીમાં તારી ભૂલ થશે તો મારો વાંક ગણશે—માએ એને એટલું શીખવ્યું નથી! બધો બહારનો જ દેખાવ-ટાપટીપ જ શીખવી છે? ચોપડીઓ ભણતાં શીખવ્યું પણ ઘરકામનું ખરું ભણતર તો શીખવ્યું જ નથી! આ બોધને લીધે એના અંતરમાં એવો ખ્યાલ બંધાઈ ગયો છે કે સાસરિયાં એની પાસે જુદી જુદી આશા રાખીને ટાંપીને બેઠાં છે. એને કોઈ નભાવી લેશે તેવી આશા હોય તો કેવળ પતિ જ. એ પણ ખાસ જાણીતો તો નથી, પરંતુ એ પોતાનો છે એટલે એ વેઠી લેશે. એ જ કેવળ સાસરીમાં એનો આધાર છે.

નવવધૂ ઉમંગથી-ઉલ્લાસથી સાસરે આવી હોય છે છતાં એના અંતરમાં એકલાપણાનો ભાવ પડેલો હોય છે. નવો પ્રેમ એને હજુ પ્રાપ્ત થવો બાકી છે. અને પિયરમાં માતાના પ્રેમથી એ વંચિત થઈ છે, સદાને માટે એ હવે પિયરથી જુદી પડી છે. એ પિયર જાય તો પણ એક મહેમાન તરીકે એમ એને ઘણું ઘણું ખોયાનું અંતરમાં સાલે છે. નવા જીવનના આરંભ વિષે એ આશાવાદી હોવા છતાં અનિશ્ચિત છે. એટલે એ ફફડાટ, આશંકાથી ઘેરાયેલી હોય છે. નવવધૂ તરીકે એ સાસરીમાં એક નવી પ્રદર્શનની વિશિષ્ટ વ્યક્તિ તરીકે બનીઠનીને ફરતી હોય છે, હસતી હોય છે અને જાણે એને કંઈ આશંકા નથી તેમ એ બાહ્ય વર્તનમાં દેખાડતી હોય છે. છતાં છાના ખૂણે એ એકલતાથી પીડાતી હોય છે, આ પીડાથી અજાણ પતિની નજરે પડે છે ત્યારે એના આશ્ચર્યનો અને આઘાતનો પાર રહેતો નથી. એને થાય છે કે મારા ઘરનાં એને હથેળીમાં ને હથેળીમાં રાખે છે, હું પણ એને ફૂલની જેમ રાખું છું છતાં એને શી કમીના લાગી કે એ છાને ખૂણે છુપાઈને આંસુ સારે છે! એ જાણવા કોડીલો પતિ પૃચ્છા કરે છે. એને કાંઈ દુઃખ નથી એ સાચું, એટલે પેલી એકલતાને એ યાદ દેવડાવે છે— મને બા સાંભરી આવી! પતિ એ જવાબ સાંભળી છૂટકારો અનુભવે છે કે પોતે કે પક્ષ વાંકમાં નથી. અને એના ઉમંગમાં એ ઉપહાસ કરવાની તક ચૂકતો નથી—તું નાની કીકલી ખરી ને એટલે બા પારણામાં નાખી ઝુલાવે તે સાંભરી આવતાં રડતી હશે! એવું હોય તો હું તને પારણામાં નાખી ઝુલાવું તો વાંધો છે!

આ ઉપહાસ કરતી વખતે કોડીલો પતિ ભૂલી જાય છે કે પત્ની જ પતિને બીજા રૂપમાં પારણામાં ઝુલાવતી હોય છે— પુરુષ કંઈ પત્નીને ઝુલાવતો નથી. પરંતુ એ કોડીલો પતિ નવવધૂને માતા સાંભરે છે તેને હસી કાઢે છે તે જ મોટી ભૂલ છે. એને એકલતા સાલે છે તેમ કહેતાં સંકોચ થાય છે. પોતે કંઈ બાળલગ્નની નવવધૂ નથી કે એને માની ગેરહાજરીમાં એકલતા સાલે તેમ કબૂલ કરતાં ગૌરવભંગ ન લાગે. વળી એમ કહે તો સાસરિયાં અને પતિ એના પ્રત્યે જે મમતાથી ઝૂકી રહ્યાં હતાં તેમને ઘા લગાડવા જેવું થઈ પડે છે. આથી મલયતટ ઉપરથી એ ઊખડી પડી છે, તેના વિયોગે ઝૂરે છે તેમ સ્પષ્ટ કહી શક્તી નથી. કોડીલા પતિએ નવવધૂની બાબતમાં એક ખાસ ભેદ પારખી લેવાની જરૂર છે કે સ્ત્રી સ્વભાવે, હૃદયથી અત્યંત શરમાળ છે. પુરુષનો સ્વભાવ એથી જુદો છે.

આથી પ્રેમલગ્નનો પતિ પણ ભૂલથાપ ખાઈ જાય છે કે એ મારાથી શરમાઈ જ નહિ. અમે બંને એકબીજાથી ક્યાં અજાણ્યાં છીએ કે એને મારી સમક્ષ દિલ ખોલતાં સંકોચ નડે? પરિણામે, પ્રેમલગ્નનો પતિ પણ નવવધૂને ઓળખવામાં ભૂલ કરી બેસે છે. પરંતુ આ શરમાળપણું એ કુદરતે સ્ત્રીમાં ગુણ તરીકે મૂકેલું છે. પ્રાણીસૃષ્ટિમાં માદાએ જેમ નરને આકર્ષવાનો હોય છે અને તે માટે રૂપનું અને સ્વભાવનું માદામાં જે આકર્ષણ મૂક્યું હોય છે, તેમ સ્ત્રીમાં પણ મૂકેલું છે. સ્ત્રીનું રૂપ એ જેમ પુરુષ માટે આકર્ષણ છે તેમ એનો શરમાળ સ્વભાવ પણ એવું જ બળ છે. માણસ વ્યક્ત થઈ જાય તે કરતાં અવ્યક્ત રહે તો એ રહસ્યમય બની રહે છે. સ્ત્રી પણ પુરુષ માટે એવી જ રહસ્યમય રહેતી આવેલી સાથીદાર છે. સ્ત્રી સમજાતી નથી તેમ પુરુષોની મોટા ભાગની ફરિયાદ છે. એથી સ્ત્રીમાં શિયાળની લુચ્ચાઈ છે તેમ પણ મજાકમાં કહેવાય છે. પરંતુ આ રહસ્યમયતા લુચ્ચાઈને લીધે નથી પણ પેલા કુદરતે મૂકેલા શરમાળપણાને આભારી છે. અને તે સ્ત્રીનો દુર્ગુણ નથી પણ કુદરત તરફથી ગુણની મળેલી બક્ષિસ છે. પ્રેમલગ્નની નવવધૂ જો સ્ત્રીત્વ ન છોડી શકવાની હોય તો સ્ત્રીત્વનો જ જે એક ભાગ છે તે શરમાળપણું શી રીતે ત્યજી દેવાની હતી? પ્રેમલગ્નમાં ભૂલ ન કરવી કે નવવધૂએ એની સાથેના વર્તાવમાં શરમાળપણું ત્યજી દીધું છે અને એના અંતરમાં જે લાગણી હશે તે છૂપાવ્યા વિના સામે ચાલીને કહી દેતાં અચકાશે નહિ. પ્રેમલગ્નથી પરણેલાં દંપતીનો દાખલો મને આ ઘડીએ યાદ આવે છે. યુવકના પિતાને એ લગ્ન પસંદ ન હતું. એમણે સંમતિ આપતાં ખાસ્સાં બે વર્ષ કાઢી નાખ્યાં. યુવક પોતાના નિર્ણયમાં મક્કમ હતો અને પિતા એવા જડ પણ ન હતા એટલે છેવટે સંમતી આપી અને એ લગ્ન થયું. યુવકે જે મક્કમતા બતાવી હતી તે જોતાં એના પ્રેમ વિષે શંકાને સ્થાન ન હતું. છતાં એક નાના સરખા પ્રસંગમાં એ નવોઢાને ઓછું આવી ગયું કે એના પતિનો એના પ્રત્યે પ્રેમ નથી! એ પુરી તળતી હતી અને કઢાઈમાંથી ગરમ છાંટો ઊડીને એના હાથ ઉપર પડ્યો. બે ત્રણ જગાએ એનાં ચાઠાં ઊઠ્યાં. એણે પતિને મદદ માટે બૂમ પાડી. તાત્કાલિક ઘરમાં કંઈ દવા ન હતી એટલે ઠંડું તેલ ચોપડી દેવાનું ઉચિત માની પતિએ વાટકીમાં થોડું તેલ કાઢી પત્ની સમક્ષ મૂક્યું અને કહ્યું: ચાઠાં ઉપર ચોપડી દે.

પત્નીના અંતરમાં એવી ઇચ્છા હતી કે આવે વખતે પતિએ જાતે ચોપડી દેવું જોઈએ. એણે એ જાતનો ઊમળકો ન બતાવ્યો તેથી એને અંતરમાં ઓછું આવ્યું. બંને વચ્ચે એવો પ્રેમ હતો કે પત્નીએ એ ભાવ કહી બતાવ્યો હોત તો યુવકે જાતે તેને ચોપડયું હોત અને મજાક કરી ગાલે પણ ઘસ્યું હોત. પરંતુ સ્ત્રીનું પેલું શરમાળપણું એની આડે આવ્યું અને તે અંતરમાં ઝૂરતી ઝૂરતી જાતે તેલ ચોપડવા લાગી ત્યારે એની આંખમાંથી આંસુ ટપકી પડ્યાં. સ્ત્રીના અંતરનાં દુ:ખને ન સમજી શકનાર પતિએ એનો અર્થ પોતાની રીતે તારવતાં કહ્યું: 'બહુ બળતરા થાય છે? ઘી ચોપડવું છે?' સ્ત્રીએ છતાં પણ અંતર છુપાવેલું રાખ્યું અને જેણે પ્રેમનો આટલો પરચો આપ્યો હતો તેના વિષે ગેરસમજ કરી કે એને જો અંતરથી ચાહના હોય તો તેલ ચોપડવાનું કહેવું પડે? એને જ ન સૂઝે! કહ્યે ચોપડે એનો આનંદ પણ શો!

બીજા પ્રસંગે પત્નીએ દિલનો આ ડૂમો પતિ સમક્ષ વ્યક્ત કર્યો ત્યારે બિચારા એ કોડીલા પતિને ખ્યાલ આવ્યો કે એના વર્તનથી એ કેવી દુભાઈ હતી! એ યુવકે મારી સાથેની વાતચીતમાં એનો ઉલ્લેખ કર્યો ત્યારે એણે પત્નીને જે જવાબ આપેલો તે કહી બતાવ્યો—હું તને ચાહું છું એનો પુરાવો આપવાનો મારે બાકી છે એમ મને તો રહ્યું જ નથી. તને હું હૃદયથી ચાહું છું એ હકીકત છે. બાકી એને એમ વ્યક્ત ન કર્યો અને તેમ વ્યક્ત ન કર્યો તેવો દેખાવ કરવાની મને આવડત નથી અને મારા લોહીમાં પણ નથી. તું તે વખતે બોલી હોત તો 'હનુમાનજી

જેમ આખા શરીરે તેલથી નવજીવન. તારા અંતરમાં આવી નાની વાતો સંઘરીને દુઃખી થાય એ વિચિત્ર કહેવાય. અને તે યુવકે સ્ત્રીની વિચિત્રતા તરીકે જ એ પ્રસંગ મને કહી સંભળાવ્યો હતો.

બીજા સાંભળનાર ઉપર તેની શી અસર થાય છે તે જોવા મેં એક પ્રસંગ તક મળ્યે કહી સંભળાવ્યો છે અને મોટા ભાગ ઉપર એ યુવકે જે જવાબ વાળ્યો હતો તેવો પ્રત્યાઘાત પડ્યો હતો. પ્રેમને નામે આ બધી વેવલાશને તમે વાર્તાકારો અને લેખકો બહેકાવો છો તેમ કહી કોઈ કોઈએ મને ચાબુક માર્યો હતો. આપણા સમાજની કરુણતા એ છે કે સ્ત્રીની લાગણીને સમજવાની જો ક્યાંય વાત કરવામાં આવે તો એને વેવલાશ તરીકે ગણી લેવામાં આવે છે અને સ્ત્રીની એવી લાગણીઓને પંપાળીને બહેકાવી મૂકવી ન જોઈએ, બાકી એ ધણીને માથે છાણાં થાપશે તેવી લાલ ઝંડી ધરવામાં આવે છે. જાણે આજ સુધી સ્ત્રીહૃદયને ઓળખવાની પરવા ન કરીને પુરુષે જીત મેળવી હોય, તેમ ગૌરવ લેવાતું જોવા મળે છે. પરંતુ એથી સ્ત્રીનું હૃદયકમળ જે ખીલવું જોઈએ તે ન ખીલતાં પુરુષને જ એની સુવાસ પ્રાપ્ત નથી થઈ અને એ કમળ અકાળે કરમાઈ જઈને સ્ત્રીને-સમાજને હાનિ થઈ છે, તે પાછું જોવાનો પ્રયત્ન થવો જોઈએ.

પત્નીના હાથે પતિએ તેલ ન ચોપડ્યું તેમાં શું બગડી ગયું તેમ જ આપણે સ્થૂળ સવાલ કરીને ઊભા રહેવાના. બીજો એવો સ્થૂળ સવાલ એ કરવાના કે એ નવવધૂ પણ કેવી મૂરખ કે જે યુવકે પિતાની વિરુદ્ધ જઈને લગ્ન કર્યું છે છતાં પ્રેમ વિષે શંકા સેવે છે ! આ સવાલ બુદ્ધિને સ્પર્શે છે તેવો અને પુરુષ સવિશેષ બુદ્ધિપ્રધાન જીવ છે એટલે તેને એ થાય એ પણ સ્વાભાવિક છે. પરંતુ સ્ત્રી સવિશેષ હૃદય-પ્રધાન-લાગણીપ્રધાન જીવ છે. એથી એના પ્રત્યે પતિ પ્રેમભાવના રાખે એટલાથી એને તૃપ્તિ થતી નથી, પણ એ પ્રેમભાવના એના વર્તનમાં દેખાઈ આવીને એને પ્રતીતિ કરાવ્યા કરે કે એ દિલથી ચાહ્યા જ કરે છે. હાથે તેલ ચોપડવાનો પ્રસંગ નાનો છે, પરંતુ એમાંથી એ પતિએ જે બોધ લીધો તે સાચો નથી. પ્રેમનો દેખાવ કરવાની એનામાં આવડત ન હોય તો એ તેણે શીખવી જોઈએ. મને આવડત નથી માટે તારે વર્તનમાં પ્રેમના દેખાવની અપેક્ષા ન રાખવી તે મનોવૃત્તિ બરાબર નથી. હજી મારા લોહીમાં નથી તેમ કહીને છૂટી પણ ન પડાય. પ્રેમલગ્ન આપણા લોહીમાં ક્યાં હતાં? છતાં એ લોહીમાં લાવવાનો ઉમંગ કયા નવજુવાન યુવક યુવતી નથી ઝંખતાં ! એ નવું લોહી લાવી યુવક જો પ્રેમલગ્નથી પરણ્યો, તો એ પ્રેમને વ્યક્ત કરવાનું એણે એનું જ નવું લોહી લાવવું જોઈએ.

આ નાનો લાગતો મુદ્દો એટલા માટે લંબાવ્યો છે કે નવોઢા અપરિચિત સાસરીમાં કેવળ પતિના વિશ્વાસે ચાલી આવે છે ત્યારે એને નિશ્ચિંત કરવાની જવાબદારી પતિની છે. પતિની સગાઈએ બંધાઈને એ આવી છે ત્યારે પતિના દિલમાં એના પ્રત્યે પ્રેમ હોય તે પૂરતું નથી; એ લાગણીનો અનુભવ વર્તન દ્વારા પત્નીને થવો જોઈએ. એ ન થાય તો પણ પત્ની શરમાળપણાને વશ થઈ તેનો અસંતોષ વ્યક્ત ન કરે તેથી એને સંતોષ છે તેમ માની લેવાની ભૂલ ન થવી જોઈએ. બુદ્ધિપ્રધાન પતિએ પોતાના ગજે પત્નીને માપવાની નથી, પણ લાગણીપ્રધાન સ્ત્રીને એના ગજથી સંતોષવાની છે.



જલેબી, ગુલાબજાંબુ વગેરે માટે કેટલીક વાર મુખ્ય જણસો (દાખલા તરીકે ગુલાબજાંબુ માટે માવો) હંમેશા સહેલાઈથી મળી શકતી નથી. આથી મહિસુરની અન્ન પ્રક્રિયા સંશોધન સંસ્થામાં સુલભ પદાર્થોમાંથી તૈયાર મિશ્ર સૂકા આટા બનાવવા માટેની એક પદ્ધતિ શોધી કાઢવામાં આવી છે અને આવા આટામાંથી બનાવેલી મીઠાઈ જણસો માટે લોકોની રુચિ, સંબંધી જે અખતરાઓ કરવામાં આવ્યા છે. તેમનાં પરિણામો સંતોષકારક છે.



વિજયકુમાર ત્રિવેદી

# ગુરુદક્ષિણા

સુખી સંસારમાં દુઃખના ડુંગરા ખડકાઈ જાય છે ત્યારે તેમાં એવી કેટલીક વાતો ભાગ ભજવતી હોય છે જે થોડીક સલુકાઈથી ટાળી શકાય. અહીં એક એવા કથળી જતા જીવતરને સાચે રસ્તે વાળી લેવાતાં પ્રસંગની સાતત્યતા જળવાય તેવો પ્રસંગ રજૂ થાય છે......

'આ અક્કર્મીનો ત્રાસ મારાથી હવે સહન થતો નથી. તું ગમે તેમ કરી આજે ને આજે એના ઉપર ફરિયાદ દાખલ કરી આવ અને મને તેના સામે વૉરંટ અપાવી દે.' મારા એક નિવૃત્ત થયેલા શિક્ષકે ખૂબ જ ઉશ્કેરાટમાં મારી ઑફિસમાં આવી મારી આગળ માગણી કરી. મુકુન્દ માસ્તર હાયસ્કૂલમાં હું ભણતો હતો ત્યારે મારા શિક્ષક હતા. ખૂબ જ સહૃદયી અને પ્રેમાળ. અમારા અભ્યાસ માટે અને ચારિત્ર્યઘડતર માટે ખૂબ જ કાળજી રાખતા. મને તેમને માટે ખૂબ માન હતું. આજ સુધી તેમણે મને જિંદગીમાં કોઈ કામ બતાવ્યું નહોતું એટલે પહેલીવાર એ કામ બતાવે ત્યારે મારે તેમને મદદગાર થવું જોઈએ તેમ હું માનતો હતો.

'સાહેબ, મને જરા સમજાવો તો ખરા કે કોની સામે આપને વૉરંટ જોઈએ છે, શા માટે વૉરંટ જોઈએ છે, તો હું આમાં કંઈક વિચાર કરી શકું. આપ જરા શાંત પડો.' મુકુન્દભાઈને શાંત કરવાના ઈરાદાથી મેં તેમને બેસાડી કહ્યું.

'મેં તારી પાસે ગુરુદક્ષિણા માગી નથી, મારું આટલું કામ ન કરે તો તું વકીલ થયો શા કામનો?' મુકુન્દ માસ્તરનો ઉશ્કેરાટ હજી શમ્યો નહોતો.

'હું બધું જ કરીશ. આપ કહેશો તેવી ગુરુદક્ષિણા પણ આપીશ. પરંતુ આપ શું છે તે શાંતિથી કહો તો સમજ પડે.'

મારા આશ્વાસનથી મુકુન્દ માસ્તરને થોડો વિશ્વાસ આવ્યો. મેં તેમને પાણી મંગાવીને પાયું. તે જરા શાંત પણ થયા. અને તેમણે વાત શરૂ કરી.

'જો તું આપણી સીતાને તો ઓળખે છે. તેનું લગ્ન કેશવલાલ સાથે કર્યું છે. કેશવલાલ આજે મુલકી ખાતામાં અવલકારકુન છે. છેલ્લાં દસ વરસથી જ્યારથી મેં છોકરી પરણાવી છે ત્યારથી મારી સીતાનું અને અમારું બધાંનું લોહી પી ગયો છે. પણ હવે આજે હું તેને બતાવી આપીશ કે એ અવલકારકુન છે તો હું પણ માસ્તર છું.' ફરી પાછો ઉશ્કેરાટ શરૂ થયો.

'સાહેબ, આપ આમ વાત કરશો તો મને કંઈ સમજ નહિ પડે. આપની ઇચ્છા હશે તેમ હું જરૂરથી કરીશ. પરંતુ આપ જરા મને શાંતિથી સમજાવો તો ખરા કે શું વાત છે? આપની વાત સમજ્યા સિવાય હું કેવી રીતે વૉરંટ પણ અપાવી શકું?'

મારા આશ્વાસનથી મુકુન્દભાઈ ફરી શાંત થયા. તેમણે પોતાથી વાત શરૂ કરી, પરંતુ તેમણે એટલા લંબાણથી વાત શરૂ કરી અને તેમાં વારંવાર એટલો બધો ઉશ્કેરાટ આવી જતો હતો કે તેમના શબ્દોમાં આખી વાત કહેવી મુશ્કેલ છે. તેમની વાત નીચે મુજબ હતી :

સીતા મુકુન્દ મારુતરની એકની એક દીકરી, તેમની તથા તેમનાં પત્ની ગંગાબહેનની શ્વાસપ્રાણ હતી. તેમણે તેને છોકરા જેમ ઉછેરી હતી. સીતાનું લગ્ન તેમના જ ગામના એક કેશવલાલ નામના યુવાન સાથે આજથી દસ વર્ષ ઉપર કર્યું હતું.

કેશવલાલ ગરીબ ઘરનો હતો. તેનાં માબાપ નાનપણમાં મરી ગયાં હતાં, તેને બીજા ત્રણ ભાઈ અને એક બહેન હતી. સૌથી મોટો કેશવલાલ હતો. કેશવલાલ આપબળે આગળ વધ્યો હતો. માબાપના મરી ગયા પછી પણ ટ્યુશનો વગેરેમાંથી કમાણી કરી બી. એ. સુધી ભણ્યો હતો અને છેલ્લાં પાંચ વર્ષથી મુલકીખાતામાં જોડાયો હતો અને આજે તે અવલકારકુનના હોદ્દા સુધી પહોંચ્યો હતો. તેના ઘરની સ્થિતિ છેક





જ નરમ હતી અને હાલ પણ તે પોતાનાં બધાં જ ભાંડુને પોતાની સાથે જ રાખી તેમનું પૂરું કરતો. તેમની નાતમાં સુશિક્ષિત વર મળવા ઘણા મુશ્કેલ હતા. મુકુન્દ માસ્તરે સીતાનાં લગ્ન કેશવલાલ ગરીબ હોવા છતાં સુશિક્ષિત હતો તેથી કર્યાં હતાં.

છેલ્લાં દસ વર્ષથી સીતા અને કેશવલાલનો સંસાર સુખેદુઃખે ચાલતો. સીતા બે બાળકની માતા બની ચૂકી હતી, છતાં કેશવલાલ અવારનવાર એને મારતો અને એ અકળાતી ત્યારે પિયર આવતી રહેતી. આ વખતે પણ સીતા ગર્ભવતી હતી અને કેશવલાલે તેને મારી હતી. તેથી છોકરાં સાથે તે પોતાના બાપને ત્યાં આવતી રહી હતી. સીતાને પેટ ઉપર સોળ પડ્યું હતું અને મુકુન્દ માસ્તરે તેની સરકારી દાક્તર પાસે સારવાર કરાવી તેની ઈજાનો દાખલો પણ મેળવ્યો હતો.

અત્યાર સુધી મુકુન્દ માસ્તરે બધું મૂંગે મોંએ સહન કર્યું હતું. પરંતુ હવે તેમની શાંતિની હદ આવી ગઈ હતી. કોઈપણ હિસાબે કેશવલાલની સામે ફરિયાદ કરવા અને તેને કોઈ પણ રીતે જેલમાં પુરાવવા તેઓ તૈયાર થયા હતા.

એકની એક છોકરી ઉપર આવો જુલમ થાય તે કોઈ પણ બાપ સહન કરી શકે નહિ તે વાત સાચી, પરંતુ હું કેશવલાલને પણ સાધારણ ઓળખતો. એક પ્રમાણિક અધિકારી તરીકે તેની છાપ સારી હતી. વળી તેનો સ્વભાવ પણ એકંદરે ઠીક લાગતો હતો એટલે આવા કિસ્સામાં શું કરવું તેની મને પણ ભારે મૂંઝવણ હતી.

'સાહેબ, હું જરૂર વૉરંટ અપાવીશ, આપની ઇચ્છા હશે તો કેશવલાલને જેલમાં પણ પુરાવીશ પરંતુ હજી મારે આખી વાત સમજવી પડશે. હું આજ સાંજના આપને ત્યાં આવીશ. સીતાની પાસેથી મારે આખી વાત સમજવી પડશે. ગંગાબહેનને પણ મારે મળીને કેટલીક વાત કરવી પડશે. પછી આપ કહેશો તેમ કરીશું.'

મારી વાતથી મુકુન્દ માસ્તર ખુશ થયા અને મને અનેક આશીર્વાદ દેતા દેતા ઘેર ગયા.

સાંજના હું તેમના ઘેર ગયો ત્યારે મારી મૂંઝવણ ઊલટી વધી પડી. મને જોતાવેંત ગંગાબહેન અને સીતા રડવા જ માંડ્યાં, સાથે સીતાનાં નાનાં બાળકો પણ રડતાં હતાં. મહામહેનતે હું તેમને છાનાં રાખી શક્યો અને તેમની સાથે વાત કરી શક્યો.

સીતાને સાસરિયામાં ઘણો ત્રાસ હતો. કેશવલાલની બધી કમાણી તેનાં ભાંડું પાછળ ખરચાઈ જતી. બધાં ભેગાં થઈ ને સીતાને હેરાન પણ કરતાં, સીતા કેશવલાલને જુદા રહેવા આગ્રહ કરતી, પરંતુ કેશવલાલ કદી સીતાનું આ બાબતમાં સાંભળતો નહિ અને ઊલટો આવી વાત કરે ત્યારે સીતાને મારતો. બનાવને દિવસે સીતા ખૂબ જ અકળાઈ હતી તેના દિયરે કૉલેજમાં જવા માટે દસ વાગે તેની પાસે ખાવાનું માગ્યું, પરંતુ છોકરાં પજવતાં હોવાથી તે વેળાસર રસોઈ કરી શકી નહોતી. તેણે દિયરને જુદા રહેવા કહ્યું અને કેશવલાલને પણ જુદા થઈ જવા આગ્રહ કર્યો. કેશવલાલે તેની કોઈ વાત સાંભળવાને બદલે છૂટી આંકણી તેના પેટ ઉપર મારી તેથી તે છોકરાં સાથે પિયર આવતી રહી હતી.

સીતાની વાત ખરેખર અનુકંપા ઉપજાવે તેવી હતી. તેની જુદા રહેવાની માગણી ગેરવાજબી હોય તો પણ કેશવલાલે તેને સમજાવવી જોઈતી હતી. પરંતુ તે તેને આ પ્રમાણે મારે અને તે પણ જ્યારે તે ગર્ભવતી હોય ત્યારે તે તો અક્ષમ્ય જ હતું. આમ છતાં હું કેશવલાલને પણ ઓળખતો હતો એટલે એકદમ ફરિયાદ કરવાનું મને વાજબી લાગ્યું નહિ. વળી ફરિયાદ કરવાથી ભવિષ્યમાં બન્ને વચ્ચે સંબંધ કદી સુધરશે નહિ તેવી પણ ધાસ્તી હતી.

'તમારી ઇચ્છા ફરી સીતાને કદી સાસરે મોકલવાની નથી ?' મેં ગંગાબહેન તથા મુકુન્દભાઈને તેમનું પાણી માપી લેવાના ઇરાદાથી પૂછ્યું.

'હા હા, ભલે આખો જન્મારો મારે ઘેર રહે,

હું માનીશ કે હું તો આજથી જ તેનું નાહીને બેઠો છું.' મુકુન્દ માસ્તર આવેશમાં બોલી ઊઠ્યા. પરંતુ હું જોઈ શક્યો કે વિધવા શબ્દ તો તેમની જીભે પણ બોલી શકાયો નહિ. મારા પ્રશ્નથી મા-દીકરી તો કંઈ જ બોલી શક્યાં નહિ.

મને લાગ્યું કે મારી કલ્પના ખરી છે. કેશવલાલ ભલે ગમે તેવો ખરાબ હોય પરંતુ એ છોકરાંની મા સીતા તેને ઘરે ફરી પગ જ મૂકે નહિ તે વાત મા-દીકરીને નિદાન મંજૂર નહોતી. તેથી મેં ફરી નવી દરખાસ્ત મૂકી, 'જુઓ, કાલે કેશવલાલને અને તમને બધાને મારે ઘરે ભેગાં કરું છું. આપણે આ વાતની ચર્ચા કરીએ, પછી જે કરવું હશે તે કરીશું.'

'હું એ ચંડાળનું મોં જોવા માગતો નથી. તારે અમારા વકીલ ન થવું હોય તો ભલે હું બીજો વકીલ શોધી લઈશ તને મારા કરતાં એ કેશલાનું વધારે લાગે છે. ભલે ભઈ, એમ જ હોય, મારો અમલ ઊતરેલો અને હું તો સાધારણ માસ્તર એટલે તને તેનું વધારે લાગે.' મુકુન્દ માસ્તરના આવેશની અવધિ નહોતી.

'તમે પણ શું જેમ આવે તેમ ભરડચે જાઓ છો. કાલે સવારે એના પગ ધોઈને પૂંખ્યો છે અને કાલે પાછી દીકરીને એને ત્યા વળાવવી પડશે.' આ વખતે મારે બોલવું ન પડ્યું, મારી વતીની વકીલાત ગંગાબહેને જ ઉપાડી લીધી.

'ભલે ત્યારે કાલે સાંજે પાંચ વાગે મારે ત્યાં બધાં આવજો.' મેં લાગ જોઈને મારી યોજના પૂરી કરી. મારી સૂચનાનો કોઈ જવાબ ન આપી શક્યું, પરંતુ બધાનું મૌન સંમતિ જ છે તેમ માની હું વિદાય થયો.

બીજે દિવસે સવારે મેં કેશવલાલને પણ મારે ત્યાં આવવાનો સંદેશો મોકલી રાખ્યો, તેને સીતા વગેરે આવવાનાં છે તે નહોતું કહ્યું, પરંતુ માત્ર સાંજના પાંચ વાગે આવીને મળી જવાનું જણાવ્યું હતું.

સાંજના પાંચ વાગે સૌથી પહેલો કેશવલાલ આવ્યો. તેને હું પાછળની બેડ રૂમમાં લઈ ગયો. મેં એવી વ્યવસ્થા રાખી હતી કે માસ્તર અને બીજાને બાજુની બેડ રૂમમાં એવી રીતે બેસાડવાં કે તેની કેશવલાલને ખબર પડે નહિ, પરંતુ તે બધાં મારી તથા કેશવલાલની વાત સાંભળી શકે.

કેશવલાલનું મોં પડી ગએલું હતું. મારા સંદેશા ઉપરથી જ તે સમજી ગયો હતો. પહેલાં તો મેં તેને તેના હિચકારા કૃત્ય માટે ખૂબ જ ઉધડો લીધો અને જણાવ્યું કે તારા આવા નીચ કૃત્યથી તેં તારા ભણતર અને સંસ્કાર બધા ઉપર પાણી ફેરવ્યું છે.

કેશવલાલ મારી વાત સાંભળી રહ્યો. તેને પોતાની ભૂલનો પસ્તાવો પણ હતો. તેની આંખમાં આંસુ આવી ગયાં. તે કહે, 'હું શું કરું? મારી દશા સૂડી વચ્ચે સોપારી જેવી છે. સીતાને હું મારાં ભાંડુને સાથે રાખું તે ગમતું નથી. હું જાણું છું કે મારાં ભાંડુ સીતાને ઠીક ઠીક ત્રાસ આપે છે. પરંતુ જો હું સીતાનું ઉપરાણું લઉં તો સમાજ કહે કે બૈરીનો થઈ ગયો છે અને મા વિનાનાં છોકરાંની સામું જોતો નથી.

'સીતા ભાંડુથી અલગ રહેવાની વાત કરે છે. તે પણ મારાથી કેમ સ્વીકારાય? મને જેમ મારાં માબાપે ઉછેરીને મોટો કર્યો છે તેમ મારાં નાનાં ભાંડુને ઉછેરીને મોટાં કરવાની મારી ફરજ છે.' કેશવલાલે પોતાની મુશ્કેલી કહી.

'વાત તારી સાવ સાચી છે. તારાં ભાંડુને તારે ઉછેરીને મોટાં કરવાં જ જોઈએ અને સીતાએ પણ તેની ભાળસંભાળ બરાબર રાખવી જોઈએ.' મેં થોડો કેશવલાલનો પક્ષ લેતાં કહ્યું.

આ તબક્કે મુકુન્દ માસ્તરથી ન રહેવાયું, તે આવેશમાં આવી જઈ અમારી રૂમમાં ધસી આવ્યા અને મને કહે, 'તું પણ શું અધૂરી વાતે એનો પક્ષ ખેંચે છે. એ લડધો સીતાનું લોહી પી જાય છે તેનો તને ખબર છે? હરગીજ મારી સીતા એના ભાંડુ ભેગી નહિ રહે. એને જ્યારે જુદા રહેવું હોય

ત્યારે હું સીતાને ઘેર મોકલીશ, તે સિવાય કદી મોકલવાનો નથી.' સીતા તથા ગંગા હેન પણ અંદર આવી પહોચ્યાં હતાં, પણ કેશવલાલના વાતનો રદીઓ આપવાની તેમને કોશિશ કરી નહિ.

'કેશવલાલ, સીતાની જુદી રહેવાની વાત સાવ ગેરવાજબી છે. તેને મારી જરા પણ સંમતિ નથી, પરંતુ તમારાં ભાંડુએ પણ સીતાને ઘરકામમાં મદદ કરવી જોઈએ. તેઓ તેને આ પ્રમાણે સતાવે તે પણ તમારે ન નિભાવી લેવું જોઈએ.'

'આટલું થાય તો મારે બીજું શું જોઈએ? આ તો સૌને તૈયાર થાળીએ ખાવા જોઈએ છે. કોઈ સળી ભાંગીને કટકો કરતું નથી. પાણીનો પ્યાલો સરખો કોઈનાથી હાથે લઈને પીવાતો નથી. હું ઘરની વહુ નથી, પણ નોકરડી-ગુલામડી છું.'

સીતાના આ પ્રસ્તાવમાં ભાંડુનો ત્રાસ ન હોય તો સાસરે જવાનું આડકતરું સૂચન હતું, તે મને ખૂબ જ ગમ્યું. સીતાનાં માબાપ તો તેના આ પ્રસ્તાવથી આભાં જ બની ગયાં હતાં. મેં તકનો લાભ લઈ સીતાનો પક્ષ લેતાં કહ્યું, 'જો કેશવલાલ, તારે એટલો તો બંદોબસ્ત કરવો જ પડશે કે સીતાને બધાં જ છોકરાં મદદ કરે. તું તેને પરણીને પત્ની તરીકે લાવ્યો છે, કંઈ બજારમાંથી ગુલામડી ખરીદી નથી લાવ્યો.. તારે પણ ભાંડુને આ વાત બરાબર સમજાવી દેવી જોઈએ.'

'અમારે ત્યારે જોઈએ છે શું? સીતાને છોકરાં ન સતાવે તો સીતા એની મા છે મા, જેવાં એનાં તેવાં એ પણ ખરાં જ, એની કેમ ના કહેવાય?' હવે ગંગાબહેન પણ મારી વાતમાં સંમત થયાં.

મને લાગ્યું કે ગાડું સરાડે ચડવા માંડ્યું છે. મેં કેશવલાલના ભાંડુને બોલાવવા માણસ મોકલ્યો. દરમિયાનમાં એટલી વાતમાં બધાં જ સંમત થયાં કે સીતાએ સાસરે જવું. કેશવલાલે સીતાને તેના ભાંડુ તરફથી ત્રાસ ન થાય તે જોવું. સીતાને તેના ભાંડુઓએ તથા ખુદ કેશવલાલે પણ પોતાનાથી બને તેટલી મદદ કરવી અને સીતાએ કદી જુદી રહેવાની વાત કરવી નહિ. લગભગ બન્ને પક્ષને આ વાત કબૂલ હતી. કેશવલાલનાં ભાંડુ આવી પહોંચ્યાં. નાનાં છોકરાં તો સીતાને ભાભી ભાભી કરતા બાઝી પડ્યા. સીતાનાં છોકરાં પણ કાકાને જોઈને કાકા કાકા કરતાં વળગી પડ્યાં. મોટાંનો તો રાગ થતે થશે પણ નાનાનો રાગ થઈ ગયો. છોકરાં બે દિવસની ભૂખ અને એકલાપણાથી લેવાઈ ગયાં હતાં તે જોઈને સીતાની આંખમાં પાણી આવ્યાં. તેણે છોકરાંને પોતાના સોડમાં ઘાલી પંપાળવા માંડ્યાં

કેશવલાલથી નાનો દિનેશ કૉલેજમાં ભણતો હતો. મેં તેને સમજાવ્યું કે તારે તારી ભાભીને મદદ કરવી જોઈએ. એ તારી મા છે તારી નોકર નથી. તારાથી તેના ઉપર હુકમ ન છોડાય. દિનેશ ખસિયાણો પડી ગયો હતો. તેની આંખમાં પણ આંસુ આવી ગયાં. તે રડતો રડતો બોલી ઊઠ્યો, 'ભાભી, તમારી માફી માગું છું. હવેથી કદી આવું નહિ કરું. તમે ઘેર ચાલો. હવેથી અમે બધા તમને મદદ કરીશું.'

સીતા અને કેશવલાલની આંખો ભીની હતી. હવે મારે વકીલાત કરવાની જરૂર નહોતી. કુદરત વકીલાત કરી રહી હતી. સીતાએ મારે ત્યાંથી સીધા જ કેશવલાલને ઘેર જવું તેવું નક્કી થયું. આ બધી વાતોથી મુકુન્દ માસ્તર અકળાતા હતા તેવું તેમના મોં ઉપરથી લાગતું હતું, પરંતુ સીતાનું વલણ જોતાં તેઓ કંઈ બોલવાની હિંમત કરતા નહિ. ગંગાબહેનના મોં ઉપર તો એક પ્રકારનો છૂપો આનંદ જણાતો હતો.

સીતા મારે ત્યાંથી જ સીધી કેશવલાલને ત્યાં ગઈ. વૉરંટની વાત કોઈએ સંભારી નહિ. કોર્ટના વૉરંટને બદલે કુદરતનું વૉરંટ સીતા ઉપર બજી ચૂક્યું હતું. અને તે ક્યારનીય સ્વેચ્છાથી કેશવલાલને હવાલે થઈ ગઈ હતી.

કેશવલાલના કુટુંબના ગયા પછી મેં ગંગાબહેનને તથા મુકુન્દ માસ્તરને શાંતિ રાખવા કહ્યું. ગંગાબહેન તો શાંત થયાં જ હતાં પણ મુકુન્દ માસ્તરનો રોષ

હજી શમ્યો નહોતો: 'જો પાછો ફરી કદી એ સીતા ઉપર હાથ ઉપાડશે તો હું તેને જેલભેગો કરીશ. તારી આવી વકીલાત ફરીને નહિ ચાલવા દઉં.'

મને કેશવલાલે વચન આપ્યું હતું કે એ કદી સીતા ઉપર હાથ નહિ ઉપાડે અને કંઈ પણ ઝઘડો હશે તો મારી પાસે લાવશે એટલે મુકુન્દ માસ્તરના રોપની મને કંઈ ચિંતા થતી નહોતી.

આજે આ વાતને બે વર્ષો વીતી ગયાં છે. તે દિવસથી સીતાનો સંસાર સુખથી ચાલવા માંડ્યો. દિનેશ અને તેના ભાઈએ સીતાની માની પેઠે માવજત રાખવા માંડી અને બધા જ એના કામમાં મદદ કરવા લાગ્યા. હું અવારનવાર કેશવલાલની મુલાકાત લેતો અને એનો સુખી સંસાર જોઈ આનંદ પામતો. ગંગાબહેન અને મુકુન્દ માસ્તર પણ હવે સીતાને સુખે સુખી હતાં.

એકવાર સીતા દિનેશ સાથે મારે ત્યાં આવી. દિનેશ હવે એન્જિનિયર થઈ ચૂક્યો હતો. સીતાના મોટા છોકરા હર્ષદને પોતાની પાસે જ રાખી એન્જિનિયરનું ભણાવતો હતો. 'જુઓ મોટાભાઈ, આ દિનુ મારું કહ્યું માનતો નથી. તે દહાડે તમારી પાસે કબૂલાત થઈ હતી તે વાત સાવ ભૂલી ગયો છે.' સીતાએ પોતાની ફરિયાદ રજૂ કરતાં કહ્યું:

'પણ છે શું? આજ સુધી કદી દિનુ માટે ફરિયાદ આવી નથી અને આજે આ શું?' સીતા આનંદમાં હતી તેથી મને ખાત્રી હતી કે મામલો ગંભીર નથી.

'જુઓ, હું દિનુનું સગપણ કરવાનું અને પરણાવવાનું કહું છું, પણ તે સાવ ચોખ્ખી ના પાડે છે અને મારું કહ્યું માનતો નથી.' સીતાએ પોતાની ફરિયાદની વિગતો આપી.

'મોટાભાઈ, હું કહું છું કે હર્ષદ એન્જિનિયર થઈ જશે પછી હું પરણીશ. અને મારું સરપણ પણ પછી. કહો એમાં મારી વાત શું ખોટી છે?' દિનેશે પોતાનો કેસ રજૂ કર્યો.

કારણ હું સમજી ગયો હતો પણ આપોઆપ ન્યાય તોળાય માટે મેં દિનુને પૂછ્યું, 'અલ્યા, એનું કારણ શું?

'જુઓ મોટાભાઈ,' દિનેશની આંખમાં થોડી મસ્તી અને શબ્દોમાં થોડો કટાક્ષ હતો: 'હું પરણું તો ખરો પણ મારે હર્ષદ સાથે ઝઘડો કરે એવી કાકી તેને માટે નથી લાવવી અને ઝઘડો નહિ કરે તેવી મળશે તેની ખાત્રી શું?'

ન્યાય મારે તોળવાનો હતો. બંને પક્ષે પોતપોતાનો કેસ રજૂ કરી દીધો હતો. હર્ષદને એન્જિનિયર થવાની બે વર્ષની વાર હતી. 'ભલે બે વર્ષ પછી દિનુ પરણે, તેમાં તું શા માટે ઉતાવળ કરે છે?' દિનુનો પક્ષ લેતાં સીતાને મેં કહ્યું.

'મને ખાતરી જ હતી કે તમે આવો 'ન્યાય તોળવાના.' સીતા મારા ન્યાયથી ખુશ થઈ હતી.

'ભાભી, તમે હાર્યાં, હું જીત્યો.' દિનુ બોલી ઊઠ્યો.

'ભાઈ, હું તો હારેલી જ છું—તમારા ભાઈને પરણીને આવી છું તે દિવસની.' સીતાએ પણ તેટલા જ આનંદથી હાર સ્વીકારી. દિયર-ભોજાઈ મારે ત્યાંથી આનંદમાં ચાલી નીકળ્યાં.

હું વિચાર કરી રહ્યો—એક જ ભૂલે આ સુખી સંસારનું શું નું શું થઈ ગયું હોત?



લીના

## નીડરતા

આંધી તુફાનનો હવે ડર નથી,
જાણ્યું જ્યારથી કે એય શમી જશે.







મધુસૂદન કંચનરાય દેસાઈ

# આપણાં સંગીતકાર પંખીઓ [૨]

પ્રકૃતિનાં લાડકવાયાં સંગીતકાર-પંખીઓનો તલસ્પર્શી પરિચય ગયા અંકથી શરૂ થયો છે તેનો આ બીજો હપ્તો પણ એટલાં જ સર્વપ્રિય પંખીઓની પીછાન આપે છે......

## કસ્તુરી

કાબર જેવડા કદની કસ્તુરીના નરનો રંગ કાળાશ પડતો કથ્થાઈ અને તાલકું કાળા રંગનું અને પેટાળ ધુમાડીઆ રાખોડી રંગનું હોય છે. જ્યારે માદા વધારે કથ્થાઈ આવે છે. ચાંચનો રંગ નારંગી પીળો. પગનો પીળાશ પડતો રહે છે. આંખનો રંગ કથ્થાઈ હોય છે. આ કસ્તુરી છુપાતા ફરવાની ખાસિયત ધરાવે છે. જેમાં તે ધાટી જગ્યા કે ઊંચાં વૃક્ષ ઉપર બેસી જાય છે. ભોંય ઉપર ચાલે છે ત્યારે દબાઈને ચાલે છે અને જોવા જઈએ તો તરત જ છુપાઈ જાય છે. છતાં પણ જો તેને ઊડવાની ફરજ પાડી હોય તો સડેડાટ ઊડી જાય છે. આપણે ત્યાં તે શિયાળામાં થોડી સંખ્યામાં આવી જાય છે પણ તે સમયે તેનું મધુર સંગીત ખાસ સાંભળવામાં આવતું નથી. આ પંખી પાણી નજીક અને ધાટી વનરાજીમાં એકાકી જોવામાં આવે છે. તેને ઉડાડીએ ત્યારે 'ચરરર' કરતો અવાજ કરે છે તે ઉપરાંત "ચુક્ ચુક્" જેવો અવાજ પણ કરતાં સાંભળ્યા પછી તે ભૂલી શકાતો નથી. આ કસ્તુરીને ઘણી વખત ભાવનગરમાં જુદે જુદે ઠેકાણે જોઈ છે. જેમાં નદી બગીચા અને એક વખત તો મારે ત્યાં પણ તે જોવામાં અવી હતી. તેની ચારો શોધવાની ખાસિયત માટીને પોતાની ચાંચથી આધી પાછી કરીને છે. મેં પોતે તો તેને અહીંથી પકડીને પાળી બોલતાં સાંભળી છે. જો કે સૌરાષ્ટ્રમાં તેની સંખ્યા બહુ જોવામાં આવતી નથી પણ આબુ ઉપર ઉનાળામાં ઘણી જોવામાં આવે છે. કસ્તુરીનો આહાર ફળો, ટેટા, પેપા, જીવાત અળશીયાં વગેરેનો છે અને તે શોધવા સવારના વહેલી અને સાંજના મોડી તે દેખાય છે.

કસ્તુરીને અંગ્રેજીમાં The Black—capped Blak Bird કહેવાય છે અને Turdus Merula Nigropileus (Lafresnaye) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## મલાગીર કસ્તુરો

આ મલાગીર કસ્તુરો કદમાં કસ્તુરી જેટલો હોય છે. અને તેનું ગળું ધોળા રંગનું હોય છે. અને ગાલ એ જ રંગના રહે છે જેમાં બે કથ્થાઈ લીટીઓ આવે છે. માથું અને પેટાળ, કડ અને પુંછડી ભૂરી રાખોડી રંગનાં રહે છે. પાંખનો રંગ રાખોડી અને અંદર ધોળા પદમ હોય છે. માદાનો રંગ કથ્થાઈ લીલાશ પડતો પીઠ ઉપર રહે છે.

શરમાળ પંખી છે એટલે ખાસ જોવામાં આવતું નથી. વળી ગીચ ઝાડીમાં વસે. અને વર્ષાની શરૂઆતમાં પોતાનું ગળું છેડે છે એ સમયે તેની બીજા પંખીની નકલ કરવાની શક્તિ અને ગળાની મધુરતા સાંભળી શકાય છે. તેનું બોલવાનું ઠેકાણું ગીચ ઝાડીમાં એટલે તે જલદી નજરે ચડતો નથી.

મેં પોતે તેને પાળીને તેનું સંગીત ખૂબ સાંભળ્યું છે તેમાં તેની વ્હીસલો ઘણી મધુર લાગી છે. ગુજરાત રાજ્યમાં ડાંગનાં જંગલ, ખાનદેશ અને પશ્ચિમઘાટમાં ત્રાવણકોર સુધી તેની વસ્તી છે. સૌરાષ્ટ્ર કચ્છ તેને વસવા લાયક લાગ્યો નથી.

આ મલાગીર પોતાનો માળો વૃક્ષની ઊંચી ડાળી કે મોટા જાળા ઉપર ઘાસ, લીલ, મૂળીયાંની સાથે ભીની માટી મેળવી બનાવે છે. એ વાટકા જેવા માળામાં ચારથી પાંચ આછા ભૂરા રંગમાં રતાશ પડતા કથ્થાઈ ડાઘા ટપકાવાળાં ઈંડાં મૂકે છે.

સામાન્ય રીતે તે મલાગીરને નામે ઓળખાય છે પણ તે એક પ્રકારનો કસ્તુરો છે તેથી તેને મલાગીર કસ્તુરો કહ્યો છે. તેનું અંગ્રેજી નામ The white-

Throated Ground Thrush છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Turdus Citrinus Cyaneus (Jardine and Selby) એમ કહેવું જોઈએ.

### પાન્ડુ શામા

બુલબુલ અને કાબરની વચ્ચે આવતા કદનો આ પાન્ડુ શામો ઘેરો ભૂરો રાખોડી રંગનો હોય છે તેમાં પૂંછડી વધારે ઘેરી રહે છે પેટાળ ઉપર આછા લીટા જણાય છે પગ અને ચાંચ કાળા રંગના હોય છે. માદા રંગે ઘેરી કથ્થાઈ રાખોડી અને પેટાળમાં કથ્થાઈ પીળા રંગની આડી લીટીઓ હોય છે. આ શામા ખડકાળ જગ્યામાં એટલે પાણાખાણ, મોટા પથ્થરો અને ટેકરી ઉપર વસે છે તે ઉપરાંત દરીઆ-કિનારા ઉપરની ભેખડમાં પણ વસતાં દેખાય છે. આથી સામાન્ય રીતે ખુલ્લી જગ્યા હોય ત્યાં વસવાનું વધારે પસંદ કરે છે. મેં પોતે ગામ વચ્ચે પણ તેને વસતાં જોયા છે. અને પકડયા પણ છે. સામાન્ય રીતે શરમાળ છે એટલે જરા પણ વહેમ પડે એટલે તરત જ નજર બહાર ચાલ્યો જાય છે. તેને દૂરથી વરતવા માટે એક જ ખાસિયત જેવી જેમાં તે આંચકા સાથે પોતાની છાતી નીચે નમાવી પૂંછડી ઊંચી કરે છે. સામાન્ય રીતે તેને વૃક્ષ ઉપર બેસવાની ઇચ્છા થતી નથી પણ છાપરા ઉપર જરૂર જણાય છે. આવી ખુલ્લી જગ્યામાં તે નીચે પોતાનો જીવાતનો આહાર ચાલ્યો જતાં જોઈ જાય કે તરત જ નીચે આવી ઊપાડી જાય છે. આ શામા ગરોળીને પકડીને ખાઈ જતાં ઘણી વખત જોવામાં આવે છે. દરેક પ્રકારની જીવાત, કાનખજુરા, કરોળીઆ, બાધડ, બામણમુંડા અને તીતડાં તેનો આહાર છે.

આમ તો તે મૂગો છે પણ નવો આવ્યો હોય ત્યારે તેનું સંગીત સંભળાય છે અથવા તો માર્ચ એપ્રિલમાં તે પોતાનું સંગીત ખાસ છેડી દે છે. આપણે ત્યાં સિયાળા ગાળવા તે ચોક્કસ આવે છે અને દર વરસે એક જ જગ્યામાં તે દેખાય છે. આપણે ત્યાં તેની જોડી ભાગ્યે જ પાસે વસતાં જોવામાં આવે છે. એક વખત એક શામાએ પોતાની જગ્યા નક્કી કરી લીધા પછી તેમા તે બીજા શામાને પેસવા દેતો નથી અને પેસે તો દંગલ જામે છે અને એ જ રીતે ગામમાંથી મેં શામા પકડેલા છે.

તેનું પ્રજનન હિમાલયમાં થાય છે. મેં તેઓને કાશ્મીરમાં માર્કન્ડના મંદિરની દીવાલના કાણામાં બચ્ચાંને ચારો આપતા જોયા છે. ત્યાંથી આપણા ગુજરાત રાજ્યમાં સર્વ ઠેકાણે અને દરીઆકાંઠે શિયાળામાં દેખાય છે. માર્ચ માસ પૂરો થતાં પાછા ચાલ્યા જાય છે. અને આવે છે નવરાત્રીમાં એટલે સપ્ટેમ્બર ઓકટોબરમાં આ શામા સામાન્ય શિયાળુ પ્રવાસી પંખી છે.

પાન્ડુ શામાને અંગ્રેજીમાં The Blue Rock Thrush કહેવાય છે અને Monticola Solitaria Pandoo (Sykes) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### ભૂરા માથાનો કસ્તુરો

શામા જેટલા જ કદનાં આ પંખી મેં કોઈ વખત અહીં જોયાં નથી પણ તેને મેં એક વખત પંખીઓની બજારમાં જોયો છે. જ્યાં તેની ઓળખાણ મને 'ચાંનતારા' તરીકે આપવામાં આવી હતી. તેનું ગળુ, ઉપલી છાતી, પાંખો અને પૂંછડીનો રંગ ઘેરો ભૂરો કથ્થાઈ હોય છે. પાંખમાં ધોળી પટ્ટી રહે છે અને કડ અને પેટાળ ચળકતા ચેસ્ટનટ રંગનાં હોય છે. જેમાં ધોળાં ટપકાં પણ આવે છે. માદાનો રંગ કથ્થાઈ રહે છે. એને તો વનવગડો પસંદ છે અને શરમાળ છે.

હિમાલયમાં પ્રજનન કરે છે અને શિયાળો ગાળવા દક્ષિણમાં ઊડી આવે છે. એ સમયે તે માઉન્ટ આબુ, માથેરાન અને મહાબલેશ્વરમાં જણાય છે. અહીં તેને કોઈ વખત મેં જોયો નથી.

ભૂરા માથાના કસ્તુરાને અંગ્રેજીમાં The Blue-headed Rock Thrush કહેવાય છે અને તેનું વૈજ્ઞાનિક નામ છે Monticola Gularis

Cinclo Rhyncha (Vigors).

### પીળો પીદ્દો

ચકલી બુલબુલના કદની વચ્ચે આવતો આ પીળો પીદ્દો, રેતીયા કથ્થાઈ રંગનું પંખી છે. તેની પૂંછડી ઢાંકતાં ઉપલાં પીંછાં અને કડ ધોળા રંગની હોય છે. પૂંછડીનાં પીંછાં ધોળાં અને કાળાં અને છેડા પાછા ધોળા રંગના રહે છે. તેનાં પાતળાં નેણ ધોળા રંગનાં. ચાંચના મૂળ આગળ કાળો રંગ અને એક કાળી લીટી આંખમાં થઈ નીકળી જાય છે જે શિયાળામાં ખાસ જોવામાં આવતી નથી. આંખો કથ્થાઈ રંગની, ચાંચ અને પગ કાળા રંગના છે. રણ પીદ્દા કરતાં આ પીળો પીદ્દો કદમાં મોટો રહે છે. તેનો શરીરનો રંગ આછો પીળો અને પેટાળ પીળાશ પડતું ધોળું અને ગળું સાવ ધોળા રંગનું હોય છે. માદાનો રંગ નર જેવો જ છે પણ તેની આંખની લીટી ચોખ્ખી દેખાતી નથી. તેનો વસવાટ સાવ સપાટ જમીન ઉપર છે. વળી એકાંત જોઈએ પણ તેમાં પથરા પડ્યા હોવા જરૂરી છે અથવા તો જાળાં ઊગેલાં હોવાં જોઈએ. તેની ખાસિયત ઉપર નીચે થવાની છે.

શિયાળુ પંખી છે પણ ખાસ નજરે ચડતું નથી. જો કે તેનાં બીજાં સગાં કરતાં થોડાં આવે છે. જીવાતનો આહાર કરે છે.

પૂર્વ અને કાશ્મીરથી એશિયા સુધી તે પ્રજનન કરે છે અને શિયાળો ગાળવા પશ્ચિમ હિન્દમાં આવી પહોંચે છે. આપણે ત્યાં પણ સામાન્ય છે.

પીળા પીદ્દાને અંગ્રેજીમાં The Isabelline Chat કહે છે Oenanthe Isabellina (Temminck) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### રણ પીદ્દો

આગળ જોઈ ગયા તે પીદ્દા કરતાં આ પીદ્દો કદમાં કંઈક નાનો જણાય છે. રણ પીદ્દાનો નર તેની કાળી ગરદનથી તરત વરતાઈ જાય છે. પણ તેના તાલકા ઉપર રાખોડી રંગ આવે છે અને સાફ વરતાય એવાં ધોળાં નેણ છે. પીઠ ઉપર રેતીઓ કથ્થાઈ અને પાંખ કાળી પણ કોરે ધોળી રહે છે. પાંખમાં સફેદ પટ્ટા પણ હોય છે. પેટાળ પીળાશ પડતું ધોળું જ્યારે કડ ઉપર આછો ધોળો રંગ રહે છે. પૂંછડીના મૂળમાં ધોળો રંગ અને છેડે જતાં કાળો રંગ થઈ જાય છે. માદાને કાળો રંગ હોતો નથી એટલે વધારે કથ્થાઈ રાખોડી દેખાય છે. નામ પ્રમાણે તેની વસવાટની જગ્યા છે. આપણે ત્યાં ખારમાં અને ખુલ્લા પ્રદેશમાં તે કોઈ જાળા ઉપર કે પથરા ઉપર કે કોઈ તીરખા ઉપર નીચે બેઠેલો જોવામાં આવે છે અને બનતાં સુધી એકાકી જ દેખાય છે.

સપ્ટેમ્બર માસમાં આવે છે અને માર્ચ એપ્રિલ માસમાં પોતાના વતન તરફ ચાલ્યા જાય છે. જે મધ્ય એશિયા છે ત્યાંથી કુટુંબ ઉછેર કરીને લગભગ આખા ભારતમાં શિયાળો ગાળવા આવી પહોંચે છે. એટલે ગુજરાત રાજ્યમાં તે જોવામાં આવે છે. તેની બે જાતો સૌરાષ્ટ્રમાં દેખાય છે. અને પોતાનું જીવન જીવાતનો આહાર કરીને વીતાવે છે.

રણ પીદ્દાને અંગ્રેજીમાં The Desert Chat અથવા Desert Wheatear કહેવાય છે અને Oenanthe Deserti (Temminck) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### લાલપુચ્છ પીદ્દો

આ પણ આગળ જોઈ ગયા તેટલા જ કદનો પીદ્દો છે, જેનો રંગ રેતીઓ રાખોડી કથ્થાઈ છે. પૂંછડી ચેસ્ટનટ રંગની પણ છેડા કાળા હોય છે. નેણ આછાં રાખોડી ધોળાં છે અને ગળું તદ્દન ધોળા રંગનું રહે છે. પેટાળ રાખોડી કે તદ્દન સફેદ આંખ, ચાંચ અને પગ કાળા હોય છે. આ લાલપુચ્છ પીદ્દો પણ ખુલ્લો પ્રદેશ જેમાં નાના નાના છોડ અને પથરા કે એવી વસ્તુઓ હોય ત્યાં વસે છે.

શિયાળામાં ઉત્તર ભારત અને કચ્છમાં આવે છે. શ્રી સલીમઅલીએ ગુજરાત અને ઉત્તર સૌરાષ્ટ્રમાંથી તે મેળવ્યા છે જ્યારે શ્રી ધર્મકુમારસિંહજી સાહેબે

તેને પ્રાંગધ્રાના રણમાં જોયા છે. મેં કોઈ વખત આ પંખી જોયું નથી.
લાલપુચ્છ પીદ્દાને અંગ્રેજીમાં The Red-Tailed Chat કહેવાય છે. જ્યારે તેનું વૈજ્ઞાનિક નામ છે Oenanthe Xanthoprymna (Hempisch & Ehrenberg).

### કાબરો પીદ્દો

લગભગ બુલબુલના કદનો આ કાબરો પીદ્દો રંગે કાળો અને ધોળો હોય છે તેનું માથું ગરદન ઉપલી છાતી અને પીઠ બધું પાકું કાળું હોય છે. અને પેટાળનો બાકીનો ભાગ ધોળો હોય છે. પૂંછડીના પીંછાં ધોળાં પણ છેડા કાળા રહે છે. ચાંચ અને પગ પણ કાળા રંગના છે. માદાનો રંગ જ્યાં નર કાળો ત્યાં તે કથ્થાઈ અને ધોળો રંગ હોય ત્યાં પીળાશ પડતા ધોળા રંગવાળી રહે છે. નાના પંખી પણ માદાને મળતા રંગના આવે છે. તેની બેઠક આડી પણ ગરદન ઊંચી રાખે છે વળી તેને ઊંચા નીચા થવાની ખાસિયત પણ છે. અને ઊડીને બેઠા પછી પોતાની પૂંછડીને આસ્તેથી ઊંચે કરીને પાછી ધીરેથી નીચે લઈ આવે છે. તેનો વસવાટ ખુલ્લી જગ્યામાં હોય છે અને પથ્થરના ઢગલા, અને રાફડા-વાળી જગ્યામાં દેખાય છે.
કાબરા પીદ્દાને મેં પાળીને તેનું સંગીત ખૂબ સાંભળ્યું છે. તેના ગજા ઉપર અવાજથી તે બોલે છે અને બીજાં પંખીની નકલ પણ બહુ સારી કરી શકે છે.

વર્ષાના પૂરા થવા સાથે તે આવી પહોંચે છે અને શિયાળો પૂરો થતાં સુધી જે જગ્યામાં આવી વસ્યો હોય તે જ ઠેકાણે જોવામાં આવે છે. વળી કાબરો પીદ્દો બહુ સામાન્ય પ્રવાસી પંખી છે. એટલે ઘણી જગ્યાએ તે જોવા મળે છે. જો કે સ્વભાવે શરમાળ છે છતાં ધીરજ રાખીએ તો તે નિરીક્ષણ કરવા દે છે. સામાન્ય રીતે તો એકાકી જ જણાય છે પણ કેટલીક વખત અમુક અંતરે બીજો દેખાય છે. તેની ઊડાન ભોંય સરસી હોય છે.
શિયાળુ પ્રવાસી પંખી આખા ગુજરાત રાજ્યમાં જોવામાં આવે છે. જ્યાં તે ભોંય ઉપર અને ઊડતી જીવાત પકડીને જીવન ગુજારે છે.
કાબરા પીદ્દાને અંગ્રેજીમાં The Red Chat અથવા Red Wheatear પણ કહે છે અને તેનું વૈજ્ઞાનિક નામ છે Oenanthe Picata (Blyth)

### સ્ટોલીકઝાનો પીદ્દો

ચકલી જેટલા કદનો આ પીદ્દો રંગે કાળો અને ધોળો રહે છે તે ઉપરાંત તેને નેણ જણાય છે અને છાતી ઉપર પીળાશ પડતો ધોળો રંગ રહે છે. બહુ ભાગ્યે જ જોવા મળે છે. મેં તો કોઈ વખત જોયો નથી પણ સૂકા પ્રદેશમાં વસે છે. અને જીવાતનો આહાર કરે છે.
આ પ્રવાસી પંખા સ્ટોલીકઝાનો પીદ્દો અંગ્રેજીમાં Stoliczka's Bush-Chat કહેવાય છે અને Saxicola Macrorhyncha (Stolicza) એ એનું વૈજ્ઞાનિક નામ છે.



બ્રિટનની એક પેઢીએ યાંત્રિક દુરસ્તી માટે ફરતું કારખાનું બનાવ્યું છે. લેન્ડરોવર પીઠિકા ઉપર કારખાનાંનાં જરૂરી સાધનો બેસાડવામાં આવ્યાં છે. સાંધવાના ને કાપવાના કામ માટે તથા પ્રકાશ અને સાધનો માટે વીજળી મળી રહે તેની પણ તેમાં ગોઠવણ કરવામાં આવી છે. મોટરની મધ્યમાં વેલ્ડિંગનું યંત્ર મૂકવામાં આવ્યું છે. ડી. સી. વેલ્ડિંગ જનરેટર અને ૫૦ સાયકલ્સ ટ્રાન્સફોર્મર ટાઈપના વેલ્ડર કરતાં પણ તે વધુ સારું કામ આપી શકે છે. બેસવાની જગ્યાની નીચે વીજળીનું જનરેટર મૂકવામાં આવ્યું છે. વીજળીકામ માટેનું બૉર્ડ પણ બનાવવામાં આવ્યું છે. વીજળીક સારકામનાં સાધનો, વીજળીના હેરવીફેરવી શકાય તેવા દીવા, જેક વગેરે જરૂરી સાધનો પણ તેમાં રાખવામાં આવ્યાં છે.



'ભદ્ર'

# ધનના લાંબા હાથ

ધનનો મદ અને નશો ભલભલાના જીવતરની ખાનાખરાબી કરી દે છે એ સનાતન સત્યને આવરી લેતો આ સત્ય પ્રસંગ આપણા સમાજમાં જ બન્યે જાય છે. સામાજિક કેટલીય કરુણતાઓમાં એક આ પણ છે જેને વિદ્વાન લેખકે રજૂ કરીને સાચો ખ્યાલ આપ્યો છે...

રાજપુરમાં ઝવેરચંદ શેઠનું સ્થાન એના રાજવી જેવું હતું. એમનો પડતો બોલ ઝીલનાર અનેક હતા. એ કહે એ કાયદો ગણાતો અને એમની ઇચ્છા પ્રમાણે જ સૌ વર્તે—સૌએ વર્તવું જોઈએ—એમ એ પોતે પણ માનતા.

પણ ગઈ કાલના બનાવે એમને વ્યગ્ર કરી મૂક્યા હતા. એમને આખી રાત ઊંઘ આવી નહોતી. એ પથારીમાંથી ઊઠ્યા ત્યારે એમનું માથું ભારે હતું, આંખો લાલ હતી અને શરીર કળતું હતું. અને એમના દિલમાં વલોપાત થતો હતો.

એમની એકની એક દીકરી મહાશોભાનું લગ્ન જેની સાથે કરવાનું એમણે વિચાર્યું હતું તે ગઈ કાલે બીજી છોકરીને પરણી ગયો હતો. એટલું જ નહિ. પણ જે કુટુંબ સાથે એમને વર્ષોજૂનો ખટરાગ હતો તે જ કુટુંબની છોકરીને એ પરણ્યો હતો.

*

એ બે કુટુંબોની આગલી પેઢીના વડીલો એક હતા. એમના એક સામાન્ય દુઃશ્મન સાથે એ વડીલો ઝઝૂમ્યા હતા. અને એમાં સફળતા મેળવી હતી. પણ એ સફળતાએ જ એમના કુટુંબમાં કુસંપનાં બીજ વાવ્યાં હતાં. દુઃશ્મન સામે હતો ત્યાં સુધી બન્ને ભેગાં થઈને લડ્યાં હતાં પણ દુઃશ્મનને હરાવ્યા પછી જે મિલકત એમના હાથમાં આવી તેની વહેંચણીમાં. એમની વચ્ચે મતભેદ ઊભા થયા. એટલામાં પેલા બીજા કુટુંબના વડા ગુમ થઈ ગયા. બે દિવસ બાદ એમની લાશ, ધવાયેલી હાલતમાં એક ખેતરમાંથી મળી આવી. ઝવેરચંદ શેઠ માનતા કે દુઃશ્મનને હરાવવામાં મોટો ફાળો એમના કુટુંબે આપ્યો છે તેથી મિલકત એમના કુટુંબના હાથમાં રહેવી જોઈએ. એમના પિતા એમનાથી જુદા મતના હતા. એ કહેતા, દુઃશ્મનને હરાવવામાં સૌએ યથાશક્તિ ફાળો આપ્યો છે, એટલે મિલકતમાં બન્નેના સરખા ભાગ છે. પણ ઝવેરચંદ શેઠે કાવાદાવા શરૂ કરી દીધા હતા. બીજા ભાગીદારની ત્રૂટીઓ એમણે શોધી કાઢી હતી અગર ઉપજાવી કાઢી હતી. અને એમ કરી એમના પિતાના મગજમાં એવું ઠસાવવા પ્રયત્ન કર્યો હતો કે પેલું બીજું કુટુંબ તો પહેલેથી દુઃશ્મનના પક્ષમાં ગયું હતું અને આપણી જીત થવાની છે એવી જ્યારે ખાતરી થઈ હતી ત્યારે જ એ ઉઘાડા છોગે આપણા પક્ષે લડવા આવ્યું હતું; અને તેથી, મિલકત તો આપણા જ હાથમાં રહેવી જોઈએ. એ લોકોના હાથમાં વહીવટ સોંપશો તો એ એનો દુરૂપયોગ કરશે અને કાળેક્રમે આપણને પણ નુકસાનમાં ઉતારશે.

પિતાના મનમાં આવો ભેદભાવ નહોતો. વળી પુત્રના કારસ્તાન એમની જાણ બહાર નહોતા. બીજા કુટુંબના વડાના ખૂન વિષે પણ અનેક પ્રકારની વાતો એમના કાને આવતી. પણ પેટના દીકરાની સામે ક્યાં સુધી ઝઘડાય? એટલે કંટાળીને એ ઘર છોડી જતા રહ્યા હતા. અને મિલકત તો ઘરમાં જ હતી એટલે પછી પેલા લોકોને કાંઈ પણ ન આપવાની મુરાદ બર લાવવામાં ઝવેરચંદ શેઠને કાંઈ મુશ્કેલી પડી નહિ.

ડોસાને પૌત્રી મહાશોભા બહુ વહાલી હતી. ઘર છોડ્યું પણ પૌત્રીની યાદ એ ભૂલ્યા નહિ. એ અવારનવાર એના ખબરઅંતર પૂછતા. એમણે જ્યારે જાણ્યું કે એનું વેવિશાળ લોકનાથ સાથે કરવા વિચાર ચાલે છે ત્યારે એમને આનંદ થયો હતો. પણ લોકનાથ પોતે એ ઇચ્છા રાખે છે કે નહિ એની એમને ખબર નહોતી.

*

લોકનાથની શોધ ઝવેરચંદ શેઠે કરી હતી. એ એમ માનતા હતા કે મહાશોભાની વાત નીકળતાં જ એ અને એનું કુટુંબ તુરત હા પાડશે. એમની આ માન્યતા

કુટુંબ પૂરતી સાચી પડી. એમણે કહેણુ મોકલ્યું કે કુટુંબે તો તુરત સંમતિ દર્શાવી. પણ લોકનાથનું મન હા પાડતું નહોતું. એને ઝવેરચંદ શેઠ વિષે મનન હતું. એમણે મેળવેલ મિલકતનો ઇતિહાસ કોઈ ને કોઈ રીતે એના જાણવામાં આવ્યો હતો અને એમના પૈસા ગરીબની હાય છે એ એ જાણતો હતો છતાં માબાપનાં પાપ બાળકો ઉપર ન ઉતારવા જોઈએ એમ સમજી એણે વિચાર કરતાં કબૂલ્યું.

શેઠને, આ, કઠ્યું. એમના જેવો મોભાદાર માણસ કહેણુ મોકલે અને લોકનાથ જેવો સામાન્ય કક્ષાનો માણસ તુરત જ એ કહેણુ ન સ્વીકારે એ એમને પોતાનું અપમાન થયા જેવું લાગ્યું. પણ લોકનાથ જેવો બીજો કોઈ સુરતિયો દેખાતો ન હતો એટલે શેઠ અપમાન ગળી ગયા. એમણે વિચાર્યું, સમય સમયનું કામ કરશે; વખત જતાં લોકનાથ એની મેળે ઠેકાણે આવશે; મારા જેવો સસરો અને મહાશોભા જેવી પત્ની એને બીજે ક્યાં મળવાનાં હતાં ?

લોકનાથની બહેન જે શાળામાં ભણતી હતી ત્યાં મિતા નામે એક શિક્ષિકા હતી. બહેન એના જ વર્ગમાં હતી. એના શિક્ષણ અંગે લોકનાથ કોઈ કોઈ વખત નિશાળમાં જતો, અને ત્યારે મિતા સાથે વાત કરવાનો પ્રસંગ પડતો. એક વખત લોકનાથની બહેનની તબિયત શાળામાં એકાએક બગડી હતી ત્યારે મિતા એને પહોંચાડવા એમના ઘેર ગઈ હતી.

મિતા ઝવેરચંદ શેઠના દુઃશ્મનની પુત્રી હતી. મિલકતમાંથી હિસ્સો ન મળવાના કારણે એ કુટુંબ ગરીબ સ્થિતિમાં આવી ગયું હતું. જાત પ્રયત્ન અને જાતમહેનતથી એમનું ભરણપોષણ થતું. વધુમાં મિલકત હાથમાં આવ્યા પછી ઝવેરચંદ શેઠે મોઢાની મીઠાશ પણ તજી દીધી હતી. મહાશોભા તો મીઠાશ શું એ સમજતી જ નહોતી.

મિતા, લોકનાથના ઘેર ગઈ હતી એ વાત મહાશોભાના કાને આવી એને મિતા પ્રતિસ્પર્ધી દેખાઈ.

લોકનાથને મળી ત્યારે આડી અવળી વાતો કરી એની પાસેથી વાત કઢાવવા એણે પ્રયત્ન કર્યો પણ લોકનાથના શબ્દોમાં એને એવું કાંઈ બારું ન મળ્યું કે જેથી એના મનમાં શું છે તે એ સમજી શકે. લોકનાથે ચોખ્ખે ચોખ્ખુ કહ્યું : 'હું મિતાને, કેવળ મારી બહેનની શિક્ષિકા તરીકે જ ઓળખું છું. એ કયા કુટુંબની છે કોણ છે, શું ભણી છે, તમારા અને એમના કુટુંબ વચ્ચે શું અને કેવો સબંધ છે વગેરે વિષે મને કાંઈ જ ખબર નથી '

મિતા લોકનાથને ઘેર ગઈ હતી એ વાત શેઠના કાને પણ આવી. એમણે લોકનાથને પોતાની તરફ આકર્ષવા પોતાની રીતે પ્રયત્ન કર્યો.

શહેરના જાહેરજીવનમાં શેઠ, રાજાથી પણ મોટા, રાજકર્તા જેવા ગણાતા. સૌ એમને પૂછતા. એમનું નામ શહેરના એક રસ્તા સાથે જોડવાનું પણ બનાવી શકાયું હતું.

એમણે, પૈસા કમાવાનાં સૂચનો, લોકનાથને, આડકતરી રીતે કરવા માંડ્યાં. 'તમે ...લતામાંનાં ખેતરો ખરીદી લો હમણાં પૈસાની ગોઠવણ ન હોય તો હપ્તા બંધાવી શકાશે. થોડા વખતમાં શહેરનો વિસ્તાર વધારવામાં આવશે. પછી ભાવ વધશે, એ વખતે વેચી દેજો.'

લોકનાથ તો સાંભળી આભો જ બની ગયો.

એને બીજા અનુભવો થયા.

એ રહેતો હતો એ લતામાં મ્યુનિસિપાલિટીની કારવાઈ વધી પડી. રસ્તા નવા થવા લાગ્યા, પાણી વધુ સમય આવવા માંડ્યું, બત્તીનો ઝળહળાટ વધી ગયો, સફાઈ સારા પ્રમાણમાં થવા લાગી.

પણ આનાથી એ અકળાયો. એના રસ્તાની બિસ્માર હાલત અંગે, બત્તીના અભાવ અંગે, સફાઈની ઊણપ અંગે અને પાણીના પુરવઠાની અનિયમિતતા અંગે એણે અનેકવાર અરજીઓ કરી હતી પણ કોઈ સાંભળતું નહોતું. આ બધામાં એકદમ ફેરફાર થઈ ગયો. અનેક અરજીઓ જે ન કરી શકે તે કેવળ, આંખના ઈશારાથી થઈ ગયું.



શેઠ માનતા કે આ બધી સવલતો માટે લોકનાથ એમનો ઉપકાર માનશે પણ એણે તો ઊલટું કહ્યું, 'બધે લાગવગનું જ જોર છે. મેં અનેક અરજીઓ કરી પણ અત્યાર સુધી કોઈ સાંભળતું નહોતું.' શેઠને આમાં, એની તોછડાઈ દેખાઈ અને લાભ કરાવી આપનારનો ગુણ માનવાની આવડતનો અભાવ દેખાયો.

લોકનાથના મનમાં, શેઠ વિષે જે અભિપ્રાય હતો તેને, એમની આવી બધી સૂચનાઓથી અને કારવાઈથી પુષ્ટી મળી. બહારથી શાંત જેવા દેખાતા આ શેઠ પોતાનું ધાર્યું કરાવવા કાવાદાવા કરવામાં કેટલે સુધી ઊંડા જઈ શકે છે એનો એને ખ્યાલ આવ્યો. એના હૃદયને આઘાત લાગ્યો અને એમના કુટુંબ સાથે સંબંધ બાંધવામાં પોતાનું અધઃપતન થશે એવો ડર પેઠો.

બીજી બાજુથી, મહાશોભાનું વર્તન પણ એને આ કુટુંબથી આઘો ધકેલતું હતું. મહાશોભાની વાત કરવાની રીતમાં એને અછકલાપણું, અભિમાન અને આક્રમણ દેખાતાં. એ રોજ નવાં નવાં વસ્ત્રો પહેરી એને આકર્ષવા પ્રયત્ન કરતી પણ લોકનાથને આમાં, એના પૈસાનું પ્રદર્શન દેખાતું. એ વાતવાતમાં ચાળા કરતી. લોકનાથને આમાં બજારુ સ્ત્રીનો હાવભાવ દેખાતો. એ એકાંત શોધતી, લોકનાથને આમાં ભય દેખાતા. બહારથી એ મહાશોભા તરફ લાગણીથી વર્તતો પણ અંતરથી એ એનાથી દૂર ધકેલાતો હતો.

+

એક દિવસ મિતાની શાળાના વડા શિક્ષક લોકનાથને રસ્તામાં મળી ગયા. બન્ને એકબીજાને ઓળખતા હતા. એમના મોઢા ઉપર દુઃખની છાયા હતી. એ નીચું જોઈ ચાલ્યા જતા હતા ત્યાં લોકનાથે એમને બોલાવ્યા. લોકનાથને જોતાં એમણે મોઢા ઉપર પ્રસન્નતાનો ભાવ લાવવા પ્રયત્ન કર્યો પણ એમાં એ સફળ થયા નહિ.

વાતવાતમાં લોકનાથે જાણી લીધું કે શાળાના ટ્રસ્ટી-મંડળે મિતાને નોકરીમાંથી છૂટી કરવા ઠરાવ્યું છે અને એના માટે એને નોટિસ આપવાની છે. લોકનાથને આ અચાનક આવી પડેલ ફેરફારનું કારણ સમજાયુ નહિ. વડા શિક્ષકના મનમાં 'વધુ કહું કે ના કહું' એમ થયા કરતું હતું. છેવટે એ જ બોલ્યા–

'મને ડર હતો જ કે આમ થશે.'

'કેમ ?'

'મહાશોભાબહેનને અમારા ટ્રસ્ટીમંડળના એક વગ-વસીલા સભ્ય સાથે ઠીકઠીક ઓળખાણ છે.

'એટલે ?'

'એમણે જ એમને આ પગલું ભરવા સૂચવ્યું હશે.'

લોકનાથના મગજમાં બધું ઊતરતાં જરા વાર લાગી. મિતાના માટે એના મનમાં દયા પેદા થઈ.

'હું મહાશોભાને વાત કરું તો ? એ શા માટે આવું કરે ?' એણે પૂછ્યું.

'એ તો મને શું ખબર પડે ?'

લોકનાથ સીધો મહાશોભાને ઘેર ગયો. ઘંટડી વગાડ્યા વિના ઘરમાં જવાની એને છૂટ હતી. એણે ધીરે રહીને બારણું ઉઘાડ્યું. જોડેના ખંડમાં મહાશોભા કોઈની સાથે ટેલિફોન પર વાત કરતી હતી.

'તેં બહુ જ સરસ રીતે પાર પાડ્યું...બરાબર છે. હવે એને ખબર પડશે કે મારી સામે થવામાં, મારી આડે આવવામાં, કેટલું જોખમ રહેલું છે...હા. હા. હવે જ ખબર પડશે...આજે ?...આજે તો કોણ જાણે એ આવશે કે નહિ ?...તું એમ કરજે, કાલે ફોન કરજે...હા, કાલે એ નહિ જ આવે એની મને ખાતરી છે...હા હા મને ચોક્કસ ખબર છે. એ બહારગામ જવાનો છે...હવે થોડા દહાડામાં નક્કી થઈ જશે એમ લાગે છે... હા ખરી વાત છે. બહુ ઠંડો છે...બહુ ચીકણો છે...એવું શું બોલે છે ? ...તારો હક ક્યાં ડૂબી જવાનો છે ?...'

લોકનાથ હજી બારણું પકડીને ઊભો હતો—બંધ કર્યું



નહોતું. વધુ વાત ચાલતી હતી પણ એ બહાર નીકળી ગયો અને ધીરે રહીને બારણું બંધ કર્યું. કોઈને ખબર ન પડી કે એ આવી ગયો હતો.

વડાશિક્ષક તરફથી મિતાને નોટિસ મળે એ પહેલાં એને એ વિષે ખબર મળે તો નોટિસ મળતાં એને ઓછો આઘાત લાગશે એ ન લાગવાથી એને વળી એને ખબર આપવાની ઇચ્છા થઈ. એ અવારનવાર શાળાએ જતો ખરો પણ મિતાને મળવા ખાતર જ કોઈ વખત ગયો નહોતો. અત્યારે એને જ મળવા જવું હતું. પણ વાત કાઢવી કેવી રીતે?

એના બહેન સામેથી આવતી હતી. એણે જ કહ્યું, 'મિતાબહેન આજે સાંજે આપણા ઘેર આવવાનાં છે. તમને મળવું છે.' લોકનાથને થયું મિતાને ખબર પડી ગઈ કે શું?

સાંજે મિતા આવી. એના આવવાનું પ્રયોજન કહ્યું: 'અમારા અને મહાશોભાબહેનના કુટુંબ વચ્ચે પડેલા ઝઘડાનો એક ફણગો ફૂટ્યો છે. એમના પિતાજીએ કબૂલ કરેલું કે અમે હાલ જે ઘરમાં રહીએ છીએ તે ઘરમાં મારાં બા જીવે ત્યાં સુધી પડી રહે. આ સમજૂતી મોઢાની હતી. કાંઈ લખાણ નહોતું. હવે એ કહે છે 'ઘર ખાલી કરો.' મેં ઘણું કહ્યું કે મારાં બા જીવે ત્યાં સુધી રહેવા દો. પણ એ ના પાડે છે અને મકાનનો કબજો લેવા દાવો માંડવાની નોટિસ આપી છે.'

છેવટે મિતા જ બોલી—

'તમે, લોકનાથભાઈ અમને મદદ ન કરી શકો?'

'શું થઈ શકે?'

મિતાએ દયામણા મોઢે લોકનાથ સામું જોયું. પછી બોલી:—

'તમે મહાશોભાબહેનને વાત ન કરી શકો? અમે ઘણું ગુમાવ્યું છે. ઘણું જવા દીધું છે. હવે એક આ ઘરનો આશરો છે એ પણ જવા બેઠો છે.'

કોઈ કાંઈ બોલ્યું નહિ.

'મારું તો જે થવાનું હશે તે થશે, પણ મારાં બાને જીવતા સુધી પડી રહેવા દે એટલું થાય તોયે બસ છે.'

છેવટે એ ઊઠી અને ઘેર જવા નીકળી.

પગથિયાં ઊતરતી હતી ત્યાં લોકનાથે એની આંખમાં આંસુ દેખ્યાં. પાલવથી આંખો લૂછતાં એ પગથિયું ભૂલી અને નીચે પછડાઈ. એનો પગ મચકોડાયો. એ લોકો એને ઊંચકીને ઘરમાં લાવ્યા. લોકનાથની બહેન મિતાની બાને બોલાવવા ગઈ. મા હળદર મીઠું વાટવા ગઈ.

લોકનાથનું ચિત્ત ચગડોળે ચઢ્યું. મહાશોભાને ત્યાંથી તે હમણાં જ આવ્યો હતો. એની હલકાઈ અને બેવફાઈ એ જાણી ગયો હતો. એનામાં રહેલી નિર્દયતા એણે જોઈ હતી અને એનો ભોગ બનેલી મિતા અહીં માનસિક અને શારીરિક પીડા ભોગવી રહી હતી. મહિના પછી આવવાની બેકારીનો ભય એના માથે તોળાઈ રહ્યો હતો. થોડા વખત પછી આ ઘરબાર છોડી આ લોકોને રઝળતા નીકળવું પડશે એનો વિચાર આવતાં એનું દિલ કંપી ઊઠતું હતું. મિતાને, એની નોકરી જવાની છે એની ખબર નહોતી. એ વાત એને કહેવી કે નહિ એ વિષે એ વિચાર કરતી હતી ત્યાં એની બા હળદર મીઠું વાટીને લાવી. એણે, એ, પગે લગાવ્યું. લોકનાથે પાટો બાંધ્યો. પાટો ખેંચીને બાંધતો હતો ત્યાં મિતાએ ઝીણી ચીસ પાડી. એની બા આવી પહોંચી. બધાંનો ઉપકાર માની ગાડીમાં નાખી એ એને ઘેર લઈ ગઈ.

લોકનાથને આખી રાત વિચાર આવ્યા. આખી પરિસ્થિતિનો એ જેમ જેમ વિચાર કરતો ગયો તેમ તેમ મહાશોભા એના મનથી ઊતરતી ગઈ; અને મિતા વિષે, જે પ્રકારના વિચારો એને કોઈ દિવસ આવ્યા નહોતા તે બધા એક પછી એક આવવા માંડ્યા. એના વિષે એ કાંઈ ખાસ જાણતો નહોતો છતાં હવે મહાશોભા તો નહિ જ એટલો નિશ્ચય એણે કરી લીધો.

બીજે દિવસે એને બહારગામ જવાનું હતું પણ એ બંધ રહ્યું. એની બહેનને લઈને એ મિતાની ખબર

કાઢવા ગયો. ત્યાં જાણવા મળ્યું કે નોકરીમાંથી છૂટી કરવાની નોટિસ એને મળી ગઈ છે. મા–દીકરી એકબીજાની સામે જોઈ રહ્યાં. શું બોલવું એની કોઈને સૂઝ પડતી નહોતી.

ત્રીજે દિવસે એ એકલો એમના ઘેર ગયો.

એક અઠવાડિયું નીકળી ગયું. એણે મહાશોભાને ઘેર જવાનું બંધ કર્યું, પણ ઝવેરચંદ શેઠ અને એમની દીકરી એમ, હાથમાં આવેલા શિકાર જવા દે એમ નહોતા બન્ને જણે હવે લગનની ઉતાવળ કરવા માંડી. શેઠે તો આ માંડવો બંધાવવાની અને કંકોતરી છપાવવાની પણ ગોઠવણો કરવા માંડી.

લોકનાથે અને મિતાએ થોડા વખત રાહ જોવાનો વિચાર કર્યો હતો તે એમને પડતો મૂકવો પડ્યો. શેઠ એટલા જબરા હતા કે એ કાંઈ ને કાંઈ કરી નાખશે એવો ડર મિતાના અને એની માના મનમાં પેઠો હતો ભૂતકાળમાં એમને એમનો બહુ કડવો અનુભવ થયો હતો. માણસને ગુમ કરવા–કરાવવાની અને ધાર્યું કરવા માટે કાવાદાવા કરવાની એમની કુશળતાનો ઠીકઠીક પરચો એમને મળ્યો હતો.

કોઈ પણ જાતની જાહેરાત કર્યા વિના એક દિવસ લોકનાથે અને મિતાએ લગ્ન કરી લીધાં એમનાં કુટુંબીજનો ઉપરાંત ફક્ત વડા શિક્ષક જ હાજર હતાં. લોકનાથે પોતે જ મહાશોભાને ટેલિફોનથી આના સમાચાર આપ્યા અને શેઠને પણ વિનયપૂર્વક હકીકત જાહેર કરી. એ લોકો કાંઈ બોલ્યા નહિ. એમણે ટેલિફોન મૂકી દીધો.

*

વાત વીજળીવેગે ફેલાઈ ગઈ. આખા ગામમાં જાણે એક અગત્યની અણધારી વાત બની ગઈ છે એવું વાતાવરણ સર્જાઈ ગયું. મહાશોભાના ગુસ્સાનો પાર રહ્યો નહિ અને શેઠની તો આખી રાત ઉજાગરામાં ગઈ.

બીજે દિવસે છાપામાં મોટા અક્ષરે સમાચાર છપાયા. શેઠ હવે એમના ખંડમાંથી બહાર પણ આવ્યા

## માથાના ખરતા વાળ

ઘણા સમયથી મારા માથાના વાળ પ્રતિદિન ખરતા રહેલા અને ખૂબ ઓછા અને આછા થઈ ગયેલા. માથે ટાલ પડે એવી સ્થિતિ ઊભી થયેલી. આ માટે કેટલાક ઉપચારો કરેલા પણ તો ય માથાના વાળ ખરતા અટક્યા નહિ.

આ પછી એક મુરબ્બી ભાઈએ લીમડાના તેલનું નસ્ય લેવાનું કહેલું. લીમડાનું તેલ નાકમાં નાખવાનું ખૂબ આકરું લાગ્યું તો ય એનું નસ્ય લેવાનું શરૂ કર્યું અને ત્રણેક અઠવાડિયાથી વધુ વખત નસ્ય લીધા પછી માથાના વાળ ખરતા ઓછા થઈ ગયા આ પછી નસ્ય લેવાની સાથોસાથ પ્રસંગોપાત અઠવાડિયે બે વખત ખાટી છાશથી માથું ધોવાનું રાખતાં, વાળ ખરતા સાવ મટી ગયા છે એટલું જ નહિ પરંતુ આશ્ચર્યની વચ્ચે એ પણ પરિણામ આવ્યું કે વાળ ધોળા થઈ રહ્યા હતા, તેમાં ફેર પડી ગયો હતો અને સહેજ કાળાશની ચમક આવી.

આ પછી આ અંગે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થયેલ 'શાઙ્ગંધર સંહિતા'ના આઠમા અધ્યાયમાં નીચે પ્રમાણેનો શ્લોક વાંચવા મળ્યો

बीमीतनिम्बकम्मारी शिवा शेलुश्च काकिनी
एकैकं तैलनस्येन पलित्त नश्यन्ते ध्रुवम् ॥

(બહેડાનું તેલ, લીંબોળીનું તેલ, હરડેમાં પકવેલું તેલ તથા ગૂંદીનું તેલ અને કાકડીનું તેલ, આ બધાં તેલોનું જુદું જુદું નસ્ય આપવાથી મનુષ્યના અકાળે ધોળા થયેલા વાળ કાળા થાય છે.)

લીમડા કે લીંબોળીના તેલનું નસ્ય લેવાનો પ્રયોગ બીજા કેટલાય મિત્રોએ અનુભવેલ છે અને તેના ખરતા વાળ ઉપર તેમજ પળિયાં વાળ ઉપર સારાં પરિણામો આવેલ છે.

આજે ધોળા વાળ થતા અટકાવવા અનેક પ્રકારના હેર ડાઈ અથવા કેમિકલના રંગો વાપરવામાં આવે છે. તેના કરતાં આ પ્રયોગ ધીરજથી કરવા જેવો છે, જેના જાતઅનુભવનાં સારાં પરિણામો જોવા મળ્યાં છે.

—વજુભાઈ વ્યાસ

નહોતા ત્યાં ટેલિફોનની ઘંટડીનો રણકાર ઉપરાઉપરી શરૂ થયો. પોતાને લોકનાથે દગો દીધો છે એ મતલબનો જવાબ એમણે વાળ્યો.

શેઠના એ.ળખાણ–પીછાણવાળ ઘણા હતા. કેટલાય એમના આશ્રિત હતા અને કેટલાયની રોજી એમના મિજાસ ઉપર આધાર રાખતી હતી. એ બધાએ લોકનાથને ભાંડવામાં બાકી રાખી નહિ. કોઈક કહે એ પરણ્યો જ નથી; બીજા કહે કાંઈક ગોટાળો થયો છે. અને ત્રીજા કહે કે છેત પીંડી થઈ છે. એક કુલીન કન્યાની આમ અવગણના કરવી અને એને આમ છેતરવી એ એક મહાન સામાજિક ગુનો છે. સમાજે એ સહન કરી લેવો જોઈએ નહીં. આખી બાબતની તપાસ થવી જોઈએ.

શેઠના એક વડીલ દૂરના મોટા શહેરમાં વસતા હતા, શેઠે, એમનો, ટેલિફોનથી સંપર્ક સાધ્યો. એમનો આદેશ આવ્યો કે આની તપાસ થવી જોઈએ

આમાં સામા પક્ષને તો સાંભળવાનો હતો જ નહીં. એટલે શેઠના આશ્રિતો પૈકીના મુખ્ય માણસોની બનેલી એક સમિતિ જ આનો વિચાર કરવા બેઠી. પ્રથમ તો બનેલા બનાવોનું અવલોકન કરવામાં આવ્યું.

'આમાં મુખ્ય ગુનેગાર મિતા જ છે. એ ન હોત તો આવું કાંઈ થાય નહીં.' એક જણે કહ્યું.

'એ તો કોણ જાણે ? પણ એને નોટિસ આપવામાં જરાક ઉતાવળ થઈ એમ મને લાગે છે.' બીજાએ કહ્યું.

'એને નોકરીમાં રાખવી જ જોઈતી નહોતી. એ કયા કુટુંબની છે એ આપણે નહોતા જાણતાં ?'

'આવેલી અરજીઓમાંથી પસંદગી કરવાની હતી. અરજી કરવાને રૂબરૂ બોલાવ્યા ત્યારે હું હાજર નહોતો નહિ તો આવું બનત જ નહિ.' નોટિસ અપાવનારે ખુલાસો કર્યો.

'એને, ત્યાં, શું સુખ–સાહ્યબી મળવાનાં હતાં !'

'અને લોકનાથે પણ શું મેળવ્યું !'

'કોણ જાણે ! મિતાની માએ કાંઈકથી પૈસા મેળવ્યા હશે. નહિ તો એને કોણ પસંદ કરે ?'

'લોકનાથ એમ પૈસાથી લોભાય એમ નથી.'

'અરે ભાઈ, એ તો કોને ખબર છે? સૌને પેટ લાગ્યું છે'

'ગમે એમ પણ આપણું સંગઠન થોડુંક નબળું તો ખરૂં. નહિ તો આપણે આમ હારવું પડે નહિ.'

'એ વાત ખરી, આપણે જરા અંધારામાં રહ્યા. નહિ તો ગમે એમ કરીને આવું થતું અટકાવત.'

'લોકનાથ મીંઢો તો ખરો જ, બહુ ઓછું બોલે, છેલ્લી ઘડી સુધી ખબર ન પડવા દે કે એ શું કરશે.'

'બહારથી તો જાણે એમ જ લાગે કે શેઠને ઘેર જ એ કરશે.'

'અને શા માટે નહિ ? શેઠ જેવા વડીલ બીજે ક્યાં મળવાના હતા ? એમના ઓછા ઉપકાર છે ? આખી શેરી એમનાં ગુણગાન ગાય છે.'

'પણ બધું પેલીએ ફેરવી નાખ્યું. એટલે ખરો દોષ તો એનો જ કહેવાય. એણે જ લોકનાથને ફસાવ્યો હશે.'

'એ વારંવાર એને ત્યાં જતી હતી એ મેં મારી સગી આંખે જોયું છે.'

'પગ મચકોડાયાનું તો બહાનું જ હતું. ત્યાં રોકાવાનું અને એકાંત મેળવવાનું સુગમ પડે માટે જ એણે પડી જવાનો ઢોંગ કર્યો હશે.'

'કહે છે કે એ દિવસે બે કલાક એ આમ રોકાઈ હતી.'

'અને પાટો પણ લોકનાથે જ બાંધ્યો હતો.'

'મને શી ખબર કે એને આવું જોઈતું હશે ? નહિતર......' શેઠ બોલતાં અટકી ગયા.

ચર્ચા ઘણી લાંબી ચાલી. છેવટે બધાએ એકમતે નિર્ણય લીધો કે આમાં શેઠને કાળું કલંક ચોટાડવાનો એક નીચ પ્રયત્ન થયો છે. એમણે સમાજની કરેલી સેવાઓની કદર કરવાને બદલે એમના કેટલાક વિરોધીઓએ, જેમાં મુખ્યત્વે એમના પિતાના અહેસાન નીચે દબાયેલા એક કુટુંબના માણસો છે તેમણે, એમને ઉતારી પાડવા યુક્તિ–પ્રયુક્તિઓ આદરી

હતી. એમની સામે અવળો પ્રચાર કરવામાં આવ્યો હતો. લગ્નમાં મળેલી નિષ્ફળતા માટે શેઠ અને એમનું કુટુંબ જવાબદાર નહોતાં, પણ સામા પક્ષે રચેલું પંડ્યંત્ર જવાબદાર હતું. એ લોકોએ શેઠની સરળતા અને સહૃદયતાનો લાભ ઉઠાવ્યો હતો. સાચા પક્ષને શેઠના વિરોધીઓએ આર્થિક મદદ પણ કરી હશે, નહિ તો એક નિર્ધન માણસ શેઠ જેવા સામે આમ માથું ઊંચકી શકે નહિ. વગેરે વગેરે.

આ અહેવાલ પેલા દૂરના શહેરમાં વસતા વડીલને મોકલી આપવો એવું સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું.



'મધુરમ્'

## ખેલો ખેલોને—

ખેલો ખેલોને વીરા
મારા દેશના દીવા ખેલોને૦

કુરકુરિયાં ખેલે, પંખીઓ ખેલે, ખેલે છે સારો સંસાર,
નાનાં મોટાં પશુઓ ખેલે, ખેલોનો ક્યાં છે કંઈ પાર? ખેલો ખેલોને૦

ખેલો પકડદાવ, લંગડી ખેલો, ખેલો કંઈ રમતો અપાર,
ખેલો હૂતુતુ, આંબલીપીપળી ને સંતાકૂકડી કંઈ વાર. ખેલો ખેલોને૦

સૂઈ રહે તો નસીબ સૂએ: આળસમાં સૂઓ ન લગાર,
દોડી દોડીને ખેલજો વીરા—પામજો પ્રગતિ અપાર. ખેલો ખેલોને૦

પવન ખેલે, પાંદડાં ખેલે, જો ફૂલડાં ખેલે છે અપાર,
પાણી ખેલે, સાગર ખેલે, જો સરિત વેલી પરિવાર. ખેલો ખેલોને૦

જુઓ કે[illegible] તરંગ ખેલે સરોવર ની કંઈ હજાર,
મનમાં [illegible] ઉમં[illegible] ખેલે છલ[illegible] પારાવાર. ખેલો ખેલોને૦

ખેલો ખેલો [illegible] વીરા, દેશદુલારા, ફૂલડાં સ[illegible] ખીલજો અપાર,
જાત સાચ[illegible], માત ન ભૂલજો: ભારતના જીવન આધાર. ખેલો ખેલોને૦

આંચ ન આ[illegible] ને થાક ન લાગે: ઓ ઈશ[illegible] હોજો આધાર,
આશીષ [illegible] જો વિભુની આજે દૂર હો કાળો અંધાર. ખેલો ખેલોને૦

સા[illegible] સં[illegible] દીવડા જેમ ફેલાવજો [illegible] આગાર,
પૃથ્વી પ[illegible] ઝગમગ થઈને લાવો ચેતનમય સવાર. ખેલો ખેલોને૦





ઈશ્વરભાઈ પટેલ

# પતિયાંની પ્રણયકથા [૩]

વાચકોમાં ખૂબ આદર પામેલી આ લાંબી કથાનો એવો જ પ્રેરક આ ત્રીજો હપ્તો છે. મહારોગને પણ માનવ જીવનની ઊંડી ઊંડી આશાઓ અને તૃપ્તિઓ હોય છે તેને વાચા આપતી આ કથા સર્વપ્રિય થઈ પડે તેવી છે...

અહીં આવ્યા પછી ઉભયને રોગવૃદ્ધિ થઈ, અને એમની દેહદશા વણસતી ચાલી. પાછા ફર્યા પછીનો પહેલો ગ્રીષ્મ વીતવા આવ્યો ત્યારે ઉભયના મનમાં નિરુત્સાહ ને રોગભીતિ વ્યાપ્યાં હતાં પણ બન્ને એ એકબીજાથી છુપાવતાં. આ વ્યાધિગ્રસ્ત દશામાં બેટીને લાગ્યું કે એને ગર્ભ રહ્યો છે. ઉભય ગભરાઈ ગયાં. એમણે પ્રભુને પ્રાર્થના કરી કે એ આ આગંતુકને આ દુનિયા પર અવતરવા ન દે જેથી અલગતા ને હડધૂતપણાથી એ ઊગરે. બે સપ્તાહ સુધી આ વિચારે એમને પીડ્યાં. પછી એને ખબર પડી કે એનો ખ્યાલ ખોટો હતો. બેટીના મન પરથી હિમાલય સરખો બોજો ઊતરી ગયો. તે સમયે રાત્રિના દસ વાગ્યા હતા છતાં એણે બેટીને પોતાના કમરા પર આવવા ચિઠ્ઠી મોકલી. ઉભયે પ્રભુનો ભરપેટ આભાર માન્યો.

બાળકોને ચાહનાર હેરી આ પ્રસંગે બોલી ઊઠ્યો, 'મોટા ભાગનાં બીજાં લોકો પોતાના પ્રેમના પરિપાકરૂપ સંતાનોને આવકારી શકે છે ને આપણે એનાથી બીતા રહેવું પડે છે તે ખરેખર દુ:ખદ નથી?'

એક દિવસ હેરીએ બેટીને પોતાની પગની આંગળીનું ટેરવું બતાવ્યું, એના પર એક નવું જ ચાઠું જન્મતું હતું. પછી તો આખા પગે આવાં ચાઠાં ઊપસી આવ્યાં. દેખીતી રીતે જ પતજંતુ ચામડી પરનાં લોહકણ પર આક્રમણ લાવતાં હતાં.

હવે તો હેરીને ખૂબ નબળાઈ આવી ગઈ. એનાં ચાઠાં પરુ ઓકવા લાગ્યાં. આખરે એવી દશા થઈ કે એના મોઢાનાં ચાઠાંને કારણે નરમ બ્રેડ પણ ચાવવી કઠણ પડવા લાગી. એના ઓઠ ને કાનની જાડાઈ ત્રણગણી થઈ ગઈ. એના હાથ ફૂલીને ઢમઢોલ થઈ ગયા ને પગનાં આકારોને રૂઝવવાં મુશ્કેલ પડ્યાં. એનું નાક વારેવારે બંધ થઈ જવા લાગ્યું અને એનો ચહેરો આકૃતિ ખોવા લાગ્યો. બેટીને માટે આ ભારે દુ:ખદાયક નીવડ્યું. હેરીના આ ચહેરા પરિવર્તને એના સમગ્ર અસ્તિત્વને દુ:ખદાયક બનાવી દીધું. પણ હેરીને આ ખબર પડી એટલે પોતાને કારણે દુ:ખી થતી પત્નીના દુ:ખનો ભાર પોતા પર ઊઠાવી લીધો, ને આપ પર શાપવર્ષા આદરી. બેટી આ સહન કરી શકી નહીં ને એણે સંતાપની માત્રા ઘટાડી.

એવામાં એક નવી સલ્ફા ટેબ્લેટ બહાર પડી. ત્રણ માસ સુધીના એના અખતરા માટે નવ દરદી પસંદ થયા. એમાં હેરીનો નંબર લાગ્યો. કારવીલેના દાક્તરો આ નવી દવાનો અખતરો કરવા ઉત્સુક હતા પણ આ દવાની પ્રત્યાઘાતી અસરથી પરિચિત બેટીએ વિરોધ કર્યો. હેરી મક્કમતાથી વળગી રહ્યો. એણે જણાવ્યું કે જે દવામાં જરા સરખીય તક હશે તે હું અજમાવવાનો. આ દવાને કારણે આશાનું એક ઝાંખું કિરણ નજરે પડ્યું.

સારવાર ખાસ્સી કષ્ટમય નીવડી. હેરી ખૂબ તંગ આવી ગયો. જરા સરખો અવાજ એ સહન કરી શકતો નહીં. આમ છતાં એના નાક, મોઢાની દશા સુધરી, પણ થોડા દિવસમાં પેલી દવાની ઉલટ અસર વરતાવા માંડી ને ભારે તાવસહિત એને હૉસ્પિટલમાં ખસેડવો પડ્યો. એના નવ સાથીદારોમાંના છ આ જ પ્રત્યાઘાતથી પીડાવા લાગ્યા અને પરિણામે આ દવાપ્રયોગ પડતો મુકાયો.

ઠીક સારવારને અંતે પેલી અવળી અસરથી હેરી મુક્ત થયો પણ એના નાકગળાની તકલીફ પુનર્જીવિત થઈ. હેરીને જરા ઠીક થયું એટલે બન્નેએ છબીઘર, સભાઓ વગેરેમાં જવાનું પૂર્વવત ચાલુ કર્યું. દરદી





મિત્રોની મુલાકાતે પણ બેટી હેરીને લઈ જવા લાગી જેથી સમય વીતે. હેરીમાં કોઈ કામની ક્ષમતા રહી નહોતી છતાં એને દરદી મંડળનો મંત્રી બનાવ્યો અને એનો દરમાયો ઠર્યો માસિક ડૉલર દસ. બેટી પણ થોડું કમાતી અને એમ એમનો સંસાર નભતો. એવામાં થોડાંક નવાં મકાન તૈયાર થયાં એટલે બેટી એમાં રહેવા ગઈ અને હેરીના ભારે વિરોધ સહિત એણે ઉપલા માળના પરિચારક તરીકે ડૉલર પંદરની નોકરી સ્વીકારી.

સામેની 'શુકનવંતી' એમનું કાયમનું આશ્રયસ્થાન. તેમાં ઉમેરો કર્યો સ્ટેન્લીના નવા નિવાસસ્થાન 'બુદ્ધિપ્રભા'એ. દરમિયાન સ્ટેન્લી અંધ દુનિયાને ટેવાઈ ગયો એટલે એણે પોતાની પ્રવૃત્તિ પુનઃ આદરી. આ રોગની અલ્પ ચેપશક્તિ પર એણે સંખ્યાબંધ પતનિષ્ણાતોના લેખો મેળવ્યા, સાથે સાથે કારવીલેમાં લવાતા દરદીઓની દવાનાં સત્તાવાર વર્ણનો એકત્રિત કર્યાં. કેટલાકને સાંકળોથી બાંધી, બંદૂકની અણીએ અહીં મોકલાતા તો કેટલાક પ્રત્યે હડકાયા કૂતરા જેવી વર્તણૂક દાખવવામાં આવતી. સાંજ પડ્યે ઘણીવાર આ ત્રિપુટીનો વાતમુદ્દો રહેતો : આ રોગના ભોગ બનેલા પ્રત્યે આટલી બધી ઘૃણા શા માટે? રોગ કરતાંય આ રોગ સાથે સંલગ્ન સામાજિક એબ વધારે ભયંકર નથી?

આખરે સ્ટેન્લીની ધીરજ ખૂટી. એણે આ એબને ધોવા નિશ્ચય કર્યો ને રાષ્ટ્રીય ધોરણે સત્ય હકીકતનો પ્રચાર આદર્યો. એના અંધાપા સાથે મૃતપ્રાય થયેલા 'સ્ટાર'ને એણે પુનર્જીવિત કર્યું. ને ચક્ષુહીન દશામાં, ગળી ગયેલા પંજાસહિત, પણ અપ્રતીમ ઉત્સાહથી એ કામે લાગ્યો.

સપ્ટેમ્બર ૧૯૪૧માં પુનર્જીવન પામેલા 'સ્ટાર'નું ઉપશીર્ષક હતું : 'હાનસેનના રોગ પર સત્યપ્રકાશ ફેંકતું.' આ સ્વરૂપે સ્ટાર પતિયા વસાહતનું મુખપત્ર નહોતું. એ હતું પતના રોગ સાથે જડાયેલ અસત્યવાહક સામાજિક એબને દૂર કરી, બહુમૂલ્ દર્દીમાં એનું વાસ્તવિક સ્થાન એને અર્પવાના સ્ટેન્લીના યુદ્ધનું એક હથિયાર. આ યુદ્ધમાં જોડાયા સશક્ત, અપંગ છતાં કાર્યપ્રવૃત્ત એવા એક મૂઠીભર પતરોગીઓ.

થોડા સમયમાં હેરીના પગ એવા ફૂલી ગયા કે એ ચાલવાને અશક્ત થઈ ગયો. પણ એની આઘાતજનક દશા તો એક દી આવી જ્યારે હેરી એનો હાથ ખુલ્લો કરી એક નવું જન્મતું ચાંદું ખોતરી રહ્યો હતો ને બેટી અચાનક પ્રવેશી. એ એ જ પ્રકારનું ચાંદું હતું જેણે એના પગની ખાનાખરાબી સર્જેલી. બેટી સમજી કે હવે તો માત્ર સમયનો જ સવાલ છે. એનાથી ડરવાનું નહીં. એક હરફેય ઉચ્ચાર્યા સિવાય એ પાછી ભાગી ગઈ અને પોતાની ઓરડીએ પહોંચી ગોદડીમાં મોઢું ઘાલી ક્યાંય સુધી એણે હૃદયવેદનાને અશ્રુધારા વહેવા દીધી. એની સર્વ આશા ભગ્ન થઈ. સત્વરે એણે પ્રભુની મહેરબાની યાચી. એણે પ્રાર્થના કરી કે પોતે જે અનિવાર્ય છે તેને સ્વીકારવા રાજી છે પણ એ માટે જરૂરી સામર્થ્ય પ્રભુ અર્પણ કરે.

બેટીનાં દેહદશાય વણસતી ચાલી. એના કપાળ ને દાઢી પર ગુલાબી ચાઠાં નજરે પડવા લાગ્યાં. કુટુંબીઓની મુલાકાત પ્રસંગે એ ધોલ મારી ગાલ રાતો રાખતી હતી ને હિંમત બતાવતી હતી. આ ચાઠાંને એણે સૌંદર્યસાધનોના લપેડા દ્વારા ઢાંકવા યત્ન કર્યો. હેરી લાંબી બાંયનાં ખમીસ પહેરી હાથને આવરી લેતો. માત-પિતાને ખબર પડે કે આ બેઉ હવે એમની રોગજન્યાદના હાર ભાગે પહોંચ્યે છે તો એ હતોત્સાહ થાય ને દુઃખ અનુભવે.

કંઈક જાદુ થશે કે જાદુઈ દવા હાથ લાગશે ને હેરીને સારું થઈ જશે એ આશા દિનપ્રતિદિન ઓસરતી ચાલી. હવે તો એમ પણ લાગતું હતું કે કદાચ એવી દવાશોધ થાય તો ય મોડું પડશે. પણ ડૉ. જોએ ઓક્ટોબરમાં સૂચન કર્યું કે પ્રોમીનનાં ઈન્જેક્શનનો અખતરો કરી જોવા જેવો છે અને હેરીને ઇન્જેક્શનનો નિત્યક્રમ શરૂ થયો.

નાતાલના પ્રારંભ લગી તો દવાની કોઈ અસર વરતાઈ નહીં પણ નવા વરસની આગલી સાંજે એની આંખ રાતીચોળ થઈ ગઈ ને એમાં લાય ઊઠી. સાથે તાવ શરૂ થયો ને એનો દેહ દઝાય તેવો ઉષ્ણ થઈ ગયો. બેટી એની પાસે મધ્યરાત્રિ લગી બેસી રહી. બાકીનાં દરદીઓ નવા વરસને આવકારતું નૃત્ય કરતાં હતાં ત્યારે એના રીઢા સંગીતના સૂર બેટીના મનમાં દુઃખચિરાડા પેદા કરતા હતા. માણસના મનની વૃત્તિના પડઘા એની લાગણી પર કેવા પડતા હોય છે તે વિચારે બેટી કંઈક ક્ષણ ચઢી.

નવા વરસના પ્રભાતે બેટી વહેલી ઊઠી. નિત્યકર્મથી પરવારી એ હેરીની ઓરડીએ પહોંચી. એનો ચહેરો લાલ લાલ અને ફૂલીને ઢમઢોલ થઈ ગયો હતો. ડૉ. જોએ સલ્ફાથાયોઝોલની ટીકડીઓ આપી. બહુ જ સાવચેતીપૂર્વક એ ટીકડીઓ આપતી રહી પણ નમતા પહોર સુધીમાં તો હેરીનો ચહેરો એવો ફૂલી ગયો કે એના નજદીકના સગાંય એને પહેચાની શકે નહીં.

હતાશ થયા સિવાય બેટીએ દવાના ડોઝ નિયમિત હપ્તે આપ્યે રાખ્યા ને સાથે ઉમેરી એની સતત પ્રભુપ્રાર્થનાઓ. એની તપશ્ચર્યા ફળી. મોડી રાત્રે રતાશ ગળવા લાગી અને સોજો ઘટવા લાગ્યો. હેરીના ચહેરાએ માનવસ્વરૂપ ધારણ કરવા માંડ્યું.

એક સપ્તાહમાં તો હેરી આવ્યો પથારી બહાર. પગ ડોલતા હતા છતાં એણે ચાલવા માંડ્યું પણ એકંદરે છેલ્લા કેટલાય મહિનાઓથી એ હતો તેના કરતાં વધુ સારો લાગવા માંડ્યો. પેલો રાક્ષસી સોજો ઓસરી રહ્યો ત્યારે પેલાં રોગચાઠાંય રૂઝ પર આવ્યાં.

એના રોગજીવનનું આ સુધાર પરિવર્તન બિંદુ. પ્રોમીન લીધા પછી બે માસે તેનો પ્રારંભ થયો. એ જ તેમના કારવીલે નિવાસના જાદુનોય પ્રારંભ.

હેરીની સાજા થવાની પ્રક્રિયા પ્રારંભિત થઈ ત્યાં જ ડૉક્ટરોએ એને વડો પરિચારક બનાવ્યો, આ નોકરીમાં રોજના ત્રણ ચાર કલાકની નિત્ય કામગીરી હોવા ઉપરાંત ચાલીસેક કલાક કામતત્પરતા દાખવવી પડે કારણ એના હાથ નીચે ૭૦ નરપરિચારકો હતા. બેટીએ આનો વિરોધ કર્યો. એની ઇચ્છા હેરીને આરામ આપવાની હતી પણ હેરીને આ ગમી ગયું એટલે બેટીનું કંઈ ચાલ્યું નહીં.

હેરી ને બીજા દરદીઓએ પ્રોમીન પર એવી સારી પ્રગતિ કરી હતી કે ડૉ. જોએ બેટીનેય એ દવાક્રમ સૂચવ્યો. એના શરીર પર ચાઠાંસંખ્યા વધી હતી અને રોગજંતુની સંખ્યામાંય વધારો એના માસિક ટેસ્ટ બતાવતા હતા. એને સાપ્તાહિક ૭ ડૉઝ શરૂ કર્યા. મોટા ભાગના દરદીઓને આ દવાની અસર બે–ત્રણ માસે વરતાતી, કોઈ કિસ્સામાં છ માસ પણ થતા એટલે બેટીએ તો પૂરા દિલથી આ ક્રમ આદર્યો.

થોડા જ સમયમાં સાબે મુક્ત થઈ બાહરી દુનિયામાં પહોંચ્યો. એણે એક યુદ્ધ ઉત્પાદન કેન્દ્રમાં કામગીરી લીધી એટલે એની 'શુકનવંતી'નો હવાલો હેરી બેટીને મળ્યો. હેરીએ ત્યાં સુંદર બાગવાડી કરી અને રોજ રોજ એ તાજાં શાકભાજી ઉતારવા લાગ્યો. આ શાકભાજીનો સ્વાદ કંઈ અનેરો હતો અને એની મજા એમણે ખૂબ માણી. ઉનાળામાં એમનાં ટામેટાં વટાણા એટલા ઊતર્યા કે બેટી એને રોજ કૅન કરતી.

હેરીનો પગાર હવે પચાસ ડૉલર પર પહોંચ્યો. સૌથી વધુ પગાર મેળવતો દરદી એ. પ્રતિમાસ એ ૩૭.૫૦ ડૉલર યુદ્ધ બૉન્ડમાં રોકતાં. એમને મનમાં ઓછું આવતું કે રાષ્ટ્રના આપત્તિકાળે એ આટલી નાની રકમ રોકી શકે છે. ત્યાંના સૌ દરદીઓ મળી માસિક ૩૦૦૦ ડૉલરનાં બૉન્ડ ખરીદતા.

વસંતના પગલે પગલે હેરીનાં ડગમાંય વસંતની સ્ફૂર્તિ દેખાઈ. સ્વાસ્થ્ય પ્રતિની એની દોટ પણ એટલી જ ત્વરિત હતી. બેટી પણ દિનપ્રતિદિન સ્વાસ્થ્ય સુધારો કરતી હતી. આ પ્રગતિએ હેરી–બેટીના યુગલને એવું સુખ આપ્યું જેની કલ્પના પરાયા મકાનમાં ને તેય ચોકિયાત વિસ્તારમાં ને જેલસમ હાલતમાં ભાગ્યે જ





સંભવી શકે. આ બધી સુખવર્ષા માટે ઉભયે પ્રભુનો ભારોભાર આભાર માન્યો ને નિત્ય એની દુઆ યાચતાં રહ્યાં.

હજુ એ રોગમુક્તિ દ્વારે પહોંચ્યાં નહોતાં છતાં આ રોગજીવનનાં કેટલાંય વરસોમાં સૌ પ્રથમ વાર એવી લાગણી અનુભવતાં હતાં કે જાણે હવે સાજાં થવાનાં જ. આ મનખાત્રીએ એક નવો વિચારકીડો જન્માવ્યો—અને તે અહીંથી મુક્ત થયા પછીના ભાવિના જીવનની યોજનાનો.

પેલી બાગવાડીની સફળતાએ એનો રસ્તો ચીંધ્યો ને એમના મનમાં ઇચ્છા જાગી 'આવો નાનો સરખો એક જમીનટુકડો મળે તો કેવું! મજાથી ત્યાં રહીએ ને શાકભાજી ને ફળ ઉગાડીએ.' એમણે નાની નાની ઘરકુટિરોનાં ચિત્રો છાપાં ને માસિકોમાંથી કાપી કાપી સંઘરવા માંડ્યાં ને એમ જ હરેક પાઈ બચાવી બચાવી બોન્ડમાં રોકવા માંડી જેથી આ ઘરવાડીનું સ્વપ્ન કદીક આકાર લે.

કારવીલેના જીવનનાં પછીનાં થોડાં વરસ આ લોકો માટે આશાવંત ને કાર્યભરપૂર રહ્યાં. આટલી સારી જીવન પરિસ્થિતિ એમણે કદીય અનુભવી નહોતી. આ સારવાર હેઠળ વધુ ને વધુ દરદીઓ સાજા થતા જતા હતા ને સ્ટેન્લીનું 'સ્ટાર' આ રોગ અંગેના અવળખ્યાલોને સંસારમાંથી હટાવવા ઉગ્ર જેહાદ ચલાવી રહ્યું હતું.

પત અંગેના પ્રવર્તમાન કુખ્યાલોનો રદિયો આપતા એક લેખના અંત ભાગે જણાવ્યું હતું: 'આ છાપું ને બહાર જતી સઘળી ટપાલ ઇસ્પિતાલ બહાર પહોંચે તે અગાઉ વરાળસ્નાન પામે છે (સ્ટરીલાઇઝ થાય છે) આ કરવા માટે કોઈ વૈજ્ઞાનિક આવશ્યકતા નથી પણ અશ્રદ્ધેય જનો પ્રત્યે આદરચિહ્ન તરીકે આમ કરવામાં આવે છે.'

સ્ટેન્લીએ કેટલાક સત્તાવાર લેખો ને અભિપ્રાયોનાં અવતરણ પણ 'સ્ટાર'માં ટાંકવા માંડ્યાં. ડૉ. લેન્ડ્રમનો એક અભિપ્રાય 'પત'ને બદલે 'હાનસેનનો રોગ' એ નામને અધિકૃતિ અર્પવા માટે હતો. એમના 'પત—એક પીડાકારક નામ' શીર્ષકના લેખમાં એમણે જણાવ્યું, 'મેયો ક્લીનીકમાં ડાક્ટરો કેન્સર, ક્ષય, ચાંદી રોગ વગેરે અંગે દદીઓ સાથે વટથી વાત કરી શકતા પણ 'પત' એક એવો રોગ હતો જેનો નામોચ્ચારેય પ્રતિબંધિત લેખાતો. આ નામથી પેદા થતી ભીતિ લાગણી એ રોગની ભયંકરતાના હિસાબે સપ્રમાણ હતી, કારણ સૌ ચેપી રોગોમાં એ અલ્પાંશે ચેપી છે. કોઈ પણ સામાન્ય ઇસ્પિતાલમાં, ક્ષયથી અનેકગણી વધુ સહીસલામતીપૂર્વક એની સારવાર હાથ ધરી શકાય તેમ છે; આડે આવે છે માત્ર એ નામ સાથે સંકળાયેલ ભડકાટ અને ભીતિ.

'હાનસેનના આ રોગની સત્તાવાર સારવાર પામતા હરેક દર્દી દીઠ, બીજા બે છે પ્રજામાં ઘૂમતા ફરતા ને સારવારહીન. આનું કારણ છે સિર્ફ રોગ–નામ લેબલ. દરદીઓ પોતાની વાસ્તવિક સ્થિતિ સંતાડી રાખી છાનાછપના સમાજમાં રહેવાનું પસંદ કરે છે કારણ આ રોગની હસ્તી ઉઘાડી પડે તો આનુસંગિક આભડછેટના એમને વસમી લાગે છે.'

'સ્ટાર'નું આવું ઉત્તેજક કામ અને પ્રોમીનની સુઅસર —આ બે કારણે લેરી-બેટીમાં આપ-કલ્યાણ ને માનવમૂલ્યોની ભાવના પુનઃ સ્થાપિત થઈ. ઉપરાંત એમની જેહાદનાં સુપરિણામો એમને દૃષ્ટિગોચર થયાં. એમની ઇસ્પિતાલની મુલાકાતે પ્રતિવર્ષ આવવા લાગી હજારો ડૉક્ટરો, નર્સો, મિશનરીઓ, યુનીવર્સીટી વિદ્યાર્થીઓ અને સામાન્ય માણસોની લંગારો. સુપ્રસિદ્ધ સંગીતકારો ને રંજકો આ દરદીઓના મનોરંજનાર્થે આવવા લાગ્યા.

[ આવતા અંકે પૂરું થશે. ]



શશિકાન્ત ચીમનલાલ જરદોસ

# પંડિત 'જોશ' મલસિયાની

રસિક તત્વજ્ઞ ઉર્દૂ કવિ શ્રી જોશનો તલસ્પર્શી પરિચય ઉર્દૂ સાહિત્યના અચ્છા અભ્યાસી ઊર્મિનાં વાચકો માટે અહીં કરાવે છે. ઉર્દૂ સાહિત્યમાં તત્વજ્ઞાન સાથે રસિકતા રેલાવતા કવિનું અહીં સાચું મૂલ્યાંકન છે...

પંડિત લભ્ભુરામ જોશ મલસિયાનીનાં કાવ્યો, એક સુવર્ણ યુગની યાદગાર રૂપે છે—સાથે સાથે અદ્યતન પણ છે. માત્ર સમકાલીન નહીં પણ તેઓશ્રી સર્વકાલીન કવિ છે. સરળ રંગીન ગઝલના પ્રણેતા દાગ દેહલવીના તેઓ શિષ્ય છે. ઊંચી વાતને સાદી ભાષામાં કહેવાની કળા તેમને સાધ્ય છે.

ગઝલનો ઉત્કર્ષ જ તેમનું જીવનકાર્ય છે.–તેમની પૂંજી છે, તેમનું ધન છે. તેમના જ શબ્દોમાં :—

" ક્યોં તગઝ્ઝુલ કા નિગેહબાં ન રહે ફન મેરા
યહી પૂંજી હૈ મેરી ઔર યહી ધન મેરા."

છેલ્લાં પચાસ વરસની સતત સાહિત્યોપાસના અને સૂક્ષ્મ તલસ્પર્શી અભ્યાસને લીધે તેમનું સ્થાન ઉર્દૂ સાહિત્યમાં ઉચ્ચ અને અદ્વિતીય છે.

તેમની કવિતામાં પ્રાકૃતપણું નથી.

સાકી અને સુરા, જામ અને સુરાહી, દાગે જિગર વગેરે લૌકિક વાતો કરવા છતાં તેઓ શરાબ અને કબાબથી કોરા—અતિશય સદાચારી અને પવિત્ર છે.

એમની કવિતાનો પ્રધાન ગુણ આધ્યાત્મિકતા છે, એમની પ્રિયતમા કોઈ અલ્લડ નવયૌવના નહીં—સ્વયં પ્રભુ છે. શુષ્ક તત્વજ્ઞાનને રસિક અને લોકભોગ્ય બનાવવા માટે જ તેમણે ગઝલનું માધ્યમ અપનાવ્યું છે.

ગઝલ એ સૌંદર્ય અને પ્રેમની લીલાનું ઊર્મિકાવ્ય છે. સુંદર વિષયની સુંદર અભિવ્યક્તિ એ ગઝલની સિદ્ધિ છે.

જીવનની વિષમતાઓમાંથી તાત્કાલિક મુક્તિ અપાવી શકે એવો ગઝલમાં, સનાતન અનાદિ આનંદ યુગનો સંદેશ છે, અધિકારી ને પોતાના જીવનવિકાસમાં ઉપયોગી એવું તત્વજ્ઞાન અને કર્ણ મંજુલ હૃદયગ્રાહી પ્રાસાદિક વાણી એમ વિવિધ આકર્ષણને લીધે ગઝલ લોકપ્રિય છે.

અહીં પણ ભયસ્થાન છે. ગઝલમાં સ્થૂલતા અને ઐહિકતાના ઘણી વાર દર્શન થાય છે. તેમાં દોષ ગઝલનો નહીં પણ કાચા સાધકોનો છે. આવું ન હોત તો અસંખ્ય સૂફી સંત કવિઓએ ગઝલને ક્યારનીયે છોડી દીધી હોત.

શ્રી જોશ ગઝલના હિતચિંતક કવિ અને વિવેચક છે. એની સ્થૂલતા, એની ત્રુટીઓ, એનો વાણીવિલાસ અને જોડકણાબાજીનું તેમણે શક્ય એટલું નિવારણ કરવા અને તેને દોષરહિત ગુણયુક્ત બનાવવાના તેમણે અથાક પ્રયત્નો કર્યા છે. પરિણામ સ્વરૂપે તેમની ગઝલમાં પવિત્રતા હોવાથી ઉચ્ચતા રહી અને પ્રેમ-તત્વ હોવાથી રસિકતા પણ રહી અને સુબોધ ભાષામાં તે આમજનસમુદાયને ઘેર ઘેર પહોંચી. પોતાની ગઝલસાધના માટે તેમને ઉચિત ગૌરવ છે. તેઓ કહે છે કે મેં ગઝલના ક્ષેત્રમાંથી સુવર્ણ પેદા કર્યું. મેં જે છોડ રોપ્યો તેની ડાળીએ ડાળીએ રંગીન પુષ્પોનાં ઝૂમખાં બાઝયાં !

" હમને ઝમીને શેઅર કો ઝરખેઝ કર દિયા,
જો નખ્લ બો દિયા ઉસે ગુલ રેઝ કર દિયા."

ઊંડુ ચિંતન અને અર્થઘનતા તેમનાં કાવ્યોનું લક્ષણ છે. પોતાના સાત્વિક જીવનનો સારો નિચોડ તેમની શાયરીમાં છે. અતિવિદ્વાન જ્ઞાનવૃદ્ધ હોવા છતાં, તેમનાં કાવ્યોમાં વિદ્વતા કે પાંડિત્યનું સહેજ પણ પ્રદર્શન નથી.

એમની કવિતામાંનો દુન્યવી પ્રેમ માત્ર પ્રભુપ્રેમનું સોપાન છે.

શ્રી જોશના સેંકડો શિષ્યો છે. તેમના શિષ્યોના પોતાના પણ અનેક શિષ્યો છે !

થોડા સમય પર પોતાની સાહિત્યસેવાની કદર રૂપે એક અભિનંદન ગ્રંથ ભારત પાકિસ્તાનના તેમના





પ્રશંસકો તરફથી શ્રી જેશને અર્પણ કરવામાં આવ્યો હતો. તેમના ખાસ પ્રશંસકોમાં શ્રી જવાહરલાલ નેહરુ, રાજેન્દ્રપ્રસાદ, ફિરાક ગોરખપુરી, બક્ષી ગુલામ મોહમ્મદ વગેરે અનેકનાં નામ છે.

સુતરાઉ ખમીસ ધોતીઉં અને સાદો ફેંટો એવા પોતાના પોષાક તરફ ઈશારો કરીને તેઓ કહે છે કે મસ્તી તો શરાબમાં છે—નહીં કે પ્યાલીમાં! કે બાહ્યરૂપમાં.

"કૈફ આવર તો હૈ શરાબ ફકત,
સાગરે ઝર નિગાર ક્યા માની ?"

મને ભિખારી રહેવું ગમે છે. એમ મનાય છે કે 'હુમા' નામનું પક્ષી કોઈ માણસના માથા પર પોતાનો પડછાયો નાખે તો તે રાજા થાય છે, મારે હુમાથી મારું માથું સંતાડવું છે!

"વો ગદા હું તાજશાહી કી હવસ તો દર કિનાર,
સર છુપાને કો જગા ઢૂંઢૂં હુમા કો દેખ કર!"

મારે પ્રભુની શોધ પણ કરવી નથી તેમ કોઈ પ્રિયતમાની શોધ પણ કરવી નથી. મારી જાતની જ શોધ કરું તો બસ.

"મતલબ ખુદાસે મુઝકો ન બુતસે કોઇ ગરઝ,
અપની હી જુસ્તજૂ કે લિયે જા રહા હૂં મૈં."

તમારી દૃષ્ટિ સાત્વિક હોય તો તમને મનુષ્ય દર્શનમાં પ્રભુદર્શન થશે, અનુભવી આંખો ચિત્રની અંદર ચિત્રકારના દર્શન કરી શકે છે.

"હુસ્નકી દુન્યામેં હમને દેખી દુન્યા એક ઔર,
રૂએ ઝેબામેં છુપા થા રૂએ ઝેબા એક ઔર."

'રૂએઝેબા' એટલે સુંદર વદન બહારથી દેખાય છે તે સુંદર વદનમાં, બહારથી નથી દેખાતું તેવું બીજું એક સુંદર વદન છે.

મને જીવનમાં રસ નથી. આગલા જન્મોના પાપની શિક્ષાનું નામ જીવન—તો ત્યાં સુખ તો કલ્પનામાં પણ ક્યાંથી સંભવી શકે?

"હર ગામ પે આફત હૈ મુસીબત હૈ બલા હૈ,
જીના મેરી નઝરોં મેં ગુનાહોં કી સઝા હૈ.!"

અને આવા જીવનનો અંત તો જુઓ! મૃત્યુ આવે તો પણ દુઃખ અને મૃત્યુ ન આવે તો પણ દુઃખ.

"મૌત કી ઝદ સે બચ ગયા કોઇ,
ઉસકો ઉમ્રે દરાઝ ને મારા."

માયાના ગાઢ સનાતન અંધકારમાં, જીવન એટલે વીજળીનો ચમકારો.

"બર્ક કી ચશ્મક કો સમઝા ચાહિયે,
અહલમંદોં કો ઇશારા ચાહિયે."

સુખી હોય કે દુઃખી, પણ જીવન આપણને માગ્યા વિના મળ્યું છે અને તે જીવવું આપણું કર્તવ્ય છે. ભલે તેમાં ગરીબાઈ ભૂખમરો સંકટ રોગ કે યાતના હોય—કે કદાચ સુખ હોય.

"ફક્રમેં ફાકે મેં ગમમેં ઐશ મેં,
જિસ તરાહ ગુઝરે ગુઝર ચાહિયે."

પોતાનું કર્તવ્ય બજાવવું એના સિવાય બીજો કોઈ બોજો પ્રભુએ મનુષ્ય પર મૂક્યો નથી. કર્તવ્યનિષ્ટ મજૂર પણ કર્તવ્યહીન મહારાજાધિરાજ કરતાં વધુ સારો છે, વધુ ઉચ્ચ છે.

"જાગ અય મઝદૂર તેરા રાજ હૈ,
તાજે શાહી તક તેરા મોહતાજ હૈ."

હે પ્રભુ! તેં અગ્નિ પાણી વાયુ પૃથ્વી વગેરે મહાભૂતો બનાવ્યા પણ તે સૌનું સંમિશ્રણ કરવાની તને શી જરૂર હતી—અને તે સંમિશ્રણ કરીને મનુષ્યનું સર્જન કરવાની શી જરૂર હતી? મનુષ્યને લીધે જ જગતમાં સર્વ અનર્થો છે.

શબ્દ અને અક્ષરની કલાત્મક ગોઠવણી કરીને શ્રી જેશ કહે છે કે મનુષ્યને ઉર્દૂમાં 'બશર' કહેવામાં આવે છે તે ઘણું સૂચક છે. બશર એ શબ્દમાં બે તૃતિયાંશ અક્ષરો—એટલે કે 'શર'નો અર્થ જ 'અનર્થ' થાય છે. 'શર' એ શરારતનું ટૂંકું રૂપ છે. આ પ્રમાણે જેનાં જે નિડર હોય છે, તેમાં પણ બે તૃતિયાંશ ડર હોવાનો જ!!

"જિસકો કહતે હૈં બશર ઉસમેં હૈ શર, દો બટાતીન
નામ હૈ જિસકા નિડર ઉસમેં હૈ ડર, દો બટાતીન."

કેટલીક વાસ્તવિક બાબતો વિષે શ્રી જેશ લખે છે. આપણા નવયુવાનોની હાલત જુઓ. તેઓ પોતાની

· ફ્લ્ટન ઑર્સ્લર

# તેને નોકરી મળી નહિ

અંગ્રેજી ઉપરથી **શ્રી. છોટાલાલ માનસિંગ કામદારે** તૈયાર કરેલી આ નાનકડી કથા જાણીતા અમેરિકન લેખકની કલમપ્રસાદી છે જે દરેકને એક સરખી વાંચવી ગમશે. આવી નાની કથાઓના આ લેખક આપણાં વાચકોને પણ જાણીતા છે...

ન્યૂયોર્કની જથ્થાબંધ વસ્તુઓ વેચનાર પેઢીનો પ્રમુખ ગુજરી ગયો હતો અને તેના અનુગામીની પસંદગી કરવા ડિરેકટરોએ બંધ બારણે સભા કરી હતી.

બોર્ડના ઓરડાની નજીક ટેબલ પાસે કારોબારીના ઉપ-પ્રમુખ બેઠા હતા. ખાત્રીલાયક સ્વપ્નમાં તેની આંખો અર્ધી મીંચાયેલી હતી. છેલ્લા દશ વર્ષથી તે ધંધામાં અગત્યનો ભાગ ભજવતો હતો. હવે તેને આશા હતી કે નવા પ્રમુખ તરીકે તેની જ ચૂંટણી થશે.

ત્યાં ઑફિસનો પટાવાળો તેના બ્લોટર (શાહીચૂસ કાગળ) પર એક તાજું ટાઈપ કરેલ બુલેટિન મૂકી ગયો. એક બહારનો માણસ વચ્ચે આવ્યો હતો. તેને આ પેઢી સંબંધી કશી ખબર નહોતી. બીજા ક્ષેત્રનો એક અધિકારી નવો પ્રમુખ થવાનો હતો.

ઉપ-પ્રમુખના હૃદયમાં ઊંડી કડવાશ ભરાઈ ગઈ. તે તે સમજી શકયો નહિ નવા આગંતુકનું તેણે ઠંડી સભ્યતાથી સ્વાગત કર્યું. પોતાના કામની દરેક વિગત પર તે ખૂબ જ ધ્યાન આપતો પણ નવરાશની વખતે વિચારમાં ચઢી જતો તે ઘેર ગમગીન તથા ચૂપ રહેતો.

તેની પત્ની તેની ગમગીની દૂર કરવા સમજાવી શકી નહિ પછી તેણે એક દિવસ અકસ્માતથી પોતાની અને નવા પ્રમુખ વચ્ચેના મનદુ:ખની, બે કારકુનો વચ્ચે થતી ચર્ચા સાંભળી.

એક કારકુને કહ્યું કે 'જો દૃષ્ટિ મારી નાખતી હોય તો આપણા નવા પ્રમુખ જ્યારે ઉપ-પ્રમુખને મળશે ત્યારે તે મૃત્યુ પામે.'

બીજાએ કહ્યું, 'થોડા જ દિવસોમાં જ્વાળામુખી ભભકી ઊઠશે, અત્યાર સુધી નિરાશ થયેલ માણસ એમજ માનતો હતો કે મારું દુ:ખ હું એકલો જ જાણું છું. પોતાનું ખાનગી દુ:ખ ઑફિસમાં વાતનો વિષય થઈ પડેલ છે. તે વિચારથી તેને ભય ઉત્પન્ન થયો. તે તરત જ ઑફિસ છોડીને ઠંડીમાં શહેરમાં ભટકવા લાગ્યો. જ્યારે અંધારું થયું અને તે થાકી ગયો ત્યારે તે પાંચમી એવન્યુના આરસપહાણના કોલેજિયટ દેવળની પાછળ કઠેડાવાળી બેઠકમાં આરામ લેવા બેઠો ત્યાં રેવરંડ નોર્મન વિન્સેન્ટ પીલ ભાષણ આપનાર હતા. તેણે તે વખતે પોતાનું ખૂબ વેચાતું પુસ્તક 'ગાઈડ ટુ કોન્ફીડન્ટ લિવિંગ' લખ્યુ નહોતું. તે બારણા-

---

જ 'તંદુરસ્તીનો જનાનો' ઊંચકી ઊંચકીને દૂબળા પાતળા કમરમાંથી બેવડા વળી ગયા છે!

"આઇએ હર નવજવાં કે હોરાપર,
તનદુરસ્તીકા જનાઝા દેખીએ!

એક તરફ હિન્દી બીજી તરફ ઉર્દૂ!—બંને બહેનો કલિયુગમાં લડે છે.

"હર જગહ લિખને મેં પઢને, સુનને મેં,
હિંદીઓ ઉર્દૂકા ઝઘડા દેખીએ."

શ્રી જોશી પોતાના લાક્ષણિક વિનોદમાં કહે છે કે આજે રૂપીઆ માત્ર કાગળની 'નોટ' છે. આપણી સંસ્કૃતિમાં પણ કાગળની સંસ્કૃતિ છે—દોલત પણ કાગળની નોટ છે. આ વાત તમે ? કેરબાની કરીને રૂપીઆની નોટ પર 'નોટ' કરી લો.

"નોટ પર યહ નોટ કર લો આજ તુમ,
દૌલત અબ કાગઝ કા ટુકડા હો ગઈ."

સંનિષ્ઠ સાહિત્યસેવક, શાસ્ત્ર મર્મજ્ઞ, ઉચ્ચ દર્શક ચિંતક વિવેચક રસિક તત્વજ્ઞાની પંડિત જોશી ને પ્રભુ સુખસ્વાસ્થ્યભર્યું દીર્ઘાયુ અર્પે એ જ પ્રાર્થના.







ની નજીક બેઠેલ અજાણી વ્યક્તિને ઉદ્દેશીને બોલતા હતા.

'પ્રાર્થનાથી ન મટે તેવું મનુષ્યના હૃદયનું કોઈ દરદ નથી. જે પિતાએ આપણને ઉત્પન્ન કર્યા અને જે આપણને ખવાને ચાહે છે તેના સાથે વાત કરવાની રીત તે પ્રાર્થના. કંઈપણ શીખ્યા વિના કોઈ માણસે સહૃદય પ્રાર્થના કરી નથી તેમ એમર્સનનું કહેવું સાચું છે. કોઈ કુદરતી ઊંડી આંતર પ્રેરણાને વશ થઈને ઉદાસીન પ્રમુખે શેરીમાં ફરીવાર આંટા મારવા ગયા, પણ આ વખતે તેણે પ્રાર્થના કરવાનો પ્રયત્ન કર્યો. પણ તેમ કરતાં તેના મનમાં દ્વિધા થતી. અને તે આગળ કરતાં પણ વધારે બેચેન બની ગયો. વિશ્વ વિદ્યાલયની ઉપાધિ મેળવેલ તેને લાગ્યું કે પ્રાર્થના અવૈજ્ઞાનિક છે, તેણે શ્રદ્ધાનો વહેમ તરીકે હમેશાં વિરોધ કર્યો હતો.

ધારો કે હું મારી જાતને શ્રદ્ધાવાન બનાવું અને ઈશ્વર સાથે વાત કરું તો મારે તેને શું કહેવું? પ્રમુખને ત્યાંથી કાઢી મૂકી મને જગ્યા આપવાનું કહેવું? મારે તો ખરેખર તે જ જોઈએ!

આ વિચાર અધમ હતો. તેની લઘુતાના વિચાર માત્રથી દુઃખી માણસ એકાએક બૂમ પાડી ઊઠ્યો, હે ઈશ્વર વસ્તુઓનું પરિવર્તન કરી અને તે મને યોગ્ય કેમ કરવી તે મને બતાવ!

તરનાર ડૂબકા માર્યા પછી જેમ શરીરને ધ્રુજાવે છે તેમ તેણે પોતાને ધ્રુજાવ્યો. તેને લાગ્યું કે પ્રાર્થના જ પૂરતી છે. વિગતમાં ઊતરવાની જરૂર નથી. ઈશ્વરે બધું જાણવું જ જોઈએ. કદાચ તેના અનુભવની લાગણીએ જ તેની ફરિયાદો દૂર કરી હતી. ડિરેક્ટરોની મીટીંગ પછી પહેલી જ વખત તેને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ. પણ બીજે દિવસે સવારે આશ્ચર્યજનક બનાવ બન્યો. ઓફિસમાં દાખલ થતાં સ્વીચ બોર્ડ પાસે તેણે નવા પ્રમુખને જોયા.

પોતાને પણ આશ્ચર્ય થાય તેવી રીતે ઉપપ્રમુખે કહ્યું: 'કેમ જોહન, આજે તબિયત તો સારી છે ને?' દરેક સ્ટેનોગ્રાફરનું માથું ઊંચું થયું. ઓફિસના પટાવાળાની આંખો ઊઘડી ને તેના તરફ તાકી રહી. આશ્ચર્યચકિત થયેલ નવા અધિકારી દિંગ થઈ ગયા, હસ્યા અને તેનો હાથ પકડ્યો.

તેણે ધીમેથી કહ્યું: 'ટોમ, સુપ્રભાત, અંદર આવીને મારી સાથે વાત કરશો ને? બધા નવા માણસોની માફક મારે પણ તમારી મદદની જરૂર છે.'

ઉપ-પ્રમુખ હજુયે ઉપ-પ્રમુખ છે. બાહ્ય દૃષ્ટિએ તો તેથી કંઈ પણ વધારે નથી. પરંતુ તે સુખી ઉપ-પ્રમુખ છે અને ડૉ. રેવરંડપીલ તમને કહેશે કે તેના બધા કામકાજમાં તે પ્રાર્થના કરે છે.



## ઊર્મિ નવરચના નાં ગ્રાહકોને

'ઊર્મિ-નવરચના'નો જાન્યુઆરી માસનો અંક પણ સંજોગોવશાત મોડો પ્રગટ થાય છે. સંખ્યાબંધ ગ્રાહકોના અંક ન મળ્યાની ફરિયાદ કરતા પત્રોનો વ્યક્તિગત જવાબ આપી શકાયો નથી એટલે આટલી સ્પષ્ટતા જરૂરી છે. 'ઊર્મિ-નવરચના' અગાઉની નિયમિતતા સાચવવા કોશિષ કરી જ રહ્યું છે. આભાર.

વ્યવસ્થાપક : 'ઊર્મિ-નવરચના'



વ્લાદીમીર દાયાજીલેવ

# હૃદયની જટિલ શસ્ત્રક્રિયા

પૂરા પાંચ કલાક અને છત્રીસ મિનિટ સુધી ચાલેલી હૃદયની જન્મજાત ખોડ દૂર કરવા માટેની ગૂંચવાડાભરી શસ્ત્રક્રિયાનું દિલ ધડકાવી દે તેવું સુંદર શબ્દચિત્ર આલેખાયું છે. આ ઑપરેશન કરનાર દાક્તરે ભારતમાં મળેલ સર્જન પરિષદમાં હાજરી આપી હતી...

ઘણા ડૉકટરોએ પંદર વર્ષના છોકરા ગ્લોબસ્કાને ઘણી વાર તપાસ્યો હતો અને તેઓ એ વાત પર સર્વસંમત હતા કે એના હૃદયની આ જન્મજાત ખોડને સુધારવી અશક્ય છે, પણ મોટર ડ્રાયવરનો ધંધો કરતા તેના પિતા કેરેલીકાવે લેનિનગ્રાદની ફર્સ્ટ મેડિકલ ઈન્સ્ટીટ્યુટમાં ઘણાં હેરતભર્યાં ઑપરેશનો કરનાર પ્રોફેસર ફેયોદોર અગ્લોવનું નામ સાંભળ્યું હતું. તેણે તેમને મળવાનું નક્કી કર્યું.

પંદર વર્ષના એ કિશોરને સંભાળપૂર્વક તપાસ્યા બાદ ડૉ. અગ્લોવે હૃદયનું અભૂતપૂર્વ ઑપરેશન કરી હૃદયને સુધારવાનું ને ફરીથી શક્તિશાળી બનાવવાનું નક્કી કર્યું.

જ્યારે તે બાળકની ખુલ્લી છાતીને તેઓ ધ્યાનપૂર્વક તપાસી રહ્યા હતા અને તેમના મદદનીશોનો અહેવાલ સાંભળી રહ્યા હતા ત્યારે તેમનાથી થોડા જ અંતરે ઉપરથી તો તંદુરસ્ત અને બીજાઓના જેવું જ દેખાતું ગ્લોબસ્કાનું હૃદય ધબકી રહ્યું હતું પણ તેના અંદરના ભાગમાં તો હૃદયના પડદા અને દ્વારો બધું જ એકઠું થઈ ગયું હતું ! સર્જને આ જન્મજાત ખોડને સુધારવાનું મુસ્કેલ કાર્ય પાર પાડવાનું હતું.

સર્જને છાતીનું પોલાણ ખુલ્લું કર્યું અને હૃદયને તપાસ્યું. તેમણે નિદાનના સત્યને નાજુક શસ્ત્રો અને હાથની મદદથી હવે નિહાળવાની હતી અને શું કરવું તેનો નિર્ણય લેવાનો હતો. આ માટે હૃદયના સ્નાયુને કાપવાનું હતું અને હૃદયને બંધ કરવાનું જરૂરી હતું.

ઑપરેશન રૂમમાં હથિયારોનો અવાજ વધી પડયો. સર્જનો ઑપરેશન ટેબલ ઉપર નમ્યા અને ધબકતું હૃદય નજરે પડ્યું. ચમકતા ચિપીયાઓ એકધારી રીતે કામ કરવા લાગ્યા સૂર્યનાં કિરણો એક પછી એક પડદા પર પથરાઈ રહ્યાં હતાં. આ કિરણો એક મનુષ્યના જીવન અને તેના ધબકતા હૃદયને પ્રતિબિંબિત કરી રહ્યાં હતાં.

કામનું ભારણ વધી રહ્યું હતું. બધાં જ તે જે કરી રહ્યા હતા તેના પર એકધ્યાન બની ગયા હતા. સર્જનો અને તેના મદદનીશો ઝડપથી જરૂર જેટલું જ કાર્ય કરી રહ્યા હતા. ઑપરેશન ઓરડામાં એક સેકંડ પણ કોઈ નકામી જવા દેતું ન હતું. યંત્રસામગ્રી તપાસીને કાચની નળીઓ સાથે જોડવામાં આવી.

નીરવ શાંતિ પથરાઈ ગઈ. ફક્ત યંત્રો અને સાધનોનો અવાજ જ સંભળાતો હતો. પડદામાંથી સૂર્યકિરણો શકય તેટલો પ્રકાશ આપી રહ્યા હતા.

'કૃત્રિમ હૃદયે' ધબકવું શરૂ કર્યું. તે શરીરના બધા જ ભાગોને લોહી પહોંચાડી રહ્યું હતું. બાળકની જિંદગી તેના જ કામ પર નિર્ભર હતી પણ આ યંત્ર અને બીજાં યંત્રો ડૉકટરો પર નિર્ભર હતાં. બાળકનું હૃદય હવે ધીમું ધબકતું હતું, શરીરના જુદા જુદા ભાગોનું, હૃદયનું અને સ્નાયુઓનું તાપમાન વારંવાર લેવાઈ રહ્યું હતું.

મદદનીશે ડૉ. અગ્લોવને ચમકતો તીક્ષ્ણ ધારવાળો અને પાટો વીંટાળેલો વિદ્યુત સળિયો આપ્યો. શું હૃદય નવેસરથી કામ કરવાનું ના પાડશે ? તેને ફરી કામ કરવાની પ્રેરણા આપવા વિદ્યુત પ્રવાહ તેમાંથી પસાર કરવામાં આવશે.

સર્જનો હૃદયના બંધ પડતા સુધી થોભ્યા. સદીઓથી ડૉકટરોએ બંધ હૃદયને ચાલુ કરવાના પ્રયત્નો આદર્યા છે અને હવે અહીં સર્જનો ચાલુ હૃદયને બંધ થતાં સુધી થોભ્યા છે.

....અને અંતે એ ધબકતું હૃદય બંધ પડી નિદ્રામાં પડયું !





પરીકથાઓ અને કલ્પિત કથાઓમાં માનવી શ્વાસ વિના બંધ થયેલા હૃદય સાથે જીવતો હતો પણ આજની વાસ્તવિકતા એ છે કે હૃદય બંધ પડી ગયેલું છે છતાં તેનો માલિક જીવે છે.

કૃત્રિમ હૃદયનો ધબકાર, યંત્રોનો ખડખડાટ, નાજુક દીવાઓનો ટીમટીમાટ, ડૉક્ટરોનો કાર્યબોજ, પ્રયોગશાળાના માણસોનો અદ્‌ભુત કાબૂ, તીવ્ર તપાસ અને ઘણા માણસોનો શ્રમ બધું જ ચળકતા ચપ્પા પર કેન્દ્રિત થયું હતું. દરેક વસ્તુ અત્યારે સર્જનો પર અવલંબિત હતી.

પહેલાં અવિકસિત વિજ્ઞાન અને જોઈતી પદ્ધતિઓના અભાવે હૃદયની શસ્ત્રક્રિયા અશક્ય હતી. તે વખતે બેશુદ્ધ બનાવવાની દવાઓ નહોતી શોધાઈ અને દર્દી પીડાથી મરી જતો. તે વખતે એન્ટીબાયોટિક્સ ઔષધો ન હતાં અને દર્દી જંતુજન્ય રોગોથી મરી જતો. સર્જનો તે વખતે જોડેના અવયવોને વાગવાના ભયથી, રક્તસ્રાવથી, હવા લાગવાના ભયથી, થ્રોમ્બોસીસ અને છાતીના રોગો થઈ જવાના ભયથી ઓપરેશન કરતાં અચકાતાં હતાં.

ખરેખર આ એક ચમત્કાર હતો. ચાળીશ મિનિટ સુધી હૃદય 'ધબકતું' બંધ રહ્યું છતાં ઓપરેશન રૂમમાં બધા જ તદ્દન નિર્ભય હતાં.

સર્જનો આ ચમત્કાર સુધી એકદમ પહોંચ્યા ન હતા. તે માટે ડૉક્ટરોના નિઃસ્વાર્થ કાર્ય અને પ્રયોગોનાં હજારો વર્ષો જવાબદાર હતાં.

સર્જને મદદનીશોને હૃદયને હૂંફાળું બનાવવા કહ્યું અને તેઓ ફરીથી હૃદય પર કામ કરવા નમ્યા. આ વખતે ધબકારાનો અવાજ થોડો જુદો હતો. 'વિદ્યુત કોઈલ' ચાલુ કરવામાં આવી. કૃત્રિમ હૃદયમાંથી જતું લોહી હવે ઠંડા પાણીને બદલે હૂંફાળાં પાણીમાંથી જશે અને ધીમેથી બાળકના શરીરને હૂંફાળું બનાવશે.

ડૉ. અગ્લોવે હૃદયને તપાસીને હૃદય સ્નાયુને સાંધી દીધા.

નિયત સમય નજીક હતો. શું બાળક ફરી જીવન પામશે ?

હૃદય ધીમેથી અને અચોક્કસ ગતિએ ધબકતું હતું તે થોડીવાર બંધ પડી ગયું અને હવે ફરી ચાલુ થયું. આ વખતે એક સાથે બે હૃદયો કામ કરી રહ્યાં હતાં. એક જીવિત અને એક કૃત્રિમ.

સર્જને કૃત્રિમ હૃદય બંધ કર્યું. તેનો ધબકાર બંધ થયો હતો. જીવિત સાચું હૃદય હવે વધારે શક્તિ અને ચોક્કસ ગતિથી કામ કરવા લાગ્યું. તે હવે નિર્જીવ ગુલાબી ભૂરી કોથળીનું ન હતું ! હવે એ એની અસલ અને સ્વાભાવિક ગતિથી કામ કરશે.

પંદર વર્ષના ગ્લોબસ્કો પર પ્રો. ફેયોદર અગ્લોવે કરેલું હૃદયની જન્મજાત ખોડ મટાડવા માટેનું એ ઓપરેશન પૂરા પાંચ કલાક અને છત્રીસ મિનિટ સુધી ચાલ્યું અને માનવીના જીવન સાથેનું એ યુદ્ધ સમાપ્ત થયું. હૃદયની એ જન્મજાત ખોડ દૂર થઈ !



બ્રિટનમાં કારખાનામાં મકાનના જુદા જુદા ભાગો તૈયાર કરીને મકાનો બાંધવાની અદ્યતન પદ્ધતિ અમલમાં મૂકવામાં આવી રહી છે. આ નૂતન પદ્ધતિના પરિણામે માત્ર ૨૮ અઠવાડિયામાં ૪૪ બ્લોક ધરાવતું ૧૨ મજલી મકાન તૈયાર થઈ શકે છે અને એ ઊભું કરવા માટે ૧૩ જુદા જુદા ક્ષેત્રોના માત્ર ૪૧ માણસોની સહાયની જરૂર રહે છે. એનો ખર્ચ પણ સામાન્ય પદ્ધતિએ થતા ખર્ચ કરતાં દસ ટકા ઓછો આવે છે. સામાન્ય પદ્ધતિએ આ પ્રકારનું મકાન તૈયાર કરતાં બાવન અઠવાડિયાં થાય છે અને ૧૯ જુદા જુદા ક્ષેત્રોના ૮૮ માણસની જરૂર રહે છે. દરેક માળમાં કારખાનામાં તૈયાર કરવામાં આવેલ ૨૧ એકમોનો ઉપયોગ થાય છે અને એ કામ માટે ક્રેઇનનો ઉપયોગ કરવામાં આવે છે. પાણી, મેલાનો નિકાલ અને હવા માટે નલિકાઓનો ઉપયોગ કરવામાં આવે છે.

# કેટલું જાણો છો ?

[ સામાન્ય જ્ઞાન ખૂબ વધી શકે, સારી રીતે વિકસી શકે એવાં સાધનો અને સગવડો આજના યુગમાં વિશેષ છે. છતાં કેટલીક વખત એ જ્ઞાનનો પણ આપણી નવી પેઢીમાં સારો એવો અભાવ હોય છે. અહીં આપેલા ચાળીસ પ્રશ્નો પણ સામાન્ય જ્ઞાનના જ છે. થોડોક વિચાર કરવાથી એનો જવાબ પણ મળી શકે. એ માટે એટલું વિશાળ વાંચન અને રસ હોવાં જોઈએ. એ ચાળીસમાંથી તમારા જવાબો કેટલાક સાચા છે એ બધા પ્રશ્નો પૂરા થાય તે પછી ક્રમવાર આપેલા જવાબો સાથે સરખાવી જોવાથી ખબર પડશે. ]

## પ્રશ્નો

૧. ૧૯૪૧ માં અમેરિકાના પ્રમુખ રૂઝવેલ્ટે માનવજાત માટે આવશ્યક કયાં 'ચાર સ્વાતંત્ર્યો' ગણાવ્યાં હતાં ?

૨. 'ટેબલ માઉન્ટન' ક્યાં આવેલ છે અને તેને એ નામથી કેમ ઓળખવામાં આવે છે ?

૩. જાપાનના સમ્રાટનું શું નામ છે ?

૪. અમેરિકા કયા મહિનાની કઈ તારીખે તેનો સ્વાતંત્ર્યદિન ઊજવે છે ?

૫. અંગ્રેજીમાં 'ક્વૉડ્રુપેડ' કોને કહે છે ?

૬. કોલંબો, લિવરપૂલ, લે-હાવરે, ડરબન, મોન્ટ્રિયલ અને મુંબઈ એ બધાં દરિયાઈ બંદરો છે. એ કયા દેશોનાં છે એ કહેશો ?

૭. અંગ્રેજીમાં કેટલાંક પ્રાણીઓના જૂથને ખાસ નામથી બોલવામાં આવે છે. દા. ત. ઘેટાંના ટોળાને 'ફ્લૉક' ઑફ શીપ કહેવામાં આવે છે. આવી જ રીતે સિંહો અને ઢોરનાં જૂથ માટેના શબ્દો કહી શકશો ?

૮. ઈટાલીમાં એક ખૂબ જાણીતું વાંકું ટાવર છે. એ કયા સ્થળે છે ?

૯. દુનિયામાં ઉતારુઓ માટેનું મોટું જહાજ ક્વીન એલિઝાબેથ છે તે કોનું છે ?

૧૦. પાકિસ્તાન, કૅનેડા અને નેધર્લૅન્ડ્ઝમાં કયું ચલણ છે ?

૧૧. બાટલીઓમાં વપરાતા બૂચ શાના બને છે ?

૧૨. ડેડ સી ક્યાં આવ્યો છે ?

૧૩. ઑર્વિલ અને વિલ્બર રાઈટ એ બે અમેરિકન ભાઈઓ શાને માટે પ્રખ્યાત છે ?

૧૪. બ્રિટનમાં વિમ્બલડન અને સેન્ટ એન્ડ્રયુઝ એ બે જગ્યાઓએ કઈ આંતરરાષ્ટ્રીય રમતો રમાય છે ?

૧૫. અંગ્રેજીમાં 'ઍક્રોનીમ' કોને કહે છે ?

૧૬. 'સિનેમા' શબ્દનો શો અર્થ છે ?

૧૭. સિનેમૅટોગ્રાફીની શોધ સાથે સામાન્ય રીતે કોનું નામ જોડવામાં આવે છે ?

૧૮. પહેલું મહત્ત્વનું બોલપટ કયું અને તે ક્યારે બતાવવામાં આવ્યું હતું ?

૧૯. નાટકોના બે મુખ્ય પ્રકાર કયા ?

૨૦. 'ફારસ' કયા પ્રકારના નાટકને કહે-

થાય છે ?

૨૧. માઈક્રોફોન અને માઈક્રોસ્કોપ જેવા શબ્દોમાં 'માઈક્રો'નો શો અર્થ થાય છે ?

૨૨. જોર્ડનની રાજધાની કયા શહેરમાં છે ?

૨૩. ઇઝરાઇલના પહેલા વડા પ્રધાનનું નામ શું છે ?

૨૪. જોસેપ લિસ્ટર (૧૮૨૭–૧૯૧૨) શાને માટે પ્રખ્યાત છે ?

૨૫. બોક્સાઇટ એ એક ભૂગર્ભ મિશ્ર ધાતુ છે. એમાં કઈ ધાતુનો સમાવેશ થાય છે ?

૨૬. અંગ્રેજીમાં પાતાળકૂવાને 'આર્ટેઝિયન વેલ' કહે છે. એનું એ નામ શા ઉપરથી પડયું ?

૨૭. ૧૯૬૩ના મે મહિનામાં એડિસઅબાબા ખાતે આફ્રિકન રાજયોની એક મહત્ત્વની પરિષદ મળી હતી. એડિસઅબાબા કયા દેશની રાજધાની છે ?

૨૮. ફિજિ ટાપુઓ કયાં આવ્યા છે ?

૨૯. અંગ્રેજીમાં ટેક્ષિકોલોજી કોને કહે છે ?

૩૦. સેન્ટિગ્રેડ થર્મોમીટર (ઉષ્ણતામાપક યંત્ર) ઉપર 'સેલ્સિયસ સ્કેલ'નું ધોરણ હોય છે. એ નામ શા ઉપરથી પડયું ?

૩૧. ૧૯૬૨ના ડિસેમ્બરની ૯ મી તારીખે બ્રિટિશ રાષ્ટ્રસમૂહમાં જોડાઈને એક દેશ પ્રજાસત્તાક બન્યો. એનું નામ તથા એના પ્રથમ પ્રમુખનું નામ શું ?

૩૨. હાફિઝ શિરાઝમાં જન્મ્યા હતા, હાફિઝ કોણ હતા અને શિરાઝ કયાં આવ્યું છે?

૩૩. તત્વજ્ઞાનને અંગ્રેજીમાં 'ફિલોસોફી' કહે છે. 'ફાઈલોલૉજી' એટલે શું ?

૩૪. દક્ષિણ અમેરિકામાં તેલ ઉત્પાદન કરતા દેશ વેનેઝુએલાની રાજધાની કયા શહેરમાં છે.

૩૫. બ્રિટિશ ગાદીના વારસનું શું નામ છે ?

૩૬. ૧૯૬૦માં ઓલિમ્પિક રમતો ઇટાલીમાં રોમ ખાતે રમાઈ હતી. ૧૯૬૪માં કયાં રમાવાની છે ?

૩૭. ચલણના સિક્કાનો સંગ્રહ કરનાર કે તેનો અભ્યાસ કરનારને અંગ્રેજીમાં 'ન્યુમિસમેટિસ્ટ' કહે છે. અંગ્રેજીમાં 'ફિલાટેલિસ્ટ' કોને કહે છે ?

૩૮. ૧૯૬૨ની ૯મી ઑક્ટોબરે કયા આફ્રિકન દેશને સ્વતંત્રતા મળી હતી ?

૩૯. એક જાણીતાં મહિલા વિજ્ઞાનીએ તેમના પતિના સહકારમાં રહીને રેડિયમની શોધ કરી હતી. તેમનું નામ શું ?

૪૦. આર્જેન્ટિના સમવાયની રાજધાની કયા શહેરમાં છે ?

*

ઉત્તરો

૧. 'વિચાર અને વાણી સ્વાતંત્ર્ય,' 'ધર્મ સ્વાતંત્ર્ય,' 'ભૂખમુક્તિ' અને



'ભયમુક્તિ.'

૨. દક્ષિણ આફ્રિકામાં કેપટાઉન અને ટેબલ ઉપસાગરની નજીક આ મોટો પર્વત આવેલ છે. તેનું શિખર મેજ જેવું સપાટ છે એથી તેનું નામ ટેબલ માઉન્ટન પડયું છે. એને આચ્છાદિત કરતા વાદળને 'ટેબલ કલોથ' કહેવામાં આવે છે.

૩. નિહોન–કોકુ ટેનો હિરોહિટો.

૪. જુલાઈની ૪થી તારીખ.

૫. ચારપગાં પ્રાણીને—ખાસ કરીને ચાર સસ્તન પ્રાણીઓને.

૬. અનુક્રમે સીલોન, ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, દક્ષિણ આફ્રિકા, કેનેડા અને ભારત.

૭. 'પ્રાઇડ' ઓફ લાયન્સ અને 'હર્ડ' ઓફ કેટલ.

૮. પિસા.

૯. બ્રિટનની કુનાર્ડ સ્ટીમશીપ કંપનીનું.

૧૦. અનુક્રમે રૂપિયા, ડોલર અને ગીલ્ડર.

૧૧. દક્ષિણ યુરોપ અને ઉત્તર અમેરિકામાં થતા ઓકના ઝાડની છાલમાંથી બાટલીઓનાં બૂચ બને છે.

૧૨. ઈઝરાઇલ અને જોર્ડન વચ્ચે જમીનની અંદરના ભાગમાં આવેલ દરિયો અથવા મોટું સરોવર છે અને ૪૭॥ માઈલ લાંબો છે અને દરિયાઈ સપાટીથી ૧૨૮૦ ફૂટ નીચો છે.

૧૩. તેમણે 'હવા કરતાં ભારે' યંત્રનાં વિમાનો શોધ્યાં હતાં. વીજળીથી ચાલતાં વિમાનો શોધનાર તેઓ પ્રથમ હતા. તેમના આ વિમાને ટૂંકા અંતર માટે પ્રથમ ઉડ્ડયન ૧૯૦૩માં કર્યું હતું અને લાંબા અંતર માટે ૧૯૦૮માં કર્યું હતું.

૧૪. વિમ્બલડન ખાતે લોન ટેનિસ અને સેન્ટ એન્ડ્રુઝ ખાતે ગોલ્ફ.

૧૫. એક કરતાં વધુ શબ્દોના બનેલા મોટા નામને ઘણીવાર તેના શબ્દોના પહેલા અક્ષરોના ટૂંકા નામથી ઓળખવામાં આવે છે. દા. ત. યુ એન ઓ–યુનાઇટેડ નેશન્સ ઓર્ગેનિઝેશન, એન ટી ઓ—નોર્થ એટલાંટિક ટ્રીટીઓર્ગેનિઝેશન—આ ટૂંકા નામને 'એક્રોનીમ' કહે છે.

૧૬. સિનેમેટોગ્રાફી અથવા ફરતાં ચિત્રો બનાવવાની જગ્યા, Kinema નામના મૂળ શબ્દ જેનો અર્થ હાલચાલ થાય છે તેના ઉપરથી એ શબ્દ આવ્યો છે.

૧૭. બ્રિટિશ સંશોધક વિલિયમ ફ્રીઝ ગ્રીન.

૧૮. 'ધ જાઝ સિંગર'—૧૯૨૭ માં પ્રથમ બતાવવામાં આવ્યું હતું.

૧૯. કરુણરસ પ્રધાન અને હાસ્યરસ પ્રધાન.

૨૦. વધારે પડતો હાસ્યરસ ધરાવનાર નાટકને.

૨૧. 'માઈક્રો' એ મૂળ ગ્રીક શબ્દ 'માઈ-





કોસ' ઉપરથી થયો છે જેનો અર્થ થાય છે 'નાનું.' માઈક્રોસ્કોપ દ્વારા ઝીણામાં ઝીણી વસ્તુ મોટી કરી જોઈ શકાય છે અને માઈક્રોફોન દ્વારા ઝીણામાં ઝીણો અવાજ મોટો કરી સાંભળી શકાય છે.

૨૨. અમ્માન.

૨૩. ડેવિડ બેન–ગુરિયોન.

૨૪. શસ્ત્રકાપમાં પાક ન થાય એવી દવાનો ઉપયોગ કરનાર તેઓ પ્રથમ અંગ્રેજ દાક્તર હતા.

૨૫. એલ્યુમિનિયમ.

૨૬. ફ્રાન્સમાં 'આર્ટોઈઝ' નામના પ્રાંતમાં ૧૧૨૬માં આવી જાતનો કૂવો ખોદાવવામાં આવ્યો હતો અને તે ઉપરથી આ જાતના કૂવાને 'આર્ટિઝિયન વેલ' કહેવાય છે.

૨૭. ઇથિયોપિયા.

૨૮. પેસિફિક સમુદ્રમાં ન્યૂઝીલેન્ડની ઉત્તરે.

૨૯. ઝેરી પદાર્થો, તેના ગુણધર્મો અને માનવ શરીર ઉપર તેની અસર–એને લગતા વિજ્ઞાનને ટોક્સિકોલોજી કહે છે.

૩૦. સ્વીડનના એક નિષ્ણાત એન્ડર્સ સેલ્સિયસે ૧૭૪૨ માં એની શોધ કરી હતી એ ઉપરથી તે નામ પડયું છે.

૩૧. ટાંગાનીકા—પ્રમુખ જુલિયસ નીએરેરે.

૩૨. હાફિઝ ૧૪મી સદીના એક મહાન પર્શિયન કવિ હતા. ઈરાનમાં શિરાઝ ખાતે હજી તેમની કબર જોવા મળે છે. શિરાઝ ગુલાબ, મદિરા અને હાફિઝ માટે પણ જાણીતું છે.

૩૩. ભાષાના વિજ્ઞાનને અંગ્રેજીમાં ફાઈલોલોજી કહે છે.

૩૪. કેરાક્સ. વસ્તી ૧,૬૦૦,૦૦૦.

૩૫. ચાર્લ્સ, પ્રિન્સ ઓફ વેલ્સ. જન્મ ૧૯૪૮ની ૧૪મી નવેમ્બર.

૩૬. જપાનમાં ટોકિયો ખાતે.

૩૭. ટિકિટ સંગ્રહ કરનારને.

૩૮. યુગાન્ડા. એની સ્વતંત્રતા નિમિત્તે યોજાયેલા સમારંભમાં ના. રાણી વતી ડયુક ઓફ કેન્ટે હાજરી આપી હતી.

૩૯. મેરી ક્યુરી. તેઓ પોલાન્ડમાં જન્મ્યાં હતાં અને ૧૮૯૫ માં ફ્રાન્સમાં પીર ક્યુરીને પરણ્યાં હતા.

૪૦. બુએનોસ એરિસ. વસ્તી ૪,૦૦૦,૦૦૦.



બ્રિટનમાં બ્રિસ્ટલ ખાતેની એક પેઢીએ એક મિનિટમાં ૧૦ ઈંચ × ૧૦ ઈંચની ૨૦૦૦ કાગળની થેલી બનાવે તેવું યંત્ર બનાવ્યું છે. મોટા કદની ૨૨" × ૧૮"ની થેલીઓ મિનિટમાં ૬૦૦ બની શકે છે જ્યારે તેથી અડધા કદની એનાથી બેવડી તૈયાર થઈ શકે છે. આ ઉપરાંત તેના ઉપર એની સાથે ચાર રંગમાં છાપકામ પણ તે સાથે જ થઈ શકે છે. આ યંત્રમાં થેલીને કાણાં પાડવાનાં, સુંદર લગાવવાનાં અને અક્ષરો ઉપસાવવાનાં સાધનો ગોઠવવાની પણ સગવડ રાખવામાં આવી છે.

# ભારતી સંઘનાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| **શ્રેયોમાર્ગ** શ્રી ચુનીલાલ વ. શાહનું રાજ્ય પારિતોષિક પ્રાપ્ત પુસ્તક | રૂ. | ૩-૨૫ |
| **હૈયાનું ધામ** શ્રી. ચુનીલાલ વ. શાહની પ્રૌઢો માટેની નવી લાંબી વાર્તા | રૂ. | ૧-૦૦ |
| **પાછલે બારણે** શ્રી. પન્નાલાલ પટેલની ગ્રામ્યજીવનની નવલની નવી આવૃત્તિ | રૂ. | ૩-૨૫ |
| **સંસ્કારની સુવાસ** શ્રી. ઈશ્વર પેટલીકરના સંસ્કારપ્રેરક લેખોનો નવો સંગ્રહ | રૂ. | ૨-૦૦ |
| **સર્વોદય પાત્ર** શ્રી. પીતાંબર પટેલની ગ્રામ્યજીવનની વાર્તાઓનો સચિત્ર સંગ્રહ ન. | પૈ. | ૦-૭૫ |
| **શ્યામ** શ્રી. સાને ગુરુજીની શ્રી. જયન્ત પરમાર અનુવાદિત નવી નવલકથા | રૂ. | ૮-૭૫ |
| **ચીંથરે વીંટયાં રતન** શ્રી વિજયકુમાર ત્રિવેદીકૃત સત્યકથાઓનું નવું પુસ્તક | રૂ. | ૩-૭૫ |
| **ઉષા અને અરુણ** શ્રી. ડાહ્યાભાઈ પટેલની દ૦ આફ્રિકાને સ્પર્શતી નવી નવલકથા | રૂ. | ૮-૭૫ |
| **એકલ પંથ પ્રવાસી** શ્રી. ચંદ્રહાસ શેલતે લખેલી નવી સામાજિક નવલકથા | રૂ. | ૩-૨૫ |
| **માડીનું દૂધ** શ્રી. દેવશંકર મહેતાની ધરતીને સ્પર્શતી નવી વાર્તાઓનો સંગ્રહ | રૂ. | ૫-૫૦ |
| **અધૂરાં અરમાન** શ્રી. પ્રહ્‌લાદ બ્રહ્મભટ્ટની નવી સામાજિક નવલકથા | રૂ. | ૫-૫૦ |
| **એક ડાળનાં પંખી** શ્રી પ્રહ્‌લાદ બ્રહ્મભટ્ટની જાણીતી નવલકથાની નવી આવૃત્તિ | રૂ | ૬-૦૦ |
| **પુણ્ય પરવાર્યું નથી** શ્રી. ગુલાબદાસ બ્રોકરકૃત સત્યકથાઓની નવી આવૃત્તિ | રૂ. | ૩-૭૫ |
| **કરુણાદેવી** શ્રી સાને ગુરુજીકૃત જાણીતી બાળવાર્તાની પ્રગટેલી નવી આવૃત્તિ | રૂ. | ૧-૨૫ |
| **રોગ અને આસન** ડૉ. ભૂપતરાય દવે-ડૉ. શંકરલાલ દવેકૃત પુસ્તકની ન. આ. | રૂ. | ૪-૦૦ |
| **સંસાર-સાગરને તીરેથી** શ્રી. રંભાબહેન ગાંધીનો સંસારોપયોગી પત્રસંગ્રહ | રૂ. | ૪-૦૦ |
| **જીવનમધુ** શ્રી. જયન્ત પરમારકૃત જીવનમાં માધુર્ય પ્રેરતી વાર્તાઓનો સંગ્રહ | રૂ. | ૪-૫૦ |
| **આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ** આફ્રિકાના ગુજરાતી લેખકોની વાર્તાઓ | રૂ | ૫-૦૦ |
| **વેડફાતાં જીવતર** શ્રી. બળવંત નાયકકૃત નવી સામાજિક નવલકથા | રૂ. | ૬-૦૦ |
| **અસ્તરીનો અવતાર** શ્રી 'ગૌરીકાન્ત'ની ગ્રામ્યજીવનની નવી નવલકથા | રૂ | ૪-૨૫ |
| **ગુજરાત રાજ્ય પંચાયતધારો** શ્રી. જી. મો. ઠાકોરકૃત પંચાયતોપયોગી પુસ્તક | રૂ. | ૧૦-૦૦ |
| **મીનાક્ષી** આફ્રિકાવાસી બૅરિસ્ટર લેખક શ્રી ડાહ્યાભાઈ પટેલની વાર્તાઓનો નવો સંગ્રહ | રૂ. | ૫-૦૦ |
| **અટંકી વીરો** શ્રી. શ્રીકાન્ત ત્રિવેદીની બાળવાર્તાનો સચિત્ર નવો સંગ્રહ | રૂ. | ૧-૫૦ |
| **વિશ્વની શ્રેષ્ઠ સાહસ કથાઓ** શ્રી. બળવંત નાયક : બા. ગો. વ્યાસ સંપાદિત | રૂ | ૪-૫૦ |
| **મંદારની પરકમ્મા** શ્રી ભાનુશંકર ઓ૦ વ્યાસકૃત આફ્રિકા ખંડ વિષેની પત્રમાળા | રૂ. | ૪-૦૦ |
| **આ પાર, પેલે પાર** શ્રી. ભાનુશંકર ઓ. વ્યાસકૃત નવી સામાજિક નવલકથા | રૂ. | ૮-૭૫ |
| **પ્રેમની પાંખે** શ્રી. બાબુભાઈ કે. પટેલકૃત નવી સામાજિક નવલકથા | રૂ. | ૪-૨૫ |

—: અમારાં આ પ્રકાશનો તેમજ ગુજરાતી સાહિત્યનાં તમામ પુસ્તકો માટે :—

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ ૧૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ અમદાવાદ, ૧

પૂઠું • દીપક પ્રિન્ટરી • અમદાવાદ



તંત્રીઃ ઈશ્વરલાલ મો. દવે ✿ સંપાદકઃ જ્યન્ત પરમાર

વર્ષ ૩૪ · અંક ૧૧-૧૨ (સંયુક્ત) • ફેબ્રુઆરી-માર્ચ ૧૯૬૪



અંક ૧૧-૧૨ (સંયુક્ત)
ફેબ્રુ.-માર્ચ '૬૪
સળંગ અંક ૪૦૭-૪૦૮
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૪
'નવરચના' : વર્ષ ૨૮
સાહિત્ય પ્રેરતું સામયિક

—ક્રમ—



—સૂચના—

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:-

**'ઊર્મિ-નવરચના'**
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ૦
ગાંધીરોડ ૬૪, કર્નાન્ડીઝ બ્રિજ: અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક : ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ. વતી ગાંધીરોડ, ૬૪, કર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઇશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર

કામ

ઘડનારા

આ સહુથી સહેલામાં સહેલું કામ કયું છે? પોતાની મૂર્ખાઈ, ભૂલો અને પાપકર્મોનો દોષ બીજા ઉપર ઢાળી દેવો તે. અને સહુથી મુશ્કેલ કામ કયું છે? આપણી પોતાની ભૂલો, મૂર્ખાઈ અને પાપોનો હિંમતથી સ્વીકાર કરવો તે. પરન્તુ તેના કરતાં પણ વિશેષ મુશ્કેલ કામ એ છે, કે બીજાની ભૂલો, મૂર્ખાઈ અને પાપ કર્મોનો ટોપલો પોતે સ્વીકારી લેવો તે. જે માણસ પોતાની ભૂલો અને દોષો બીજા ઉપર ઢાળી દે છે, તે એવી આશાથી એ કાર્ય કરે છે, કે એ દોષોનાં પરિણામમાંથી બચી જવાશે. પરન્તુ ખરી રીતે તો એનાં પરિણામમાંથી તે પૂરેપૂરો બચતો નથી. એ દોષોના પરિણામે બહારથી થતી શિક્ષામાંથી તે બચી જઈ શકે, પણ તેના અંતઃકરણમાં એક ન્યાયાધીશ બિરાજમાન છે—એનો પોતાનો આત્મા—જે એને અંદરથી ડંખ્યા કરે છે. અને એ તેને છૂપી રીતે, પરંતુ ન્યાયી શિક્ષા કરી રહે છે.

જે પોતાની ભૂલો અને દોષો હિમ્મતપૂર્વક સ્વીકારી લે છે, હિમ્મતપૂર્વક તેને માટેની શિક્ષા ખમી લે છે, તે પોતાના અન્તરના ન્યાયાધીશ સમક્ષ પોતે સહન કરેલી શિક્ષાને કારણે ઊંચું માથું રાખી ઊભો રહી શકે છે.

જે બીજાએ કરેલા દોષો પોતાને માથે લઈ લેવાનું કાર્ય કરે છે, તે પોતાની જાતને ઉન્નત બનાવે છે, એટલું જ નહીં પરંતુ જે માણસને તેના દોષો માટેની શિક્ષામાંથી તે બચાવે છે, તેને પણ ઉચ્ચ પ્રેરણા અને ઉન્નત માર્ગનું દર્શન કરાવે છે. એના ઉદાર માનસથી પેલા ગુનેગાર માણસના ચિત્ત ઉપર સાત્ત્વિક અસર થયા વિના રહેતી નથી.

હા જી, એ કૃત્ય મેં કર્યું છે—એવું હિમ્મતથી સ્વીકારનાર ઉચ્ચ સદ્દગુણ ધરાવનાર ગણાય; 'હવે એવું કામ હું કદી નહીં કરું' એવું પ્રતિજ્ઞાપૂર્વક જણાવનાર વધારે ઉચ્ચ મનોવૃત્તિનો ગણાય, પરંતુ જીસસે વધસ્તંભ ઉપરથી જે પ્રમાણે કહ્યું હતું કે 'પરમપિતા, આ માણસોને ક્ષમા કરજો કારણ કે એ શું કરી રહ્યા છે તે એ સમજતા નથી' એવી પરમ ઉદારવૃત્તિ ધરાવી બીજાના દોષોનો બોજો પોતે ઉઠાવી લેનાર સહુથી શ્રેષ્ઠ સદ્દગુણી ગણાય.*

*'જ્યોતિર્ધર'માંથી સાભાર ટૂંકાવીને

★



'રાજહંસ'

# સમયના શ્રોત-તીર

### ધ્યેયશૂન્યતાની ઉણપ

આફ્રિકામાં કેટલાય દેશ સ્વતંત્ર થયા એ એક ઐતિહાસિક ઘટના છે.

રાષ્ટ્રીય સ્વતંત્રતાનું બળ હોય છે એ વડે ઘણા દેશોમાં એકતા ને જાગૃતિ આવ્યાં છે, કર્મણ્યતા સૂઝી છે, સ્વમાન જાગ્યું છે, મહેચ્છા આવી છે. પરંતુ સ્વાતંત્ર્ય મેળવ્યા પછી એ બળ ઓસરવા માંડે ત્યારે નવા ધ્યેયની ઉણપ જણાય છે. રાષ્ટ્રીય અભિમાનની જગ્યા પૂરે એવું બીજું બળ દરેક દેશને જોઈએ છે પરંતુ એ ક્યાં છે?

નવા દેશો આર્થિક વિકાસ કરી પ્રજાના જીવનધોરણને ઊંચે લાવવા મથે છે. આપણે ત્યાં એ જ કામ સૂઝ્યું છે તેમ બીજા દેશો પણ એ જ રસ્તે જવાના. એની પાછળ બીજા દેશોના સુખ જેવું સુખ મેળવવાની હરીફાઈ છે. સમાજમાં જેમ કુટુંબો વચ્ચે સરસાઈ રહે છે તેમ જુદા જુદા દેશો વચ્ચે આવી હરીફાઈ જામી છે. એમાં બીજાનું સુખ એ એક સીમાચિહ્ન બની ગયું છે. એવું સુખ પોતાના દેશને મળે તે પહેલાં બીજા દેશને એથી કેવો સંતોષ છે તે જાણવા-સમજવાની કોઈને ફુરસદ રહેતી નથી.

દેખીતું છે તે નવા દેશો સમૃદ્ધ દેશની નકલ કરવાના, એમની પાછળ દોડવાના. સમૃદ્ધ દેશો પાસે જો નવાં ધ્યેય હોય તો એ જગતમાં ઝડપથી ફેલાય એવી મોટી તક આજે ઊભી થઈ છે ત્યારે એવાં ધ્યેય દૂર દૂરની ક્ષિતિજો ઉપર પણ દેખાતાં નથી. આજના જગતની આ કરુણતા છે.

આફ્રિકા-એશિયાનાં નવાં રાષ્ટ્રોને ધ્યેયશૂન્યતા એવી તો ઘેરી વળી છે કે એની ઉણપે લોહી રેડાય છે, પરસ્પરના અણવિશ્વાસ વધે છે. ઈર્ષ્યાવાળી હરીફાઈ જામે છે, લશ્કરો મોટાં થાય છે મૂલ્યો નીચે ઊતરે છે. આવી પ્રગતિ જણાય તોયે તે આસુરી માનવી જોઈએ.

### આફ્રિકા ચીન-પાકિસ્તાનને રસ્તે

ચીનના ચાઉ-એન-લી આફ્રિકા-એશિયાના નવા દેશોની મુલાકાતે જઈ આવ્યા ને ત્યાં આપણે ઉગ્ર સામ્યવાદનાં કડવાં મૂળ રોપવા પુરુષાર્થ કર્યો. સંભવ છે કે કેટલાક દેશો એનાં ત્વરિત પરિણામોથી આકર્ષાશે, કેટલાક દેશો સત્તાલોલુપ બની એકહથ્થુ શાસન જમાવશે, કેટલાક દેશો બિનજવાબદારી રાખી ગેરવર્તન ચલાવવાનો સ્વચ્છંદ કેળવશે. અને એથી ચાઉની યાત્રા સફળ થઈ એમ પણ ગણાશે.

આફ્રિકાના દેશોમાં એશિયાવાસીઓ વસ્યા છે. એમાં ગુજરાતીઓ ઘણા છે. જીવનપદ્ધતિ વ્યવસ્થિત અને કરકસરવાળી હોવાથી એમણે પાંચ પૈસા પેદા કર્યા છે. એ ધન ઉપર આફ્રિકનોની નજર પડી છે. ચાઉના સિદ્ધાંતો મુજબ આ ધન પડાવી લેવું જોઈએ, એટલે ધ્યેયશૂન્યતામાં એવી ફાવટ સહેલી લાગશે. પાકિસ્તાને જે કર્યું તે હવે આફ્રિકા કરશે.

પરંતુ લૂંટ કેટલી ટકે? એ પછી તો સ્વભાવ એદી થયો હોય, ઝઘડાખોર બને છે. સ્વચ્છંદમાં પડ્યા પછી સંયમ ભાવતા નથી. ધ્યેય રુચતાં નથી. એવા દેશો જગતના વિકાસમાં અંતરાયરૂપ થઈ પડે છે. અધિકાર પછી જે ફરજ આવી પડે તે ઉઠાવવાની એમને ઇચ્છા થતી નથી. અને પ્રગતિશીલ દેશો ઉપર





એટલો બોજો પડે છે. અધિકાર પછી જે ફરજ આવી પડે તે ઉઠાવવાની એમને ઇચ્છા થતી નથી. અને પ્રગતિશીલ દેશો ઉપર એટલો બોજો પડે છે કે એમનાથી ફરતું કંઈ શોધી શકાતું નથી.

### રાષ્ટ્રસંઘમાં જવાબદારીનો અભાવ

ઘણા મંથન પછી અને ઘણી દીર્ઘદૃષ્ટિ રાખીને રાષ્ટ્રસંઘની સ્થાપના થઈ છે. એમાં જેમ માનવ-અધિકારનાં ઊંચા ધ્યેય મૂક્યાં છે તેમ જવાબદારીનાં રાખ્યાં નથી. આ ભૂલ પછી રાષ્ટ્રસંઘ જે બળ મેળવે તે શોભા પૂરતું હોવાનું.

કોઈપણ ધર્મ પાલન કરવા માટે હોઈ શકે, મનને છેતરવા માટે નહીં. ને જ્યાં એવો ધર્મ નથી તે સંસ્થાનું કેટલું જોર હોય! મીલમાલિકો પોતાની સમાન ફરજોનો ખ્યાલ ન રાખે તો એમનો સંઘ નિર્બળ બને. હેતુઓનો સ્વીકાર હોવો જોઈએ પણ એટલેથી કામ સરતું નથી. એથી કંઈક વિશેષ હોવું જોઈએ. અને તે છે આચરણ, જવાબદારી, કર્મ-ણ્યતા. એના વિના જગતનો સંઘ ન તો નવા દેશોને પ્રેરી શકે, તે તો પોતાની સ્થિતિ સાબૂત રાખી શકે.

રાષ્ટ્રસંઘ સારો હોવા છતાં અને અત્યારના સંજો-ગોમાં અનિવાર્ય હોવા છતાં એ વિસર્જન થવાનો છે એની જગ્યાએ ઓછા દેશો પણ ધ્યેયનિંઠાવાળા અને પરસ્પરનો વિશ્વાસ કેળવી અમુક જવાબદારીઓ પૂરી કરનારા દેશોનો સંઘ આવવો જોઈશે. એ દશ વર્ષમાં આવે કે પચીશ વર્ષમાં એ જુદી વાત છે. જે જવાબદારી અદા ન કરે તેને એ સંઘમાંથી ખસવું પડે, અને જે અંદર રહે તે કષ્ટ સહન કરે પણ ફરજ ના ચૂકે—આવું હોય તો જ દુનિયાનું કામ બને. અને જગતનું કામ બને. અને જગતનું કામ કરી આપનારાં જૂથ નાનાં જ હોય છે.

### સામ્યવાદમાં લોકોનાં હિત

સ્વતંત્રતા પાછળ રાષ્ટ્રવાદ રહેલો છે. એ ધ્યેય હાંસલ થયું. એટલે સામ્યવાદનું ધ્યેય પગદંડો જમાવે એવી સ્થિતિ અત્યાર સુધી રહી. સામ્યવાદને જગતે જોયો. એની નિષ્ઠુરતા પારખીને ભય પણ લાગ્યો. માનવસ્વભાવને એથી કેવી રંજાડ થવા પામે છે તેનો અનુભવ કરી જોયો. એના લાભ મૂલવી જોયા. અને હવે એના ભણીથી લોકમુખ ફરી ગયું છે.

બર્લિનની દિવાલ એ સામ્યવાદની મોટી શરમ છે. દેશમાં બહારથી લોકોને આવવા ના દે એ નિયમ હજી નિભાવી લેવાય. દેશની અંદરનાં માણસોને બળજબરીથી હાંકી કાઢવાનાં અત્યાચારી પગલાં પણ કોઈકવાર વાજબી જણાય, પરંતુ પ્રજાને અંદર જ પૂરી રાખવામાં આવે ત્યારે એનું નૈતિક તળિયું ખુલ્લું પડી જાય છે. ગઈ નાતાલમાં આ દિવાલ-બંદી હળવી કરી ત્યારે લોકોનું જે વર્તન જગને જોયું તે પછી સામ્યવાદે ઘણું વિચારવું જોઈએ.

પ્રજાના અવાજને જ નહીં પણ એમનાં સુખસગવડો છીનવીને સામ્યવાદ પ્રગતિનો આભાસ ઊભો કરતો હતો. એમાં પણ હવે નવો ઝોક દેખાય છે. કહે છે કે રશિયામાં લોકોને વપરાશની ચીજો સરળતાથી મળે એવી તજવીજ થવાની છે. અને રશિયાને પગલે પોલાંડ, ચેકોસ્લોવાકિયા, પૂર્વ જર્મની વગેરે યુરપના દેશો વળવાના એમાં શંકા નથી એ પછીથી ચીન દુરાગ્રહ કરશે, કેમકે એ સિવાય બીજો માર્ગ એણે રાખ્યો નથી. આમ નિરંકુશ સત્તા અને બિનજવાબ-દારી—એ બે ચક્રો ઉપર જેને રથ હાંકવા છે તે દેશો ચીનની ધજાને આવકારશે.

સામ્યવાદમાં લોકો નામ પૂરતા હતા. હવે એમનાં હિત જોવાં પડશે.

### વિસર્જન બળનું કે હિંસાવૃત્તિનું?

૧૯૬૪ના આરંભમાં આપણે દાવો કરવો જોઈએ કે યુદ્ધની તંગદિલી ઘટી છે. લશ્કર અને શસ્ત્રસરં-જામ પાછળની દોટ અટકી નથી તો પણ એનો દોર છૂટો રહ્યો નથી. આ પરિસ્થિતિ લાવવા અમે-

રિકાએ સારો પુરુષાર્થ દાખવ્યો છે અને રશિયાએ શાણપણવાળી હિંમત દાખવી છે.

એ પરિસ્થિતિને ઓળખી લઈ સૌએ એને વધાવવી જોઈતી હતી ત્યારે ફ્રાન્સ, ચીન અને પાકિસ્તાન— એમણે પોતાના અધિકાર આગળ ધર્યા છે, ને જગતના હિતની આડે ઊતર્યા છે. આવું ભંગાણ પાડવું સહેલું છે કેમકે એવી નાગાઈ માટે સજા થવાની નથી એવી એમને ખબર છે. પરંતુ આવો ઐતિહાસિક દ્રોહ જગત કેમ ભૂલી શકશે?

આપણે કાશ્મીર અને નેફા–લડાખના મોરચે યુદ્ધ જોયાં છે અને એની અસર એક છેડેથી બીજા છેડે પહોંચી છે છતાં એની જે ભીષણતા યુરપ અને હિંદી ચીનમાં ભોગવાઈ છે એની આપણે ક્યાંથી કલ્પના કરવાના હતા? સૈકાઓ સુધી આપણે પરદેશીઓનાં આક્રમણો વેઠયાં છે તો પણ આજની યુદ્ધપદ્ધતિ આગળ એ યુદ્ધની કેટલી વિસાત!

કહે છે કે યુદ્ધ એ વિકાસને ગતિ આપનારું બળ છે. એકઠી થયેલી આસુરી શક્તિ વહી જવાનું એક સાધન છે. હજારો વર્ષ સુધી માનવીને માથે એ ચોંટયું છે. ને હવે જાય તો જ નવાં ધ્યેય સૂઝે. એના વિદાયયજ્ઞ શરૂ થયા છે ત્યારે એમાંય હાડકાં નાખનારા નીકળવાના—એમનો એ જ દરવાજો રહેવાનો છતાં એમ કર્યે આવા યજ્ઞ અટકતા નથી.

બળ રાખીને એના ઉપયોગ ઉપર નિયંત્રણ રહે એવી નવી ક્ષત્રિય રચના જગતની સામે ઊભી છે. વિસર્જન બળનું ના જ હોઈ શકે. એવી અહિંસા પ્રાકૃત છે, કાયરતા નીપજાવનારી છે. અહિંસા વૃત્તિ પ્રધાન થાય તો જ એ દીપે.

### કાશ્મીર દેશમાં ભળી જાય

કાશ્મીરના જોડાણની વાત ઢીલમાં પડી હતી તે પાકિસ્તાનની અવળચંડાઈને લીધે હવે ઝડપથી આગળ વધશે. હિંદના બીજા ભાગોની જેમ જ્યારે એનું એકમ સમાન ગણાય તે પછી એના વિશેષ અધિકાર ના જ રહે. નેફા વિસ્તારમાં પણ આમ જ થવું જોઈએ. હિમાલયના રમ્ય ને ફળદ્રુપ વિસ્તારમાં ઉદ્યમી લોકોને વસાવી એ પ્રદેશને આપણે સમસ્ત દેશના લાભમાં કરવા જોઈએ. સ્વીત્ઝરલેંડને ટક્કર મારે એવી આબોહવા અને જમીન ધરાવતા ઘણા પ્રદેશો હજી વાઘ ચિત્તા અને નાગ માટે અનામત રહ્યા છે, અને આદિવાસી કે પછાત અને ગરીબ પ્રજાને આધીન રાખી મૂક્યા છે, તેમાં હવે હિંદીઓનો રસ જાગવો જોઈએ.

બ્રિટને હિન્દ છોડયું ત્યારે પાકિસ્તાનનો જે પથરો એણે નાખ્યો છે તેના ઉપરથી હજુ એનો હાથ ઊઠયો નથી. આ દેશની મૈત્રી રાખવા છતાં એનું અહિત કરતા રહેવાની ચળ એને વારંવાર થતી રહે છે. ચીનના હુમલા વખતે એણે જે મદદ કરી તેની કિંમત વસૂલ કરવા એ હિંદની ગરદન હજી ઝૂકાવવા મથે છે. કેમ જાણ્યું કે પૂર્વ પાકિસ્તાનમાં હિન્દુઓ ઉપર જે અમાનુષી અત્યાચારો ગુજરી રહ્યા છે તેમાં બ્રિટનની મેલી વિદ્યા નહીં હોય!

જયપ્રકાશે કાશ્મીરના પ્રશ્ન ઉપર પાકિસ્તાન સાથે સમાધાન કરવા જણાવ્યું છે, આવું નિવેદન સાવ કવખતનું છે, દ્રોહી છે, દેશને મુંઝવણમાં મૂકનારું છે. જયપ્રકાશે ઘણીવાર હોડીઓ બદલી પણ રાજકારણની ગંગા પાર કરી શક્યા નથી, જય નહીં પરાજય લાવે એવા જ રહ્યા છે. લોહીઆ ને જયપ્રકાશ જેવા લોકશાહીમાં નભી જાય છે, નહીં તો તેમની જબાન ક્યાંથી સાબૂત રહી શકત!

### નવી દિલ્હીની આવતી કાલે

નેહરુની માંદગી વેળા દેશની આંખ ઊઘડી છે. સૌને જણાયું છે ચીન-તિબેટની ભૂલ છતાંયે એમણે દેશને આગળ ખેંચ્યો જ છે. એવી ઉદાર લોકશાહીમાં ઘણા જણે ગેરલાભ ઉઠાવ્યો છે તો યે એ નહીં હોય ત્યારે શું થશે એ ફિકર દેશભરમાં ફેલાઈ છે ને પરદેશમાં પણ એ ચિંતા રહી છે.

નેહરુ પછી મોરારજીનું આસન લગભગ નક્કી હતું પરંતુ એમણે પોતે સ્વભાવમાં રહેલી તોછડાઈને લીધે તે ડગમગાવ્યું છે. એમનું અહમ્ લોકોને

ભાવ્યું નથી, એ લોકપ્રિય નથી થઈ શક્યા, એમના ત્યાગ ઓછા પડ્યા છે, ધ્યેયનિષ્ઠા મોળાં જણાયાં છે. એ સ્થિતિ હજીયે નિવારી શકાય તેવી છે. જો મોરારજી પોતાની પ્રકૃતિ ઉપર કાબૂ મેળવે તો!

નેહરુનું સ્થાન લેવા જયપ્રકાશે ઘણી ધીરજ રાખી પણ તક મળી નથી. ને મોહ છૂટ્યો નથી. મેનને દાવ ખેલ્યો પણ પાસા ઊંધા પડ્યા છે. ઉમેદવારીથી નેહરુનું સ્થાન મળે એમ નથી. જે નથી માગતા એમને લાગે એ જગ્યા જવાની છે. ને જે ત્યાં બેસશે તે નેહરુના મુકાબલે ઓછા જણાવાના છે, ટૂંકા ગાળા માટે જે કોઈ આવે તે પોતાનો પ્રભાવ નહિ, એનો અભાવ જાહેર કરી છૂટશે.

આપણે ઇચ્છવું જોઈએ કે બહોળી કેબિનેટ ભલે હોય પરંતુ એમની પાછળ નાની શક્તિશાળી સમિતિઓ હોવી જોઈએ. જવાબદારી ઉઠાવી શકે એવી ત્રણ–ચાર વ્યક્તિઓનું એમાં સ્થાન હોઈ શકે. તો જ પરસ્પર વિશ્વાસ વધે અને કામનો ઝડપી નિકાલ થઈ શકે. ત્રણ કે ચાર મોં સુધી ઠીક, દશ મુખ તો રાવણના હોય!

કોંગ્રેસે કામરાજ યોજના ભલે અજમાવી, હવે એથી વિશેષ કરવાની જરૂર પણ રહી છે. કોંગ્રેસની ત્રુટિઓ ઉપર વિરોધપક્ષે ઠીક ઠીક ચરી લીધું પણ તેથી એ પ્રાણીઓ જેવા જ રહ્યા છે. એમની પાસે નથી ટેવ કે નથી નિષ્ઠા. એમણે બીજાની નબળાઈ ધાવી છે. પછી બળ ક્યાંથી ઊગવાનું હતું! નેહરુને આઘાત આવી પડે ત્યારે પણ દેશ એમનો વિશ્વાસ નહીં જ કરી શકે. એટલે જેમ સમય વીતે છે તેમ વિરોધપક્ષોની નબળાઈ પણ વધતી જવાની. દેશનું એ બાળક જન્મ્યું ત્યારનું જ માપકાંગલુ છે. આ દેશની સારી પ્રણાલિકાઓ તરફ એને પ્રીતિ નથી થતી તે વાત હવે તો સહુ સમજી ગયા છે. અને વિરોધપક્ષ એટલે સામ્યવાદ એટલો જ નહીં, સ્વતંત્ર પક્ષ પણ ખરો. સમાજવાદીઓ તો બીજ ભૂક્યા જેવા છે—જાતે જ તૂટી મરવાના છે.

નવી દિલ્હીની આવતી કાલે કોઈ એક જ વ્યક્તિ નથી, ભલે જેને પેચ લડવા હોય તે લડે.

### નાની છૂટ વડે મોટા ગુના ટાળવા

ને છેલ્લે મુંબઈના મુખ્ય પ્રધાને દેશની સામે સાડા ત્રણ ટકાનો આસવનો પ્યાલો ધર્યો છે. કહ્યું તો નથી કે પી લો પણ એની ખબર સાંભળીને લોકોની જીભ સળવળી છે. મન થયું છે કે પી લેવા દો. લાગે છે કે એ નાની છૂટ આપવી જોઈએ અને મોટા ગુના થતા હોય તો તે નિવારવા જોઈએ. ક્ષતિઓને એક પગથિયે હેઠે ઉતારીને જોવામાં કશું દુરસ્ત નથી. એમ નહીં થાય તો વંચના વધશે અને આપણે અજાણતાં ઊંડા ખાડામાં ઊતરી ગયેલા દેખાઈશું.

પ્રજાને ઉત્સવ ગમે છે, અને ઉત્સવમાં ખાણીપીણીની જરૂર જણાય છે. થોડી છૂટછાટ નાનાં વર્તુળોમાં અને ખાનગી હમે રાખી હોય તો? એટલે પ્રયોગ કરી લેવો જોઈએ. એમાં જીદ રાખવી ઠીક નથી. એથી મદ્યનિષેધ વધે એટલું જ જાળવવું રહ્યું.

સાડા ત્રણ ટકાનું પીણું દેશમાં થવું જોઈએ, તે આરોગ્યપ્રદ હોવું જોઈએ, સસ્તું પણ રહેવું જોઈએ—જેથી એની આવક ઉપર સરકારી ડોળો ફરતો ના રહે. અને પચીસેકથી મોટી મિજલસમાં કે કોઈ પણ જાહેર સ્થળે એના ઉપયોગ ઉપર પ્રતિબંધ રહેવો જોઈએ.

આ છૂટ વ્યક્તિની ગણાય—સમાજની નહીં.



ઈશ્વર પેટલીકર

# હૂંફભર્યો સહચાર

સહચારમાં સાચી હૂંફ તો ત્યારે મળે કે એ સહચાર એકમેકને ઓતપ્રોત કરી દેતો હોય. પતિ-પત્નીનો સહચાર આવી હૂંફ આપી શકે. આ હૂંફ મેળવવામાં જે કોઈ સ્ત્રી કામિયાબી પામે, જે પુરુષ સફળ બનાવે તેમના લગ્નજીવનમાં સંવાદિતા હોય, જીવનની મીઠાશ હોય...

પ્રેમલગ્નની નવવધૂ હોય કે રૂઢિલગ્નની હોય, તે પતિનો વધુમાં વધુ સહચાર ઝંખે છે. સહચાર એ પ્રેમમાં વૃદ્ધિ કરે છે અને અપરિચિત પતિપત્નીમાં પ્રેમ પ્રગટાવે છે. પરંતુ એ ત્યારે બને કે પતિને નવોઢાની એકલતા અને પિયરના પ્રેમથી વંચિત થયાના એના ભાવની કલ્પના હોય. આવી એકલતા બાળલગ્નની નવવધૂને સાલે છે અને પુખ્ત ઉંમરની શિક્ષિત કન્યાને ન સાલે તેમ માની લેવું બરાબર નથી. એના પ્રમાણમાં ઓછોવત્તો ભેદ હોઈ શકે. પણ એ સ્થિતિ મુદ્દલ ન હોય તે સાચું નથી. કોઈ કોઈ વખત આપણી કલ્પનામાં પણ ન આવે તેવાં પરિણામો આ સહચારનો અભાવ લાવી મૂકે છે.

એક ડબલ ગ્રેજ્યુએટ યુવક નોકરીએ વળગ્યા પછી ગ્રેજ્યુએટ કન્યાને પરણ્યો. એ વિવાહ થતાં પહેલાં એણે બીજી છોકરીઓ પણ જોઈ હતી. દેખાવમાં ઊતરતી હતી. છતાં એણે એને કેમ કરી પસંદ કરી તે વડીલોને સવાલ થયો હતો. એણે કન્યાનું ભણતર અને એના કુટુંબનું શિક્ષિતપણું લક્ષમાં લીધું હતું એના ઉપર જ પસંદગી છોડી હતી એટલે કન્યાનો દેખાવ એણે જોવાનો હતો માની વડીલોએ સંમતિ આપી. એ લગ્નમાં કન્યાની ગરજ જોઈ વરપક્ષે છેલ્લી ઘડીએ લેવડલેવડની માગણી રજૂ કરી હતી અને તે જો ન આપે તો વર માયરામાં બેસવા તૈયાર ન હતો ! જાન આવી ગઈ હતી એટલે કન્યાને પરણ્યા વિના વર પાછો જાય તો પોતાની પ્રતિષ્ઠા જાય માની કન્યાપક્ષે માગણી સંતોષી.

વિવાહના શુભ કામમાં આ અપશુકને જે શરૂઆત કરી તે પછી પણ ચાલુ રહી. પુખ્ત ઉંમરે પરણ્યા પછી એવાં જુવાન વર-વધૂ જાતીય સંબંધથી મુક્ત રહે તેવું શી રીતે બને ? કન્યાનું કહેવું હતું કે પ્રથમ રાતથી જ પતિએ તે સંબંધ ટાળ્યો હતો. તે પછી એ બે ત્રણ વખત સાસરે ગઈ, પરંતુ પતિએ એની સાથે શરીરસંબંધ બાંધ્યો ન હતો. એક ગ્રેજ્યુએટ થયેલી કન્યાને આ માનસિક સ્થિતિ એના ભ.વિજીવનનો ભય કેટલો વધારી મૂકે ? પહેલે વખતે એ પિયર ગઈ ત્યારે આવી અસાધારણ દશા કહેતાં એની જીભ જ ન ઊપડી. પરંતુ આ દુઃખ એ ક્યાં સુધી છૂપાવી રાખે ? એ જાણીને એનાં વડીલો કે ત્રાહિત શું અનુમાન કરે ? પુખ્ત ઉંમરનો, સ્વેચ્છાએ પરણેલો શિક્ષિત યુવક શરીર-સંબંધ ટાળે એનો અર્થ એ જ કે એ નપુંસક હોવો જોઈએ. બીજો સવાલ એ પણ થાય કે, જો એવું હોત તો એ પરણે શું કામ ?

પરંતુ આ યુવકે એ દોષનો ટોપલો કન્યા ઉપર જ નાખ્યો. એના જાતીય અવયવો શરીરસંબંધ બાંધી ન શકાય તેવા ખામીવાળા છે !

પરિણામે, બંને જણે લગ્નજીવન ગાળવાલાયક પોતે છે તેવાં ડૉક્ટરી સર્ટિફિકેટ મેળવ્યાં. એ ઉપરથી એમ જ લાગે કે બંનેમાં શારીરિક ખામી નથી, પણ કંઈ જુદી જ ગાંઠ પડેલી છે. જો કે એ સર્ટિફિકેટો અંગે પણ બંનેએ શંકાની નજરે જોયું હતું. બંનેએ એકબીજાને સાથે રાખી ડૉક્ટરી તપાસ કરાવી ન હતી એટલે તેમાં બીજી વ્યક્તિની તપાસ કરાવી સર્ટિફિકેટ નહિ મેળવ્યાં હોય તેની શી ખાતરી ? એના નિવારણમાં પ્રતિષ્ઠિત વ્યક્તિની હાજરીમાં તપાસ કરાવી છે તેમ બંનેએ બચાવ કર્યો હતો. આ અંતર ઘટવાને બદલે વધતું ગયું છે અને છેવટ એનું જે પરિણામ આવે તે છૂટાછેડાએ પહોંચ્યું છે. યુવકે છૂટાછેડા માગ્યા છે. એટલે એમ અનુમાન થાય છે કે જો એ લગ્નજીવન ગાળી શકે તેમ ન હોય તો





એ લગ્નવિચ્છેદ લેવા ઉત્સુક શા માટે બને ? કન્યા સામે છેડે સમાધાન થતું હોય તો કરવાની આશા ધરાવે છે. એ ગણતરીએ કે પતિ વિષે એના વર્તનથી જે અનુમાન તારવ્યું છે તે સર્ટિફિકેટ પ્રમાણે જો ખોટું હોય તો ? મતલબ કે, સો ટકા એનું અનુમાન સાચું છે તેવી ખાત્રીમાંથી એ ડગી ગઈ છે. જો કે હવે સમાધાન થાય તેવાં ચિહ્ન ઝાંઝાં રહ્યાં નથી.

આ ઉદાહરણ હજારો લગ્નમાં એકાદ કિસ્સો આવો નીકળે તેવું અપવાદરૂપ ગણાય, છતાં અહીં તે એટલા માટે ટાંક્યું છે કે વિવાહ વખતે લેવડદેવડના પ્રશ્ને બંનેનાં મન ઊંચા ન કર્યાં હોત, અને કર્યાં છતાં પણ બંને એકબીજાના સદ્દ્ચારમાં નીકટ આવ્યાં હોત તો એકબીજાંગે જે જાતનું સામસામું અનુમાન કર્યું તે ટાળી શકયું હોત, અગર એવું અનુમાન કરવા જેવા સંજોગો ઊભા થયા ન હોત, અગર થયા હોત તો પણ એકબીજાને સમજવા ધીરજપૂર્વક પ્રયત્ન કર્યો હોત. લગ્નવિચ્છેદ સુધી પહોંચેલી કરુણતા ટાળી શકાઈ હોત તેવું ભવિષ્ય ભાખી શકું તેવો નજુમી હું નથી. પરંતુ જો બંને સદ્દ્ચાર દ્વારા નજીક આવ્યા હોત તો આ કરુણતા જેટલી ઝડપે સર્જાઈ અને ટોચે પહોંચી તેવું ઝડપી પરિણામ ન આવ્યું હોત એ તો ચોક્કસ.

આવું અપવાદરૂપ બને છે, પરંતુ પતિ-પત્નીને એક બીજા અંગે શરૂઆતમાં જે છાપ પડે છે તે ભાવિ આકારમાં ભાગ ભજવે છે. આ સંજોગોમાં પતિએ નવવધૂને પ્રથમ છાપમાં નિશ્ચિત બનાવી દેવી જોઈએ કે પિયર ત્યજીને લગ્નની જીવનયાત્રા એણે સાસરીમાં આવીને શરૂ કરી છે તેમાં સાસરિયાં એની સાથે ઓછાંવત્તાં હશે તો પણ એ પોતે સદાય એની સાથે છે. કોઈ પણ મુશ્કેલી આવે કે એના પક્ષે દોષ હશે તો પણ તે કારણે એ એને છોડી દેશે નહિ. બંનેએ એકબીજાને સાથે લઈને જીવનયાત્રામાં ચાલવાના લગ્નવેદી સમક્ષ શપથ લીધા છે તે બોલને એ પાળવાનો જ છે. પતિએ કેવળ આ ભાવ મોંએ બોલીને સંતોષ માનવાનો નથી, પરંતુ તે આચરી બતાવીને પત્નીને ખાતરી કરી આપવાની છે.

નવવધૂ પતિનો સદ્દ્ચાર ઝંખે છે એટલે એનો અર્થ એવો નથી કે એનો પતિ એના મુખારવિંદ સામે ચોવીસેય કલાક તાકી રહે અને તે એની ફરજો પણ અદા ન કરે. આપણે જૂના મિત્રો છીએ કે જે આપણા મિત્રો છે, તે સૌ કંઈ કામકાજ મૂકી ભેગા થઈને બેસી રહેતા નથી. વળી જે મિત્રો નજીકમાં રહેતા નથી તે રોજ મળી શકતા નથી. વળી નજીકના મિત્રો દરરોજ મળે છે તેવું પણ નથી. સાચા મિત્રો વચ્ચે કાંઈ છાનું હોતું નથી, બંને એકબીજાના સાન્નિધ્યમાં અંતર ખોલે છે. બંને એકબીજાના હૃદયમાં પ્રવેશેલા હોય છે. નવવધૂ સદ્દ્ચાર દ્વારા આ વસ્તુ માગે છે—પતિ એના અંતરમાં પ્રવેશવા દે અને પોતાના અંતરમાંય એ પ્રવેશે. સાથે રહેવું એનો અર્થ સદ્દ્ચાર એ સાચું નથી. આપણે એવા કેટલાય પાડોશીઓને ઓળખતા હોઈશું કે એ લોકો આડી દીવાલ જેટલા નજીક રહેતા હોવા છતાં ક્યારેય એકબીજાની નજીક આવી શકતા નથી. એ પાડોશીઓ વચ્ચે અબોલા હોય છે તેમ પણ નહીં. એ વ્યવહાર રાખતા હોય છે અને એકબીજાને ત્યાં જતા પણ હોય છે, છતાં મિત્ર સમક્ષ એનો જે રદિયો આપે છે તેમાં એમનું અંતર કળાઈ જાય છે. પાડોશી તરીકે પાનું પડ્યું છે એટલે વ્યવહાર નથી રાખતા તો આપણી સંસ્કારિતા લજવાય છે.

પતિપત્નીએ પણ પોતાનું અંતર તપાસવાનું છે—બંનેને લગ્નથી પાનું પડ્યું માટે સાથે રહો છો અને સંસ્કારિતા ન લજવાય માટે સારો વર્તાવ એકબીજા સાથે રાખો છો એવી જ જો તમારી સ્થિતિ હશે તો તમે પતિપત્ની કરતાં પાડોશીઓ છો તેમજ માનજો. પાડોશીઓ આજુબાજુના મકાનમાં રહે છે અને તમે એક મકાનમાં રહો છો એટલો એમાં ફેર છે. પાડોશીઓના હિતસંબંધો જુદા છે અને તમારા હિતસંબંધો એક છે એય ફેર ખરો. પરંતુ

પાડોશીઓ વચ્ચે જે હૃદયનું જુદાપણું છે તે જ તમારી વચ્ચે છે. પછી ભલે તમે પતિપત્ની હોવાથી સાથે રહેતાં હો. આવા સથવારાને સહચાર કહી ન શકાય. એકબીજાનું અંતર ઊઘડવા ઉત્સુક હોય તેવી સ્થિતિ પતિપત્નીમાં પ્રવર્તી હોય ત્યારે એમણે સહચાર સિદ્ધ કર્યો છે તેમ કહી શકાય.

નવદંપતીએ એની શુભ શરૂઆત કરવાની છે. પતિએ એકલાપણાનો ભાવ સેવતી નવોઢા સમક્ષ પહેલ કરવાની છે. જે ઘરમાં એ આવી છે તે એનું અજાણ્યું છે. એનો પરિચય આપવો એ એનું પહેલું કર્તવ્ય છે. એ કર્તવ્ય પતિ ક્યારે સારી રીતે બજાવી શકે—એ પોતે પોતાના ઘરનાંને અને પોતાની જાતને સારી રીતે ઓળખતાં હોય કે ઓળખવા એણે પ્રયત્ન કરેલો હોય. માતા તરફ સંતાનને અનહદ ભક્તિભાવ હોય છે. મુખ્યત્વે, પિતા સંતાનના અંતરમાં આદરપાત્ર હોય છે અને માતા પૂજાપાત્ર હોય છે. આ ભક્તિભાવને લીધે શું કન્યા, કે શું વર પોતાની માતાની મર્યાદાઓ પૂરેપૂરી ઓળખી શકતાં નથી. અને જો ઓળખતાં હોય તો એની લાગણી દુભાય તે રીતે ન્યાયના પક્ષે વર્તતાં અચકાય છે. આ સંજોગોમાં પતિએ માતાનું હૂબહૂ ચિત્ર આપવું જોઈએ કે જેથી એને રાજી કરીને શી રીતે વર્તવું તેનો ખ્યાલ નવવધૂને આવી જાય. એવું ચિત્ર જો બિહામણું હોય તો આવતાંવેંત એ ભડકી ન જાય માટે તે હૂબહૂ ન આપતાં એ ભાર ઝીલી શકે તેમ ધીરે ધીરે એનો ખ્યાલ આપવો જોઈએ.

વહુને માટે સાસુ ખરાબ જ છે એવો ખ્યાલ પણ ખોટો છે. સાસુ એ સ્ત્રી છે અને સ્ત્રી સામાન્ય રીતે રૂઢિપરાયણ હોય છે તે એના સ્વભાવની ખાસિયત દુનિયાની બધી સ્ત્રીઓની બાબતમાં સ્વીકાર પામેલી છે. એના મૂળમાં એનો દોષ કે વિકૃતિ નથી રહેલાં પણ પ્રકૃતિ રહેલી છે. સ્ત્રીને કુદરતે માતૃત્વની કારકિર્દી સોંપેલી છે. બાળકનું સંરક્ષણ અને સંવર્ધન એ એની અંતરની મહેચ્છા છે. આ વૃત્તિને લીધે એ સલામતી ઝંખે છે અને એ સલામતી ચાલી આવતી જીવનરીતિમાં સૌને દેખાય છે—સ્ત્રીને સવિશેષ. આથી સાસુ રૂઢિપરાયણતાને વશ થઈ વહુને ટોકે છે, એની જીવનરીતમાં એક પેઢીનું અંતર હોય છે એ જ એનો ગજગ્રાહ છે. જે મા અને દીકરી વચ્ચે પણ નજરે પડે છે. પરંતુ બંને વચ્ચે લોહીની સગાઈ છે. એટલે દીકરી એની ઉપેક્ષા કરે છે અને માતા ઘરછોડ કરે છે. સાસુ-વહુમાં એ બનતું નથી એટલે સમાજની આંખે ચડે છે. આ સ્થિતિ વહુ એક પેઢી પછી સાસુ બને છે ત્યારે એવી જ રૂઢિપરાયણતાને વશ થઈ નવી પેઢીની વહુની રીતરસમમાં અસલામતી જોઈ એ જ ગજગ્રાહ ચાલુ રાખે છે.

સ્ત્રીને પ્રકૃતિ તરફથી મળેલી આ વૃત્તિ સમજી લઈને નવવધૂએ સાસુને ઓળખવાની છે. પતિએ એને ઓળખવાની છે. અને જ્યાં માતા સામે પત્નીના પક્ષે ઊભા રહીને વર્તવાનો પ્રસંગ આવે ત્યારે માતૃભક્તિમાં ખેંચાઈ જઈને ભાગેડુ વૃત્તિ બતાવવાની નથી. મોટે ભાગે એવું બને છે કે યુવક માતાનો દોષ સમજતો હોય છે, પરંતુ માતૃભક્તિમાં ખેંચાઈ એ પત્નીના પક્ષે ઊભો રહેવા તૈયાર હોતો નથી અને તું તારે માતા સાથે સારો સંબંધ જાળવ્યા કર તેમ એ શિખામણ આપતો રહે છે.

એક યુવકની કૉલેજ કારકિર્દી ઘણી તેજસ્વી હતી તેથી એના પ્રત્યે આકર્ષાઈને એનાથી એક વરસ પાછળ ભણતી વિદ્યાર્થિની એના પ્રેમમાં પડી. બંને પરણ્યાં. યુવક ઘણો મઝાનો હતો. પરંતુ એની માતા ગરીબાઈમાંથી, કઠણાઈભર્યા જીવનમાંથી અને રૂઢિજડ વાતાવરણમાં જીવેલી હતી તેથી એની સાથે એ નવવધૂને રહેવું વસમું થઈ પડ્યું. માતા વિધવા હતી એટલે એને છોડીને જુદા રહેવાનું યુવક કલ્પી શકતો ન હતો એ જ વિધવા માતાએ પેટે પાટા બાંધી એને ભણાવ્યો હતો. એનામાં માતૃભક્તિ એટલી ભારોભાર પડી હતી કે માતાનો અન્યાય એ નજરે જોતો અને સમજતો છતાં એને દુઃખ થાય

તેમ કંઈ કહેવા તૈયાર ન હતો. પત્ની પ્રત્યે એને ભારોભાર પ્રેમ હતો અને તેથી એની સમક્ષ એ આંસુ પણ સારતો હતો. પત્નીને પતિ પ્રત્યે એવો જ ભારોભાર પ્રેમ હતો, તે સાથે એના પિયરના ઉછેર પ્રમાણે આ જાતનો સાસુનો માનસિક ત્રાસ વેઠી લેવાનું એના ગજા બહારનું હતું. સાસુ વિરુદ્ધ ફરિયાદ કરવાથી પતિની માતૃભક્તિ આક્રંદ કરી ઊઠતી હતી તે સ્થિતિ અનુભવ્યા પછી અને તેમાંથી કંઈ માર્ગ નીકળે તેમ ન હતો, એ જાણ્યા પછી નાહક પતિને દુઃખ કરવા કરતાં એ દુઃખ પોતે જ શું કામ ગળી ન જવું તેમ માની વહુએ છાને ખૂણે આંસુ સારવા માંડ્યાં. પતિ સમજતો હતો કે બંને વચ્ચે સાહચર્ય છે એટલે પત્ની પોતાનાથી કંઈ છૂપાવતી નથી. માતાના વર્તનને સમજીને સહી લેતી હતી તેવી જ એ ભ્રાંતિમાં રહ્યા કર્યો. સહચારમાં આડપડદો આવી ગયો હતો તેની એને ખબર ન પડી, પત્નીએ ન પડવા દીધી. પત્નીએ વેઠાય ત્યાં સુધી વેઠ્યું પણ એની સહનશક્તિ ખૂટી ગઈ એટલે પતિને નામોશી ન આવે માટે પિયર જઈને ઘાસતેલ છાંટી એ બળી મરી !

આ કિસ્સામાં પતિએ સહચાર આપ્યો હતો પણ એના આનુસંગિક પગલાં તરીકે એને હૂંફ-રક્ષણ આપવાં જોઈએ તેમાં એ નિષ્ફળ ગયો હતો. જે દાંપત્ય ખીલી નીકળવાના સંજોગોવાળું હતું તે આ એક જ કારણે કરુણતામાં પરિણમ્યું. એ સ્ત્રીની જગાએ બીજી વધુ સહનશીલ સ્ત્રી, રૂઢિજડ વાતાવરણના ઉછેરમાંથી આવી હોત તો સાસુનો ત્રાસ સહી શકત અને એણે આપઘાત ન કર્યો હોત, તેમ અનુમાન કરવાને પૂરતો અવકાશ છે. પરંતુ એવી સ્ત્રી જીવતી હોત તો પણ એનું દાંપત્ય ખીલી ઊઠત તેમ અનુમાન કરવાનું મુશ્કેલ છે

એથી સામા છેડાના પ્રસંગો સમાજમાં નથી બનતા એમ પણ માની લેવાની જરૂર નથી. આવાં એક વિધવા સાસુ નવવધૂ ઘેર આવી અને લાજ ન કાઢવાનો સુધારો અમલમાં મૂક્યો ત્યારે ગાજી ઊઠ્યાં —મારા ઘરમાં આવા બધા છંદ નહિ ચાલે.

પુત્રવધૂને તેનો જવાબ આપવાની જરૂર જ ન પડી. યુવકે જ માતાને એનો પ્રત્યુત્તર આપ્યો: 'આ ઘરમાં વહુ લાજ કાઢ્યા વિના જ રહેશે, મેં જ એને લાજ ના કાઢવાનો આગ્રહ કર્યો છે.'

માતાએ લાગણીનું હથિયાર ઉગામ્યું: 'તો હું અફીણ ઘોળીશ !'

પુત્ર: 'એવી ધમકી મને બતાવવાની કંઈ જરૂર નથી. બજારમાં અફીણ મળે છે. અફીણ ઘોળવું હોય તો મને કહેવાની જરૂર નથી !'

માતાએ રડારોળ કરી મૂકી અને એમની દયા ખાતું લોક પણ એ જવાબ જાણી પુત્ર ઉપર મનમાં ફીટ-કાર વરસાવવા લાગી ગયું—કળિયુગ હળાહળ આવ્યો છે. વહુ આવતાં જ દીકરો એનો થઈ ગયો ! ખુદ નવવધૂ પણ પતિનો એ જવાબ સાંભળી સિયાવિયા થઈ ગઈ હતી એક નાની બાબતમાં મા-દીકરા વચ્ચે આવડો મોટો બખેડો પેદા થાય એ એને રુચ્યું નહીં. એમાં પતિ કરતાં પોતાની સમાજમાં પ્રતિષ્ઠા જશે તેવી પણ એને ભીતિ પેસી ગઈ.

બધાંની વચ્ચે એ કંઈ બોલી શકે તેમ ન હતી એટલે એકાંત મળતાં પતિને એણે ઠપકો આપ્યો: 'મને તમારે જીવવા દેવી છે કે નહીં ? તમે દીકરા થઈને માની અફીણ ઘોળવાની પરવા ન કરો તેમાં તમારું નહીં પણ મારું જ ભૂંડું દેખાય. વહુઘેલા તમે થઈ ગયા છો તેમ જ લોકો માને !'

એ યુવાન કંઈ ઉદ્ધત નહોતો, માતા પ્રત્યે ભક્તિ પણ ઓછી ન હતી, પરંતુ માના સ્વભાવને એ જાણતો હતો. માતાનો સ્વભાવ બીજા ઉપર રાજ્ય કરવાનો હતો; તેય ચૂપચાપ નહીં સત્તાપૂર્વક, દમામપૂર્વક. પિતા ઉપર એ જ પ્રમાણે એણે રાજ્ય કર્યું હતું તે નજરે જોયું હતું. પિતાના જતાં પુત્ર ઉપર તે સત્તા સ્થાપવા પ્રયત્ન કર્યો હતો પણ પુત્રે બળવો કર્યો

**પીતાંબર પટેલ**

# ગુરુનો મંત્ર

ગુરુની પ્રસાદી, ગુરુનો મંત્ર એ પણ એક આગવી બક્ષિસ છે, આગવી બક્ષિસ છે, આગવી સુપાત્રતા છે તે આપણે આજે માનવા તૈયાર નથી થતા હોતા. કાચો પારો પચાવવા જેવી એ વાત છે. દિલની અને દેહની સચ્ચાઈ અને પવિત્રતાની ત્યાં જરૂરત છે—તો જ મંત્ર અને પ્રસાદીની લાયકાત ગણાય...

'તમને ધબકારો સંભળાય છે ? ભગત જરા કાન માંડતા રહેજો.' એક જણે કાન સરવા કરી, એસ. ટી. બસ આવવાની હતી તે આથમણી દિશામાં મીટ માંડીને કહ્યું,

'આ તો પવનનો સુસવાટો લાગે છે... !'

'ના...ના બસ આવે છે. જુઓને રેત ઊડે છે ને!'

'અરે પેલો કાચ પણ ચળકી રહ્યો છે. નક્કી બસ આવે છે.'

'બસ આવે તો તારા મોંમાં ગોળ ભાઈ...' છીંકણી તાણીને ઝાંખી આંખે મીટ માંડીને થાકેલાં માજી બોલ્યાં. બસમાં બેસવાની પૂર્વ તૈયારીમાં તેમણે છીંકણીની દાબડી બંધ કરી. જે જોડા કાઢી વરખડાની છાયામાં બેઠાં હતાં તે જોડા પહેરી ઊભાયે થયા. એક બે જણાંએ વળી જતાં જતાં પરબવાળા પાસેથી પાણીયે પી લીધું.

પણ એક ભગત, સ્થિતપ્રજ્ઞની સ્થિતિમાં બેઠા હતા તેમ બેસી રહ્યા.

સૌની આંખો ઉગમણી દિશામાં જડાઈ ગઈ પણ હતી. બસ ન દેખાઈ. પેલી રેતી ઊડી હતી તેયે ડમરી નીકળી અને ઊડતી આકાશને આંબવા મથતી ઉત્તર તરફ વળી ગઈ. 'અલ્યા. જુઓ તો ખરા તડકામાં પેલું કાચ જેવું શું ચળકે છે ?'

એક જણે કહ્યું એટલે હાથની છાજલી કરી કેટલીયે આંખો એ ચળકાટનો ભેદ પકડવા મથી રહી.

'હા...લ્યા દેખાય છે તો કાચનો ચળકાટ...પણ ધબકારો નથી.'

'બસ હોય તો અત્યાર લગણ ઝાળીયામાંથી બહાર આવે નંઈ?'

ને એક જણાએ તો આઘે જઈ જરા ઊંચેથી જોઈ ખુલાસો કર્યો :

'કાચ જેવું ચળકે છે ખરું પણ એ બસ નથી. પણ આ શું ચળકતું હશે ? પણ ઊંચુ નીચું થાય છે...' ને ભગત કળી ગયા હોય કે પછી એમની અનુભવી આંખો પામી ગઈ હોય.—ગમે તેમ પણ તેમણે એનો ભેદ ખુલ્લો પાડ્યો.

'અલ્યા શીદને તડકામાં તપો છો ? બસ આવતી હશે તો ઓછી પાછી ચાલી જવાની હતી? એ ચળક તો પેલા માટી ખોદે છે એમની કોદાળીઓની છે. તડકામાં ચાંદી જેવી થયેલી કોદાળીઓ ચગચગી રહી છે.'

'હા.. હવે ભેદ પકડાયો. જુઓ પેલા ગધેડાં યે માટી ભરીને નીકળ્યાં' ને પોતે કેવા છેતરાયા એના પર વિસ્મય પામતા હોય તેમ ઉદ્‌ગાર કાઢી રહ્યાઃ 'મારું બેટું ખરૂં છેતરાયા હોં!'

---

હતો. પુત્ર તો હાથથી ગયો હતો, પણ પુત્રવધૂ એ સ્વભાવને ઓળખતી ન હતી એટલે સાસુથી દબાઈ તે પહેલાં પતિ વહારે ધાયો હતો અને એને રક્ષણ આપ્યું હતું. તે પછી માતાએ અફીણ ઘોળવાની વાત કરી ન હતી, અને દીકરો વહુ ઉપર સત્તા સ્થાપવા નહિ દે તે બીજા પ્રસંગોથી જાણ્યા છતાં પોતાના સ્વભાવને કાબૂમાં લીધો હતો. પરિણામે સાસુ વહુ વચ્ચેનું ઘર્ષણ જન્મ્યું ન હતું.

નવવધૂ પતિ તરફથી સૌ પ્રથમ સહચાર ઝંખે છે અને એ સહચારમાં જ મૈત્રીની હૂંફ અને રક્ષણ સમાઈ જાય છે.







'સૌનો જીવ બસમાં ભરાયો છે એટલે એવું જ થાય ને!' પેલાં માજીએ કહ્યું.

'એ તો ખરું પણ બસ આવશે ક્યારે? આ તો ગાડીનોયે ટેમ થઈ ગયો.'

એક અકળાયેલા જીવે પળે પળે ઉગમણી દિશા તરફ લંબાતા જતા તડકા પરથી શંકા કરી.

'હવે તો ગાડી ના મળે. બસની આ જ મોકાણ છે ને.' પછી તો બસની અનિયમિતતા પર ફિટકાર વરસી રહ્યો. હું પણ અકળાયો હતો. બસની રાહ જોવામાં અડધો ને હવે તો ખાસ્સો પોણો કલાક થઈ ગયો. તેનો માર્ગ પોણો કલાકનો હતો. ગાડીને સ્ટેશનેયે આવવાનો પોણો કલાક હતો. પણ બસ આવે તો ને?

ગાડીમાં જવું હતું. પણ બસ સ્ટેશને પહોંચાડે તો ને? હવે બસ આવે એવો ધબકારો કે ધૂળ કે અણસાર દેખાતો નહોતો; એટલે એક બે જણ તો થેલી પકડી ઊભાયે થયા.

'હેંડ લ્યા આજે તો કાંઈ શકન થયા નથી. બસનું કાંઈ ઠેકાણું નથી, અને આવે તોયે ગાડી ભેગા કરે એમ નથી.'

બે ત્રણ જણા ચાલતા થયા. પા કલાક થયો એટલે પેલાં માજી પણ પોટકું ઉપાડી ઊભા થયાં.

'મારે તો નકામા, બચારા જી સ્ટેશન પર સામે આવશે અને ધક્કો પડશે.' જીવ બાળતાં બાળતાં માજીયે ચાલતાં થયાં.

હવે ત્રણ ચાર જણા રહ્યા હતા. ગામમાંથી એક જણ ખભે કોદાળી લઈને આવ્યો પરબ પર પાણી પીને કહ્યું:

'બસની રાહ જોયા વના હેંડતી પકડોને તો પાછલી ગાડીયે મળશે. ગઇ કાલે જ આ બસ દન આથમવા આયો તાણે આઈ'તી. એસ. ટીનું તે કંઈ ઠેકાણું છે. અંધેર ચાલે છે અંધેર. આમના જેવો બહારગામનો માણસ રઝળી જાય ને...'

તેણે મારા સામે આંગળીયે કરી. હું એકલો જ બહારનો હતો. ગામના હતા તે તો કંટાળી, થાકી, એસ. ટી.ને ગાળો દેતા દેતા ચાલતા થયા.

મેં ઘડિયાળ સામે જોયું. હવે તો ગાડી મળે એમ હતું જ નહીં. પાછલી ગાડી છેક લઈ જતી નહોતી અને કામનીયે નહોતી. પણ ઊભા થઈ જવું કે ક્યાંક સ્ટેશને પહોંચાડે તો છેવટે ત્યાં ધર્મશાળામાંયે પડ્યા રહેવાથી અને સવારની ગાડીયે પકડી શકાય એ ગણતરીએ અકળાયો હતો. થાક્યો હતો છતાં વડખડાની છાયા ફરતી હતી તેમ મારી બેઠક બદલતો બેસી રહ્યો હતો.

'અમારે તો હટાણું કરી વળતી બસમાં પાછા આવવું હતું, પણ હવે તો પહોંચીએ તાણે તો દુકાનોયે વધાઈ લેતી હોય...મોડા ભેગુ મોડું કાલે જઈશું'. કહી પેલા બે જણાયે ઊભા થયા.

રહ્યા માત્ર હું અને ભગત. ભગતની સ્વસ્થતાએ મારું આરંભથી જ ધ્યાન ખેંચ્યું હતું. ન તો એ અકળામણથી ઉદ્દગાર કાઢતા હતા. કે ન તો અધીરાઈમાં એસ. ટી.ને ભાંડતા હતા. બે ત્રણ વાર તેમણે વાંકલી ચૂંગી ભરીને પીધી હતી. એ ચૂંગી ભરવામાં જ પડ્યા હતા. એકલા હતા એટલે મેં સહજ સવાલ કર્યો:

'ભગત! ક્યાં જવા નીકળ્યા છો?'

'જવું 'તું તો અમદાવાદ, પણ હવે તો ગાડીયે ન રહી. તમારે?'

'મારે પણ અમદાવાદ જવું હતું. ઘણું જરૂરી કામ હતું. એટલે તો તડકો વેઠીને બે માઈલ ચાલીને અહીં આવ્યો, પણ બસ ન મળી.'

છેવટે ભગતે જ રસ્તો કાઢ્યો:

'અહીંથી બે માઈલ દૂર ગામ છે ત્યાંથી જ સવારે જંકસને જવાની બસ ઊપડે છે ત્યાં જઈએ તો વહેલી ગાડીમાં જઈ શકીયે. આ બસનો કાંઈ ભરોસો નહિ!'

'પણ રાત ક્યાં રહીશું?'



'ત્યાં ગામની ભાગોળે મંદિર છે. એનો પૂજારી આપણો ઓળખીતો છે. રાતના ભજન લલકારીશું અને વખત નીકળી જશે.'

'તો ચાલો...અંધારૂ થાય તે પહેલાં પહોંચી જઈએ.

ને અમે છેવટના, પેલી આથમણી દિશાના બસના રસ્તા પર નજર લંબાવી. બસના કંઈ એંધાણ ન દેખાયા એટલે ચાલવા માંડયું.

ભગતે ખભે થેલી ભરાવી, હાથમાં લાકડી લઈ એટલી ઝડપથી ચાલવા માંડયા કે હું તો પાછળ ઘસડાઈ રહ્યો.

'ભગત કેટલાં વર્ષ થયાં હશે?'

ને નીતર્યા નીર પવન લહરમાં સુમધુર સ્મિત કરી કહે એવું પ્રસન્ન મધુર સ્મિત વેરીને બોલ્યા:

'તમને કેટલાં લાગે છે?'

'સાઠ તો થયાં હશે.'

'એના પર વીસ થયાં. બ્યાશીમું વરસ જાય છે.'

'શું કહો છો? હજુ તો એવા ને એવા મજબૂત દેખાઓ છો!'

ભગતનું ઊંચુ કલેવર હાડ, છટાદાર દેહ અને તેમની દઢ ગતિવાળી ચાલ જોઈ ભાગ્યે જ કોઈ માને કે આ એંશી વટાવી ગયા હશે. તેમના દાંત પણ સાબૂત હતા.

મને ભગતની વાતમાં રસ પડયો. એટલે જાણે તેમના જીવતરનું પગેરું કાઢતો હોઉં એમ તરેહવારના સવાલ પૂછી રહ્યો.

ભગત આમ તો ઓછાબોલા હતા. પણ જ્યારે મેં વાતવાતમાં જાણ્યું કે માતાજી ભક્ત છે, તેમને માતાજી પ્રસન્ન છે અને પરચો પણ દેખાડે છે, એ જાણીને તો તેમની વાત જાણવાનું પણ ભારે કૌતુક થયું.

અલબત્ત, આવી અંધશ્રદ્ધામાં મને શ્રદ્ધા નથી પણ ભગત મને સરળ અને નિખાલસ સ્વભાવના લાગ્યા. આવા લોકો બડાશો પણ ખૂબ મારે અને પોતે કંઈક છે એ પ્રદર્શન કર્યા સિવાય રહી શકે પણ નહીં. પણ ભગત તો પૂછો એનો જ જવાબ, તેયે જાણે માપી માપીને બોલતા હોય એમ! કોઈની અંગત વાતમાં ડોકિયું કરવું એ અનાગરિકતા છે એવા ખ્યાલથી ગાડીમાં કે બસમાં બિનજરૂરી વાત કરતો નથી. એટલે એવી અંગત પૃચ્છા કરવી તો શાની ગમે?

પણ આ તો આકસ્મિક સાથ થયો, પાછા ના છૂટકે પદયાત્રાનો યોગ થયો એ દૃષ્ટિએ હું પૂછયે જતો હતો.

'આ બાજુ કયાં નીકળ્યા હતા?'

'મારી પાસે તો દૂર દૂરથી લોકો સાપ ઉતરાવવા, વીંછી ઉતરાવવા, આધાશીશી ઉતરાવવા, દોરાધાગા માટે આવે છે. પણ અહીંથી એક જણનો કાગળ આવ્યો હતો. એક ડોશીને આધાશીશી ચડે છે. ઘણી દવા કરાવી, ઘણા માટે મંગાવી, પણ મટે નહીં. એ ઘરડા પાનને લઈ ત્યાં કયાં આવે! એમણે વિનંતી કરી હતી કે કૃપા કરી આવી જાઓ તો ડોશી દુ:ખી થતાં રહે.'

'તમે આધાશીશી કેવી રીતે મટાડો છો?'

'મંત્રથી.'

'મંત્રથી? મંત્રથી આધાશીશી ઊતરે ખરી?'

'ઊતરે જ છે ને? એ ડોશી સવારથી બૂમો પાડતાં. લતે ચઢે એમ એમનું દુ:ખ વધતું જાય. બપોરે તો રાડો નાખતાં હતાં. હવે તમે જઈ ખાત્રી કરી આવો. માતાજીની કૃપાથી આરામ થઈ ગયો છે.'

'તમે સાપ પણ ઉતારો છો?'

'હા, ઘણા સાપ ઉતાર્યા છે.'

'મંત્રથી સાપ કેવી રીતે ઊતરે?'

'એ તમને કેવી રીતે સમજાવું? પણ મંત્રથી સાપ ઊતરે છે એ હકીકત છે.'

'તમને એ મંત્ર કોણે શીખવેલો?'

'મારા ગુરુજીએ.'

'તમે કોઈને શીખવ્યો કે નહીં?'

'હજી સુધી તો શીખવ્યો નથી.'

'જો મંત્રથી સાપ ઊતરતો હોય તો પછી શા માટે એ મંત્ર બીજાને શીખવતા નથી?'

'કોઈ શીખવા આવે ત્યારે ને?'

'કોઈ શીખવા ન આવે એવું બને ખરું? આવી વસ્તુ શીખવાની કે જાણવાની ઘણાને તાલાવેલી હોય છે.'

'હા, તાલાવેલી હોય ખરી'. ને જાણે મારું માપ લેતા હોય તેમ, પાછળ ખેંચાયે જતા મારા દેહને નખશીખ નીરખીને ઉમેર્યું: 'એકલી તાલાવેલી કામમાં ન આવે. તે માટેની યોગ્યતા પણ મેળવવી જોઈએ ને? ભઈ, આ તો કાચા પારા જેવી વાત છે. જો કાયા ચોખ્ખી ન રાખી કે ચરી ન પાળી તો માર્યા સમજો. તો મંત્ર કામમાં ન આવે. આજે કોઈ એવો તો......ભયો ભયો. હુંયે માતાજીને વિનવું છું કે માડી હવે તો એંશી થયાં. આ કાચી માટીના ઘડાનો શો ભરોસો? કોઈક તો એવો દેખાડ કે તારો કૃપા-પ્રસાદ એને આપી શકું".

ભગતની એ વાણીમાં નિખાલસતા રણકી રહી હતી. પોતાની જાતને માતાજીને અર્પણ કરી હોય, પોતે તો માડીના પોઠીયા હોય અને જે કંઈ કરે છે એ તો માતાજી જ કરે છે, એ તો કેવળ નિમિત્ત છે એવી નિર્મળતા પણ તેમના ઉદ્‌ગારમાં ગળાઈને વહી રહી હતી.

આ મંત્ર અને માતાજીની સાધના વિશે વિગતે જાણવાની ભારે ચટપટી પેઠી હતી. પણ ભગત તો પાળ બાંધ્યે જતા હતા. મેં પૂછ્યું:

'ભગત! સાપ ઉતારતાં ખાલી મંત્ર બોલવાનો હોય છે કે કંઈ દવા લગાવવાની હોય છે?'

'મંત્ર બોલો એટલે ઝેર ઊતરવા માંડે'.

'આ તો ભારે ચમત્કાર કહેવાય. એને માટે સાધકે શું કરવાનું હોય છે?'

'એ બધી વાત જાણીને શું કરશો? એની ચરી પાળવી ઘણી ભારે છે, જો ન પળાય તો ગંધક જેમ ફૂટી નીકળે એમ આ મંત્ર ઊલટી અસર કરે. માતાજી કોપે, રહેંદહેં કરી દે. પહેલાં માતાજીની કૃપા ઊતરવી જોઈએ.'

એ સાધના કેવી છે, ચરી કઈ કઈ જાતની છે એ વિષે સવાલો તો ઘણા કર્યા. પણ ભગતે તો વળી નવી જ કેડી ચીંધી:

'પહેલાં માતાજીને સાધો. એ માડી જ તમને મંત્ર-વાળા પાસે મોકલશે. માનવી તો શું કરવાનો હતો ...એ જ બધું કરે છે. એની કૃપા ઊતરે તો જ મંત્ર પણ કામ કરે છે.'

'તમારા અનુભવમાં એવું બન્યું છે ખરું, કે મંત્ર સફળ ન થયો હોય?'

ને આ સવાલથી વિચારમાં પડ્યા હોય કે અંતર્મુખ બની માંયલાને પૂછતા હોય તેમ ભગત ચૂપ રહ્યા. મારી સામે ઝીણી આંખ કરી નિરખી રહ્યા. તેમની ગતિ પણ મંદ પડી, ભગતનું મૌન અકળાવે તેવું હતું. અમારી ચાલ પણ જાણે ગંભીર બન્યે જતી હતી. ભગત કંઈ બોલ્યા નહીં. એટલે મેં ફરીથી પૂછ્યું: 'ભગત, કેમ બોલ્યા નહીં?'

'શું બોલું ભઈ...રહેવા દો ને! એ પોપડા ક્યાં ઉખાડવા? એક નાની સરખી ભૂલમાં માતાજીએ એવી તો લપડાક મારેલી કે એનો ચચરાટ હજુયે શમ્યો નથી. એટલે તો કહું છું ને, મંત્ર એ તો વીજળી ગણો તો વીજળી ને તેજાબ ગણો તો તેજાબ છે. જો ઊલટો પડે તો ખેદાન મેદાન કરી મૂકે. હુંયે મરતાં મરતાં માંડ બચ્યો છું. એટલે તો આ મંત્ર આપતાં ખચકાઉં છું ને!'

આટલું કહીને તો ભગતે ઊલટું કૌતુક વધારી મૂક્યું પણ એમની એ વીકત-કથા જાણ્યા સિવાય ચેન પણ કેમ પડે! ભગતે કકડે કકડે ને વાત કરી તે પરથી ભગતની સાધનાનો ખ્યાલ આવ્યો.

ભગતનું નામ તો હતું કરસન. પણ હવે તો લોકોમાં

તે કરસન ભગત કે ભગત નામથી ઓળખાતા હતા. તેમના ગામમાં અંબા માતાનું મંદિર છે. ત્યાં એક સાધુ આવેલા. એમને માટે કહેવાતું કે એ ભૂતને બોલાવી શકે છે. મંત્રથી ગમે તેવા દુઃખ હરી શકે છે. તે ગામમાં રહ્યા ત્યાં સુધીમાં તો ઘણાને દોરા-ધાગા કરી આપેલા.

કરસન ભગત આમે માતાજીના ભગત હતા જ. નવરાત્રિમાં ઉપવાસ કરતા. રોજ આરતી વખતે હાજર રહેતા. મંદિરમાં કોઈ સાધુસંત આવે તેની સેવાચાકરી કરતા. આ તપસ્વી સાધુની પણ તેમણે સેવા કરી. પોતાને ત્યાં બોલાવી જમાડ્યા. બાપજીને એક નવું ધોતિયું આપ્યું. સાધુ મહારાજ ભગતની ભક્તિથી પ્રસન્ન થયા. તેમણે બે-ત્રણ વસ્તુનું આચરણ કરવાનું કહ્યું: એક તો દેહશુદ્ધિ રાખવાની. તેનાં પણ સૂચન કર્યાં. નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાનું. દરેક સ્ત્રીને માતાજીના રૂપમાં જોવાની. કદી કુકર્મ કરવું નહીં કે જૂઠું બોલવું નહીં. વખત મળે ત્યારે માતાજીનું સ્તવન કરવાનું. કરસન ભગતે આ શરતો પાળવાની ખાત્રી આપી, એટલે મહારાજે તેમને કંઠી બાંધી. જતાં તેમને વીંછી ઉતારવાનો મંત્ર આપતા ગયા. બાપજીએ કહેલું:

આ મંત્રનો ઉપયોગ ગરીબગરબાની સેવામાં કરજો. કોઈ પાસે કશી આશા રાખશો નહીં. જો નિયમોનું પાલન કરશો અને મંત્રનો સદુપયોગ કરશો તો માતાજીની કૃપા ઊતરશે! એ સાધુ ચાલ્યા ગયા. ભગતે તો માતાજીની સાધના શરૂ કરી. ઘેર છોકરાંઓએ ખેતીનું કામ કાજ ઉપાડી લીધું હતું એટલે માથે ઘરની જવાબદારી પણ હળવી થઈ હતી.

ત્રણ ચાર વર્ષ પછી એ સાધુ મહારાજ પાછા આવ્યા. તેમણે ખાત્રી કરી જોઈ કે કરસન ભગત સાધના કર્યે જાય છે, તે લોકોનું ભલું કરે છે અને મંત્રનો દુરૂપયોગ કરતો નથી એટલે તેમણે વધુ કડક આચાર-શુદ્ધિની વાત કરી, અને એવી ચરી પાળે ત્યાં સુધી જ મંત્ર કામ આપે એ શરતે તેમણે સાપ ઉતારવાનો, આધાશીશી ઉતારવાનો, ભૂતપલીત કાઢવાનો અને દોરાધાગા કરવાના મંત્ર આપ્યા.

ભગત સાપ ઉતારે છે એવી વાત પરગણામાં જાહેર થઈ એટલે લોકો ગાડાં જોડીને જેને સાપ કરડ્યો હોય તેને લઈને આવતાં. ભગત તેને બેઠો કરતા અને હસતાં હસતાં એ જતો. મંત્રનો આ ચમત્કાર જોઈ દૂરદૂરથી લોક ખેંચાઈ આવતા.

ભગત પણ તલવારની ધાર પર ચાલતા હોય તેમ અણિશુદ્ધ જીવન જીવતા હતા. અને આચારશુદ્ધિ જાળવી માતાજીની ભક્તિ કર્યે જતા હતા. એક જણને વાડમાંથી સાપ કરડ્યો. વચ્ચે પાણી આવતું હતું એટલે ગાડું આવે તેમ નહોતું. ભગત ઘોડા ઉપર બેસી જવા તૈયાર થયા. ત્યાં ખેતરમાંથી કોઈ ખબર લાવ્યું કે તેમના મોટા દીકરાને રેલ્લાએ શીંગડું વગાડ્યું છે અને માથામાંથી લોહી વહે છે. ભગત સીધા ખેતરમાં ગયા. દીકરાને ઘા-બાજરીયું બાંધ્યું અને ઘેર લાવ્યા. ત્યાં બપોર થયા એટલે જમવા રોકાયા. જમીને નીકળતા હતા ત્યાં મૂશળધાર વરસાદ શરૂ થયો. વરસાદમાં કેમ નીકળવું? રસ્તામાં નદી આવતી હતી. પાણી આવ્યું હોય તો પેલે પાર કેમ જવું?

વરસાદ તો પવન સાથે સુસવાટા મારી રહ્યો હતો. બંધ રહેવાનું નામ લેતો નહોતો, તેમાં પણ છલકાઈ જાય એવો જોરશોરથી વરસાદ પડી રહ્યો હતો.

ભગત એ સાંજના ન નીકળી શક્યા. બીજે દિવસે વરસાદ બંધ પડ્યો અને એ નીકળ્યા, પણ નદી ઓળંગવી મુશ્કેલ હતી. ઘોડો પાસે અને પાર ન ઊતરે તો? એટલે ત્યાં જ બપોરો કરવો પડ્યો. સાંજના પાણી ઓસરવા લાગ્યું. અને તે નદી પાર કરી ગયા.

તેમણે જઈ દર્દીના કાનમાં મંત્ર ફૂંક્યો પણ એ તો આંખ ઉઘાડતો નહોતો. સાપ કરડ્યે ત્રણ દિવસ થયા હોય, છતાં મંત્રના જોરથી એ ઝેર ઉતારતા. ખોળિયામાં જીવ હોય ત્યાં સુધી કશી આંચ આવતી નહોતી. આનું શરીર પણ ગરમ હતું. શ્વાસ પણ ચાલતો

હતો. પણ મંત્ર સફળ ન થયો. ભગતે માતાજીને વિનવ્યાં. પણ કૃપા ન ઊતરી તે ન જ ઊતરી ભગતની હાજરીમાં જ પેલાએ દેહ છોડ્યો.

ભગત વિચારમાં પડી ગયા. નક્કી, મારી ક્યાંક ભૂલ થઈ હશે, નહીં તો નિષ્ફળ ન જાય. ભગત માતાજીના ધ્યાનમાં બેસી ગયા. આખો વખત માતાજીના મંદિરમાં બેસી રહે.

ત્યાં બૂમ આવી કે ખુદ તેમનાં પત્નીને કાળો વીંછી કરડ્યો છે. ભગતે વીંછીનો મંત્ર ભણી ઝેર ઉતારવા પ્રયાસ કર્યો. પણ વીંછી ન ઊતર્યો તે ન જ ઊતર્યો. ડોશી વેદનાથી ચીસો પાડવા લાગ્યાં વીંછીનો ડંખ આગળ વધતો ગયો એમ વેદના વધતી ગઈ.

ભગતને થયું, નક્કી માતાજીનો કોપ ઊતર્યો છે. અને થોડા દિવસમાં તો ખુદ ભગત જ બૂમ પાડવા લાગ્યા. કે આખા શરીરમાં લ્હાય બળે છે. એ કપડાં પહેરે અને આગ ચંપાતી હોય એમ દાઝે. જાણે ફણીધર તેમના શરીરમાં ઝેર ઓકી રહ્યા. ભગતથી આ વેદના ન સહેવાઈ. એ તેમના ગુરુને મળવા બદરીકેદાર ઊપડી ગયા. ગુરુએ મંત્રથી તેમની વેદના ટાળી. તેમણે જ શંકા કરી:

'નક્કી ભગત, તમારી ક્યાંક ભૂલ થઈ હોવી જોઈએ. તમે તમારો ધર્મ ચૂક્યા હશો, નહીં તો આવું ન બને! અને પેલો ઘોડો લઈને આવ્યો અને પોતે તુરત ન નીકળ્યા, પોતાનો પ્રવાસ, દીકરા પ્રત્યેનો મોહ યાદ આવ્યા. માતાજીએ લપડાક લગાવી તેમને પૂરું ભાન કરાવ્યું.

ભગત બે ત્રણ માસ ત્યાં રહ્યા. તેમની ઇચ્છા તો મહારાજની છાયામાં જ રહેવાની હતી પણ બાપજીએ કહ્યું: "ભગત! માતાજીનો હુકમ છે કે તમારે ત્યાં જ રહેવું. જે આવે તેની કશાયે ભેદભાવ વગર સેવા કરજો. જો પવિત્રતા જાળવશો અને માનવી માત્રને એક સરખા ગણી સૌને ભગવાનનું સ્વકૃત્ય ગણી સેવા ચાકરી કરશો તો તમારો મંત્ર ક્યારેયે નિષ્ફળ નહીં જાય'. બસ ત્યારથી ભગત ગામડે રહે છે. પણ આજ એ ઘરના મટી ગામના થયા છે. ગામના મટી સૌના થયા છે. ગમે તેવું દુઃખ મટાડે પણ કંઈ લે નહીં. એ નિમિત્તે આ કરજો કે તે કરજો એવું પણ ન કહે. ફક્ત આટલું જ કહે છે:

'માતાજી સુઝાડે તેમ કરજો.'

આવો માતાજીનો ભક્ત સામે પગલે બળતા બપોરે પણ નીકળી પડે છે. કોઈનો પત્ર આવે કે કહેણ આવે ત્યારે તે એમ માને છે કે માતાજીનો હુકમ છૂટયો છે. જેવો હુકમ આવે તેવા તે કપડાં પહેરીને ઊભા થઈ જાય છે, તેમની આ સાધનાને કારણે એ પછી મંત્ર ક્યારેયે નિષ્ફળ ગયો નથી. ત્રણ દિવસ પછી આવેલા સર્પદંશના કેસ પણ તેમના હાથે સુધર્યા છે, આવા સાધકનો અને માતાજીના પરમ ભક્તનો સંગાથ થયો એ પણ કેવો સુભગ યોગ કહેવાય! હું આ ભગતને અંતરથી વંદી રહ્યો.

આ વાત કદાચ લંબાતી જાત. પણ ત્યાં તો તો પેલું ગામ આવ્યું. ભગત પરિચિત હતા એટલે સીધા મંદિરમાં ગયા. મંદિરના પૂજારી ભગતને જોઈ ધન્ય બની ગયા હોય તેમ પગે લાગ્યા. જાણે સાક્ષાત પ્રભુ પધાર્યા હોય તેમ એ પ્રેમથી અને ભાવથી આગતા-સ્વાગતામાં પડી ગયા.

રાતના વાળુ કરીને બેઠા હતા. ત્યાં ભગતની સામે બેસી એ પૂજારીએ નમ્રતાથી કહ્યું:

'ભગત! આ ગરીબ પર કૃપા કરશો?'

'મારી કૃપા શા કામની? માતાજીની કૃપા ઊતરવા દો. તમે માતાજીને પ્રસન્ન કરો......એ જ તમને સાચો માર્ગ સુઝાડશે.'

'માતાજીની જ ભક્તિ કરતો આવ્યો છું. આપ અહીં પધાર્યા છો તો કંઈક કૃપાપ્રસાદી આપતા જાઓ.'

'મારી ક્યાં ના છે......તમે ચરી પાળી શકશો!'

'ભગત હવે કઈ કસોટી બાકી છે? ચાર પાંચ વર્ષથી એ જ સાધના ચાલે છે.'

'તો......તો અમને માતાજી જરૂર હુકમ કરશે.'

'ભગતબાપા......આપને માતાજીએ જ અહીં નહીં મોકલ્યા હોય તેની શી ખાત્રી? નહીં તો આપ બસ ચૂકો અને અહીં આવો એમ બને ખરૂં? આમાં જરૂર માતાજીનો જ સંકેત હશે!'

ને ભગતે પણ માતાજી સામે નજર સ્થિર કરીને કહ્યું. 'હું માડીને પૂછી જોઈશ. એ હુકમ કરશે તો કાલે સવારે જ મંત્ર આપીશ.'

આ મંત્રના આલનપાલનનો હું મૂક સાક્ષી બનીશ એ વિચારે હું પણ અંદરથી ભગતની વાત સાંભળી રહ્યો હતો.

પણ માતાજી પરચો દેખાડતા હોય તેમ આંખ ઉઘાડી નાખે એવી ઘટના બની. ભગતની ઇચ્છા ભજન સાંભળવાની અને ગાવાની પણ હતી. એની તૈયારીઓ ચાલી હતી. ત્યાં એક બાઈ ચીસો નાખતી મંદિરના અંદરના ઓરડામાંથી બહાર આવી, એને વીંછી કરડયો હતો. આ પૂજારી વીછી તો ઉતારી શકતો હતો. તેણે હાથમાં રાખ લીધી અને મંત્ર બોલી ઉતારવા લાગ્યો. પણ વીંછી ન ઊતર્યો. પેલી બાઈ તો ચીસ નાખતી હતી. ભગત કંઈ સાંભળી રહે? એ ઊભા થયા અને ચપટી રાખ લઈ મંત્ર બોલી હાથ પર રાખ ચોળી. પલકારામાં જ જાણે ડંખ ઊતરી ગયો. બાઈ છોભીલી પડી ગઈ... . અને ભગતનું તેજ ન જીરવાયું હોય તેમ એ સડસડાટ કરતી મંદિર બહાર ચાલી ગઈ.

પોતાનું પાપ પ્રગટ થઈ ગયું હોય તેમ પૂજારી પગે પડ્યો અને રડતાં કરગરી રહ્યો. 'ભગત મને માફ કરો. આ પાપીનો આટલો ગુનો માફ કરો.' પણ કંઈ જ બન્યું ન હોય તેમ ભગત તો એ જ સ્વસ્થતાથી અને શાંતિથી કહી રહ્યા: 'મારી નહીં માતાજીની માફી માગો.'

ને ભગત તો તંબુરો લઈ બેસી ગયા. આંખો બંધ કરી, માતાજીની મનમાં સ્તુતિ કરી એ ગાઈ રહ્યા:

**પ્રભુનું નામ રસાયણ સેવે,**
**પણ જો પથ્ય પળાય નહીં**
**તો તેનું ફળ લેશ ન પામે,**
**ભવ-રોગો કદી જાય નહીં.**

ભગત જાણે પેલા પૂજારીને સંભળાવવા જ ન ગાતા હોય તેમ એક પછી એક નવી પંક્તિ ઉમેર્યે જતા હતા,

**દંભ કર્યે કે દુર્જનતાથી,**
**અંતર અભડાવાય નહીં**
**પરનારી માતાસમ લેખી,**
**કદી કુદ્રષ્ટિ કરાય નહીં.**
**હું પ્રભુનો પ્રભુ છે મમ રક્ષક**
**એમ ભરોસો જાય નહીં**
**જે પ્રભુ કરશે તે મમ હિતનું**
**એ નિશ્ચય બદલાય નહીં.**

એક એક શબ્દ હથેળીમાં ઉપાડી લઈએ, અને પરમશ્રદ્ધાથી પ્રભુનું આચમન સમજી આરોગીએ તેવી શ્રદ્ધા ભગતની વાણીમાંથી પ્રગટી રહી હતી. જાણે એ આતમારામને જગાડી રહ્યા હતા.

**જનસેવા તે પ્રભુસેવા એવી સમજ વિસરાય નહીં,**
**ઊંચનીચનો ભેદ પ્રભુના મારગડામાં થાય નહીં,**
**નામ રસાયણ સેવે સમજી,**
**કષ્ટ થકી કદી કાય નહીં,**
**એ પથ્યોનું પાલન કરતાં મરતાં સુધી ભય નહીં**
**પથ્ય રસાયણ બંને સેવે માયામાં લપટાય નહીં.**
**તો હરબસ તણા સ્વામીને,**
**મળતાં વાર જરાય નહીં.**

ભગત મંત્રને કાચો પારો કહેતા હતા તેનું રહસ્ય સમજાઈ ગયું......ભજન દ્વારા એ રસાયણના પથ્ય પર ભાર મુકાઈ રહ્યો હતો તેનોયે ભેદ કળાઈ ગયો. ત્યારે ભગત પરમ સમાધિમાં લીન ન થયા હોય તેમ અંતર્મુખ બની, પ્રભુનું સ્મરણ કરી રહ્યા હતા!...

......ને મરું હૈયું આ પુનિત-જીવને વંદી રહ્યું હતું.







ડૉ. ભાનુપ્રસાદ પંડ્યા

# ગુજરાતમાં હરિજન કલ્યાણ પ્રવૃત્તિ

માનવ માનવ વચ્ચે ભેદ પાડતી દિવાલને તોડવા ગાંધીજીએ જે પ્રયત્નો કર્યા તેમાં હરિજન કલ્યાણની પ્રવૃત્તિ ગણાય. એ વિષે અહીં અભ્યાસુ છણાવટ રજૂ થાય છે...

સમયના વહેણ સાથે ભારતની વર્ણવ્યવસ્થાના સામાજિક મૂલ્યાંકનો પણ બદલાતાં ગયાં. ચાતુર્વર્ણવાળી સમાજરચનામાં અતિશુદ્રનો પંચમવર્ણ ઉમેરાયો જેની ગણના જ્ઞાતિના અસ્પૃશ્ય વર્ણમાં થવા માંડી. આ દુર્ઘટનાને પરિણામે આ દેશના કરોડો માનવી માનવહક્કથી વંચિત રહ્યા. જેની કાયાથી તો શું છાયાથી પણ અભડાઈ જવાય એવું લોકમાનસ ઘડાવા માંડ્યું અને તેનું પ્રતિબિંબ તેમના તિરસ્કારયુક્ત અને અન્યાયી વલણમાં દૃષ્ટિગોચર થયું. આ છે અસ્પૃશ્યતાના સામાજિક કલંકની પાર્શ્વભૂમિકા અને એમાંથી સર્જાઈ એ કલંક નિવારવાની ઝુંબેશ.

અસ્પૃશ્ય લોકોની દુર્દશા જોઈને રાષ્ટ્રપિતાનું હૈયું દ્રવી ઊઠ્યું. પીવાના પાણી માટે જેમને તરસ વેઠવી પડે ને લોકો પાસે કરગરવું પડે, ગુલામો જેવી દશામાં વેઠ કરવી પડે અને જેમની જ્ઞાનપીપાસા સંતોષવા શિક્ષણ મેળવવાની ઇચ્છા પણ બર ન આવે એવી અસ્પૃશ્યતાએ સર્જેલી કરુણતાથી પૂ. બાપુજીના અંતરઆત્માએ પોકાર કર્યો : ' અસ્પૃશ્યતા એ હિંદુ સમાજનું કલંક છે. એ મિટાવે જ છુટકો.' ને એ અંતર્નાદને એમણે જીવનનું ધ્યેય બનાવ્યું. અનેક લોકોના વિરોધને પડકારતા પોતાની આત્મકથામાં આ ધ્યેયની તેમણે ઘોષણા કરી અને જીવનભર એ ધ્યેયને સત્યનિષ્ઠાપૂર્વક વળગી રહ્યા.

પૂ. બાપુજી એટલે જીવંત માનવતાની મૂર્તિ. તેમને હૈયે લોકકલ્યાણની લગની લાગી હતી અને ધગશપૂર્વક પોતે પ્રવૃત્તિઓમાં રચ્યા રહેતા. લોકકલ્યાણની એ પ્રવૃત્તિનો પ્રધાન સૂર હતો અસ્પૃશ્યતા–નિવારણનો.માનવકલ્યાણના પવિત્ર કાર્યનો. અસ્પૃશ્યોને ' હરિજન ' જેવું પવિત્ર નામાભિધાન અર્પી તેમનામાંથી લઘુતાગ્રંથિ દૂર કરવાનો પ્રયત્ન આદર્યો. પોતાના જીવનસંદેશવાહક પત્રને 'હરિજન–બંધુ' નામ આપ્યું. આ હતી પૂ. બાપુજીના હૃદયની શુદ્ધ અને પવિત્ર માનવકલ્યાણની ભાવના.

આ વિકટ પ્રશ્નના ઉકેલ માટે પૂજ્ય બાપુજીએ સામાજિક કાર્યકરોને, સરકારને અને હરિજનોને ઢંઢોળ્યા. આ રીતે કર્તવ્યપરાયણતાના ત્રિવેણી સંગમથી હરિજન કલ્યાણ પ્રવૃત્તિની શરૂઆત થઈ. હરિજનોને સમાજના બીજા વર્ગોની હરોળમાં લાવવાથી તેમને આર્થિક અને સામાજિક રીતે સ્વાવલંબી બનાવીએ તો અસ્પૃશ્યતા આપોઆપ દૂર થઈ જશે. એવી એક વિચારસરણી હરિજન કલ્યાણની યોજનાઓ પાછળની દૃષ્ટિ છે, જેથી સમાજનો આ દલિતવર્ગ કોઈની દયા, કૃપા પર ન અવલંબતા, સુશિક્ષિત અને સ્વાવલંબી બને તેવી ઇચ્છા બાપુએ રાખી અને એ દૃષ્ટિથી જ એમણે હરિજનસેવાની આ પ્રવૃત્તિને વ્યવસ્થિત સ્વરૂપ આપ્યું. જેના ફાલરૂપે હરિજન સેવક સંઘ જેવી સંસ્થાઓની પણ શરૂઆત થઈ અને તે સંસ્થાઓએ આજથી વર્ષો પહેલાં બ્રિટિશ શાસનકાળમાં હરિજન કલ્યાણપ્રવૃત્તિ હાથ ધરી અને સમાજના બીજા સુખી વર્ગની જેમ હરિજનોને પણ હક્કો મળે તે માટે સતત પ્રવૃત્તિ ચાલુ રાખી. હરિજન કલ્યાણની આ દિશામાં પ્રારંભિક પગલાં હતાં.

હરિજનસેવાની આ સંસ્થાઓ પાછળ તે કાળે રાજ્યસત્તાનું બળ ન હતું. પણ પ્રજાના જાગૃત વર્ગનું પીઠબળ હતું પૂ. બાપુજી જેવા અડીખમ હરિજન સેવકનું બળ હતું અને આથી આ સંસ્થાઓ અને અસ્પૃશ્યતા નિવારણનું કાર્ય અવિરત ચાલતું રહ્યું હતું. સમાજના મોટા વર્ગની ભારે જેહુકમી અને

અડચણો છતાં અસ્પૃશ્યતા નિવારણનું કાર્ય કરનાર એ લોકસેવકો આપણી વંદનાના અધિકારી છે.

હરિજન કલ્યાણ પ્રવૃત્તિની શરૂઆત તો થઈ. મુઠ્ઠીભર સેવકોએ એક મહાનકાર્યનો પ્રારંભ તો કર્યો પણ નિષ્ઠાવાન કાર્યકરો સામે સમાજમાં અસ્પૃશ્યતા નિવારણ માટે જરૂરી એવી જાગૃતિ અને સંસ્થા પાસે પૂરતાં સાધનો ન હોવાથી હરિજન કલ્યાણની પ્રવૃતિ મર્યાદિત રહેતી હતી. જો કે આની પાછળ કારણો હતાં. પણ એમાં ઊંડા નહીં ઊતરીએ. પણ આથી બીજો લાભ થયો. હરિજન કલ્યાણ પ્રવૃતિ અને અસ્પૃશ્યતાનિવારણને કોંગ્રેસના રાજઅમલ દરમિયાન કાયદા દ્વારા વેગ મલ્યો. સને ૧૯૪૬માં હરિજનોની સામાજિક અયોગ્યતા નિવારવાનો અને સને ૧૯૪૭માં હરિજન મંદિર પ્રવેશનો કાયદો થતાં કાર્યકરોના સેવાકાર્યની યશકલગી છે.

આ પછી સને ૧૯૫૦માં આપણા દેશનું રાજ્યબંધારણ ઘડાતાં બંધારણની કલમ ૧૭ મુજબ અસ્પૃશ્યતાને જડમૂળથી નાબૂદ કરવામાં આવી.

આ બધાં ધારાકીય પગલાંથી અસ્પૃશ્યતા નાબૂદ થવાથી અછૂતો પ્રત્યે રૂઢિચુસ્તોનું વલણ પણ સહેજ નરમ બન્યું. હરિજન કલ્યાણ પ્રવૃત્તિની દિશામાં આ એક બીજું નોંધપાત્ર પગલું હતું.

પણ માત્ર કાયદા દ્વારા અસ્પૃશ્યતા નાબૂદ કરવાની હરિજનોની સ્થિતિ સુધરી જશે એમ કોઈ માનતું ન હતું. અને એથી જ સમાજસુધારકોએ અને આપણા રાજકીય પુરુષોએ સમાજવાદી સમાજ-રચનાના આદર્શની સિધ્ધિમાં પછાતવર્ગના કલ્યાણની અને સામાજિક સમાનતાની ભાવનાને મૂર્તસ્વરૂપ આપવા પંચવર્ષીય યોજનાઓમાં પછાત વર્ગના કલ્યાણના વિવિધ કાર્યક્રમોને સ્થાન આપ્યું.

આવા કાર્યક્રમોને શૈક્ષણિક, આર્થિક અને સામજિક ઉત્કર્ષના કાર્યક્રમો એમ ત્રણ વિભાગમાં વહેંચી શકાય ગુજરાત રાજ્યની જ વાત કરીએ તો રાજ્યની લગભગ ૧૩ લાખ ઉપરાંતની હરિજનોની વસ્તીના કલ્યાણ કાર્યક્રમો માટે ત્રીજી પંચવર્ષીય યોજનામાં રૂ. ૫૦ લાખની જોગવાઈ છે. એ અને તેમાં ત્રણે ક્ષેત્રની મળીને ૨૦ જેટલી યોજનાયો છે, આ ઉપરાંત કેન્દ્ર સરકારની પણ હરિજન કલ્યાણની યોજનાનો રાજ્યને લાભ મળે છે.

શૈક્ષણિક યોજનાઓમાં રાજ્યના ધોરણ સાત સુધી મફત પ્રાથમિક શિક્ષણની જે સગવડ છે તેનો લાભ તો આ વર્ગનાં બાળકોને મળે જ છે પણ તે શિવાય હાયસ્કુલના અભ્યાસ માટે પણ આર્થિક સ્થિતિના ધોરણે રૂ. ૩૬૦૦૦ સુધીની વાર્ષિક આવકવાળા કુટુંબના બાળકોને સંપૂર્ણ ફી માફી વગેરેની સગવડ મુખ્ય છે. આવી બીજી સગવડ પરીક્ષા ફીની સહાય, શિષ્યવૃત્તિઓ, પછાતવર્ગના બાળકોને છાત્રાલયમાં રહેવાની સગવડ. સાર્વજનિક છાત્રાલયો વગેરે ગણાવી શકાય.

આ સર્વ સગવડો પાછળ હરિજનોનાં બાળકો-જેવી આર્થિક સ્થિતિ- સારી ન હોય તો પણ શિક્ષણથી વંચિત ન રહે તે જોવાની છે. રાજ્ય સરકારે આ હેતુથી ફી, શિષ્યવૃત્તિ ઉપરાંત છાત્રાલયોમાં હરિજન વિદ્યાર્થીઓ બીજી કોમના વિદ્યાર્થીઓ સાથે રહે તે માટે ખાસ ધ્યાન આપ્યું છે. આમ હરિજનોને શિક્ષણ મળવાથી તેમનામાં જાગૃતિ આવશે અને પરિણામે તે પોતે જ પોતાનાં બંધનો દૂર કરવા તરફ વળશે. સમગ્ર સમાજ કલ્યાણમાર્ગે વળે ત્યારે હરિજન પણ પછાત ન રહેતાં વર્ષો સુધી દયા દાનથી પરાવલંબી ન રહેતાં પગભર અને પ્રવૃતિ પરાયણ બને તે હેતુથી શિક્ષણ યોજનાને અનિવાર્ય ગણવામાં આવે છે. હરિજન માટેના કલ્યાણ કાર્યક્રમોમાં બીજી અગત્યની યોજના તેમના આર્થિક ઉત્કર્ષની છે. આપણે સૌ જાણીએ છીએ કે સમાજમાં કદાચ આર્થિક રીતે સૌથી પછાત વર્ગ હરિજનોનો છે. અને તેથી જો તેમનું પછાતપણુ દૂર કરવું હોય તો તેમને સમાજના બીજા સુખી વર્ગો સાથે સમાન હરોળમાં ગોઠવવા હોય તો





તેમને આર્થિકરીતે પગભર બનાવવા જોઈએ. અને તે માટે તેમને કામ ધંધો આપવાની યોજના છે.

આર્થિક ઉત્કર્ષની આવી યોજનાઓમાં હરિજનો ખેતીના ધંધા તરફ વળે અને એ ધંધામાં સ્થિર થઈ શકે તે હેતુથી પડતર જમીન ખેડહક હળ બળદની સહાય, ખેતીના સાધનોની સહાય, દૂધાળા ઢોરની સહાય, ગાડાં, ખેતરમાં કૂવા, રહેંટ અને પાણીનાં એન્જીનો માટે સહાય, જમીન સુધારણા અને બંધ પાળા સહાયનો સમાવેશ થાય છે.

આવી સહાયમાં માત્ર આર્થિક મદદ ઉપરાંત લોન પણ અપાય છે. જેથી સહાય લેનાર માત્ર પરાવલંબી ન બનતાં લોન વાળવા માટે સજાગ રહે છે.

બીજું આ કાર્યક્રમો માટે મોટે ભાગે ખેતીના ધંધામાં રોકાયેલા હરિજનોને લાભકારક હોવાથી હરિજન કુટુંબો સમાજના બીજા વર્ગો સાથે ખેતીના ધંધામાં વળે છે અને એમ ગ્રામસમાજના હરિજનોને લાભ મળે તે દૃષ્ટિ રખાયેલી છે.

આર્થિક ઉન્નતિના બીજા કાર્યક્રમોમાં હરિજનો ખેતી સિવાય બીજા ધંધાઓમાં પણ જઈ શકે તે દૃષ્ટિથી હરિજનોનાં બાળકોને ટર્નિંગ, ફીટીંગ, વેલ્ડીંગ, સુથારી કામ વગેરે શીખવાય છે. તે ઉપરાંત તેઓ ગૃહ ઉદ્યોગોમાં પણ સ્થિર થઈ શકે તે માટે સીવણ, કામ, હાથલારી, નાની દુકાન, રેંકડી વગેરે નાના ગૃહ-ઉદ્યોગો માટે લોન સહાય અપાય છે.

આમ હરિજનોને આર્થિક સહાય કરીને વસાવવાની યોજનાઓ છે. આથી હરિજનો ખેતીવાડી અને બીજા ગૃહઉદ્યોગ તરફ વળવાથી તેમનામાં લઘુતાગ્રંથિ દૂર થતાં એક પ્રકારની સ્વાવલંબનની ગૌરવ ભાવના જાગે છે.

પણ હરિજનોને શિક્ષણ મળે કે ધંધો મળે તેમાં જ હરિજન કલ્યાણ સંપૂર્ણ થાય છે એમ ન કહી શકાય. હકીકતમાં તો હરિજનો સમાજના બીજા વર્ગો સાથે સમાનભાવે રહી શકે તે હેતુ છે અને આ માટે સામાજિક યોજનાઓ અગત્યની છે.

સમાજ કલ્યાણના આ કાર્યક્રમો પાછળ હરિજનોની સામાજિક સ્થિતિ સુધારવાની ભાવના છે. આજે તો વર્ષોના સંસ્કારો, રિવાજો અને રૂઢિઓને કારણે અસ્પૃશ્યો સામે સમાજના પૂર્વગ્રહને કારણે હરિજનોને માનવ જીવન માટે અતિઆવશ્યક એવી સગવડો નથી. ગામડામાં તો તેમની પશુ કરતાં પણ ઊતરતા પ્રકારની સ્થિતિ હોય છે. આ સ્થિતિ નિવારવી જોઈએ. હરિજનોને સુખી જીવન જીવવાની સગવડો અપાય તે જોવું જોઈએ, આ માટે આ સમાજકલ્યાણની યોજનાઓમાં હરિજનો માટે પીવાના પાણીની સગવડો, બાળકો અને બહેનો માટે બાલવાડીઓ અને સંસ્કાર કેન્દ્રો, મકાન અને જમીનની સહાય વગેરે યોજનાઓ છે.

આ સિવાય હરિજનોને સરકારી નોકરીમાં ખાસ પસંદગી, વિનામૂલ્ય કાનુની સહાય, સરકારી પડતર જમીન આપવામાં પસંદગી, ઉચ્ચ શિક્ષણ સંસ્થાઓમાં અનામત જગાઓ વગેરે યોજનાઓમાં પણ સામાજિક કલ્યાણની જ યોજનાઓ છે જેનો હેતુ હરિજનોને વધુ તક આપવાનો છે.

આમ હરિજન કલ્યાણની જુદી જુદી યોજનાઓ દ્વારા હરિજનો સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન મેળવી શકે, સ્વાવલંબી અને ગૌરવભર્યું જીવન જીવી શકે તે ભાવના રાખવામાં આવી છે પણ એ ભાવના તો ત્યારે સિદ્ધ થાય કે જ્યારે સમગ્ર જનસમાજ એને સિદ્ધ કરવાને સહકાર આપે.

આજે ગામડામાં હરિજનોની સ્થિતિ સુધરી નથી. એમને મળતી સગવડોનો એ હિંમતભેર લાભ લઈ શકે એટલી પણ સ્વતંત્રતા તેમનામાં નથી એમને તો હજીયે પણ અનિચ્છાએ અભણ, અસંસ્કારી અને ગરીબ રહેવું પડે છે. ઉત્કર્ષની યોજનાઓ છતાં હરિજનો પૂરેપૂરી એને ભોગવી શકતા નથી.

એટલે હરિજનોનું સર્વાંગી કલ્યાણ કરવું હોય તો



સમગ્ર સમાજે જાગૃત થવું પડશે. શહેરમાંથી નહીં પણ ગામડામાંથી અસ્પૃશ્યતા કાઢવી પડશે. તો જ આવી યોજનાઓ જેમના માટે છે તેમને સહાય કરશે અને તે સામાજિક કાર્યકરો સિવાય કોણ કરશે ?

વળી હરિજન કલ્યાણની આ યોજનાઓ તે માટે પૂરતી છે, એમ માનવાનું નથી. આ તો સમગ્ર હરિજન કલ્યાણનો પ્રશ્ન ઉકેલવાનો એક માત્ર પ્રયાસ જ છે. હજી આવી ઘણીયે યોજનાઓ કરી શકાય. અને હજી આ યોજનાઓને પણ વિચારી શકાય.

આગળ જણાવી તે યોજનાઓ સરકારે પ્રજા કલ્યાણની પંચવર્ષીય યોજનાના ભાગરૂપે ઘડેલી યોજનાઓ છે.

સમગ્ર રાજ્યના સર્વાંગી વિકાસ કાર્યક્રમમાં હરિજન પ્રવૃત્તિના કાર્યક્રમો મર્યાદિત રીતે જ આવી શકે એ સમજાય તેવું છે. સરકારે તેનાં સાધનો ભણી જોવું પડે.

અને એથી હરિજન સેવાના ક્ષેત્રમાં કાર્ય કરતી બીજી સામાજિક સંસ્થાઓ આવા કાર્યક્રમોમાં પૂરક બનવું પડે તે સ્વાભાવિક છે, અને આ સંસ્થાઓના આવા પ્રયાસોનું ક્ષેત્ર વિશાળ બનાવવું હોય, હરિજન સરકારી હિતની પ્રવૃત્તિઓને વિસ્તારવી હોય તો આવી બિન સામાજિક સંસ્થાઓને આર્થિક રીતે પગભર બનાવવી જોઈએ. સરકાર અને આર્થિક સહાય આપીને પોતાની રીતે મદદ કરે છે જ પણ એટલું પૂરતું નથી. એટલે આવી સામાજિક સંસ્થાઓને સમાજે, દાતાઓએ આર્થિક સહાય આપીને પગભર બનાવવી જોઈએ.

હકીકતમાં હરિજન કલ્યાણનું કાર્ય માત્ર રાજ્યનું જ નથી પણ સમગ્ર સમાજનું છે. એને જેટલા બહોળા પ્રમાણમાં અપનાવશે અને ઉત્તેજન આપશે તેટલા પ્રમાણમાં તે વધુ વ્યાપક અને સફળ બનશે એ યાદ રાખવાનું છે.

ભૂતકાળમાં પૂ. ગાંધીજી હરિજન ફાળાનું કાર્ય જીવનભર ચાલુ રાખીને આ પ્રવૃતિ અંગે જનતાના ઋણની યાદ અપાવતા હતા. આજે પૂજ્ય બાપુજી આપણી વચ્ચે નથી એટલે શું એમની પ્રિય પ્રવૃત્તિઓને આપણે ભૂલી જઈશું ? અને એમ ન થવા દેવું હોય તો હરિજન સેવા સંસ્થાઓના કાર્ય માટે પ્રત્યેક વ્યક્તિએ પોતાનાથી શકય એટલી સહાય કરવી પડશે અને તેમ થશે તો જ આ કલ્યાણપ્રવૃતિ તેનો હેતુ સિદ્ધ કરી શકશે.

અંતમાં પૂ. બાપુજીના કાર્યમાં શ્રદ્ધા રાખી તેમનું સાચું શ્રાદ્ધ સાચું તર્પણ ત્યારે જ કર્યું ગણાશે કે જ્યારે અસ્પૃશ્યતાનું કલંક દૂર કરીશું.

રાષ્ટ્રપિતાના અમર આત્માને ત્યારે જ તૃપ્તિ અને શાંતિ મળશે.



ઈંટ અને પથ્થરનાં મકાનો ચૂનાની મદદ વિના ઊભાં કરી શકાશે અને એ માટે માત્ર પ્રકાશના કિરણની જ જરૂર રહેશે, એમ એક અમેરિકી વિજ્ઞાની જણાવે છે. 'લેસર'નાં કિરણો વડે ઈંટ કે પથ્થરની સળંગ દીવાલ રચી શકાશે.

બીજાં પ્રકારનાં સાધનોની જેમ 'લેસર'નો પ્રકાશ ચારે દિશામાં ફેલાતો નથી પરંતુ એક સાંકડા ઘટ ધોધરૂપે કેન્દ્રિત થાય છે. કિરણોનો આ ધોધ સૂર્ય કરતાં પણ કેટલાક હજારો ગણો ગરમ થઈ શકે છે. એની મદદથી, ન જોડી સકાય એવા ગણાતા પદાર્થોને પણ એકબીજા સાથે સાંધી શકાશે.

સિનસિનાટી યુનિવર્સિટીના ભૌતિકવિજ્ઞાની અને માટીકામ (સેરામિક્સ)ના નિષ્ણાત ડૉ. આઈસે બાલિન્કીને કહ્યું હતું કે આ પદ્ધતિ ઝડપથી મકાનો ઊભા કરવા માટે ઘણી વ્યવહારિક નાવડયા સંભવ છે. ચૂનો ધીમે જામીને સખત બને છે જ્યારે 'લેસર'ની મદદથી જૂજ ક્ષણોમાં જ પદાર્થોને સાંધી શકાય છે.





હરિંમરન મલિક

# માનવતાવાદી અબ્રાહમ લિંકન

ફેબ્રુઆરીની બારમી તારીખ બીજા કેટલાંક મહત્ત્વભર્યા બનાવોની જેમ જ એક સાચા માનવતાવાદી મહાનુભાવ અબ્રાહમ લિંકનની પણ જન્મતારીખ છે. એ મહા-માનવને આ લેખમાં અંજલિ અપાઈ છે...

વૉશિંગ્ટનમાં પોટોમેકના નીરવ જળની સમીપ ચિરંતન શાંતિનું વાતાવરણ ખડું કરતું લિંકનનું સ્મારક આવેલું છે. પ્રવાસીઓની ત્યાં અવરજવર થતી રહે છે પણ શાંત વાતાવરણમાં કશી ખલેલ પડતી નથી. કેટલાક પ્રવાસીઓ કુદરતનું સૌંદર્ય પીવા તો કેટલાક જિજ્ઞાસા સંતોષવા ખાતર ત્યાં આવે છે એ ખરું પણ મોટા ભાગના તો લિંકન પ્રત્યેની તેમની ચાહનાને વશ થઈને જ ત્યાં આવે છે. કરુણાસભર તથા વિશાદપૂર્ણ પણ શક્તિશાળી ચહેરો અને અનુકંપા તથા સમજણભર્યાં નયનો ધરાવતું લિંકનનું બાવલું માત્ર જડ પથ્થરનું લાગવાને બદલે જીવંત લાગે છે. ન્યાય, લોકશાહી, સમાનતા અને અમેરિકાના ઇતિહાસના અર્કના પ્રતીક સમું તે ભાસે છે.

જીવનપર્યંત આગવા અમેરિકન લાગતા અબ્રાહમ લિંકન માત્ર અમેરિકાના નથી પણ આઝાદીના ચાહક અને જુલ્મો–સિતમ સામે ઝઝુમનારા વિશ્વના દરેકે દરેક માનવીના તે પ્રીતિપાત્ર છે. હરકોઈ માનવીના સ્વાતંત્ર્ય અને આઝાદીના તે પ્રતીક છે. બીજા કેટલાક વિશ્વનેતાઓ પણ આવી ખ્યાતિ હાંસલ કરી શક્યા છે પરંતુ લિંકનમાં તેમનાથી કંઈક વિશેષ છે અને તે છે લોકોનો તેમના પ્રત્યેનો અંગત પ્રેમ.

લિંકન મહાન નેતા હતા, મહાન પ્રમુખ હતા તે કરતાંયે વધુ તો સાદું જીવન ગાળનાર હતા. એ સંત કે જેમણે જુવાનીમાં પ્રેમ વ્યક્ત કરવામાં શરમ અનુભવેલી, એ માણસ કે જેમને દેશને આંતર–વિગ્રહમાં ઉતારવાનો કડવો નિર્ણય લેવો પડેલો. અને છતાં એ જ આંતર–વિગ્રહમાં ચાર–ચાર પુત્રો ગુમાવી બેઠેલી માતાને દુઃખે દુઃખી થયેલા. કાર્લ સેન્ડબર્ગના શબ્દોમાં કહીએ તો, 'તેમનું વખતસરનું, સુંદર અને વિનમ્ર રુદન રુદનની શોભા વધારતું હતું.' તે લોકોના હૈયામાં વસેલા હતા

આંતર-વિગ્રહની કરુણ ઘટના પછી લિંકન બીજીવાર પ્રમુખ થયા ત્યારે એક વૃદ્ધા મહિલાએ તેમને લખેલું કે 'આ ભયાનક જહેમત કરવાનાં વધુ ચાર વર્ષ તમને મળ્યાં છે. તેનો મને—અમને—અફસોસ થાય છે. પણ એ યાદ રાખજો કે તે સત્યનો વિજય છે, દેશ પરનો મંગળ આશીર્વાદ છે. નાનકડી અમસ્થી વાતનાં પણ ઉશ્કેરાઈ જતાં વૉશિંગ્ટનમાં તમે આ વિષે કંઈ બોલી શકો નહિ પણ પ્રભાતની નીરવ શાંતિ ધરાવતા મારા આ નાનકડા ગામડામાં તમે હો તો તમને ખ્યાલ આવે કે તમારા નામમાં શું જાદુ છે!'

અમેરિકાના લોકોએ લિંકનના જીવનનાં અનેક પાસાં જોયાં છે: કાયદાનો અભ્યાસ કરવાની પ્રત્યેક તક ઝડપનાર અને તેના મહત્વના મુદ્દાની ગ્રાહકો સાથે ચર્ચા કરતા એક બેડોળ દેહધારી દુકાનદાર તરીકે, રાજ્ય વિધાન સભામાં ચાર વખત ચૂંટાઈ આવેલ એક સફળ વકીલ તરીકે અને એક વખત કોંગ્રેસમાં ચૂંટાઈ આવેલ તરીકે લોકોએ તેમને નિહાળ્યા છે. વિખ્યાત ડગ્લાસ લિંકન વિવાદમાં તેમણે દૃઢતાપૂર્વક કહેલું કે, અર્ધી સ્વતંત્ર અને અર્ધી ગુલામ જનતાની બનેલી સરકાર કદી નભી શકે નહિ. ત્રણ વર્ષ પછી અમેરિકાના તે પ્રમુખ થયા ત્યારે આ માન્યતા પુરવાર કરવાનો તેમને પડકાર થયો. સમવાયતંત્રની એકતા તેમને હૈયે વસી હોવા છતાં. શાંતિની પુનઃસ્થાપના માટે આંતરવિગ્રહનાં ચાર કડવાં વર્ષની દોરવણી હાથમાં લેવાની તેમને ફરજ પડેલી.

શાંતિના એ પયગમ્બરને અથાગ અને કારમું જુધ્ધ ખેલવાની ફરજ પડી. 'લોકોની, લોકો વતી અને લોકો માટેની સરકાર'ના સૂત્રને પોતાની જાત સમરપી દેનારા તે લોકશાહીના સાચા સમર્થક હતા. પણ રાષ્ટ્રની સલામતી ખાતર તેમને સરમુખત્યારની સત્તા પોતાના હાથમાં લેવી પડેલી.

યુદ્ધ કાળના પ્રમુખ તરીકેની તેમની અખૂટ જવાબદારી વચ્ચે પણ માનવતા અને અન્યાયના પ્રશ્નો હલ કરવાનો સમય લિંકન મેળવી લેતા હતા. અગણિત લશ્કરી મુકદ્દમાઓમાં તેમણે અંગત રસ દાખવેલો અને માનવસહજ દોષનો ભોગ બની બેઠેલાઓને તેમણે ક્ષમા આપેલી. પણ એક હબસી સૈનિકને ઠાર કરનાર વર્જિનિયા રાજ્યના નોરફોકના પ્રતિષ્ઠિત નાગરિકને માટે તેમણે માફ ન કર્યો. ગુલામી નાબૂદીની તેમની ઘોષણા મુક્તિ માટેના માનવ જંગના ઇતિહાસમાં મહત્વનું સીમાચિહ્ન બની રહી છે. તે મહાન મુક્તિદાતા હતા.

દરેક પ્રમુખમાં જેમની પ્રમાણિકતા સંપૂર્ણથી લવલેશ પણ ઓછી ન હોય તેવા કુશળ રાજનીતિજ્ઞ તરીકે લિંકન જેવા દાખલા ઈતિહાસમાં બહુ જૂજ દેખાય છે. બહુ ઓછા લોકોએ સહન કર્યા હોય તેવાં કડવાશ અને તિરસ્કાર ભોગવ્યાં છતાં તે બીજાને દુઃખે દુઃખી થનારા માનવતાવાદી રહેલા અને દક્ષિણની પુનર્રચનાની નીતિ 'અન્યાય કોઈ ને નહિ. તમામ પ્રત્યે સહાનુભૂતિ'ના પાયા પર ઘડી શકેલા. આવા પ્રચંડ માનવતાવાદીને સમગ્ર જીવન એકલવાયું ગાળવું પડેલું.

૧૮૬૫ના એપ્રિલમાં લિંકનની હત્યા થઈ ત્યારે ચાર્લસ્ટનની એક હબસી મહિલા રોતાં રોતાં બોલી ઊઠેલી : 'હે ભગવાન ! ટોમકાકાનું અવસાન થયું !' તેના ઉદ્‌ગાર સાચા હતા. પ્રત્યેક માનવીની સમાનતા અને જીવન, આઝાદી અને સુખપ્રાપ્તિ તેના સમાન અધિકારમાં તેમની શ્રધ્ધા અને માન્યતાની દઢતાના અર્થમાં લિંકન ખુદ અમેરિકા હતા અને છે. સ્વાશ્રય, વ્યક્તિનું ગૌરવ, સહિષ્ણુતા અને રાજકીય તથા સ્વાતંત્ર્ય ભોગવવાના માનવીના અધિકાર પર રચાયેલી અમેરિકી જીવન ફિલસૂફીનાં મૂલ્યોથી તેમણે જીવી જાણ્યુ હતું.

જનતાના નેતા બનવા છતાં તે હમેશાં જનતામાંના જ એક રહ્યા હતા. જનતામાંનો તેમનો ઈતબાર ક્યારેય હટ્યો ન હતો. તેમનાં સુખદુઃખ કાયમ આમજનતાના સુખદુઃખ સાથે રહેલા. એમનું અવસાન થયું ત્યારે એકેક ગામ અને શહેર, આથી જ, ઘેરા શોકમાં ગરકાવ થઈ ગયેલું.

એમનું અવસાન થયું પણ એમનું જીવનકાર્ય પાર પડયું હતું. સમાવાયતંત્ર અખંડ હતું, ગુલામો મુકત હતા અને માનવગૌરવ તથા આઝાદીનો રાહ સાફ હતો.

લિંકનના મૃત્યુ બાદ કેટલાંયે વર્ષો પછી ૧૯૩૨માં એક સંસદ-સભ્યે જે કહેલું તેમાં વિશ્વ આજેય સૂર પુરાવે છે. તેમણે કહેલું કે, જેમ પર્વત, સમુદ્ર સિતારા વિષે નવું કહેવાનું કંઈ નથી તેમ લિંકન વિષે પણ નવું કહેવાનું કંઈ નથી. કાળનું ચક્ર ફરતું જાય છે. એના એ જ પર્વતો વાદળા વચ્ચે ઉન્નત મસ્તક રાખી ઊભા છે, એના એ જ સમંદર ઘૂઘવે છે અને એ જ સિતારા થાકેલી દુનિયા પર પોતાની રોશનીની પવિત્ર ચોકી રાખે છે. પર્વત, સાગર કે સિતારાને માનવી હમેશ મૂંગી અંજલિ આપતો રહે છે અને એવું જ લિંકન પ્રત્યે છે કેમ કે આત્માની ઊંચાઈમાં તે પહાડ સમાં ગેબી એકલતાના અવાજમાં સમદર સમા અને સેવા અને હેતુની સચ્ચાઈમાં તે સિતારા સમા હતા.







જિવુભાઈ મ૦ મહેતા

# મોલ્યુમાં દીવા શગ બળે રે..

લડાઇએ કેટલાંય જીવન રગદોળી નાખ્યાં છે, માનવતાને હણી નાખી છે. એવી જ એક હૃદયભેદી કથનીને વાચા આપે છે આ વાર્તા. વાર્તાના વાર્તાકારની લેખિની ગુજરાત પીછાને છે...

સૂરજ સોનાનો નહોતો ને રાત રૂપાની નહોતી. જયમલને તો એક એક દિવસ અને એક એક રાત મોટા અંતરાય જેવાં લાગતાં. કોઈએ એને કહ્યું હતું કે માણસ એકલો પડે છે ત્યારે એના મનમાંથી હરણિયું છૂટે છે. એ હરણિયું ઊછળીને આવનારા જીવનની કૂણી ધરો ચરે છે. એ હરણિયું દુઃખની વાડ ઠેકીને સુખની ગોંદરી પર દોડે છે.

જયમલ એકલો પડ્યો ને એનું મન પણ એકલું જ રહ્યું. અંધારી રાતે આકાશના તારા વીણવા એણે મનનો ખોળો ધર્યો. આકાશના તારા મશ્કરી ઉડાવતા એમાંથી ચળાઈ ગયા. જયમલ સુસવતા પવન સાથે ડોલતો ઝાડ પાસે ઊભો રહ્યો. એ સુસવાટો એને તો નર્યો અવાજ લાગ્યો.

એના મનને પલાળવા એ ઝરણ પાસે ગયો. પાણી જયમલ હતું ત્યાં ને ત્યાં જ રહી ગયું—એકલું, અટૂલું. અને તોય જયમલ વિચાર કરતાં થાક્યો નહિ. એક દિવસ, એને આ કુદરતના રૂપાળા લીસોટા ખૂબ ગમતા. પણ હવે એને એ લીસોટા લપસાવતા નહોતા. એના એકાંતને એ સાથ આપતા નહોતા.

આજે એ આંહી હતો, પણ એ પહેલાંના દિવસો એ યાદ કરવા લાગ્યો. એના જીવનનો નકશો દોરી આપનાર ભૂતકાળ એને સતાવી રહ્યો.

ત્યારે એ બ્રહ્મદેશના જુદા જુદા ભાગોમાં ફર્યો હતો. આક્યાબમાં એણે નોકરી કરી હતી. બ્રહ્મદેશ એણે પગ તળે કાઢી નાખ્યો હતો. ઘણાં વરસો બ્રહ્મદેશમાં ગાળ્યા પછી થોડી કમાણી સાથે જયમલ એના કાઠિયાવાડના ફૂલસર નામના ગામમાં જવા માટે વરસો પહેલાં રંગૂન આવ્યો હતો.

બ્રહ્મદેશમાં રહી એ એના ઘર માટે ખર્ચી મોકલતો પણ ઘણાં વરસ થઈ ગયાં હતાં એટલે એને એનું ગામ સાંભર્યું હતું. ગામ તો માંડ બસ્સો ખોરડાંનું હતું. પણ એ બસ્સો ખોરડાની માલીપા એક ખોરડું હતું. એની અંદર એક ગોરી રહેતી, એ જયમલની વહુ હતી, રૂપાં.

રૂપાંને પરણીને થોડા જ દિવસોમાં જયમલ કમાણી કરવા બ્રહ્મદેશ ઊપડી ગયો હતો. રૂપાંની ચૂંદડીની ફોરમ જયમલને વીંટળાઈ રહી હતી. એને મનમાં લઈને જયમલ પરદેશ ઊપડ્યો હતો. જયમલની મા હતી. એ ડોસીએ દીકરાને પરદેશમાં જવા પહેલાં તો ના પાડી પણ દેશમાં પૈસો જડે એમ નહોતો, એટલે જયમલની માએ એના દીકરાને જવા દીધો.

આ બધું આજે ક્યાં બન્યું હતું? વરસો પહેલાં બન્યું હતું. પણ જયમલની આંખમાં તે તાજું જ રહ્યું હતું. ફૂલસર ગામના લીંબડા એને સાંભર્યા હતા, આંબલી સાંભરી હતી, કૂવો સાંભર્યો હતો ને ચણીબોર સાંભર્યા હતાં. પણ એ બધા કરતાંય રાતા અને કાળી ભાતના સાડલામાં ઘર લીંપતી ચણોઠી જેવી રૂપાં એને સાંભરી હતી. 'ભાઈ ભાઈ' કહેતી એની માડી એને સાંભરી હતી.

દેશમાં જવા માટે એ રંગૂન આવ્યો હતો. જયમલે એના જવા માટેની ઘણી કલ્પના કરી હતી. ફૂલસર ગામમાં એ પૂગશે ત્યારે એને પહેલું કોણ મળશે? એના ખોરડે પહોંચતાં પહેલાં તો ગામના છોકરાઓએ એના આવ્યાના ખબર પુગાડી દીધા હશે, રૂપાંને એણે કાગળનો કટકો તો બીડ્યો હતો. એટલે રૂપાં ચણોઠી જેવી, ઘરમાં વાટ જોતી બેઠી હશે. મા પણ 'આવ્યો દીકરા' કહેવા માંડ માંડ ઊભી થઈ હશે.

*



આવા વિચારો કરતો જયમલ રંગૂનથી ઊપડવાની તૈયારી કરતો હતો હતો......અને ત્યાં જાપાની વિમાનો આવ્યાં હતાં. લડાઈ ઊતરી પડી હતી. ઘેર જવા રંગૂન આવેલો જયમલ રોકાઈ પડ્યો હતો. એને જવાની તક ન જ મળી પછી તો રંગૂન આસ-પાસ લડાઈએ બરાબર ભીંસ દીધી હતી. પછી જાપાનીઓ આવ્યા હતા. રંગૂનનો રંગ ફરી ગયો હતો. ફરી જાપાનીઓ હાર્યા હતા અને માંડ માંડ જયમલે લડાઈનાં વરસો રંગૂનમાં કાઢી નાખ્યાં હતાં.

યુદ્ધ પૂરું થયું હતું એટલે ફરી પાછો એ ફૂલસર ગામ જવા તૈયાર થયો હતો. એણે કાગળ પણ બીડ્યો હતો ટપાલ ચાલુ થઈ કે પહેલું કામ એણે કાગળના કટકાને બીડવાનું કર્યું હતું.

જયમલને લડાઈ ઉપર ખૂબ રીસ ચડી હતી! પાંચ વરસ પછી એ દેશમાં જવા માગતો હતો ત્યાં જ યુદ્ધે એને અટકાવ્યો હતો! એ પછી પણ ચાર વર્ષ નીકળી ગયાં. એટલે તો જયમલને સૂરજ સોના જેવો લાગતો ન હતો ને રાત રૂપેરી લાગતી નહોતી. રંગૂનની કુદરત એના એકાંતને સાથ આપવામાં નિષ્ફળ હતી.

નવ વરસ પછી જયમલ રંગૂનથી હિંદ આવનારા જહાજમાં બેઠો. એની નજર ઉપર ઝબકારા વાગી જતા હતા. એના કાનમાં ભણકારા વાગતા હતા. નવ વરસ પછી રૂપાં કેવી રહી હશે? જયમલને મન તો એ એની ને એવી જ હતી. રૂપાંનો નરમ ઠપકો સાંભળવા માટે એણે તૈયારી કરી હતી અને એ ઠપકા પછી એ રૂપાંને કેમ રીઝાવી લેશે એ અદા એણે મનથી ભજવી દીધી હતી.

તૂતક પર ઊભા રહી જયમલે દરિયા પર નજર મૂક્યા જ કરી.

એને વિચાર આવ્યો કે લડાઈ સાથે એને કોઈ સીધો સંબંધ ન હતો તોય રૂપાં અને એની વચ્ચે લડાઈ આડી ઊતરી હતી—બિલાડી આડી ઊતરે ને અપશુકન થાય એમ.

જયમલના કાન પર દરિયાનાં પાણી ધ્વનિ ફેંકતાં ગયાં ને જયમલ વિચારની હોડીમાં બેસી ગયો.

જયમલે એના પોતાના દુઃખને એના પંડથી આઘું કર્યું. એને સમજાયું કે એના જેવા કેટલાયે પુરુષો અને સ્ત્રીઓ વચ્ચે લડાઈની તલવાર આડી પડી હશે. જયમલ તો હજુ જીવતો રહ્યો હતો પણ ઘણાઓ તો પૂરા થઈ ગયા હશે.

*

એ રાતે જયમલ દરિયાનાં પાણી જોતો તૂતક પર ઊભો હતો, ત્યાં આકાશમાં ચાંદ નીકળ્યો ને દરિયામાં એ ચાંદ ઊગ્યો. પારાની જેમ ચાંદ અને પાણીનો એટલો ભાગ થરકી રહ્યાં. રૂપાંનું એ મુખ હતું? કોણ જાણે! પણ એ પ્રવાહી મુખ કહેતું હતું:

'મારા મુખ જેવી કેટલીયે ધરની ચંદાઓ ઊગ્યા પહેલાં આથમી ગઈ છે. જયમલ! તું તારા એકલા-ની રૂપાંની માળા ફેરવે છે? એવી તો કેટલીયે રૂપાંઓ રોળાઈ ગઈ!'

જયમલ ત્યાં ઊભો રહ્યો નહિ. અરે! પ્યારામાં પ્યારો ચાંદો આવાં કડવાં વેણ સંભળાવે? દરિયાના ખારાં પાણીમાં ઊતરીને એની રૂપેરી જીભ પણ ખારી થઈ ગઈ? જયમલે આવા વિચારો પહેલાં કર્યા નહોતા!

જયમલ તો ચાંદાને ઠપકો આપવા માગતો હતો ત્યાં ચાંદાએ એને એના એકલાના દુઃખની હાંસી ઉડાવી!

જહાજ પર કલાકો જવા માંડ્યા. જયમલને દરેક કલાક ફૂલસર ગામ ભણી ધકેલતો હતો. મનમાં ને મનમાં રડતો હતો.

'હા, સ્ટેશનેથી ઊતરી હું ચાર ગાઉ ચાલી નાખીશ. ને ફૂલસરમાં પગ મેલીશ! એ..લી ભીંત પર કોલસાનાં ચીતરો હશે?...કૂવો અને કોસ તો હાલતાં જ હશે ...પહેલાં તો ત્યાં મોઢું ધોઈ નાખીશ...ગામની હાટ-ડીના અભરામભાઈને પહેલવેલો મળીશ. એની હાટડી કાંઈ ભુલાય? અભરામભાઈ માટે શું લેતો જાઉં?

દીપચંદ મોદીનો સાકરનો ગાંગડો મોંમાં ચગળતો ચગળતો ઘેર જઈશ. પટેલ તો ખળામાં હશે. એને સાદ નાખીશ. કૂવામાં નાઇ કારવીને જમવા બેસીશ મા સામી બેસશે..ને રૂપાં ભાણું મેલી આપશે...અરે! બરાબર બધી વાત માંડીને કહીશ...ને રાતે ફળીઆમાં એકઠાં થઈશું. રૂપાં માટલાનું ટાઢુંબોળ પાણી લાવશે. એની આંગળીની રૂપાની મોટી વીંટી ઘૂઘરી વગાડી જાશે ..રૂપાંએ ઘૂંઘટો તાણ્યો હશે ?...મલક આખા દેખતાં કાંઈ મોં બનાવાય ? હું એને ના પાડીશ. કઈશ કે હું તો સુધરેલા દેશમાંથી આવું છું. ગામ આખાને ફેરવી નાખીશ.'

જયમલ આમ ને આમ કેટલીયે વાર ફૂલસરના ડેલા ખખડાવી આવ્યો. એનું મન હરણિયું બની, છલાંગ મારી ફૂલસરની ધરો ચાખી આવ્યું.

નવ વરસથી એ એના વતનથી આઘો હતો પણ એ નવ વરસને ફાળકો એને તરતમાં વીંટાતો લાગ્યો. જયમલે રૂપાં માટે વરસો પહેલાં રંગૂનમાંથી લીધેલો એક સાડલો સાચવ્યો હતો. જયમલે એની મા માટે થોડો સૂકો મેવો લીધો હતો. પણ એ બધા કરતાં જયમલે એની હારે જયમલને જ લીધો હતો એનો એને સંતોષ હતો. એ એવો ને એવો હતો એમ જયમલ માનતો હતો.

*

રંગૂનથી ઊપડેલું જહાજ કલકત્તા આવ્યું, કલકત્તાથી ઊપડેલી આગગાડી મુંબઈ આવી ને મુંબઈથી ઊપડેલી આગગાડી જયમલને એના ગામ ભણી લેતી ગઈ. આગગાડીમાં જયમલે જાતજાતની વાતો સાંભળી. એને લાગ્યું કે એ કોઈ બીજા દેશોની વાત સાંભળી રહ્યો હતો પણ એને કહેવામાં આવ્યું કે ગુજરાત કાઠિયાવાડની એ વાતો હતી.

જયમલને તો મૂક્યું હતું, એવું ફૂલસર જ યાદ આવતું હતું. ગામડાના ફરી ગએલા દિદારની કલ્પના એને ક્યાંથી હોય? આગગાડી ચાલતી રહી, અને ધીરે ધીરે કાઠિયાવાડની ધરતી આગળ ગાડી ચાલવા લાગી.

બ્રહ્મદેશની રસાળ લીલી ભોમમાંથી જયમલ આવતો હતો. એની સરખામણીમાં કાઠિયાવાડની જમીન સાવ સુક્કી હતી. પણ જયમલને એ જમીનમાંથી એક પ્રકારની સુવાસ આવવા લાગી. એ એના પ્યારની સુવાસ હતી?

એક સરખી ખેડ્યા વિનાની જમીન ચાલી આવતી હતી એમાં રૂપ ક્યાં હતું? એમાં લીલો રંગ ક્યાં હતો? એમાં ઝરણું ક્યાં હતું? એમાં મોલ ક્યાં હતા?

પણ જયમલને તો એ હરીભરી ધરતી લાગી. કાઠિવાડની ઉપરની ધરતી સુક્કી દેખાતી પણ અંદર સરવાણીઓ સંતાણી હતી. એ સરવાણીઓ ફૂટ્યા કરતી હતી! ઉપરની ટાપટીપ નહોતી. હૃદયમાં નેહ જેવાં નીર હતાં.

આગગાડી સાથે ચાલ્યા આવતા તાર પર કાળો કોશેટો બેઠો હતો. એને દેખીને જયમલથી બોલાઈ જવાયું :

'મારો દીકરો કોશેટો! બરાબર એવો ને એવો જ રહ્યો છે! એલા એકાદી સીટી તો સંભળાવ!'

જયમલ બારી આગળ બેઠો હતો. એણે દૂર નજર નાખી, હરણનું એક ટોળું નજરે પડ્યું આગગાડીના અવાજથી ચમકી જઈ હરણિયા ભાગી રહ્યાં હતાં પણ કાળિયાર ઊભો રહી ગયા હતો.

'મારો વહાલો કાળિયાર! બરાબર એવો ને એવો જ છે.'

કાઠિયાવાડનાં સ્ટેશનો એક પછી એક આવવા લાગ્યાં. ટાઢા ગોળાનાં પાણી પીવડાવતી બાઈઓ જયમલે દીઠી. એ જ કાઠિયાવાડી શકલ! જાડા જાડા સાડલા ને શ્વેત દાંત. જયમલે પણ ખોબો ધરી પાણી પીધું. ધરાઈ ને પાછું પીધું.

'હાશ.' એમ જયમલથી બોલાઈ જવાયું ને પાણી આપનારી બાઈની આંતરડી ઠરી.



અરે ! કાબરો દોડી આવી ! જબરી હિંમતવાળી ! ઉતારૂઓની આગળ આવવાની હિંમત ? કાબરો ટેવાઈ ગઈ હતી. આ રીતે કાબરો એમનું ભરણ પોષણ કરતી'તી.'

'મારી દીકરી ! બરાબર એવી ને એવી જ છે.'
પંખીઓ એનાં એ હતાં. કુદરત એની એ હતી પણ જયમલને સમજ નહોતી કે ગામડાંઓ પલટાઈ ગયાં હતાં.
જયમલના હૃદયના ધબકારા હવેથી વધી ગયા. થોડા જ કલાકોમાં એના ગામમાં પૂગી જશે.

❁

જયમલે જ્યારે ફૂલસર ગામમાં પગ મૂકયો ત્યારે સાંજ પડી ગઈ હતી જયમલે આરતીનો અવાજ સાંભળવાની તૈયારી રાખી હતી, પણ આરતીનો અવાજ એના કાન પર પડ્યો નહિ. જયમલને ખબર નહોતી કે ફૂલસરના મંદિરનું ઘી ખૂટયું હતું. મંદિરના એ દેવને કોઈ ચોરી ગયું હતું. ને એ મંદિર બંધ થઈ ગયું હતું. જયમલને એ વાતની કયાંથી જાણ હોય ?
જયમલને નવાઈ લાગી કે એણે કાગળનો કટકો નાખ્યો છે ને કેમ એને લેવા કોઈ આવતું નથી ? એને થયું કે એને એક દિવસ પહોંચતાં મોડું થયું હતું એટલે એમ બન્યું હશે.
જયમલ ચાલતો ચાલતો અભરામભાઈની દુકાન આગળ આવ્યો. એ દુકાન ત્યાં નહોતી. ત્યાં તો એક પોલીસનો માણસ બેઠો હતો.
જયમલે તરત જ કહી દીધું.
'એ રામરામ !'
પોલીસ કાંઈ સમજ્યો નહિ. એણે જયમલને કોઈ આવકાર આપ્યો નહિ, જયમલથી રહેવાયું નહિ.
'કેમ અભરામભાઈ નથી ?'
પોલીસે કડક બની કહ્યું:
'કોણ અભરામભાઈ ?'
જયમલે તરત જવાબ આપ્યો:
'આ હાટડી ચલાવતા'તા એ અભરામભાઈ !'
પોલીસ ખડખડાટ હસી પડ્યો. બીડી સળગાવીને એ આસ્તે રહીને બોલ્યો :
'અભરામભાઈ તો કયારના મરી ગયા. આ તો પોલીસ ચોકી છે. તમે કયાંથી આવો છો ? તમારું નામ લખાવો ! ચાલો એ વિના તમને ગામમાં જવા નહિ દઉં. લાવો, એક સિગારેટ હોય તો કાઢો.'

જયમલ પાસે સિગારેટ હતી નહિ, એ તો આભો જ બની ગયો. જયમલે પરાણે શાંતિ રાખી નામ લખાવ્યું. પોલીસે હાથ લંબાવ્યો. એ લે ચાર છ આના આપ્યા અને જયમલ એના ખોરડા ભણી ચાલવા લાગ્યો.
ખોરડું નજરે પડયું. જયમલનું મન થનગની રહ્યું. ખોરડાની અંદર દીવા પણ બળતા હતા. જયમલ ખુશ થઈ ગયો. પણ એને કેમ કોઈ એક જણુંય સામું મળ્યું નહિ ?
ઉતાવળે પગે જયમલ એના ખોરડા આગળ ઊભો રહ્યો ને એનાં પોટલાં ને પેટીને નીચે મૂકી જયમલે બારણાંની સાંકળ ખખડાવી.
થોડા વખત પછી એ ખોરડાનું બારણું ઊઘડયું.
'કોનું કામ છે ?'
જયમલ ઠરી ગયો.
'હું જયમલ ! મારી મા ને મારાં...આંઈ રે'તાં ઈ નથી રે'તાં ?'
બારણું ઉઘાડનાર આધેડ વયની બાઈએ જયમલને અંદર બોલાવ્યો.
'ભાઈ ! અંદર આવ !' જયમલ અંદર ગયો. એ જ ભીંત ! એ જ મકાન, એ જ દીવો. પણ એના દિલના દીવા કયાં ?
જયમલને ટાઢો પાડી આધેડ વયની બાઈએ વાત કરી.
'અમે તો હમણે આંહી આવ્યાં છીએ. મારા દીકરાએ આ ઘર વેચાતું લીધું...જયમલભાઈ ! તમારાં મા તો કયારનાં રામશરણ થઈ ગયાં ને તમારી

પરણેતર રૂપાં નવ દી પહેલાં મરી ગઈ. એ કોઈ આંહી રહેતાં નહોતાં. ખાવા નહોતું એટલે ખોરડું તો ક્યારનું વેચી દીધું પણ પછીય રૂપાં ભારે હેરાન થઈ. એને તો કોઈએ એમ નક્કી કીધું હતું કે એનો ચાંદલો ભૂંસાઈ ગયો છે. જયમલ બેટા! કહેતાં મારી જીભ ઊપડતી નથી પણ રૂપાં રાંડી હતી એમ ફૂલસર ગામમાં વાત ચાલી હતી. ને તોય રૂપાંએ એની ચૂડી ભાગી નહોતી એટલે ગામ ટીકા કરતું હતું. રૂપાં સૌને કહેતી કે એનો વર જીવતો હતો.'

*

જયમલ ટાઢો પડી ગયો પણ એણે ધીરજથી વાત સાંભળ્યા કરી.

'દીકરા! જરા હેઠો બેસ! તારો ભાર છોડી નાખ. હમણે મારો દીકરો આવશે. હારે આજે જમજે. જયમલ! મને ઝાઝું બોલતાં નથી આવડતું પણ મને તારા ઘરની બધી ખબર છે. મારા દીકરાએ આ ખોરડું વેચાતું લીધું એ મને નો'તું ગમ્યું પણ રૂપાં એ વિના રોટી ક્યાથી ખાય? એટલે હુંય કબૂલ થઈ. પણ આ તો મહિનાઓ પહેલાની વાત છે. એ પછી તો રૂપાં છાણાં થાપતી ને માંડ એના દી પૂરા કરતી. તારી માવડીની રૂપાંએ બહુ ચાકરી કરી. માડીનો એક જ ફફડાટ. મારો દીકરો આવશે?

'માડી ફફડતી ફફડતી ચાલી ગઈ, રૂપાં રહી! મહિનાઓ રૂપાંએ ગાળ્યા પણ એને ખયરોગ થયો'તો. ને નવ દિવસ પહેલાં રૂપાં મરી ગઈ.'

જયમલે એનું પોટકું લઈ ઊભા થવાની તૈયારી કરી. એને ખબર નહોતી કે એ ક્યાં જશે? પણ હવે એને જીવનની એવી વિગતોમાં ક્યા રસ હતો?

જયમલને એ બાઈએ રોકી રાખ્યો.

'મારા એકના એક દીકરાના સમ છે જો જા તો! થોડા દી રહીને જાવું હોય તો જાજે.'

જયમલને નવાઈ લાગી. આ બાઈ આવી માયાળુ હતી તો રૂપાંને કોઈએ કેમ ઉગારી નહિ? રૂપાં એમ કોઈની દયા પર જીવે એવી સ્ત્રી નહોતી! તેજ હતી! મરી જાય એવી હતી પણ પરાયો આશરો લે તેવી નહોતી! રૂપાંના મનમાં શું થયું હશે એની કલ્પના પણ જયમલ કરી શક્યો નહિ.

ત્યાં તો એ ઘરમાં એક કહેણ આવ્યું. એ આધેડ વયની બાઈ ને એના દીકરીએ બોલાવી હતી. દીકરીને બાળક આવવાનો વખત થયો હતો. દીકરી એને સાસરે હતી. બાઇનો દીકરો પણ બનેવી પાસે રહ્યો હતો.

બાઈએ જયમલને કીધું:

'તમે આંહી જ રહો. ને આ નાની પોટલી તમે રાખો. રૂપાં મને એ સોંપતી ગઈ છે. એ પોટલી મેં ઉઘાડી નથી. તમે જરૂર ઉઘાડજો. રૂપાંને હું વારેવારે બોલાવતી. ઘરનું કામ પણ એ કરતી. અમારું દળણું દળતી પણ ગામની જીભ વરવી. ગામની જીભ પર મારે દીકરો ને રૂપાંનાં નામ આવ્યા ને એ દિવસથી રૂપાં આવતી બંધ થઈ ગઈ. લે! હું જાઉં છું! તારું ઘર માનીને રહેજે. ને પછી જ્યાં જાવું હોય ત્યાં જાજે ને આ ભાણામાંથી ખાઈ લેજે.'

*

એ બાઈ ચાલી ગઈ. જયમલ એકલો પડ્યો. એણે મોં ધોયું. દીવો બળતો હતો. ભીંતો પર એ દીવાનું તેજ ફેંકાતું હતું. જયમલના કાનમાં ભણકાર વાગતા હતા.

'જાવ તો જાવ. ભાયડાને કામ કરવાનાં હોય પણ વેલેરા આવજો. આ રૂપાં સામું જોજો. આ રતુંબડા ચુડલા સામું જોજો.'

જયમલના કાન વરસો પહેલાંની વાત કેમ ઝીલતા હતા? એ કંઠ આજે ક્યાં હતો? એ બોલી તો બળી ગઈ હતી ના, એ બોલી બળી નહોતી.

જયમલ બેસી રહ્યો. રૂપાંને પરણીને એ આ ઘરમાં લાવ્યો ત્યારે ઘર કેવું ઝગી રહ્યું હતું! ચણોઠી જેવી રંગીન નારીને એ પરણી લાવ્યો હતો! એના સાડલામાંથી ફોરમ આવતી હતી! કેવડાની એ ફોરમ હતી? એ સાડલો પહેરનારી બળી ગઈ હતી. ના,

પણ એની ફોરમ બળી ગઈ નહોતી.

જયમલને આવકાર આપવા સ્મરણો દોડી આવ્યાં. નવ વરસ પછી એ આવ્યો હતો. એનું જાણે દુઃખ થતું હોય એમ સ્મરણો જયમલની ભીની આંખમાં આવી ગયાં.

ફૂલસર છોડીને એ જતો હતો ત્યારે રૂપાં છેલ્લી ઘડીએ એને મળી નહોતી પણ જ્યારે એ ચાર આંખો જુદી પડી ત્યારે એ ચારે આંખોમાં જે કાંઈ બની ગયું હતું એના યાદ જયમલને હતી.

ચાલી ગયેલાં વરસો સાથે લઈને જયમલ બેસી રહ્યો. પાણીઆરા આગળ કોણ ફરતું હતું? ટાઢા ગોળાનું પાણી કોણ પીવરાવવા આવતું હતું? કડલાં અવાજ કરતાં હતાં. કોઈ નહોતું ને કોઈની પાની કેમ પાસે આવતી લાગતી હતી? જયમલ પાણીઆરા આગળ ગયો. પેઢલી પર ગોળા હતા. રૂપાં ત્યાં હાજર હતી એમ જ એને લાગ્યું.

પછી તો એ અંદર ઓરડામાં ગયો. ભીંત પર મારેલા જૂના કંકુના થાપા એમ ને એમ હતા! બાજુમાં દીવડાનું હાથથી કાઢેલું ચિત્ર હતું. થાપાના બે પંજા મોટા હતા ને બે પંજા નાના હતા. પરણીને જયમલ આવ્યો ત્યારે રૂપાં અને એના બંનેના થાપા આ ભીંત પર પડ્યા હતા.

આજે એ ત્યાં જ હતા. એ વખતે રૂપાંના હાથ પરથી કંકુ ખરીને જયમલના કપડાં પર ઊડી આવ્યું હતું. જરૂર! રૂપાં હાજર હતી! એની હથેળીઓનો આકાર ભીંત પર હતો!

જયમલ ફરતો ફરતો એ ઓરડાની બહારની પરસાળમાં ગયો. ત્યાં એ ઘણીવાર ખાટલો નાખીને બેસતો ને બીજા કોઈ બેઠા હોય તો રૂપાં ઘૂમટો કાઢીને એમને પાણી આપી જતી.

ઘરમાં અત્યારે દીવા બળતા હતા! ઘર જીવતું હતું. જયમલ ફળીઆમાં આવ્યો. પવન વાતો હતો ને લીંબડા સાથે અફળાઈને પવન વસમા પાવા વગાડતો હતો. રૂપાં એ લીંબડાને પાણી પાવા આવતી ત્યારે ઓરડાની બારીમાંથી જયમલ એ રૂપ જોયા જ કરતો.

લીંબડાનાં પાન આ ઘડીએ બોલતાં હતાં: 'રૂપાં આંહી છે.'

જયમલ ઓરડાની અંદર ગયો. એને એકાએક સાંભળી આવ્યું કે રૂપાંએ એક બચકું એ આધેડ વયની બાઈને આપ્યું હતું. ને એ બાઈએ એ બચકું, એ પોટલું જયમલને જોઈ જવા કહ્યું હતું.

*

જયમલે ઊંચા શ્વાસે રૂપાંનું એ બચકું ઉઘાડ્યું. એમાં કાંઈ નહોતું. રૂપાંની ચૂંદડી હતી. પરણી એ વખતની ચૂંદડી. અને એક હતી, કોરી નકોર ટીલડી. રૂપાંની વાત જયમલને સાંભરી આવી.

'તમે આવશો તે દી આ કોરી ટીલડી કપાળમાં મૂકીશ.'

દીવામાં ટીલડી ઝબકવા લાગી. રૂપાંના કપાળની અંદર ઝગમગવાને બદલે જયમલની હથેલીમાં એ ટીલડી ચમકી રહી.

જયમલ વિચારે ચડ્યો! રૂપાં ને એની માડી હેરાન થયાં હતાં. જયમલને ખ્યાલ પણ નહોતો કે કાઠિયાવાડથી ઘણેઘણે દૂર ખેલાતી લડાઈ ફૂલસર જેવા ખોબા જેવા ગામનેય ભૂંસી નાખતી હતી! એ ગામમાં અનાજ માટેનાં ફાંફાં હતાં. લૂગડાં તો મળતાં જ નહોતાં.

જયમલને સમજાયું કે એ બહારગામ હતો એ અરસામાં કાઠિયાવાડનાં ગામડાંઓ સાવ બદલાઈ ગયાં હતાં. બધું જ ફરી ગયું હતું. એનો વિચાર એને ડંખવા લાગ્યો.

'મા વૈતરું કરી મરી ને રૂપાંને હણનારો રોગ લાગ્યો. અનાજની તંગી, રોટલાના વાંધા. એટલે ચણોઠી જેવી રૂપાં ભાંગી પડી. અર્ધા ભ.ણાએ એને મારી નાખી. ખોરાકના અભાવે રૂપાંને રગદોળી નાખી.'

ચટકરંગી ચૂંદડી ને કોરી ટીલડી લઈ જયમલ ફળી-





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# આપણાં સંગીતકાર પંખીઓ [૩]

કુદરતમાં પણ સંગીત ભર્યું પડ્યું છે એ તો કોઈ ઘનઘોર ઘટાવાળા જંગલમાં કે ગીચ ઝાડીવાળા પહાડી પ્રદેશમાં જઈને અનુભવાય છે. એ સંગીત-વાહકોનો પરિચય આપતો આ ત્રીજો હપ્તો છે...

## શામો પીદ્દો

ચકલી જેટલા કદનો શામો પીદ્દો આપણે ત્યાં શિયાળામાં ઘણું સામાન્ય પંખી છે. નરનો રંગ કાળો અને ધોળો અને પાંખમાં ધોળાં પદમ અને પૂંછડી ઉપર પણ ધોળો રંગ માલૂમ પડે છે. પેટાળ પણ ધોળા રંગનું હોય છે. માદાનો રંગ લગભગ કથ્થાઈ અને પૂંછડી ઉપરના ડાઘા રતાશ પડતા કથ્થાઈ રહે છે. પગ અને ચાંચ કાળા રંગનાં રહે છે. શામા પીદ્દાનો વસવાટ ખુલ્લા પ્રદેશમાં હોય છે અને કાંટમાં પણ હોય છે. તે ઉપરાંત ખેતરમાં–ખાડમાં અને જાળાખાણમાં પણ દેખાય છે. તેની એક વિશિષ્ટ ખાસિયત તે છે કે વારે વારે તેની પૂંછડી હલાવ્યા કરે છે અને 'પી.........પી' જેવી સીટી બજાવ્યા કરે છે. ઊડે ત્યારે 'ટફ ટફ' પણ કરે છે.

ભારતના ઘણા ભાગમાં તેની વસ્તી છે. એટલે કચ્છ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં તો તે હોય જ. સપ્ટેમ્બર માસમાં આવે અને માર્ચ એપ્રિલ સુધી રોકાય છે. તેનો ચારો જીવાતનો છે જે ઊડતાં અને ભોંય ઉપર પકડી લે છે.

શામા પીદ્દાને મેં પાળીને તેને બંધનમાં બોલતાં સાંભળ્યો છે. તેનામાં પણ બીજાં પંખીની નકલ કરવાની શક્તિ છે.

શામા પીદ્દાને અંગ્રેજીમાં The Pied bush-chat કહેવાય છે અને Saxicola caprata bicolor (sykes, એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## મેંદીયો પીદ્દો

શામા પીદ્દાના કદ જેટલો જ આ પીદ્દો પણ બહુ સામાન્ય પંખી છે. તેનો નર માથે કાળો અને ગળે રતાશ પડતો કથ્થાઈ પટ્ટો, પાંખમાં પણ ધોળાં પદમ. તેની છાતી ઉપર મેંદીયો રાતો રંગ અને પેટાળ ધોળાશ ઉપર રહે છે. પગ અને ચાંચ કાળા રંગનાં. પૂંછડીમાં કાળો રંગ પણ તેમાં ધોળો પટ્ટો આવે છે માદાનો રંગ એક સરખો કથ્થાઈ પણ માથા ઉપર લકીરો જણાય છે. તે ઉપરાંત પાંખમાં રહેતો

---

આમાં ગયો. લીંબડા હેઠળ એ બેસી રહ્યો. ત્યાં કોઈ ફરકતું નહોતું.

દૂર કોઈ બહેનપણીઓ ગાઈ રહી હતી. એના પર જયમલના કાન વળ્યા:

'માડી બાર બાર વરસે આવીઓ રે
માડી નો' દીઠી પાતળી પરમાર રે
જડેજી મા! મોલ્યુંમાં દીવા શગ બળે રે'

હા, મોલ્યુંમાં દીવા શગે બળતા હતા. જયમલ પણ નવ વરસે પાછો આવ્યો હતો! એની પાતળી પરમારને એ દેખતો નહોતો. એ ગીત એના કાન પર વધુ આવતું ગયું.

એનાં બચકામાં કોરી ટીલડી રે'

જયમલની આગળ પણ કોરી ટીલડી ચળકી રહી હતી. એ તો બેસી જ રહ્યો. પવન સાથે એ ગીત પણ ચાલ્યું આવતું હતું.

'ગોઝારણ મા! નેવે તે નવરંગ ચૂંદડી રે'

એની રૂપાંને કોઈ ગોઝારણ માએ મારી નહોતી પણ ગોઝારણ મોંઘવારીએ રૂપાંનો જીવ આસ્તેઆસ્તે લીધો હતો. ને આજે રૂપાંની નવરંગ ચૂંદડી જયમલને આપી હતી.

મોલ્યુંમાં દીવા ઝગોમગ બળતા હતા. પાતળી રૂપાં દેખાતી નહોતી. અને તો ય જયમલને રૂપાં હાજર હતી એમ જ લાગતું હતું. ટીલડીમાં રૂપાં હતી, ચૂંદડીમાં રૂપાં હતી. મનમાં રૂપાં હતી.



ધોળો ડાઘ પણ ખાસ જણાતો નથી. આ પંખી પણ તેના આગલા સગા માફક જ વસવા માટે જગ્યા પસંદ કરે છે અને ખાસિયતમાં પણ નજીવો તફાવત ધરાવે છે.

શિયાળામાં કાંટમાં ખેતરમાં અને વાડીઓની વાડો આગળથી પસાર થતાં તે જરૂર જોવામાં આવે છે.

ગુજરાત રાજ્યમાં બધે જોવામાં આવે છે. પ્રવાસી છે અને પ્રજનન કરવા હિમાલય સુધી પહોંચી જાય છે. આહાર પણ શામા પીદ્દાના જેવો જ છે.

મેંદીયા પીદ્દાને અંગ્રેજીમાં The Indian અથવા Collared bush-chat કહેવાય છે. અને Saxicola torquata indica (blyth). એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## સ્ટ્રીકટલેન્ડનો પીદ્દો

આ પણ આગળ જોઈ ગયા તે પીદ્દાના કદનો જ પંખી છે. તેનો નર આખો કાળો પણ કડ અને ઉપરનાં નીચેનાં પૂંછડી ઢાંકતાં પીંછાં ધોળા રંગે રહે છે. પૂંછડી ધોળી પણ કાળો લીટો જણાય છે. માદા અને નાની ઉમ્મરના નરનો રંગ કાળાને બદલે કથ્થાઈ અને ધોળું પેટાળ હોય છે.

મેં ક્યારેય આ પીદ્દાને જોયો નથી પણ તેનો વસવાટ રણ પ્રદેશમાં છે. આપણે ત્યાં બહુ દુર્લભ ગણાય છે.

સ્ટ્રીકટલેન્ડનો પીદ્દો અંગ્રેજીમાં The strickland's chat કહેવાય છે અને Oenanthe Picata opistho●leuca (strickland) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## કાળો પથરાળ પીદ્દો

ચકલી અને બુલબુલના કદ વચ્ચે લઈ શકાય એવા આ કાળા પથરાળ પીદ્દાનો રંગ લગભગ કાળી દેવની માદાનાં રંગને મળતો આવે છે. પણ દુમ આગળ તેને ચેસ્ટનટ રંગ આવતો નથી. એ સિવાય કાળી દેવ માફક તે તેની પૂંછડી ઊભી કરતો નથી પણ પોતાનું માથું વારે વારે ઊંચા નીચું કર્યા કરે છે. અને તેના શરીરની શરેડી દેશી શામાને મળતી આવે છે.

આ પંખીનો વસવાટ ખાસ કરીને ખંડેર કિલ્લા અને મંદિર તથા પથરાળ ભોં ઉપર છે. વળી સ્વભાવે ખાસ ડર નથી રાખતો એટલે ઘણા નજીક જઈ જોવામાં હરકત નથી આવતી. આ પથરાળ કાળો પીદ્દો સરસ મધુર ગાન પણ ગાય છે. પણ સૌરાષ્ટ્રમાં ક્યારેય જોવામાં આવ્યો નથી.

પંજાબ, રાજસ્થાન, અને મધ્ય ભારતમાં તે કાયમી વસવાટવાળો છે અને તે ઉપરાંત કચ્છમાં અને ઉત્તર ગુજરાતમાં પણ જોવામાં આવે છે. જ્યારે આબુના પહાડ ઉપર તો તે સામાન્ય પંખી છે.

કાળો પથરાળ પીદ્દો ઉનાળાના છેડે અને વર્ષાની શરૂઆતમાં પ્રજનન કરે છે જે સમયે તે પોતાનો માળો પથરાની ચીરાડ અને ભીંતના કાણામાં બનાવી તેમાં આછા ભૂરા રંગની ભોંય ઉપર રતાશ પડતા ડાઘાનું પહોળા છેડા તરફ કુંડાળું બનાવેલા ઈંડાં મૂકે છે.

કાળા પથરાળ પીદ્દાને અંગ્રેજીમાં The Brown rock chat કહેવાય છે અને C●rc●mel●fusca (blyth) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## ઇન્દ્રરાજ

કાબરથી મોટા કદના ઇન્દ્રરાજનો રંગ સામાન્ય રીતે કાળો અને ચળકતો ભૂરો હોય છે. કપાળ અને ખભા આગળ ચળકતા ભૂરા રંગનો હોય છે.

આ ઇન્દ્રરાજનું વસવાનું ઠેકાણું નીલપર્ણી વનોમાં અને ડુંગરમાળની ખીણોમાં વહેતાં ઝરણાં ઉપર ઘાટી વનરાજીમાં છે. પણ ક્યારેક ડુંગરના પથરા અને ધ્રાંતમાં આરામ કરતા દેખાય છે.

ઇન્દ્રરાજનું સંગીત માનવ સાટી જેવું હોવાથી અંગ્રેજીમાં તેને 'આળસુ વિદ્યાર્થી' એટલે 'વ્હીસલીંગ સ્કૂલ બોય'નું નામ આપ્યું છે. મેં પોતે ઇન્દ્રરાજનું સંગીત તેને પાળીને પણ સાંભળ્યું છે અને વનમાં પણ સાંભળ્યું છે. પાળેલો ઇન્દ્રરાજ તો મારી પાસે





એવો પોતાનું ગળું છેડતો કે રસ્તા ઉપર રાહદારીઓ તેને સાંભળવા માટે રોકાઈ જતાં જોવામાં આવ્યા છે. તેની આવી સીટી કેમ થઈ તેને માટે એક દંતકથા કહેવામાં આવે છે.

એક વખત ભગવાન શ્રીકૃષ્ણ ફરવા નીકળેલા. તેઓ ફરતા ફરતા એક ઘાટી વનરાજીવાળી ડુંગરની ખીણ પાસે ખળખળ વહેતા ઝરણા આગળ આવી પહોંચ્યા. આ જગ્યા તેઓને એટલી બધી ગમી ગઈ કે થોડો આરામ કરવા માટે એક વૃક્ષના થડને ટેકો દઈને બેઠા. તે સમયે પવન પણ મંદ શીતળ વાતો હતો એટલે પોતે નિદ્રાધીન થઈ ગયા. તે વખતે પોતાની વાંસળી હાથમાંથી છૂટીને થોડે દૂર દડી ગઈ.

આ જ જગ્યાના ઝરણા ઉપર ઇન્દ્રનાં કપડાં ધોવા માટે એક યક્ષ આવતો હતો. તે યક્ષ ત્યાં આવ્યો એટલે તેણે ભગવાનને પોઢેલા જોયા. અને તેઓની વાંસળીને થોડે દૂર પડેલી જોઈ. ભગવાન કૃષ્ણની વાંસળી માટે તેણે ખૂબ સાંભળ્યું હતું એટલે આમ સહેજ દૂર પડેલી વાંસળી લઈ પોતાને તે વગાડવાની ઇચ્છા થઈ આવી. ભગવાનની વાંસળી મારાથી ન વગાડાય એમ તેને થઈ તો ગયું પણ તે વાંસળીને વગાડી જોવાની ઇચ્છાને મારી ન શક્યો એટલે પોતાના હોઠ ઉપર વાંસળી લઈ તેણે તેના કાણામાં ફૂંક મારી સુરાવટ શરૂ કરી.

વાંસળીનું બજાવવું સાંભળીને ભગવાન નિદ્રામાંથી એકદમ સફાળા બેઠા થઈ ગયા અને જોયું તો યક્ષ પોતાની વાંસળી વગાડવામાં તલ્લીન થઈ ગયેલો જોવામાં આવ્યો. ભગવાને ખોંખારો માર્યો એટલે પેલા યક્ષનું ધ્યાન ગયું અને પોતે ભૂલ કરી છે એ તેને સમજાયું એટલે તે એકદમ ભગવાનના ચરણોમાં પડી ગયો અને પોતાની ભૂલ કબૂલ કરી.

ભગવાને આથી તેને બીજો શ્રાપ ન આપતાં એવો શ્રાપ આપ્યો કે જા યક્ષ તું આવા પહાડી ઝરણાંની વનરાજીમાં બંસીના સૂરવાળા ગળાનો એક પંખી બની હંમેશ માટે ગાન ગાયા કરજે.

આ શ્રાપથી યક્ષ ત્યારથી આ ઇન્દ્રરાજ થયો અને બંસી જેવા ગળાથી ઘાટા નીલપર્ણી વનમાં હજુ તે પોતાનું ગાન વહેતા ઝરણાંને કાંઠે સવાર સાંજ અને પ્રજનન સમયે એટલે વર્ષામાં આખો દિવસ છેડયા કરે છે.

આ સીટીના ગાન જેવું બીજું કોઈ ગાયક પંખી ગાઈ શકતું નથી. તેની મધુરતાને માટે તો પૂછવાપણું જ નથી અને નાના બચ્ચેથી રાખેલા નરને તો ધારીએ તે ગાન સીટીમાં શીખવી શકાય છે. આ ઇન્દ્રરાજ મલબારનો છે જ્યારે એક ઇન્દ્રરાજ હિમાલયમાં થાય તે સહેજ મોટો અને રંગમાં થોડા ફેરવાળો આવે છે. તેનું સંગીત પણ મેં હિમાલયમાં ખૂબ સાંભળ્યું છે પણ મારા કાનને મલબારના ઇન્દ્રિરાજનું સંગીત વધારે ગમ્યું છે. છતાં બંને ઓગણીશ વીશના ફરકવાળું જ કહેવાય.

પાણીના ઝરણાંને કાંઠે તે ખાસ કરીને પાણીના કીડા અને અળશીયાંનો ચારો કરે છે એ ઉપરાંત બીજી છવાત કાંઈ નથી ખાતો એવું નથી.

સૌરાષ્ટ્રમાં તો એવાં નીલપર્ણી વન છે જ ક્યાં એટલે તેનો વસવાટ અહીં તો ન જ હોય. પણ ગુજરાતમાં આબુ, હિંમતનગર, ડાંગ અને પશ્ચિમ ઘાટથી ત્રાવણકોર અને મધ્ય ભારતથી ઓરીસ્સા સુધી તે દેખાય છે

ઇન્દ્રરાજ પોતાના માળા વર્ષામાં લીલ અને ઝીણાં મૂળીઆં તથા ગારો વાપરી બનાવે છે. આવા માળાની જગ્યા એવી હોય છે કે ડુંગર ઉપરથી પાણી પડતું હોય તેની પછવાડે જગ્યા હોય તેમાં તે પોતાનો માળો બનાવે છે. એ સિવાય ડુંગર ઉપરની વનસ્પતિના મૂળીઆમાં. કદાચ મકાનમાં અને ગુફામાં પણ બનાવી નાખે છે. તેમાં તે ત્રણથી ચાર રાખોડી રંગની ભોંય ઉપર રતાશ પડતા ટપકાં તથા છાંટણાં-વાળાં ઈંડાં મૂકે છે. નર માદા બન્નેને એક સરખા રંગ હોય છે અને માળો બનાવવામાં તથા બચ્ચાંનાં ઉછેરમાં સરખો હિસ્સો આપે છે.



**ઈશ્વરભાઈ પટેલ**

# પતિપત્નીની પ્રણયકથા [૪]

**જીવલેણ રોગ સામેની ભયાનક સંગ્રામગાથાનો આ છેલ્લો હપ્તો છે. આ હપ્તે પૂરી થતી આ પ્રેરક કથા વાચકોની પક્કડને વધુ મજબૂત બનાવી દેશે એવો તેનો અંત છે...**

અને ૧૯૪૫માં હેરીના ટેસ્ટ પાછા જંતુમુક્ત આવવા લાગ્યા અને એમને આશાઅંકુર ફૂટયા હરેક માસે પાછી શરૂ થઈ રે ગકસોટી દિનની જીવઅદ્ધરતા ને અનિશ્ચિતતાની ચિંતા. લાગલાગટ છ કસોટીઓ નકારાત્મક એટલે કે જંતુહીન નીવડી. પણ સાતમીમાં થોડા જંતુ સળવળી પડયા. એનો અર્થ એ થયો કે હેરીએ પાછો એકડે એકથી કસોટી આંક ઘૂંટવાનો!

કારવીલેમાં આવ્યે એમને સત્તર વરસનાં વહાણાં વાયાં હતાં ને હજુ ચોક્કસ આશા જન્મતી નહોતી. વળતા માસે એટલે કે ૧૯૪૬ના જાન્યુઆરીમાં વળી પાછો હેરીનો ટેસ્ટ આવ્યો જંતુમુક્ત ને બે માસ પછી એટીનોય હેરી બે માસ આગળ હતો ને બેઉની હોડ ચાલી. બેઉ માનતાં કે બીજું આ હોડમાં જીતશે દરમિયાન ઉભયના દેહ પરથી રોગનાં સૌ દૃશ્યચિહ્નો અદૃશ્ય થયાં.

એવામાં એક એવો બનાવ બન્યો જે 'સ્ટાર'ની આટલા વરસની કામગીરીને ધોઈ નાખે. એ બનાવની ઉત્તેજકતામાં સૌ વ્યક્તિગત મુશ્કેલીઓ વિસરાઈ ગઈ. એ હતો એક છાપાં અહેવાલ કે ફિલીપાઈન્સમાં સ્થિત મેજર હોર્નબોસલનાં પત્નીને પત લાગુ પડી છે, એમને કારવીલે મોકલાઈ રહ્યાં છે અને એમના પતિએ જિંદગીભર પોતાનાં પત્નીની અલગતામાં ભાગીદાર બનવાનું ઠરાવ્યું હતું.

વરસો પછી આવો રસપ્રદ કિસ્સો હાથમાં આવ્યાથી છાપાંએ ચારેકોર પત ને કારવીલે વિશે સાચીખોટી અવૈજ્ઞાનિક તીખીતમતમતી વાનગી પીરસ્યે રાખી અને 'સ્ટાર' કચેરીમાં રોજ થોકબંધ છાપાં કાપલીઓનો વરસાદ વરસાવવા લાગ્યાં. આમાંનો ઘણોમોટો કિસ્સો તો ઉરાંગ ઉટાંગમય હતો. ઉદાહરણાર્થે એક સાનફ્રાન્સિસ્કોના ડાકટરે એવું કહ્યું હતું કે 'શ્રીમતી હોર્નબોસલની સાજા થવાની તક આકાશકુસુમવત્ છે. સો ટકા સંભવ તો એ વાતનો છે કે શ્રી હોર્નબોસલ, શ્રીમતી સાથે રહેવાનું ચાલુ રાખશે તો, એ રોગના ભોગ બનશે.'

આ વિવેકહીન પ્રચારને તોડવા સપ્તાહો લગી સ્ટેન્લીની આગેવાની હેઠળ આ, કારવીલે ટુકડીને તનતોડ મહેનત ઉઠાવવી પડી. આ રોગ વિશેની ઓર વધુ વિગતો પેશ કરવાની તક ઝડપવા ઉત્સુક સ્ટેન્લીએ 'એશોશીએટ પ્રેસ'ને ફોટોગ્રાફર અને સંવાદદાતાને કારવીલે મોકલી આપવા કહેણ મોકલ્યું. પરિણામે આવેલા બે જુવાન માણસો એમણે જે જોયું સાંભળ્યું ને અનુભવ્યું તેથી ખુશ ખુશ થઈ ગયા અને એમણે સહુથી સંખ્યાબંધ લેખ લખ્યા, જેણે પરિસ્થિતિને નવો વળાંક આપ્યો.

આ નવાગંતુક દંપતી સૌને ગમી ગયાં કારણ શ્રીમતી હોર્નબોસલ હસમુખી ને સીધા સ્વભાવની બાઈ હતી. એના શરીર પર વરતાય તેવાં કોઈ રોગચિહ્નો નહોતાં છતાં એને રોગની સમજ હતી એટલે પ્રાપ્ત થતી સર્વ સહાય ને દોરવણી સ્વીકારવા એ ઉત્સુક રહેતી. એ આવી પણ એક સુનસીબ મોકા પર. આ વખતે જ એક નવો પ્રયોગ હાથ ધરાતો હતો.

---

ઈન્દ્રરાજને અંગ્રેજીમાં The malabar whistling thrush કહેવાય છે અને હિમાલયમાં થતા ઈન્દ્રરાજને The himalian whistling thrush કહેવાય છે. મલબારના ઈન્દ્રરાજને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Myiophaneus horsfieldi (vigors) કહેવું જોઈએ.







પેનીસીલીનનો પ્રયોગ સાત દરદી પર અનુભવાયો હતો. એની કોઈ ઉપચારક અસર વરતાઈ નહોતી પણ એણે કરીને આંખસોજા અટક્યા હતા ને અંધાપાની શક્યતા ટળી હતી. હવે એક નવા એન્ટીબાયોટીક–સ્ટ્રેપ્ટોમાઈસીનનો પ્રયોગ હાથ પર લેવાનો હતો. શ્રીમતી હોર્નબોસલ દસ પ્રયોગપાત્રોમાંનાં એક હતાં.

પ્રયોગ દરમિયાન એમની તાકાત ઘટી નહીં. 'સ્ટાર'ના કાર્યમાં એમણે શરૂઆતથી જ હાથ લંબાવ્યો. એ સભાન હતાં કે એમના પાત્ર દ્વારા જ એક આમકેળવણી જેહાદ 'સ્ટારે' શરૂ કરી હતી અને એમનો કિસ્સો જ નવી ગેરસમજો માટે જવાબદાર હતો. પરિણામે ઉભય દંપતી સવારથી સાંજ લગી 'સ્ટાર'ની પ્રચારઝુંબેશમાં સહભાગી બન્યાં.

શ્રીમતી હોર્નબોસલ પર સત્ય હકીકતો માટે છાપાં-વાળાના રોજ ચોકબંધ વિનંતીપત્રો આવતા એમને કારણે જ ઢગલાબંધ મુલાકાતીઓ આવવા લાગ્યા. પહેલાં તો આવા મુલાકાતીની આંખે ન ચઢાય તે દૃષ્ટિએ વસાહતનિવાસીઓ સંતાઈ જતા હવે તો એ સૌમાં હિંમતનો સંચાર થયો ને એ જ આખો આશ્રમ બતાવવા મુલાકાતીઓને ફેરવતા. આવી ફેરણી વખતે કદીક મહેમાન પ્રશ્ન પૂછતા : અહીં કામ કરતાં તમને બીક નથી લાગતી?—ત્યારે દરદી ધીમે સ્વરે જવાબ વાળતા, 'હું ય એમાંનો એક છું.'

આ દંપતીનું આગમન આખરે તો આશીર્વાદસમ નીવડ્યું. એમને કારણે જ એમના પ્રચાર-યુદ્ધમાં સફળતાની કેડી હાથ લાગી. એ મુક્ત થયાં ત્યારેય આ કામ એમણે જારી રાખ્યું.

ઉપરોક્ત આ પ્રચારને પરિણામે આ રોગ માટે એક રાષ્ટ્રીય સલાહકાર સમિતિની નિયુક્તિ થઈ. આ સમિતિએ આ રોગદરદીઓના નિયંત્રણનિયમોની પુનરાલોચના કરવાની હતી.

આ સમિતિની કારવીલેની મુલાકાત ગોઠવાઈ ત્યારે પ્રશ્ન રજૂઆત અર્થે દરદી સમિતિની બેઠક બોલાવાઈ. એ બેઠકમાં બેટીએ રજૂઆત કરી કે પતના રોગી માટે જે 'ભેદ'—અલગતાવાસનો ભેદ—સેવાય છે તે હટાવવો જોઈએ. કારવીલેની પચાસ વરસની કારકીર્દિએ પૂરવાર કર્યું છે કે આવા અલગતાભેદને કારણ નથી, એમાં અર્થ નથી, જ્યારે એને કારણે પૂરો અનર્થ થાય છે. શાસ્ત્રીય રીતે જોઈએ તો આ રોગ પકડાતા પહેલાં બે પાંચ વરસથી એના જંતુ રોગીના દેહમાં પ્રવિષ્ટ હોય છે એટલે એમને અવકાશ હોય તો તે તો રોકી શકાય તેમ નથી. ઊલટાના કેટલાક દરદી આ રોગનો ઈલાજ, કારવીલેમાં ગોંધાઈ રહેવું પડે—જેલ મળે—તે કારણે કરાવતા નથી.

વળી જે લોકો અલગતાના આ જૂનવાણી નિયમોને જડ રીતે વળગી રહેવા માગતા હોય તેમણે સમજવું ઘટે કે એ માનવપ્રાણીઓને એમનાં સગાં સહોદર ને સ્નેહી સમાજથી ઉન્મૂલિત કરવાનું પાપ વહોરે છે, એમને આર્થિક રીતે બરબાદ કરે છે, એમના પ્રત્યે સૂગાળવાવૃત્તિ જન્માવે છે. આવશ્યકતા છે આ રોગના ફેલાવાવાળાં સ્થાનોમાં પતદરિપતાલોની. લાંબી ચર્ચાને અંતે ભલામણ થઈ કે આ રોગનું નામ 'હાનસેનનો રોગ' સત્તાવાર રીતે સ્વીકારવું. આ રોગના ભોગને જાહેર વાહનોમાં મુસાફરી કરવાની છૂટ આપવી, એમને માટે અલગ દવાખાનાં ખોલવાં, એમનાં પાલિતો માટે આર્થિક સહાયનું આયોજન કરવું, કારવીલે જેવા સ્થાનમાં પરિણિત યુગલો માટે નિવાસજોગવાઈ ઊભી કરવી, પ્લાસ્ટીક સર્જનોની પતદરિપતાલોમાં નિયુક્તિ કરવી અને આ રોગના સંશોધન અર્થે કાર્યક્રમો યોજવા.

રાષ્ટ્રીય સમિતિએ આ ભલામણોમાં વ્યાજબીપણું ભાળ્યું અને એના અમલઅર્થે એમણે પગલાં ભર્યાં. આ બધાની દૂરગામી અસરોને નજરમાં ન લઈએ તોય તાત્કાલિક સ્વરૂપે કામ કરતા દરદીઓનાં પગાર ધોરણ વધ્યાં, પતિયાંનો મતાધિકાર હક્ક સ્વીકૃત થયો અને કારવીલેમાં નર્સોની તાલીમ માટે વ્યવસ્થા સર્જાઈ.

આમ છ હજાર વરસની 'પત' નામે આસપાસ ખડી થયેલી પૂર્વગ્રહની દીવાલો તોડવાના સ્ટેન્લીના અપ્રતીમ યુદ્ધમાં ભાગીદાર બનવાનો લહાવો હેરી-બેટીની જોડીને મળ્યો.

સને ૧૯૪૬માં આ ઇસ્પિતાલે બે વિક્રમ નોંધાવ્યા; ન્યૂનતમ મૃત્યુ આંકડો અને મહત્તમ રોગમુક્તો.

ડિસેમ્બરની બીજી તારીખે હેરીએ જંતુમુક્ત બારમો સતત ટેસ્ટ પસાર કર્યો અને ઓગણીસ વરસે એ રોગમુક્તિ પામ્યો. એ રોગમુક્તિની આનુસંગિક કારવીલેમુક્તિય એ ભોગવી શક્યો હોત.

આમ છતાં બે દાયકાની રોગ સામેની લડતના ડાઘ એના દેહ પર સાબૂત હતા. એના હાથના સ્નાયુઓ અકડાઈ ગયા હતા ને કોઈ જોરદાયક શ્રમકાર્ય એ કરી શકે એમ નહોતો. સારા નસીબે એક વરસ ચાલે તેટલું એ કમાયો હતો એટલે બહાર નીકળી યોગ્ય ધંધો શોધતા સુધી એને તકલીફ પડે તેમ નહોતી.

હેરી એકલો તો કારવીલે છોડે નહીં એટલે બેટીના એ ટેસ્ટ પૂરા થાય ત્યાં સુધી એટલે કે એ માસની સતત ચિંતાતલવાર માથા પર સવાર રાખી, મુખ્ય પરિચારક તરીકેની પોતાની કામગીરી એણે બજાવ્યે રાખી. આ બન્નેએ પોતાનાં કુટુંબીજનોનેય ખબર નહોતી કરી કે બેટીના ટેસ્ટ્સ જંતુમુક્ત-નેગેટીવ આવે છે ને હેરી મુક્તાત્મા છે, કારણ છેલ્લા બે દાયકામાં આવી કેટલીય આગાહીઓ ખોટી ઠરી હતી.

એનો અગીઆરમો ટેસ્ટ સફળ ગયો અને એક માસની અનિશ્ચિતતા પછી ફેબ્રુઆરી ૩, ૧૯૪૭નો નિર્ણાયક દિન ઊગ્યો. બેટી બારમા ટેસ્ટ માટે પ્રયોગશાળાએ પહોંચી. નિષ્ણાતે ખાત્રી માટે બેવડી લોહીપટ્ટી તૈયાર કરી. પરિણામની અદ્ધરજીવે રાહ જોવાનું ભારે પડે તેમ હતું એટલે બેટી 'સ્ટાર'ના કામમાં મશગૂલ રહી. હેરી દી આખો પ્રયોગશાળામાં આંટા મારતો રહ્યો. આખરે પરિણામ આવતાં, ઉલ્લાસયુક્ત ચહેરે ને ઝડપી ડગલે એ 'સ્ટાર'ની તંત્રી કચેરીમાં આવી પુકારી ઊઠ્યો, 'નેગેટીવ !'

વહાણ કિનારે લાવવા મદદ બેટીએ પ્રભુનો આભાર માન્યો. સૌ પ્રથમ વાર એને લાગ્યું કે પોતે મુક્ત અને અતૂટ છે. ધ્રૂજતા હાથે એણે પાવડર બૉક્સ ખોલી, નાક પર પાવડર લગાવ્યો. ટીકીટીકીને એણે તકતામાં જોયું પણ ચહેરા પર કોઈ વીસ વરસના રોગનાં સ્મરણચિહ્નો જોયાં નહીં. આમ છતાં અર્ધી જિંદગીની યાતનાઓના કેટલાય સ્મરણડાઘ ત્યાં સંઘરાયેલા હતા. એને લાગ્યું કે કારવીલેમાં એણે કેટલાંય જીવતર કાઢયાં હતાં. તૂટતાં ને સંધાતાં જીવનની એ સાક્ષી અહીં બની હતી. આ દવાઓ થોડી વહેલી શોધાઈ હોત તો કેટકેટલાં જીવતર, રોળાઈ જતાં અટક્યાં હોત !

પછીનાં થોડાં સપ્તાહ આનંદ ભરપૂર રહ્યાં. એમનાં કારવીલે મિત્રોએ મિજબાનીઓ ગોઠવી. બેટી-હેરીનું મુક્તિપર્વ ઊજવ્યું. એમનાં કુટુંબીજન તો સમાચાર પ્રાપ્તિએ આનંદથી નાચી ઊઠ્યાં. એમણે સૌએ એમની સાથે શેષજીવન ગાળવા આમંત્રણ પાઠવ્યું. એવાં જ આમંત્રણ મિત્રો ને સહવાસીઓ પાસેથી મળ્યાં. આ બધાં મિત્રોને સમજાવવાનું એમને માટે દુષ્કર થઈ પડ્યું કે એમના હાથ અપંગ હોવા છતાં, એમની ઇચ્છા આપણા પર ઝઝૂમવાની—આપનિર્ભર રહેવાની છે.

વિદાય વેળાએ એમને લાગ્યું કે 'સ્ટાર'ની સોબત એ ગુમાવશે છતાં બન્ને અપાર સુખલાગણી અનુભવતાં હતાં કારણ કે હવેના પતરોગીઓને એમના જેવી અવહેલના કે યાતનાના ભોગ બનવું પડશે નહીં. ભાવિ દરદીઓને નવી નવી દવાઓનો સથવારોય ઠીક રહેશે.

એમના અંતિમ નિવાસ-સપ્તાહોને ઓર આનંદપ્રદ બનાવનાર ઘટના એ નીવડી કે પેલી રાષ્ટ્રીય સમિતિએ આ લોકોની ભલામણો પરની પગલાંમૂર્તિ જાહેર કરી. એ પગલાંમાં કારવીલેમાં નીમાયા પ્લાસ્ટીક સર્જનને ઓર નિષ્ણાતો, પરિણિત યુગલો માટે સ્વીકારાયાં અલગ નિવાસસ્થાનો, દરદીઓને મળી





વિશેષ રજાઓ તથા કુટુંબ માટે આર્થિક સહાય અને સ્થાપના થઈ રાષ્ટ્રના જુદા જુદા ભાગોમાં આ રોગના દરદીઓ માટેનાં સલાહકેન્દ્રોની.

આ કંપનીએ ગાડી માટે જરૂરી નાણાં બચાવ્યાં હતાં. તે પછી શું તે વિશે એ સ્પષ્ટ નહોતાં. છતાં નવપરિણિત યુગલની જેમ એમનેય લાગતું કે જીવનસંસારમાં જીવનનાવ હંકારવાની મજા આવશે. એમની આંખે આવતી હતી સુપર–માર્કેટની એમની પ્રથમ ખરીદયાત્રાની કલ્પના ને એમાં પ્રાપ્ત થનાર, કદી નહીં જોયેલા, ભાતભાતની હેટ, પોશાક કે બૂટ પહેરી જોવાનીય કેટલી મજા આવશે ! એટલી બધી નવી વાતો, નવી ચીજો, નવી યંત્રતરકીબો, એમના બંધિયાર જીવન દરમિયાન, જન્મી હતી કે એ નિરખતાં નિરખતાં કદીય શુષ્કતાનો અનુભવ નહીં કરવો પડે એમ એમને લાગતું હતું.

વિદાયને આગલે દિને એમણે સૌની મુલાકાત લીધી. છેવટે દેવળમાં પહોંચી જગન્નિયંતાનો ભારોભાર આભાર માન્યો કે એણે આ સુખઘડી બક્ષી અને રોગજીવન માટે એની દુઆ યાચી.

વિદાયની ચોક્કસ વેળાની જાણ એમણે કોઈનેય કરી નહોતી. પણ વળતી સવારે ડેરીનો બૂટ અવાજ બેટીની ઓરડી બહાર સંભળાયો એટલે બધી બહેનો સળવળી ઊઠી. સૌ એકત્રિત થઈ ગયાં ને આમને વહાલભરી વિદાય દીધી. દરવાજે ડૉ. જો ને એમનાં પત્નીએ એમની શુભેચ્છાના પ્રતીકરૂપે એક સુંદર ગુલછડી ભેટ ધરીને એ દાયકાના સંતપ્ત રોગજીવન પછી એ દંપતી મુક્તમાનવો તરીકે સંસાર–સાગરમાં સંચર્યાં.

એ મુક્તિક્ષણ પ્રસંગે બેટીની આંખ સમક્ષ એક પળ ખડાં થયાં યાતના ને સંગ્રામનાં વીસ વરસ. પણ એના પરિણામે લાધેલી આધ્યાત્મિક ને માનસિક સમૃદ્ધિને લક્ષમાં લેતાં પેલી યાતના તો ક્યાંય વિસાતમાં ન રહી.

ડેરી નજર આગળ રાખી, નદીને કિનારે રસ્તો કાપવામાં મશગૂલ બન્યો ત્યારે કારવીલેની સમગ્ર ધરતીએ પુકાર કર્યો 'શિવાસ્તે પન્થાનઃ સન્તુ !'

☆

'ગાફિલ'

## અંગારા

હકીકત છે, અગનમાં જે બળે તે થાય અંગારા;
નવાઈ શી, વિરહમાં અશ્રુ જે થઈ જાય અંગારા.

હૃદયના રાગ બાળી હાડની હોળી બનાવો મા;
તમે અવધૂત ક્યાં છો પ્રાણ, કે જીરવાય અંગારા !

રખે એ કલ્પના આવે તો આવે વાત મુજ સૂણી;
રગે રગ આગ વ્યાપી હોય તો સહેવાય અંગારા.

અગન જેના હૃદયમાં ઘર કરી ગઈ હોય તે જાણે;
કે મલયાનીલની મીઠી લહરમાં વાય અંગારા.

મને ગાફિલ કહીને ના વગોવો મારી ગફલતને;
અમે છે એમ, સળગી સળગીને ઓલાય અંગારા.

☆



પ્રો. વિ. કે. શાહ

# કર્મવીર હરિભાઈ

ખેડા જિલ્લામાં કપડવણજ નામનું ગામ આવેલું છે ત્યાંની માટી-માંથી એક નરરત્ન પાક્યું હતું. એ રત્નનો આછો પરિચય આપતો આ લેખ છે. રત્નનો ચળકાટ જ એનો સાચો પરિચય આપે છે, એ ચળકાટ પારખવા અને નિહાળવાની દષ્ટિ કેળવાય તો......

શું શું સંભારું ? ને શી શી પૂજું પૂણ્ય વિભૂતિઓ ?
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવા અગાધ છે.
—ન્હાનાલાલ

પ્રસુપ્ત આ ગામની આત્મશક્તિને,
ઢંઢોળીને જાગ્રત જેમણે કરી,
ને દૃષ્ટિના કોમળ શાંત તેજથી,
પ્રેરી સદા લોકહિતાર્થ કર્મમાં,
કીધું ન ઉદ્દબોધન, કે ન શાસન,
જેણે બની પ્રેમ પવિત્ર દાખવી,
સંસારીને જીવનધર્મની કળા,
તેની શુચિ સ્મૃતિ રહો સહુને શિવંકર.
—રાજેન્દ્ર શાહ

હરિભાઈ તારું હીર વિસર્યું વિસારે ના પડે;
ખાનદાનાનું ખમીર છાનું છાનું ઝળકતુ.
—કલ્યાણરાય ન જોષી

He is not dead whose lofty mind
Lifts thine on h gh;
To live in hearts we leave behind
Is not to die.
M. N. Wadia

वज्रादपि कठारोणि मृदुनि कुसुमादपि ।
महाजनानां चेतांसि कोनुविज्ञातुमर्हति ॥

વજ્રથી પણ કઠોર અને પુષ્પથી પણ કોમળ એવા મહાપુરુષોના હૃદયનો પાર કોણ પામી શકે ? કહેવાય છે કે આભ ટકી રહ્યું છે અને વરસાદ પડે છે તે પુણ્યપુરુષો અને સતીઓનાં સતને લીધે બહુરત્ના વસુંધરા એવી પૃથ્વી પર અનેક મહાપુરુષો આવે છે અને જીવન કૃતાર્થ કરી પોતાની સુગંધ મૂકી જાય છે. તેમનો આદર્શ હોય છે:— 'જલી જાતી છો ને જીવન-ધૂપસળી મ્હેકતી મ્હેકતી આ.'

સ્વ. શ્રી હરિલાલ માણેકલાલ દેસાઈ આવા જ એક પુણ્યપુરુષ કપડવણજની પુણ્યભૂમિમાં થઈ ગયા. તેમનાં જીવન અને કાર્ય પર આછો દૃષ્ટિપાત કરવાનો નમ્ર પ્રયાસ કરીએ.

ઈ. સ. ૧૮૮૧માં સપ્ટેમ્બર માસની ૪થી તારીખે સંવત ૧૯૩૭ ભાદરવા સુદી ૧૧ના રોજ તેમનો જન્મ કપવણજમાં થયો. માતૃભૂમિની જ ગામઠી નિશાળમાં અભ્યાસ કરી માધ્યમિક શિક્ષણ સુરતની મિશન હાયસ્કૂલમાં લીધું. કૉલેજનો અભ્યાસ ગુજરાત કૉલેજ, વડોદરા કૉલેજ અને ઝેવિયર્સમાં કર્યો. ૧૯૦૪માં ઈતિહાસ અને અર્થશાસ્ત્રનાં અભ્યાસ સાથે સ્નાતક થયા.

કેટલોક સમય મુંબઈની વ્યાપારી પેઢીમાં નોકરી કરી અને એકાદ વર્ષ ઉમરેઠની હાયસ્કૂલમાં (જ્યુબીલી ઈન્સ્ટીટ્યૂટમાં) હેડમાસ્તર તરીકે રહ્યા બાદ ૧૯૦૭માં વડોદરા હાયસ્કૂલમાં ફ્રેન્ચ શિક્ષક તરીકે જોડાયા જ્યાં સતત તેર વર્ષ સુધી શિક્ષક તરીકે રહ્યા. ૧૯૨૦માં રાજીનામું આપી સેવાકાર્યમાં જોડાયા.

તેમનાં દામ્પત્ય જીવનમાં બે વ્યક્તિઓએ રંગ પૂર્યાં. એમનાં પ્રથમ પત્ની સૌ. મહાલક્ષ્મીબહેનનું અવસાન ૧૯૧૭માં થયું. ત્યારબાદ ૧૯૨૧માં તેમણે કુસુમબહેન સાથે લગ્ન કર્યું.

એક આદર્શ શિક્ષક તરીકે, પ્રેમાળ પતિ તરીકે, સન્નિષ્ઠ મિત્ર તરીકે, વત્સલ ભક્ત તરીકે એમ તેમનાં વ્યક્તિત્વની બહુમુખી પ્રતિભાનું દર્શન કરવું હોય તો 'હરિલાલ દેસાઈનાં સંસ્મરણો' નામના પુસ્તકમાં કરી શકાશે. તેમાં તેમનાં શિષ્યો, મિત્રો તથા સ્નેહીઓએ જીવંત સ્મરણો ટાંક્યાં છે. કેટલાંક ઉદાહરણો જોઈએ:—

શ્રી દેસાઈની પ્રતિભા અને વ્યક્તિત્વ અંગે Miss

R. Tyabji લખે છે:—

'Mr. Desai, with his finely cut features, his intellectual forehead, his deep and gentle eyes, his humorous mouth, his refined yet telling gestures satisfied my deepest instincts for Beauty'. ( Page 4 ).

ફ્રેન્ચ ભાષાનાં તેમનાં જ્ઞાન અને શિક્ષણપદ્ધતિ અંગે તેમના શિષ્ય અને ત્યાર પછીના એક વખતનાં વડોદરા કોલેજના પ્રોફેસર Shri S. M. Wadia લખે છે:—

'His knowledge of the French language and literature was profound. His lectures in the class were always interesting and were listened to with rapt attention...' (Page 7 ).



પ્રો. શ્રી વાડિયાના આ મંતવ્યને સમર્થન મળે છે શ્રી કલ્યાણરાય જોષીના લેખમાં...

'કહેવાય છે કે વડોદરા હાયસ્કૂલના મેટ્રિક ક્લાસના ફ્રેન્ચ ભાષાના અભ્યાસીઓ ભાગ્યે જ ફ્રેન્ચ ભાષાની પરીક્ષામાં નાપાસ થયા હોય. તેમ છતાં વિદ્યાર્થીઓને ટીપી ટીપી ગોખણપટ્ટીથી એમનું કામ ચાલતું હતું તેવું સમજવાનું નથી. મિ. દેસાઈનો મેટ્રિક ફ્રેન્ચ ક્લાસ એટલે જાણે હાસ્યનો બગીચો—સદા ખીલતો અને મ્હેકતો.' (પાના નં. ૭૧)

પર પરત્વે હંસદૃષ્ટિ અને આત્મપરત્વે કાગદૃષ્ટિ એ મહાપુરુષોનો અસાધારણ ધર્મ હોય છે. આત્મસીમાનું તેમને પૂરું ભાન હોય છે. શ્રી અંબાલાલ પુરાણી હરિભાઈ વિષે લખે છે:—

'હરિભાઈમાં બીજો એક અસાધારણ ગણી શકાય એવો ગુણ પોતાની શક્તિની પરિસીમા આંકવાની તેમની દૃષ્ટિ હતી.. કેટલીક વાર તો પોતાની શક્તિની આંકણીમાં તેઓ (પોતાને વિષે) હદ ઉપરાંત ઓછી કિંમત આંકતા...ગજા ઉપરાંત પોતાની શક્તિઓનો આંક માંડનાર આપણો યુગ હરિભાઈના આ ગુણમાંથી ઘણું મેળવી શકે એમ મને લાગે છે.' ( પાના નં. ૧૯૯ )

'પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થવું
અમર ઇતિહાસે મળી જવું.'

આમ પાયાની ઈંટ બનવાનો જેનો આનંદ હતો એવા હરિભાઈ વિષે શ્રી કીશનસિંહ ચાવડા લખે છે:—

'હરિભાઈ શુષ્ક ગાંધીઘેલા ન હતા; પણ ગાંધીજીનાં ચુસ્ત વફાદાર અને રસિક પૂજક હતા... વિરોધી મનવળા પ્રત્યે પણ સ્નેહ બતાવવાની ઉદારતા, વિવેચનોને અંતે નિષ્પક્ષપાત રીતે નિર્ણય કરવાની તટસ્થતા, કોઈ ગુસ્સે થઈ ને બોલે તો પણ મીઠાં વચનોથી શાન્ત કરવાની ઊંડી સહનશીલતા અને સમતા, પોતાની શક્તિ ઓળખવાની અને માપવાની ધન્ય ચકોરતા, જીવનના પ્રત્યેક કાર્યમાંથી ટપકતી રસિકતા, પવિત્રતા અને પ્રામાણિકતા, સતત આત્મનિરીક્ષણ કરવાની સતેજતા; સ્નેહાર્દ્રતા, સૌજન્ય અને માર્દવના ત્રિવેણી સંગમથી અંતરમાં અચળ વાસો કરી રહેલ કરુણા અને ઊજળું ચારિત્ર્ય એ સૌ હરિભાઈના સદ્ગુણોએ એમને સૌના પ્રિય બનાવ્યા......સ્વરાજ્યના ઈતિહાસમાં એમનું નામ નહિ હોય, કોઈ ગામને ગોંદરે એમનો પાળિયો નહિ ઊભો થયો હોય, ચારણો કે કવિઓએ કાવ્યો રચીને એમની યશગાથા નહિ ગાઈ હોય હોય. છતાં

ભગવાનના દરબારમાં એની ગુપ્ત નોંધપોથીમાં હરિભાઈનું નામ કિંમતી ખૂણામાં જરૂર લખાઈ ચૂક્યું હશે.' (પાના નં. ૨૩૬-૨૩૭)

ગાંધીજીએ જેમને સાચા સત્યાગ્રહી તરીકે નવાજ્યા હતા એવા શ્રી હરિભાઈનું કાર્યક્ષેત્ર મુખ્યત્વે કપડવણજ, વડોદરા અને ભરૂચ જ હતું.

ઈ. સ. ૧૯૨૦માં ગાંધીજીએ તેમને આકર્ષ્યા. અને એમણે શિક્ષક તરીકે નોકરીમાંથી રાજીનામું આપ્યું ત્યારે વિદ્યાધિકારી સાહેબના આ શબ્દો હતા:—

Mr. Desai, look before you leap. Why make haste? Is there any injustice done to you?

પણ હરિભાઈનો નિર્ણય સ્પષ્ટ હતો. વિદ્યાધિકારી સાહેબે શુભેચ્છા પાઠવી,

'Gentle young man, I wish you every success in your new life.'

અને પછી કપડવણજ અને ભરૂચનાં જાહેર કાર્યોમાં અને રાષ્ટ્રસેવામાં ઝંપલાવ્યું. ૧૯૨૦માં તેમણે મહાત્મા ગાંધીજી સાથે મુસાફરી કરી અને ૧૯૨૨માં કસ્તુરબા સાથે સિંધની મુસાફરીમાં તેઓ હતા.

ગાંધીજીનો મંત્ર અપનાવી કપડવણજમાં દશાપોરવાડ કેળવણીમંડળ, ખાદીની પ્રવૃત્તિ શરૂ કરી. રેંટિયા, વણાટશાળા વગેરેની સ્થાપના કરી પ્રશંસનીય કાર્ય કર્યું. ઈ. સ. ૧૯૧૮માં તેમણે અત્યારે પુ. હ. મહાજન પુસ્તકાલયના નામે ઓળખાતી સંસ્થાની સ્થાપના કરી; કારણ કે એ દૃઢપણે માનતા:—

'ઊંઘતા ગામને ઢંઢોળવું હોય, યુવાનોમાં સેવાના સંસ્કાર આપવા હોય, સમસ્ત જનતાને બહારની વિશાળ દુનિયાનો કંઈક ખ્યાલ આપવો હોય તો સાર્વજનિક પુસ્તકાલય એ અતિ જરૂરી સાધન છે.'

આ પુસ્તકાલય જ્યારે સ્થપાયેલું ત્યારે તો ખૂબ નાના પાયા પર તેનો પ્રારંભ થયેલો પરંતુ આજે જે રીતે એને વિકસેલી સ્થિતિમાં આપણે જોઈએ છીએ ત્યારે ખ્યાલ આવે છે કે કપડવણજના પ્રજાજીવનના ઘડતરમાં એણે ખરેખર મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આ સંસ્થામાં આજે ૧૫૦૦૦ પુસ્તકો છે અને વધતાં જાય છે. ૧૦૦ જેટલાં સામયિકો આવે છે અને ખાસ અગત્યનું એ છે કે ૨૭૦૦૦ની વસ્તી-વાળા ગામમાં રોજનાં વાચકોની સંખ્યા ૩૫૦ થી ૪૦૦ સુધીની છે. આ માટે આ સંસ્થાના સંચાલકોને ખૂબ ખૂબ અભિનંદન ઘટે છે. આજે આ પુસ્તકાલય શિષ્ટવાચન પરીક્ષા તેમજ નિબંધ હરીફાઈઓ યોજે છે.

આ પુસ્તકાલયના ઉદ્ઘાટન પ્રસંગે શ્રી હરિભાઈના સન્નિષ્ઠ મિત્ર શ્રી કલ્યાણરાય જોષીએ જે પ્રેરક પ્રવચન કર્યું હતું તેમાં તેમણે કહ્યું હતું કે:—

'પુસ્તકાલય તો દેવમંદિર, ઉપાશ્રય, દેરાસર અને મસ્જીદના જેટલી જ—બલકે સહેજ વધારે—માણસાઈ વિકસાવનાર આ યુગની સંસ્થા મનાય છે...મારી દૃષ્ટિએ પુસ્તકાલય સત્યની શોધ માટેની જોઈતી સામગ્રી પૂરી પાડનાર વર્કશોપ છે...મારા સન્મિત્ર હરિલાલભાઈના સ્વપ્નની સિદ્ધિ હું આમાં નિહાળી રહ્યો છું.'

'પુસ્તકાલય'ના ૧૫-૫-૫૫ ના અંકમાં શ્રી હરિભાઈની સેવા વિશે શ્રી કલ્યાણરાય લખે છે:—

'પહેલી સેવા એમને એ સૂઝી કે કપડવંજને પુસ્તકાલય અને વાચનાલય હોવું જોઈએ. આજે કપડવંજના યુવાનોને હસવું આવશે કે ભાઈ હરિભાઈએ પાંચ પાંચ, દસ દસ રૂપિયાની લખણી કરી પોતાના સ્નેહી ગણાતા વેપારીઓ પાસેથી નાનું વાચનાલય ચલાવવાની હિંમત કરી. નાના સરખા મેડા ઉપર આ વાચનાલય શરૂ કર્યું. પછી તો બાવાજીની લંગોટીની કથાની પેઠે શ્રી હરિભાઈને કપડવંજના પ્રશ્નોમાં મમતા જાગી અને લોકોને પણ હરિભાઈની વાતો સમજવામાં રસ પડવા લાગ્યો. 'કપડવંજ પ્રજામંડળ પત્રિકા' શ્રી હરિભાઈએ શરૂ કરી. એ પત્રિકાની સાંગોપાંગ ફાઈલનો અભ્યાસ

કરવાથી ભાઈ હરિભાઈના માનસનો અભ્યાસ થઈ શકે છે.........કપડવંજમાં ચકલી વાટે પાણી પૂરું પાડવાના પ્રશ્ન અંગે શ્રી હરિભાઈએ કપડવંજની મહાન વ્યક્તિનો માનપૂર્વક સામનો કર્યો હતો.'

પુસ્તકાલયની સાથોસાથ મહાલક્ષ્મી ઉદ્યોગગૃહની સ્થાપના કરી અને યુવાનોની તાલીમ માટે વ્યાયામશાળા ઊભી કરી. લોકમત કેળવવા, સમાજસેવાનું ક્ષેત્ર વિસ્તારવા અને જનતાને સામાન્ય વિષયો અને પ્રસંગોની માહિતી આપવા પ્રજા મંડળની સ્થાપના કરી અને તેની મુખ્ય પત્રિકા 'પ્રજા મંડળ પત્રિકા' શરૂ કરી. તેમાં વેરાયેલાં છૂટક સુક્તકોમાંના કેટલાક ઉદાહરણો જોઈએ:—

'તમારાં બાળકોને નાનપણથી શેઠાઈ શીખવશો તો મોટપણે એમનામાં મૂર્ખાઈ ઊગેલી દેખાશે.'

'જે નજરે દેખાય તે જ ફળ એમ માનવું એ ભૂલ છે, નિરાશ થાવ ત્યારે એટલું યાદ રાખજો કે સત્કાર્યનો નાશ થતો નથી.'

'સૌને માન આપજો પણ લક્ષ્મીથી લેવાતો નહિ, વિદ્યાથી અંજાતો નહિ અને સત્તાથી બીતો નહિ. પક્ષ તો માત્ર સત્યનો, પુણ્યનો અને પરમાત્માનો જ રાખજે.'

બહારગામ વસતા કપડવણજવાસીઓને ગામમાં રેંટિયા દ્વારા તૈયાર થયેલ ખાદી વાપરવાનો આગ્રહ એમણે કેવી સુંદર અને મનોવૈજ્ઞાનિક રીતે કર્યો હતો તેનો નમૂનો આ રહ્યો:—

'તમારા ગામનો આઠ આનાનો એક ટુવાલ, એક ખાદીનો કકડો તમારા ઘરમાં ન હોય તે ન શોભે. એક ટુવાલ નિમિત્તે કપડવણજનું સ્મરણ તમને કોઈ કોઈ વાર થશે.'

કવિશ્રી ન્હાનાલાલે જે ટાગોર માટે લખ્યું તે હરિભાઈને બરાબર બંધબેસતું છે:—

'યૌવનનો ઉઘાડ છતાં વિકારહીન,
બુદ્ધિવૈભવ છતાં અડગ શ્રદ્ધાવાન,
પ્રારબ્ધવાદી છતાં નિરંતર પુરુષાર્થી,
અદ્વિતીય ગુરુ છતાં સદાના શિષ્ય.'

..............................

જડદેહે સૂકલકડી જણાતાં
પણ ચેતનદેહે વિરાટરૂપ વિલસતાં
સાદાઈ અને સરળતાની સૌમ્યમૂર્તિ—હતા.

આવા શ્રી હરિભાઈએ સાહિત્ય સર્જ્યું, દેશસેવા કરી, ગૃહજીવનને શોભાવ્યું, શિષ્યોને માટીમાંથી મરદ બનાવ્યા, ત્યાગ, પ્રેમ અને સેવાની ભાવનાને સ્વજીવનમાં મૂર્તિમંત કીધી. તેમનું આખું જીવન એટલે અખંડ યોગ. સાચા મરદની માફક તે જીવ્યા અને તેવી જ ગૌરવભરી રીતે તે મર્યા—તા—તેમને માટે તો—

'મૃત્યુ મરી ગયું રે લોલ.'



'મિત્રા'

## ભિક્ષા

જાણતી નથી લખ્યું શું હશે
અજાણ ભાવિએ મુજ હસ્ત મહીં
ને એ હવે મારે જાણવું નથી.

માંગુ છું એટલું જ આજે આ સમે
હોય જે જે લખેલું મુજ જીવન મહીં
સ્વીકારવા તે તે મને તાકાત દેજે.





ધીરુ પરીખ

# ભટકતો જીવ

લગ્નજીવનની બરબાદી કરી નાખે તેવી નાની સરખી વાતને વળગી રહે ત્યારે સ્ત્રી-પુરુષ કેવી કરુણતા અનુભવે છે? એ કરુણતાની શિરટોચે પહોંચીને જીવનમાં કેવી સુખદ પરિસ્થિતિ આવે છે તે સમજાવતી આ વાર્તા છે...

બસ, આ પ્રમાણે અને બરાબર આ જ પ્રમાણે છેલ્લા ત્રણેક દિવસથી બનતું હતું. એ ભયંકર રાત્રે જ્યારે આખાયે લત્તામાં કારમી નિસ્તબ્ધતા વ્યાપી રહી હોય, ત્યારે એ એક જ ઘરની મેડી ઉપરના એક ખંડમાં બત્તી સળગતી રહેતી. એ ખંડની એક બારી લત્તાના મુખ્ય રસ્તા ઉપર પડતી હતી. અને એ બારીમાંથી હરઘડીએ એક સ્ત્રી ડોકિયું કરતી હતી. લગભગ બારેક વાગ્યે એક પુરુષ આવતો. એ આવતો અને ખંડમાંનો દીવો બુઝાવી દેતો. દીવો બુઝાવીને એ પોતના પલંગમાં સૂઈ જતો. પેલી સ્ત્રી પણ પોતાના પલંગમાં સૂઈ જતી—સૂવાનો પ્રયત્ન માત્ર કરતી.

આ બંને, સ્ત્રી અને પુરુષને પરણ્યે લગભગ એક માસ થઈ ગયો હતો. આપણી આર્યવિધિ પ્રમાણે થયેલું એ લગ્ન હતું અને પરણ્યાની એ પહેલી રાતથી જ આ સ્ત્રીની ઊંઘ તો ગાયબ થઈ હતી. પતિની હૂંફમાં નિરાંતે ઊંઘ લેવાની મહેચ્છા સાથે આવેલી આ નવવધૂને પતિની હૂંફ તો શું પણ ઊંઘ—ગરીબને તવંગર બનાવનારી, જીવનના ઝંઝાવાતોથી થાકેલાની વિશ્રામદાયિની એ ઊંઘ પણ—ના સાંપડી. એની રહી સહી ઊંઘ પણ લુંટાઈ ગઈ.

પરણ્યાની પહેલી રાત—દાંપત્ય જીવનની એ રોમાંચક રાત! અને એ રાતે જ એના સુહાગસ્વામીએ એને સંભળાવી દીધું—સંસારવનની એ નિર્દોષ, અસાધ્ય હરણિ પર શરપાત થયો :

'રેખા હું લાચાર છું. સમાજે તને અને મને પરિણીત જાહેર કર્યાં છે. સમાજ જાણશે કે તારું અને મારું લગ્ન થયું છે પણ રેખા, હું આ લગ્ન નથી માનતો. લગ્ન એ બે દિલોને જોડનારી સાંકળ છે. લોકોને મન લગ્ન એટલે વડીલોએ ચર્ચા કરવી, સ્ત્રીઓએ ગાણાં ગાવાં, સગાં સંબંધી અને મિત્રમંડળે મિષ્ટાન્નપાણી ઉડાવવાં અને એક સ્ત્રી અને પુરુષે એકબીજાનો હાથ પકડવો. અને ખરેખર આ બધું લગ્નમાં છે જ. પણ લગ્નનાં આભૂષણો તરીકે, જ્યારે બે દિલોની આપલે એ લગ્નનો આત્મા છે. કેવળ ચર્ચા, ગાણાં અને મિષ્ટાન્નથી શોભતું લગ્ન એ કિંમતી આભૂષણોથી શોભતી, આત્મા વગરની પથ્થરની મૂર્તિ જેવું છે—સુંદર મોહક અને છતાં અચેતન. લગ્ન જો જીવનમંદિરનું પહેલું સોપાન છે તો પ્રેમ એ મંદિરનો પરમેશ્વર છે. રેખા, માફ કર. આપણું લગ્ન પથ્થરની મૂર્તિ જેવું છે. જે મંદિરમાંથી ઈશ્વર ચાલ્યો ગયો છે એ મંદિરના આપણે પગથિયાં ચઢી રહ્યાં છીએ! રેખા! હું તને ચાહતો નથી.'

'હું તને ચાહતો નથી!!' એના પતિના એ શબ્દો એના કાનમાં પડઘા પાડવા લાગ્યા. ખંડની ચારે બાજુથી 'હું તને ચાહતો નથી' એ શબ્દો પાછા ફેંકાવા લાગ્યા...જાણે કે ખંડની અચેતન દીવાલો પણ એ સાંભળવા ના માગતી હોય!

રેખાએ બન્ને હાથો વડે બે કાન દબાવી દીધા. પણ એના બે ઓષ્ટ ઊઘડી પડયા : 'પ્રદીપ, પણ...'

પ્રદીપ વચમાં જ ઊકળી ઊઠ્યો : 'એ હું કશું ના જાણું. મેં વડીલોને લગ્ન કરવાની સાફ ના કહી હતી. જિંદગીમાં પ્રેમ એક વખત જ થાય છે અને જો લગ્ન એ જીવનની આવશ્યક વસ્તુ હોય તો જેની સાથે પ્રેમ તેની સાથે જ લગ્ન.' અને પ્રદીપે પોતાની પ્રેમની વ્યાખ્યા આપતાં પ્રેમી હોવાનો દાવો રજૂ કર્યો.

જોરથી બત્તી ઓલવી એ એના પલંગમાં સૂઈ ગયો. રેખા પણ પોતાના પલંગમાં જઈ સૂતા. પ્રદીપ ઘસઘસાટ ઊંઘતો હતો. એના નસકોરાનો અવાજ તો





ક્યારેક રેખાનાં ડૂસકાં ખંડની શાંતિનો ભંગ કરતાં હતાં. ધીમે ધીમે એ ડૂસકાંનો અવાજ બંધ પડી ગયો. સંભળાતો હતો માત્ર પ્રદીપનાં નસ્કોરાંનો, શાંતિનો ભંગ કરતો, એ જ કર્કશ અવાજ.

બીજા દિવસનું પ્રભાત ઊઘડ્યું. રેખા ઊઠીને ઘરકામમાં લાગી ગઈ—એ જ શાંતિથી, જાણે રાત્રે કંઈ બન્યું જ નથી. એ પ્રદીપની ખંતપૂર્વક શુશ્રૂષા કરવા લાગી. એની એકે એક જરૂરિયાત એ પૂરી પાડતી. સવારે પ્રદીપ ઊઠે ત્યારે દાતણપાણી હાજર કરી દેતી. ત્યારબાદ ન્હાવાનું પાણી એ જાતે જ ગરમ કરી આપતી. જાતે રાંધી પોતે પીરસી જમાડીને જ પ્રદીપને કૉલેજ વિદાય કરતી. સાંજે પ્રદીપ કૉલેજથી પાછો આવે ત્યારે પાછી એની સેવામાં એ હાજર થઈ જતી. રાત્રે એનું બિછાનું સફાઈદાર રીતે પાથરી આપતી. પ્રદીપ એમાં સૂઈ જતો અને એ સૂતેલા પતિને હૃદયભર નીરખી એ પણ સૂઈ જતી. ઘરની નોકરડીની જેમ આખો દિવસ એ પ્રદીપની તહેનાતમાં હાજર રહેતી. અને પ્રદીપને મન પણ એ એક નોકરડી સિવાય ક્યાં વધારે હતી!

રેખા આ બધું સહન કર્યે જતી—એક અક્ષર પણ બોલ્યા વગર! હૃદયમાં દુઃખનો મહેરામણ ઊછળતો હતો. છતાં એ જ સૌમ્ય અને હસમુખો ચહેરો રાખી ખરાબે ચઢેલી એની જીવનનૌકાને એ અપાર ધીરજથી આગળ હાંકયે જતી હતી. પણ પ્રદીપની આંખોને એ ગમતી નહીં. એ તો ચાહતો હતો એક ભણેલી ભભકાદાર લલનાને.

એમને પરણ્યાં એક માસ આ જ રીતે વીતી ગયો હતો, છતાં હજુ સુધી એ બેઉએ પેટ ભરી વાતો કરી નહોતી કે કદી સાથે બેસીને, પ્રણયમાધુરી લઈ આવતા પેલા ચંદ્રને દૂર—ઘણે જ દૂર—જ્યાં મર્ત્યલોકની ધરતી અને દેવલોકના આકાશનો સંગમ થાય છે ત્યાં ક્ષિતિજમાંથી ઉપર ચડતો જોયો નથી.

કવચિત રેખા એના પ્રેમતરસ્યા હૃદયને તૃપ્ત કરવા પ્રદીપ સાથે સંયમભરી વાણીમાં વાત કરવા પ્રયત્ન કરતી, ત્યારે પ્રદીપ તરફથી 'નોનસેન્સ' અને 'ઈડિયટ' જેવા શબ્દો જ સાંભળવા મળતા.

છેલ્લા ત્રણ દિવસથી પ્રદીપ રાત્રે મોડો આવતો હતો. રેખા એની વાટ જોતી બેસી રહેતી. પ્રદીપ આવે ત્યાર પછી જ એ સૂઈ જતી. આજે પણ આમ જ બન્યું. લગભગ બારેક વાગ્યે પ્રદીપ આવ્યો. ખંડમાં એણે પ્રવેશ કર્યો. રેખા એની વાટ જોતી બેઠી હતી.

'હજુ તું જાગે છે!?' પ્રદીપે સાશ્ચર્ય પ્રશ્ન પૂછ્યો.

જવાબમાં રેખાએ મોં મલકાવી હકારમાં ડોકું ધુણાવ્યું.

'જો, મારે તો બહુ કામ હોય એટલે મોડુંવહેલું થયા જ કરે. તારે તો સૂઈ જવું. આમ મારી વાટ જોઈ મોડી રાત સુધી બેસી ના રહેવું' પ્રદીપે ધમકી આપી.

પ્રદીપ બત્તી બંધ કરી પોતાના પલંગમાં સૂઈ ગયો. રેખા પણ પોતાના પલંગમા સૂઈ ગઈ.

ગાઢ નિદ્રામાં પ્રદીપને સ્વપ્નું આવ્યું. સ્વપ્નું ક્યારેક જાગૃતાવસ્થામાં કરેલા તર્કવિતર્કોનું પરિણામ હોય છે તો ક્યારેક એ બની ગયેલી ઘટનાનું પુનરાવર્તન હોય છે. પ્રદીપને સ્વપ્નું આવ્યું. હમણાં જ બની ગયેલી ઘટનાનું પુનરાવર્તન થતું હતું...

માંદાની માંદગી મીટાવી દે એવી પ્રિયતમાની વાટ જોતા પ્રીતમને આનંદે એવી, વનેરનની કુંજગલીઓમાં વસંતના જોબનનો થનગનાટ મચાવતી, ચાંદનીવાળી એ રાત હતી. દૃષ્ટિગોચર થતા આખાયે પૃથ્વીપટ પર એ શ્વેત ચાંદની પથરાઈ ગઈ હતી. ધરતી પર જાણે રજતનો ઓપ ચડ્યો હતો. નભકુંભના ચંદ્રમુખમાંથી જાણે ચાંદનીનું અમૃત વરસી રહ્યું હતું! સારી સૃષ્ટિ એ અમૃતપાન કરી રહી હતી.

આવી રાત્રે પ્રદીપ ઊઠ્યો ગરમ 'સૂટ' પહેરી એ ઘરની બહાર નીકળ્યો. છાનોમાનો ધીમે ધીમે એ આગળ વધવા લાગ્યો. વીસમી સદીનો મજનૂ એની લયલાને મળવા જઈ રહ્યો હતો.

એ આગળ ને આગળ ચાલ્યો જતો હતો એના નિર્મિત સ્થળે, એક બંગલા આગળ આવી તે ઊભો રહ્યો એ બંગલા ઉપર લખ્યું હતું 'મયંક'. અને સાચે જ એ મયંક જેવો જ ધવલ હતો, અને આજે આ રજતમઢી ચાંદની રાતે તો એ શાહજહાંના પેલા સંગેમરમરના જીવતા જાગતા તાજ જેવો લાગતો હતો. એ બંગલામાં હજુ બત્તી સળગતી હતી. વીણા વાંચી રહી હતી. પ્રદીપે એને સીટી દ્વારા બોલાવી. વીણા ઊઠી. એ પ્રદીપને મળવા બંગલાની બહાર આવતી હતી. જાણે એ આરસના તાજમાંની મુમતાઝનું પ્રેત શાહજહાંને મળવા આવતું હતું! પ્રદીપ વીણાને મળવા આગળ વધતો હતો. બંગલાના એ નાના બગીચામાં બંને મળ્યાં.

વીણા પ્રણયના એ જ સનાતન ભાવથી બોલી: 'પ્રદીપ, અત્યારે?'

'હા, વીણા! પ્રેમ આંધળો છે.' જવાબમાં પ્રદીપે પ્રેમની ફિલસૂફી રજૂ કરી.

'પણ આટલી મોડી રાત્રે?!' વીણાથી સાશ્ચર્ય બોલાઈ જવાયું.

'શું ફરહાદ એની શિરિન માટે પહાડ ખોદી નદી નહોતો લાવ્યો? રિજાણંદે શેણી માટે ગામે ગામે ભટક એકસોઆઠ ચાંદરી ભેંસો એકઠી નહોતી કરી? અને પેલા બાવરા મજનૂએ લયલા માટે શું શું નહોતું કર્યું? બિલ્વમંગળ એના ચિંતામણી માટે મડદા ઉપર તરતો આવ્યો હતો. સાપને દોરડું માની ચિંતામણીના ઘર ઉપર એ ચડ્યો હતો તો આ પ્રદીપ એની વીણાને માટે એક મોડી રાત્રે અહીં સુધી આવી ના શકે? પ્રદીપે પોતાના સમર્થનમાં પ્રેમની અમરગાથા ગાતા દાખલાઓ ટાંક્યા.

એમની પ્રણયગોષ્ઠિ આગળ ચાલી. વીણાએ કહ્યું, 'હા, એ દિવસે યાદ આવે છે, જ્યારે ફર્સ્ટ ઈઅરમાં આપણે સાથે જ કૉલેજમાં દાખલ થયાં હતાં, અને...'

પ્રદીપે એની અધૂરી વાત પૂરી કરવા માંડી, અને એ વર્ષે ગુજરાતના પ્રેમમસ્ત કવિ કલાપીની યાદમાં એની જયંતિના દિવસે એનું જીવન તખ્ત પર ભજવવાનું હતું ત્યારે તને જ એનો માશૂક પેલી શોભના ખવાસણ તરીકે પસંદ કરવામાં આવી હતી. અને મને એના આશક કલાપી તરીકે પસંદ કરવામાં આવ્યો હતો. નાટક ભજવાયું એ વખતે તું એ ખવાસણના સ્વાંગમાં પણ કેવી મનોહર લાગતી હતી. તારા માટે બધું જ સમર્પવા હું તૈયાર હતો.' વીણાએ પ્રશંસાનો પ્રત્યુત્તર વાળ્યો: 'અને મારે ખાતર જ્યારે રમાએ વિષનો કટોરો તને આપ્યો અને તું એ જ સરળ ભાવથી ગટગટાવી ગયો ત્યારે તો પ્રેક્ષકોના મોંમાં અરેરાટી છૂટી ગઈ હતી. તારા એ હાવભાવમાં નર્યો પ્રેમ જ ટપકી રહ્યો હતો.'

'હા એ હું સફળતાપૂર્વક કરી શક્યો હતો, કારણ આપણા દિગ્દર્શક પ્રો. રાવલે નહોતું કહ્યું કે સફળ અભિનેતા થવું હોય તો અભિનેતાને જે પાત્ર સોંપવામાં આવ્યું હોય તે પોતે જ છે એમ માની લેવું જોઈએ? તે વખતે હું, બસ કલાપી જ હતો અને તું શોભના. બસ, ત્યારથી તારા પ્રત્યે મારું આકર્ષણ વધ્યું. હું તારી પાછળ ગાંડો થઈ ઘૂમવા લાગ્યો. હું તને ચાહવા લાગ્યો. મને ખાત્રી હતી કે તું પણ મને ચાહે છે. આજે આપણે સિનિયર બી. એ.માં પણ સાથે આવ્યાં છીએ. હજુ પણ હું તને મારી જ ગણું છું. ચાર ચાર વર્ષોથી તને દિલમાં લઈને હું ભટકું છું. આજે એ અરમાન આકાર પામ્યાં છે.

'જો, કેવી મધુર ચાંદની વરસી રહી છે. શીતળ અને આનંદદાયિની. ચાર ચાર વર્ષની લાંબી તપશ્ચર્યા પછીનું આપણું આ પ્રથમ મિલન છે. આ જાદુભરી ચાંદનીરાતે મારા દિલમાં જાદુ કર્યો. મારી સૂતેલી પ્રણયની લાગણીને એણે ઢંઢોળી અને હું તને મળવા આવ્યો, આવ વીણા! જરા પાસે આવ.'—અને પ્રદીપે વીણાનો હાથ પકડ્યો.

'પ્રદીપ!' વીણાનો અવાજ સહેજ કડક બન્યો, 'એક





શિક્ષિત યુવાન થઈ પરાઈ સ્ત્રીની છેડતી કરતાં તને શરમ નથી આવતી ? મજનૂ, ફરહાદ, વિજાણંદ અને બિલ્વમંગળની વાતો કરનાર તું કામી પુરુષ છે. તું પ્રેમી નથી પણ પાપી છે. પ્રેમનાં પવિત્ર પ્રતીકોને તું અભડાવે છે. જાતીય આકર્ષણથી મારા પ્રત્યે આકર્ષાયેલો તું ભાન ભૂલેલો ક્ષુદ્ર માનવી છે.'

પ્રદીપ હસ્યો. એ આગળ વધ્યો. 'વીણા, ગાંડી, આમ આવ. હું તને ચાર ચાર વર્ષથી ચાહતો આવ્યો છું. આજે તો હું તને નહીં જ જવા દઉં' અને વીણાનો હાથ એણે જોરથી દબાવ્યો અને ચુંબન લેવા તે આગળ ધસ્યો.

વીણા પાછી પડી. એનો ચહેરો લાલ લાલ થઈ ગયો. 'ચૂપ, બેશરમ, તારો મારી સાથે કોઈ સંબંધ નથી. હું તો ક્યારનીયે પરણી ચૂકી છું. જા ચાલ્યો જા.' અને વીણાએ પ્રદીપના ગાલ ઉપર એક જોરથી તમાચો ખેંચી કાઢ્યો. 'ઓહ!' પ્રદીપ બૂમ પાડી ઊઠ્યો. એ પથારીમાંથી હાંફતો હાંફતો બેઠો થઈ ગયો. એનો ક્રોધ પરસેવા વાટે બહાર આવતો હતો.

'કેમ, શું છે પ્રદીપ?' રેખા એના પલંગમાંથી છલંગ મારી નીચે કૂદી પડી અને પ્રદીપને જઈ બાઝી પડી.

'કાંઈ નહિ રેખા, એ તો અમસ્તો જ.' અને પ્રદીપે રેખાને વધુ જોરથી બાથ ભીડી.

બારીમાંથી ચંદ્રના અજવાળાં એમના ઉપર ઢળતાં હતાં.

બારી બહાર એમણે દૃષ્ટિ નાખી. એક ઝાડ ઉપર કપોતનું જોડું એકબીજાના કંઠ પર કંઠ નાખી બેઠું હતું!

☆

પ્રો૦ ગોવિન્દભાઈ પટેલ

## ટૌકી રહું કેમ, કહો વસંત!

ટૌકી રહું કેમ, કહો વસંત!
તું આવી ને ખીલી રહી નિસર્ગમાં,
વાયુ તણી લ્હેર બની મદાલસા,
આંબે સજ્યો મંજરીમોડ રમ્ય
લતા પ્રફુલ્લી ઘણું શી પ્રસન્ના,
મુદા કશી વ્યાપી રહી અનંગ!

જાણે અજાણે અનુરક્ત પ્રાણે,
ટૌકી ઊઠ્યો હુંય ઉમંગલ્હાણે.
માણી તને રમ્ય વસંત મારે
લ્હેરાવી રે'વી'તી ઋતંભરાને.
ટૌકો ન પામ્યો પ્રતિશબ્દ કિંતુ,
ને મૌન જામ્યું ઉરમાં અચિંત્યું.
ભર્યો ભર્યો રાગ થકી જ્વલંત
ટૌકી રહું કેમ, છતાં, વસંત?

☆

ગની દહીંવાલા

## ત્રસ્ત દુનિયા!

ત્રસ્ત દુનિયા દુઃખો અપાર ખમે!
સે'જ પડખું ફરે તો દર્દ શમે.

ખુદ અમારા વિષે સજાગ અમે!
મોત માથેય જાણે મોત ભમે!

એમ લાગ્યું છે કોઈ કોઈ સમે;
પ્રાણ ખોયા છે શ્વાસ લઈને અમે.

આ ગુમાવી ક્ષિતિજને કહી દો!
સૂર્ય છલના તટે નહીં જ નમે.

વાંકદેખા આ તારલા જાગ્યા;
બીજને ગર્ભનો કલંક દમે.

જો નથી હું રૂઝાઉં એવો ઘા;
તો નથી કારગત ઉપાય તમે!

આ ધરા પણ નથી ધરાઈ 'ગની;'
પગને જંપીને બેસવું ન ગમે.

☆



એબેલ અગનબેગ્યાન

# અર્થશાસ્ત્ર અને યાંત્રિક મગજ

અર્થશાસ્ત્ર અને ઔદ્યોગિક ઉત્પાદનનું સંયોજન કરતી સંસ્થાના વડાનો આ લેખ યાંત્રિક મગજ વિષે સાચો ખ્યાલ આપે છે—તેનું વિજ્ઞાન તદ્દન નવું જ છે...

જ્યારે કુઝનેત્સ્ક પ્રદેશના કોલસાની ખાણોવાળા વિસ્તારના વિકાસની યોજના આકાર લઈ રહી હતી ત્યારે જુદી જુદી સેંકડો ખાણો શરૂ કરવા અંગેની વિવિધ ગણત્રીઓ કરવી પડી હતી. ખાણના વિકાસ માટે ઉપલબ્ધ ભંડોળોમાંથી વધુમાં વધુ લાભ શી રીતે લઈ શકાય તે આ ગણત્રીઓની મુખ્ય નેમ હતી. આ કામ એટલું મોટું હતું કે તેને માટે સેંકડો આયોજન કાર્યકરો અને ડીઝાઈનરો જોઈએ. અગાઉ તેઓ દશથી પંદર જુદી જુદી ખાણોની કાર્યપધ્ધતિની તુલના કરીને તેમાંથી કઈ વધુ સારી છે તેનું તારતમ્ય કાઢતા આ પદ્ધતિ ઘણી ખામીવાળી હતી.

છેલ્લાં આઠ વર્ષથી હું આ યોજનાનાં કાર્યોના નિરાકરણ માટે ગણિતશાસ્ત્રનો શી રીતે ઉપયોગ કરવો તેના પર મારું લક્ષ આપી રહ્યો છું. લોકો જ્યારે ખોટી પદ્ધતિઓ અપનાવે ત્યારે મોટી ભૂલો થાય છે તે મેં નજરે જોયું છે. ગણત્રીમાં સહેજે ગફલત રહી જાય તો, કુલ ખર્ચ માટેની રકમમાં સાત ટકાનો વધારો થઈ જાય છે. કુઝનેત્સ્ક વિસ્તારના વિકાસની યોજના કરતી વખતે જ્યારે અમે યાંત્રિક મગજદ્વારા મૂડીરોકાણની ગણત્રી કરી તો, તેમાં અને જૂની પધ્ધતિ દ્વારા કરેલી ગણત્રીમાં અઢાર ટકાનો ફરક આવ્યો. આ અઢાર ટકા એટલે વીશ કરોડ રૂબલ જેટલી જંગ રકમ! આ કાંઈ નાનીસૂની બચત ન કહેવાય.

એક બીજો દાખલો આપું. કાલિનિનગ્રાદની આર્થિક સમિતિએ અમારી પ્રયોગશાળાને એક રસિક કામગીરી સોંપી. આ સમિતિ પાસે યાંત્રિક મછવાઓ અને જહાજોનો મોટો કાફલો હતો. આ કાફલો ચાર જુદા જુદા વિસ્તારમાં માછલાં પકડવા જતો. હવે સવાલ એ હતો કે તેનો સૌથી વધુ કાર્યક્ષમ ઉપયોગ શી રીતે કરવો. એટલે કયા વિસ્તારમાં કયું જહાજ મોકલીએ તો માછલાં વધુ પકડાય? બીજી સમસ્યા એ હતી કે બધાં જહાજોને એક જ વિસ્તારમાં મોકલી શકાય તેમ નહોતાં અને બધાં જહાજો જો પાછાં એકી સાથે બંદર પર પાછાં ફરે તો જહાજોમાંથી માછલાં ખાલી કરવાનો પ્રશ્ન પણ વિકટ બની જાય. આમ બંદરમાં જહાજોનો ભરાવો થાય તે પણ નક્કી. આમ કયું જહાજ કયા વિસ્તારમાં કેટલા અંતરે મોકલવું અને તે કેટલી ઝડપથી પાછું ફરે અને ખાલી થાય તે બધી ગણત્રી કરવાની હતી. અમારા વિભાગે, આ બધી ગણત્રી યાંત્રિક ગમજની મદદથી કરી કાઢી. એકપણ નવા પૈસાનું વધારાનું ખર્ચ કર્યા વિના, જહાજો જુદા જુદા વિસ્તારમાં મોકલવાની વધુ કાર્યસાધક ગણત્રીને પરિણામે પ્રતિવર્ષ બે લાખ છેંતાલીસહજાર સેન્ટનર જેટલાં વધુ માછલાં પકડવામાં આવ્યાં. માછીમારોની સહકારી સંસ્થાઓને એટલો વધુ નફો થયો અને લોકોને એટલી વધુ ખાદ્યસામગ્રી સાંપડી.

આવી અનેક સમસ્યાઓનું નિરાકરણ, યાંત્રિક મગજને બદલે માણસે જાતે કરવાનું હોય તો તે માટે સેંકડો લોકોની સેવાની જરૂર પડે. એક જ ઉદાહરણ આપું. કુઝનેત્સ્ક વિસ્તારમાં કોલસાની ખાણોના વિસ્તારને વિકસાવવા અંગે અમે જે વિવિધ ગણત્રીઓ કરી એ ગણત્રીઓ, જો એક માણસને કરવાનું કહેવામાં આવ્યું હોય અને એક પાળીમાં બે હજાર સરવાળા કરે તો તેને આ કામ પૂરું કરતાં સેંકડો વર્ષો લાગે. તાજેતરમાં અમે અમારી એક સમસ્યાનું નિરાકરણ, નોવોસિબિર્સ્ક વીજળી ઈજનેરી સંસ્થાના સહકાર દ્વારા કર્યું. નોવોસિબિર્સ્કના બે નવા જિલ્લાઓમાં





વીજળીનો પ્રવાહ લઈ જવા માટે કેન્દ્રો અને ઉપ-કેન્દ્રો બાંધવાના હતાં અને વીજળીને લગતા સામાન અંગે પણ ગણત્રી કરવાની હતી. અમે યાન્ત્રિક મગજના મદદથી કઈ કઈ જગ્યાએ કેટલાં કેન્દ્રો અને ઉપકેન્દ્રો નાખવાં અને ક્યાં કેન્દ્રો અને ધરોને સીધાં જોડાણો આપવાં વગેરે બધી ગણત્રી કરી નાખી, અમે જે યોજના તૈયાર કરીને મોકલી તને લીધે, અંદાજી ખર્ચમાં ૨૧ ટકાની બચત થઈ.

અમે આવી જાતનાં અન્વેષણો માટે, નિર્ધારિત પધ્ધતિ નક્કી કરી રહ્યા છીએ. વાહનવ્યવહારનાં સાધનોનું આયોજન કરનારી તમામ સંસ્થાઓ જો આ પધ્ધતિને અપનાવશે તો, ખર્ચમાં લાખો રૂબલની બચત થશે.

દાખલા તરીકે નોવોસિબિર્સ્કમાં તમામ કારખાનાંઓ ધાતુની વસ્તુઓ બનાવે છે. આ વસ્તુઓ ફક્ત કારખાનાંઓમાં બને છે અને બધાં કારખાનાંઓ નવી વસ્તુઓ બનાવે તેવી વ્યવસ્થા ન કરી શકાય શું ?

અમારી ગણિતશાસ્ત્રીય પધ્ધતિ દ્વારા અમે, બોલ્ટ નટ, સ્ક્રૂ વગેરે બનાવવા માટે મોટાં કારખાનાંઓ પર પસંદગી ઉતારી. એમ કઈ જાતને અને કેવો માલ તૈયાર કરવો તે પણ નક્કી કર્યું. અધિક સમિતિને આ માલની જેટલી જરૂરિયાત હતી તેટલો માલ બનવા માંડ્યો. બધાં કારખાનાંઓ બાજી વસ્તુ બનાવવા માંડ્યાં. કારખાનામાં રાતી પાઈનું પણ નવું ખર્ચ કરવું ન પડ્યું અને અમુક વસ્તુ અમુક કારખાનું જ બનાવે તેવા નિયમને પરિણામે લગભગ ૨૫ લાખ રૂબલની બચત થઈ.

આમ ક્યાં કેટલા કરકસર શક્ય છે અને ઉત્પાદનને કઈ રીતે વધુ કાર્યક્ષમ બનાવી શકાય છે તે માટે યાન્ત્રિક મગજનો ઉપયોગ ઘણો જ આવશ્યક બની ગયો છે. રાષ્ટ્રીય અર્થતંત્રની અનેક અટપટી સમસ્યાઓનું યાન્ત્રિક મગજના ઉપયોગ દ્વારા નિરાકરણ શક્ય બન્યું છે. આમ આધુનિક વિજ્ઞાનની એક તદ્દન નવી શાખા, આયોજનથી માંડીને ઉત્પાદનના ક્ષેત્રે, ઉપકારક કામગીરી બજાવી રહેલ છે.



પ્રબોધ

## તમે આવ્યા ત્યારે

તમે આવ્યા ત્યારે ચરણ ન ચૂમ્યાં, ના શિર નમ્યું.
ગયા ત્યારે હૈયું નહિ નિજ વ્યથા લેશ ઉચર્યું.
રહી વારે વારે
ધરી ધ્યાને ધ્યાને સહુ મધુરતા, ભાવ સુખના
રહ્યા ત્યાં સુધી મેં હૃદય-ફલકે ચિત્રણ કર્યું.
અને આ દી સુધી જ્યમત્યમ પડ્યાં જીવન-ગૃહે
બધે ખંડે ખંડે તવ સ્મરણ-શૃંગાર સરજ્યો.



શંકર પંડયા

# બરોળ પર શસ્ત્રક્રિયા

જીવલેણ જન્મજાત પાંડુરોગને સાધ્ય બનાવવા અને બરોળ પર શસ્ત્રક્રિયા કરીને દરદીનું આયુષ્ય લંબાવવાના સફળ સોવિયેત પ્રયોગનો અચ્છો પરિચય આ લેખમાંથી મળી રહે છે જે વાચકોને ઉપયોગી થઈ પડશે...

ભારત, ભૂમધ્ય સમુદ્ર અને અમુક આફ્રિકી દેશોમાં, જીવલેણ જન્મજાત પાંડુરોગ—એનીમીઆ—નો મહાવ્યાધિ અનેક કુમળાં બાળકોનો ભોગ લે છે. આ એનીમીઆને 'કુલીઝ એનીમીઆ' તરીકે ઓળખવામાં આવે છે. અમેરિકાના ડીટ્રોઈટ શહેરના બે તબીબો કુલી અને લાઈએ આ રોગનું નિદાન કર્યું હતું એટલે તેનું નામ 'કુલીઝ એનીમીઆ' રાખવામાં આવ્યું. ગ્રીક અને સીરીયન બાળકોમાં આ રોગ પ્રચલિત હતો તેમ તેમના સંશોધનમાં જણાયું હતું. તે પછી આ રોગ ભૂમધ્ય સમુદ્રના દેશો અને મધ્યપૂર્વના દેશોમાં પણ છે તેમ માલૂમ પડયું હતું. આ રોગથી પીડાતાં બાળકો માટે તે હમેશાં જીવલેણ સાબિત થયો છે. વધુમાં વધુ દશ વર્ષ સુધી તે બાળકો માંડ માંડ જીવતાં રહે છે.

સોવિયેત સંઘમાં આ રોગ નહીંવત હતો. યુરોપ ખંડના સોવિયેત પ્રજાસત્તાકોમાં તો તેનું નામનિશાન નથી, પરંતુ મધ્ય એશિયાઈ સોવિયેત પ્રજાસત્તાકો-માંહેના આઝરબૈજાનમાં આ રોગથી પીડાતાં બાળકોના ગણ્યાગાંઠ્યા કિસ્સાઓ મળી આવ્યા છે.

છ વર્ષ પહેલાં મેમેદોવા નામક એક બાનુ તેમની સાત વર્ષની પુત્રી ખદિજા અને બાર વર્ષના પુત્ર અગાલીને લઈને તબીબીતપાસ અર્થે આવી. આ બન્ને બાળકોનાં શરીરો પીળાંપચ હતાં. તેમના હાડકામાં પણ ફેરફારો થઈ ગયા હતા. તેમની ખોપરી વધુ મોટી થઈ ગઈ હતી—અને તેમના ચહેરા 'મેંગોલ' લોકોના જેવા લાગતા હતા. તેમની નાકની દાંડી બેઠેલી હતી અને ગાલ ઊપસેલા હતા, પહેલીવાર જોતાવેંત જ લાગે કે આ 'કુલીઝ એનીમીઆ'નાં જ ચિહ્નો છે. આઝરબૈજાનના નામાંકિત તબીબ પ્રો. કુઆદ એફેન્દિયેવે, આ બાળકોની બરોળ કાઢી નાખવાનું સૂચન કર્યું. આ રોગમાં બાળકોની બરોળ વધતી જાય છે અને તે બરોળ જ લોહીના રક્તકણોને મારી નાખે છે. એક તંદુરસ્ત માણસના શરીરમાં રક્તકણો એક-સોથી એકસોવીશ દિવસ જીવંત રહે છે—જ્યારે કુલીઝ એનીમીઆથી પીડાતાં બાળકોના શરીરમાં રક્તકણો ફક્ત વીશથી ચાળીશ દિવસ જીવંત જ રહે છે.

રક્તકણોનો નાશ કરતી બરોળને કાઢી નાખીને, લોહીનો નાશ અટકાવવો તે જ એકમાત્ર ઉપાય છે. આ શસ્ત્રક્રિયા ઘણી જોખમી છે. મોટા ભાગે તે પ્રાણ-ઘાતક નીવડે છે, પરંતુ ઘણીવાર જો તે સફળ થાય તો બાળકોનું આયુષ્ય લંબાય છે.

આ શસ્ત્રક્રિયા કરતાં પહેલાં, રક્તાભિસરણ આપવું પડે છે. તેમજ અનેક પ્રજીવકો પણ દરદીને આપવા પડે છે. એફેન્દિયેવે, આ શસ્ત્રક્રિયા કરવા માટે કાળજીપૂર્વક તૈયારી કરી. આ કાર્યમાં તેને આખુન્દોવાએ સાથ અને સહકાર આપ્યો. બાળકોની બરોળ કાઢી નાખવામાં આવી.

આ વાતને આજે છ વર્ષ વીતી ગયાં છે. ખદિજા મેમેદોવનું વય આજે તેર વર્ષનું છે અને તેના ભાઈ આગાલીનું વય અઢાર વર્ષનું છે. આજે તેનો ભાઈ તબીબીશાળામાં અભ્યાસ કરે છે. ખદિજા સાતમા ધોરણમાં ભણે છે. ખદિજા અવારનવાર રક્તાભિસરણ માટે તુખા શહેરથી બાકુના રક્તાભિસરણ કેન્દ્ર પર આવે છે જ્યાં આ આખુન્દોવ તેને નવું લોહી આપે છે અને તેની તબિયતની પૂરી તપાસ કરે છે.

પ્રો. એફેન્દિયેવે, અત્યાર સુધીમાં પંદર બાળકોની બરોળ કાઢી નાખી છે અને એ બધાં બાળકો, બીજાં સામાન્ય બાળકોની જેમ હરેફરે છે અને કામ કરે

છે. આમ છતાં, આ એક એવો જીવલેણ રોગ છે કે તે માટે પૂરતી તકેદારી રાખવી જરૂરી છે, તબીબો આ બાળકોની તબિયત પર ચાંપતી દેખરેખ રાખે છે અને પ્રતિ વર્ષ તેની સંપૂર્ણ તબીબી તપાસ થાય છે. ભારતમાં પણ થોડા કિસ્સાઓમાં, આ રોગથી પીડાતા બાળકોની બરોળ કાઢી નાખવાની સફળ શસ્ત્રક્રિયા થઈ હતી પરંતુ તેમાંનાં મોટા ભાગનાં બાળકો ઝાઝું જીવી શક્યાં નહીં. ભારતમાં આ રોગ બહુધા જીવલેણ જ નીવડ્યો છે.

હાડકાંના પાચક રેસાઓમાંથી જ તંદુરસ્ત લોહી ન બનતું હોવાથી, આ રોગથી પીડાતાં બાળકના જીવાદોરી ઘણી ટૂંકાઈ જાય છે. આ રોગ બાળકને મા અથવા બાપ, અથવાં બન્ને પાસેથી વારસામાં મળે છે. જ્યારે મા તથા બાપ બન્નેનું લોહી, આ પંડુરોગની અસરવાળું હોય છે. ત્યારે એ દંપતીને અવતરતાં બાળકોમાં રોગ ઊતરે છે. અમુક બાળકો, એ લોહીની અસર લઈને જન્મે છે પરંતુ ઉગરી જાય છે. જ્યારે બાકીનાં બાળકો આ જીવલેણ રોગનો ભોગ બની જાય છે.

આજે આ રોગ અંગે સોવિયેત સંઘ, ભારત અને અન્ય દેશોમાં પુષ્કળ સંશોધન-કાર્ય થઈ રહ્યું છે. પરંતુ આ સંશોધન હજુ પ્રાયોગિક જ છે તેમ કબૂલ કરવું રહ્યું.



**Statement about ownership and other particulars about newspaper 'OORMI NAVRACHNA'.**

**FORM IV (See Rule 8)**

| | |
|---|---|
| 1 Place of Publication ... ... | ... Fernandez Bridge, Ahmedabad. |
| 2. Periodicity of its publication ... | ... Monthly. |
| 3. Printer's Name ... ... ... | ... Kantilal Dahyabhai Patel. |
| Nationality ... ... ... | ... Indian. |
| Address ... ... ... | ... Mangal Mudranalaya, Ratanpole, Ahmedabad. |
| 4-5. Publisher's & Editor's Name ... | ... Ishwarlal M. Dave. |
| Nationality ... .. ... | ... Indian. |
| Address ... ... ... | ... Bharati Sahitya Sangh Pvt Ltd., 64, Fernandez Bridge : Gandhi Road, Ahmedabad. |
| 6. Names and addresses of individuals who own the newspaper and partners or shareholders holding more than one per cent of the total capital. | Bharati Sahitya Sangh Pvt. Ltd., 64, Fernandez Bridge : Gandhi Road, Ahmedabad. |

I, Ishwarlal M. Dave hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief.

Dated, 20-3-1964

Signature of publisher : I. M. Dave.





**મા**નવી, માનવી હોવા છતાં માનવીનો સ્વભાવ પારખી શકતો નથી. માનવી એ બુદ્ધિશાળી પ્રાણી છે. તેનામાં વિચારવાની શક્તિ છે. આજે જે વિચારતો હોય તે તેનામાં કાલે ન પણ હોય. એની બુદ્ધિ જો કસોટીએ ચડી હોય તો ગઈ કાલે જે વિચાર્યું હોય, વર્તનમાં મૂક્યું હોય તેનાથી જુદી દિશામાં તેનું મન કાર્ય કરતું થઈ જાય તો કંઈ નવાઈ પામવા જેવું નથી જ હોતું. કારણ મનુષ્યનું મન એવું ઘડાયેલું છે. તેની ઉપર ચડેલા લાગણીના થર વેરવિખેર કરતાં યા તો છૂટાં પાડતાં ન આવડતાં કોઈપણ બાજુ પલ્લુ નમાવી દે છે અને ત્યાં બુદ્ધિ કરતાં લાગણી મોટો ભાગ ભજવી જાય છે.

કોઈપણ એક વ્યક્તિ આજે જે આપણને લાગી હોય તેનાથી જુદા જ સ્વરૂપમાં અમુક સમય પછી લાગે છે ત્યારે આપણને ભીંત ભૂલ્યા જેવું દેખાય છે. અથવા આપણી પરમ શક્તિની ખામી દેખાય છે. આમાં બે વસ્તુ છે: કેટલીક વ્યક્તિઓની પરખશક્તિ ખૂબ જ ચોક્કસ હોય છે. થોડાક સહવાસથી ઊંડાણ પારખી શકે છે. અને ખતરનાક માનવીથી બચી શકે છે, પોતાના અંગત માણસોને ચેતવે પણ છે. જ્યારે બીજી બાજુ એવી છે જે પરખશક્તિમાં પોતાની જાતને હોશિયાર માનતી હોય છે છતાં ક્યારેક જ તેમાં તથ્ય હોય છે. પણ ખૂબ સહવાસને અંતે પણ તે વ્યક્તિને સાચી રીતે નથી ઓળખી શકતાં અને ખત્તા ખાય છે.

પોતાની જ બડાઈ હાંકવી, બણગાં ફૂંકવાં, મોટી મોટી વાતો કરવી, મીઠાશથી બીજાને પોતાનાં કરી લેવાં, સામી વ્યક્તિ પ્રત્યે હેત દર્શાવી, થોડું તેનું કામ કરી આપી તેના પ્રત્યેની લાગણી બતાવી પોતાનાં કરી લેવાની તાકાત તો ઘણી વ્યક્તિઓ ધરાવતી હોય છે. અને એ રીતે મોટાંઓ સાથેની ઓળખાણનો-મૈત્રીનો દાવો કરતી જોવા મળે છે. પણ આવી વ્યક્તિઓ મોટા ભાગે એ જ વ્યક્તિઓનું બીજા પાસે સારું બોલતી સંભળાતી નથી. પોતાનું કામ કઢાવી લેવા માટે અગર તેમની દ્વારા બીજા સંબંધો મેળવી પોતાને ફાયદો કરાવનાર વ્યક્તિ પણ એમને માટે તો બોદ્ખાંપણવાળી જ હોય છે. આવી વ્યક્તિઓ ક્યારેય પોતે ક્યાં છે, શું છે તે તરફ જોવા તસ્દી લેતી નથી. ઊલટું પોતાનું હમેશાં સારું જોનાર અને મદદરૂપ થનાર વ્યક્તિઓનું ખરાબ ઇચ્છતાં તેઓ જરાપણ અચકાતાં નથી. અને ત્યારે જ તેમનું સાચું વ્યક્તિત્વ ક્યાં છે, કેટલામાં છે તે બીજા પણ સમજી શકે છે.

કેટલીક વ્યક્તિઓ આવા સ્વભાવથી બિલકુલ પર હોય છે—જેને આપણે ભગવાનનું માણસ કહીએ છીએ. દુનિયામાં ચાલતા આવા કાવાદાવાને સમજવાને તે અશક્ત લાગે છે મનમાં જરાપણ પાપ સિવાય જેવું હોય તેવું તે કહી દે છે. તેના વર્તન અને બોલવામાં ફરક નથી હોતો. આવી વ્યક્તિઓ ક્યારેય પણ બીજાનું ખરાબ કરી શકતી નથી તેમ તેવામાં રસ પણ ધરાવતી નથી. ઊલટાનું બીજી ખુશામતી વ્યક્તિઓથી ભોળવાઇને ક્યારેક છેતરાઈ જાય છે અને પોતાની જાત ઉપરથી વિશ્વાસ ગુમાવી બેસે છે.

ગમે તેમ પણ આવી વ્યક્તિઓ કોઈનું પણ ખરાબ કરવામાં—તેનો સાચો દુશ્મન હોય તો પણ—શાહ નથી થતી. અનુભવે તેવી વ્યક્તિઓથી દૂર રહેવામાં જ ડહાપણ સમજે છે.

આમ સમાજમાં એવું બધું ચાલી રહ્યું હોય છે જેની નવી પેઢીની વ્યક્તિઓને ખ્યાલ પણ નથી આવતો. અનુભવે માણસ ઘણું સમજે છે પણ એ ખર્યાં ખાતાં તો ઘણીવાર તે ઘરડું થઈ જાય છે, એટલે જ વ્યક્તિનું ઘડતર એવા પાયા પર થવું જોઈએ કે જેથી તે કોઈનાથી પણ અંજાઈ ન જાય અને પોતાનાં જ સર્વશ્રેષ્ઠ બુદ્ધિ અને મનથી વિચાર કરીને પોતાના વ્યક્તિત્વને જાળવીને રહેવામાં જ ડહાપણ સમજે તો માનવી છેવટ દુઃખી તો નહિ જ થાય.

## અસામાન્યમાંથી સામાન્ય

જ્યોત્સ્નાબહેન માંડ માંડ મેટ્રિક પાસ થયાં હતાં. આગળ ભણવાની ઇચ્છા હતી પણ બે ટ્રાયલે ગાડી છૂટી એટલે ઠંડા પડી ગયાં. અને પાછું તેમના લગ્નનું નક્કી થઈ ગયું હતું એટલે 'ભણીને હવે શું કરવાનું' એમ વિચારી મનોમન મૂંઝાં જ રહ્યાં. જ્યોત્સ્નાના સાસરેથી તો બધાંની જ ઇચ્છા તેને ભણાવવાની હતી. પરંતુ લગ્ન પછી ઘર અને ભણવાનું. વળી બીજા થોડા વ્યવહાર પણ હોય એટલે ન ફાવે એમ બહાનું કાઢીને મુલતવી રાખેલું. ખાસ કરીને તેમના પતિને તે નહોતું ગમ્યું પણ મન વગરનું આગ્રહ કરીને ભણાવવાથી ગાડું વચ્ચે જ અટકી પડે એટલે તેમણે પણ કચવાટ સાથે મૌન સેવ્યું.

ધીમે ધીમે તેમનો ગૃહસંસાર શરૂ થયો. ઓછું ભણવાને કારણે ઘણી બધી મુશ્કેલીઓમાંથી તેમને પસાર થવું પડતું. તેથી તેમનાં બાળકો માટે તે વધુ સજાગ થયાં. દરેક માબાપને પોતાની ઇચ્છા મુજબ જ પોતાનાં બાળકોને તાલીમ આપવી ગમે છે. પછી કોઈ રીતે તે પૂરી સમજણ ન હોય છતાં અમુક જ રીતે તેના પર ઠોકી બેસાડવામાં આવે છે. તેમ જ્યોત્સ્નાબહેનની ઇચ્છા તેમની નીનાને ખૂબ ભણાવવાની હતી ઓછું ભણવાને કારણે પોતાને પડેલી અગવડ નીનાને ન ભોગવવી પડે તેમ તેઓ ખાસ ઇચ્છતાં. અને અઢી વર્ષની નીનાને તેમણે એકડો ઘૂંટાવવાનું શરૂ કર્યું. નીના એટલી નાની હતી કે તેનો જીવ હજુ રમતમાં વધુ રહેતો. અને પડોશીનાં બીજાં બાળકો સાથે બેસીને રમવું, ધમાલ કરવી વગેરે તેને ખૂબ ગમતું. જ્યોત્સ્નાબહેનને તો નીનાને ભણવામાં જલદી હોશિયાર બનાવી દેવી હતી એટલે તેમને સમય મળે ત્યારે તેને સ્લેટ લઈને ભણવા બેસાડી દેતાં. તે કામ કરતાં હોય ત્યારે પણ તે રમતી હોય તો બૂમ પાડીને બોલાવે અને એકડો ઘૂંટવા બેસાડી દે. નીના ના પાડે, રડે તો થોડો માર પડે. આમ પરાણે લાદવાથી નીનાને ભણવા તરફ અણગમો રહેવા લાગ્યો. તે વધુ ને વધુ બેધ્યાન રહેવા લાગી. સ્લેટ હાથમાં હોય પણ તેનું મન તો તેની નાની બહેનપણીઓ પાસે જ હોય.

બાળક રમતાં રમતાં ઘણું શીખે છે એ વાત જ્યોત્સ્નાબહેન માનવાને તૈયાર નહોતાં, બાલમંદિરમાં પણ તે શું નવું શીખી તે જ રોજ જોતાં. ત્યાં ન શીખી હોય તેવું પણ ઘેર તેને શીખવાડતાં. આમ એને ગોખાવીને બધું તૈયાર કરાવ્યાં. નીનાનો કોઈ વિરોધ તે સાંભળે જ નહિ. પણ સમજપૂર્વકના જ્ઞાનથી તે દૂર રહી. નીના ચોથી ધોરણમાં આવી ત્યારે તો તે વધુ બેદરકાર થઈ. જ્યોત્સ્નાબહેને એમની જૂની રીતે નીનાને તૈયાર કરવા ખૂબ મહેનત કરી પણ નીના તો જૂની અને નવી પદ્ધતિ વચ્ચે જ ઝોલાં ખાતી રહી અને ધોરણમાં નાપાસ થઈ.

પોતે ઘેર આટલી મહેનત કરાવે છે અને આમ બની જ ન શકે એમ કહી શિક્ષિકા બહેનોના તેના પ્રત્યે ભાવ છે એમ આક્ષેપ મૂકીને પણ એક વર્ષ તો તેને આગળ ચઢાવી પણ હવે ફરીથી તેઓએ તેને ઉપલા ધોરણમાં આગળ ચઢાવવાની મક્કમપણે ના પાડી.



એટલે જ્યોત્સ્નાબહેને તે સ્કૂલમાંથી તેને ઉઠાડી મૂકી. સ્કૂલ બદલવાથી પણ સારું પરિણામ ન આવ્યું.

નીના હવે વધુ જીદ્દી થઈ હતી. કહ્યું માનતી નહિ. અને વધુ ને વધુ રમવામાં સમય પસાર કરવા લાગી. જ્યોત્સ્નાબહેનના ગુસ્સાનો જવાબ પણ તે વાળતી: 'મારે નથી ભણવું, પંડિત નથી થવું. મને નથી આવડતું તે હું કેવી રીતે શીખું!'

અંતે નીનાની વહારે તેના પિતા ધાયા. પણ તે ઘણું મોડું હતું. તેના નાજુક મન પર પડેલા પ્રત્યાઘાતો નાબૂદ કરવા સહેલા નહોતા અંતે જ્યોત્સ્નાબહેને થોડા ગુસ્સામાં નીનાને ટકોરવાનું બંધ કર્યું. એમની અભિલાષા પૂરી ન થઈ. તેના ક્ષોભનું પરિણામ નીનાની હાજરીમાં જ, 'નીના તો રમતિયાળ થઈ ગઈ છે, ભણતી જ નથી. ઠોઠ નિશાળિયાનું બિરુદ મળ્યું છે. તમારો દીનુ તો કેવો સારો. સમયસર ભણવા બેસે, આગળ નંબર રાખે અને નીના તો નાપાસ થઈ તો પણ તેને કંઈ અસર જ નથી થતી.' આવું તો ઘણું બોલીને તે જે આવે તેમની પાસે ઊભરો ઠાલવે. નીનાની ઉપર આની કેટલી અસર થશે તે તો તેમને વિચારવાનું જ નહોતું.

આમ જ્યોત્સ્નાબહેને નીનાનું જીવન સામાન્ય બનાવવામાં મોટો ભાગ ભજવ્યો. દોષ કોને દેવો!

## બોલ મીઠાં ને કામ કડવાં

નીરેન: એક વાત પૂછું લત્તાબહેન? ખોટું નહિ લગાડો ને! તમારે વીરેન્દ્ર સાથે તો ઘણો સારો સંબંધ છે અને મને ખ્યાલ છે ત્યાં સુધી તેમના કૌટુંબિક જીવનમાં મુખ્યત્વે તમારો ફાળો છે.

લત્તા: ફાળો તો ઠીક હવે. કોઈના પણ જીવનમાં જો આપણે મદદરૂપ થતાં હોઈએ અને એ સમસ્યાને હલ કરીને પણ અંગત જીવનમાં સુલેહ કરાવી શકીએ તો એક રીતે હું ખોટું નથી માનતી, આપણે તો માત્ર હાથો બનીએ છીએ. હા, પણ તે બાબત શું છે નીરેનભાઈ?

નીરેન: એટલે જ હું વિચારમાં પડ્યો ને! વીરેન્દ્રને તમારે બન્ને માટે ઘસાતું બોલતાં સાંભળ્યો ત્યારે જ એમ થયું કે શું માણસ ઉપકારનો બદલો આ રીતે પણ આપી શકે છે! અને મને તો તેમના જીવનની બધી જ ખબર છે. વીરેન્દ્ર તો તેની પત્ની પ્રત્યે બિલકુલ બેદરકાર હતો અને એ જ કારણે તે કેવી માંદલી અને ચિંતાતુર રહેતી હતી. અને છતાં....

લત્તા: શું, વીરેન્દ્ર તમને મળ્યો હતો? એને જેમ બોલવું હોય તેમ બોલે. મને પણ સાંભળવા મળ્યું છે. પણ તમારી પાસેથી જાણ્યું એટલે ખાત્રી થઈ કે દરેક વ્યક્તિ આપણે ધારીએ તેવી તો નથી જ હોતી. એમના જીવનમાં ઊતરવાનો મારો કોઈ ખરાબ આશય તો નહોતો જ.

નીરેન: એટલું જ નહિ પણ તેની પત્ની પણ નીલાને મોઢે ખૂબ બોલતી હતી. આમ થવાનું શું કારણ?

લત્તા: નીરેનભાઈ, એની પત્ની તો સંપૂર્ણ સ્વાર્થની સગી છે. ગરજ હતી ત્યાં સુધી લત્તાબહેન લત્તાબહેન કરતી હતી. અરે, આવીને વીરેન્દ્ર વિરુદ્ધ કેટલુંય બોલી જતી હતી. પરાણે શાંત કરવી પડતી હતી. અને હવે તો પતિને આવી વિચિત્ર રીતે ભંભેરીને પોતાનો કર્યો છે પછી પૂછવું જ શું? હું તો એને પહેલેથી ઓળખું છું પરંતુ મારે ક્યાં કંઈ તેમની પાસે લેવા જવાનું હતું એટલે સંબંધ જાળવી રાખવામાં હું માનતી હતી. પરંતુ વીરેન્દ્રને ઓળખવામાં મેં ખરેખર ભૂલ કરી. મેં એને આવો નહોતો માન્યો. બીજા માટે જો કે એને સાંભળ્યો હતો છતાં પણ મારી સાથેનો સંબંધ પણ તે આવી રીતે બગાડશે તે કલ્પ્યું નહોતું. આ સંસારમાં ન કલ્પેલું ઘણું બધું થાય છે અને તેથી પણ વધુ મારા અને બીજાના અનુભવે સમજાયું કે કોઈની પણ સાથે વધુ પડતો નિકટનો સંબંધ રાખવામાં માલ નથી. ખૂબ મીઠાબોલા, અને બડાશો હાંકનાર ખુશામતીયાઓથી તો ચેતવું જરૂરી છે તે પણ સમજાયું.





નીરેન : સારું છે કે અમે તમારે કારણે તેમની સાથે વધુ સંબંધમાં નથી આવ્યા. બાકી એની દાનત તો એ જ સ્વાર્થની સગી હશે.

લત્તા : સૌ સૌને ફાવે તેમ કરવા દેવું બીજું શું ? કોઈને આપેલી શિખામણ કે સલાહ ક્યાં સુધી ટકવાની હતી? પોતે ખોટું કરે છે એમ ખબર હોય તોય બધા એ જ ખોટાને રવાડે ચડે જ છે ને? આપણે ક્યાં કોઈને રોકી શકીએ છીએ ?

## આદરેલાં પૂરાં....

વિભા જયાબહેનની સૌથી મોટી દીકરી; એના પછીનાં બીજાં પાંચ બાળકો. વીરમલભાઈ મીલમાં નોકરી કરે. એ ભણેલા–પદવીધારી હતા અને સ્વભાવે ક્રોધી, વહેમી, જીદ્દી હતા. આ કારણે શરૂઆતથી પતિ–પત્ની બન્નેમાં ઠીક ઠીક મતભેદો રહેતા. વિભાના જન્મ પછી જયાબહેનને આશા હતી કે બાળક તરફ મન પરોવાતાં વીરમલભાઈમાં ઘણો ફરક પડશે. પણ એમની ધારણા ફળી નહિ. જયાબહેને એમના પતિના વહેમી સ્વભાવને કારણે બહાર જવાનું લગભગ બંધ કરી નાખ્યું. ઘરની જરૂરિયાત પૂરતું જ જવું, નહિતર બીજા કોઈ ખાસ પ્રસંગમાં સગાવહાલામાં જવાનું હોય તો પણ એકલાં નહિ જવું. બન્નેએ સાથે જ જવું એમ નક્કી કરેલું.

જયાબહેને પદવી નહોતી મેળવી પણ કૉલેજનું શિક્ષણ તો જરૂર મેળવ્યું હતું. એમને એમના વ્યક્તિત્વનું અભિમાન તો હતું જ. છતાં મોઢું મન કરી સુખી સંસાર બનાવવા ખૂબ પ્રયત્નો કર્યા. થોડોક ફરક પણ તેમને ઘણી આશા આપતો. પણ ઉપરાઉપરી બાળકો થવા માંડ્યાં ત્યારે એમની ધીરજનો અંત આવી ગયો. અને કંટાળી પણ ગયાં. હવે જ કંટાળવાથી ચાલે તેમ નહોતું. બાળકોની જવાબદારી વધતી હતી અને મા તરીકેની ફરજમાંથી ચુકાય તેમ નહોતું. બાળકોને ખાતર ઘણું છોડવું જરૂરી હતું. પોતાનો અસંતોષ બાળકો ન જાણી જાય, પિતાના ક્રોધી સ્વભાવથી હેબતાઈ ન જાય, પિતા તરફ જાણતાં અજાણતાં અણગમો ઉત્પન્ન ન થાય એ બાબત તેમની તકેદારી હતી. પણ આ બધું એમના એકલાનાં હાથમાં હતું જ નહિ. વિભા અને પલ્લવ બન્ને મોટાં થઈ ગયાં હતાં તેઓ ઘરના વાતાવરણથી ઠીક ઠીક માહિતગાર થઈ ગયાં હતાં. અને પિતા પ્રત્યે છૂપો અણગમો ઉત્પન્ન થયો હતો. અને એક પ્રકારની બીક પેઠી હતી તેથી તેમનાથી દૂર રહેવા પ્રયત્ન કરતાં હતાં.

ઘરમાં આઠ જણ થયા પછી આર્થિક મુશ્કેલી પણ ઠીક ઠીક અનુભવવી પડતી હતી. કમાણીમાં ખાસ વધારો થયો નહોતો. એટલે ક્યારેક ખૂટતા બજેટને પહોંચી વળવા માટે મુશ્કેલી ભોગવવી પડતી. ગાડી સીધે પાટે ચાલવાની અણી ઉપર હોય ત્યાં પાછો આવો કોઈ પ્રશ્ન ઉપસ્થિત થતો.

વિભા બી. એ. થઈ ગઈ. એટલે તેને આર્થિક રીતે મદદરૂપ થવાની ઇચ્છા થઈ અને બીજું એ બહાને બહારના કામમાં રહેતાં ઘરની મુંઝવણ વારંવાર માથા પર ન અથડાયા કરે. પોતાની માતાની પરિસ્થિતિ અને મુંઝવણને બરોબર સમજી શકતી હતી. એના સુખમાં પોતે શું કરી શકે તે જ હમેશાં વિચારતી. પ્રેમાળ માની ઘરમાં કદર નથી થતી એ જોઈને નિરાશા અનુભવતી.

વીરમલભાઈ બાળકોને તેમનાથી દૂર ભાગતાં જોતા. ઉપરાંત તેમના પ્રત્યે પોતે લાગણીભર્યું વર્તન નથી બતાવી શકતા એ કારણે એ કુમળા મગજ ઉપર શું અસર થતી હશે અને તેનું પરિણામ—એ વિચાર ક્યારેક તેમના મનને મુંઝવતો. પણ એમનું અહમ્, જીદ, પુરુષપણું એમાંથી રસ્તો કાઢવા માટે રોકતું. એક વખત પાડેલી છાપ ભૂંસવા જતાં પોતાનું વ્યક્તિત્વ ઓછું અંકાય એવી કંઈક દહેશત તેમને રહેતી.

વિભાને નોકરી કરવી હતી પણ પિતાનો સખત વિરોધ હતો. હવે કરવું શું ? બીજી નોકરી નહિ પણ સામાજિક કાર્ય કરી કોઈ સંસ્થાને મદદરૂપ થવાની ઇચ્છા બીજા વડીલોની ઇચ્છાથી પિતાએ સંતોષી



# ગ્રંથોની રાહે



**યયાતિ ૧-૨ :**

[ લે૦ વિ. સ. ખાંડેકર. અનુ૦ ગોપાળરાવ ગ૦ વિદ્વાંસ. પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. મૂલ્ય : રૂ. ૧૦/-. ]

મહાભારતની મૂળ કથાનાં પાત્રોને ઊંચકી લઈ ને જાણીતા મરાઠી વાર્તાકારે એક આધુનિક છતાં પૌરાણિક પશ્ચાદ્ભુવાળી આ નવલકથા લખી છે. અને તેમાંય સાહિત્ય અકાદમીએ આ નવલકથાને પારિતોષિક યોગ્ય ગણી અને બધી ભાષાઓમાં ઉતારવાનું નક્કી કર્યું છે એટલે આ નવલકથા અનેકગણી મહત્ત્વની ગણાશે એમાં શંકા નથી. તેમાંય શ્રી. ખાંડેકરની નવલકથાઓનું ગુજરાતને પણ ઠીક ઠીક આકર્ષણ છે એની સાચી પ્રતીતિ પણ આ એક વધુ નવલકથા મારફત તેના અનુવાદક કરાવે છે.

કચ, દેવયાની, યયાતિ, શર્મિષ્ઠા વગેરે પાત્રોને લેખકે પૌરાણિક ચાલમાં નહિ પણ પોતાની કલ્પનાની ચાલમાં ચાલવા દીધાં છે. આ ચાલ ચાલતી વખતે આ પાત્રો જરાય મોં મચકોડતાં નથી. કેટલેક ઠેકાણે તો આ જ ચાલ સાચી ગણીએ તો ?—એવો પ્રશ્ન ઊઠાવવા જેટલા પણ લેખક સફળ થયા છે.

મૂળ લેખકના શબ્દો—'આ નવલકથા યયાતિની કામકથા છે, દેવયાનીની સંસારકથા છે, શર્મિષ્ઠાની પ્રેમકથા છે અને કચની ભક્તિગાથા છે, એ બરાબર સમજીને વાચકો વાંચશે તો હું રાજી થઈશ.'—આ વાચકો પણ યાદ રાખશે જ.

સામાન્ય રીતે નવલકથામાં નાયક, નાયિકા અને ખલનાયક કે ખલનાયિકા એમ ત્રણ મુખ્ય પાત્રો હોય છે. બે નાયક અને બે નાયિકા એમ ચાર મુખ્ય પાત્રોવાળી બહુ ઓછી નવલકથાઓમાં અગ્રસ્થાને રહી શકે તેવી આ નવલકથા કદાચ ગુજરાતી વાચકો પહેલી જ જોશે. પૌરાણિક કથાવસ્તુની માંડણી હોવા છતાં આધુનિકતાની લગોલગ પહોંચી શકે તેવી આ વિસ્તૃત નવલકથા એટલે જ આજનાં વાચકોને ગમશે. એટલે જ આ નવલકથા પૌરાણિક ન બનતાં સ્વતંત્ર અને આધુનિક પણ બની શકી છે.

યયાતિ મહાકામી, સ્ત્રીઓ સાથેનાં જ સુખમાં

---

અને તેણે કામ શરૂ કર્યું. ધીમે ધીમે તેને એમાંથી વેતન મળવા માંડ્યું અને સેવાના કાર્યમાં ખૂંપી જવાથી ઘરનો ભાર હળવો થતો લાગ્યો. પોતાની માને પણ તે ઘેર આવીને આ કાર્યથી માહિતગાર બનાવતી. મા દીકરી બન્ને બીજાની કથનીઓ સાંભળી પોતાના દુઃખને વામણું માની સંતોષ લેવા પ્રયત્ન કરતાં.

હવે તો પલ્લવ પણ કમાતો થયો એટલે ઘરમાં થોડી શાંતિ અનુભવાવા લાગી. પલ્લવ પિતાને ક્યારેક સમજાવી શકતો. બન્ને મોટાં બાળકોને પોતાના કામમાં મશગૂલ જોતાં માતાને ટાઢક વળતી. અને ઊંડો સંતોષ વ્યક્ત કરી દેવાતો. કારણ પતિના સ્વભાવથી તો તેઓ બધાં જ ટેવાઈ ગયાં હતાં. એટલે ખપ પૂરતી વાત કરીને મૂગા રહેવાનું વધુ પસંદ કરતાં. અને પોતાનું અધૂરું રહી ગયેલું વિભા દ્વારા પૂરું થતું જોઈ સંતોષની છાયા અનુભવતાં.



મહાલતો છતાં ક્યારેય ન સંતોપાતો રાજવી હતો. આજે પણ યયાતિ કરતાંય ચડે એવાં સ્ત્રી-સુખના ભોગીઓ આપણે નજરે નિહાળીએ છીએ. કાયદા, રૂઢિ બંધનો કે સમાજનું માળખું કોઈ એને નડતાં નથી હોતાં. એ માળખાને આડખીલીરૂપ બનતાં 'યયાતિ' જેવાં પાત્રોને ચીતરીને આપણા લેખકો કંઈક અંશે જનસેવા તેમ જ જનશિક્ષા કરી રહ્યા છે એમ કહી શકાય. એવે ટાંકણે પ્રસિદ્ધ થતી આ અનુવાદિત નવલકથા દરેક વાચકે આવકારવી જ રહી.

એ કથા ચક્રવર્તી રાજવીની છે એટલે આપણે એને ન સ્વીકારીએ એવું પણ નથી. પણ માનવીનું મન તો ચક્રવર્તી રાજવી કરતાંય બે ડગલાં આગળ ધપતું હોય છે. રાજમહેલ અને ઋષિઓનાં તપોવનો કે આશ્રમોમાં જ આવી કથાઓનાં ઉદ્‌ગમ અને ઉઠાવ હોય છે એ પણ માની લેવું ન જોઈએ. આ લાંબી કથાના અંતમાં યયાતિ એના પુત્રને પોતાના જીવનનો નીચોડ અને અનુભવ શિખામણરૂપે આમ આપે છે: 'સુખમાં અગર તો દુઃખમાં કાયમ એક વાતનું સ્મરણ રાખજે. કામ અને અર્થ એ મહાન પુરુપાર્થો જરૂર છે; ભારે પ્રેરક એવા પુરુપાર્થો છે; જીવનને પોપક પુરુપાર્થો છે. પણ એ પુરુપાર્થો સ્વૈર દોડયા જાય એવા છે. એ ક્યારે અંધ બની બેસશે તે નક્કી ન કહેવાય. માટે એની લગામ હમેશાં આઠે પહોર ધર્મના હાથમાં જ રહે એવું રાખજે.'

—આપણાં વાચકો પણ યયાતિના આ અનુભવબોલને આચારમાં ઉતારશે એવી સદ્‌ભાવના સાથે આ નવલ-કથા ગુજરાતીમાં આવકાર્ય ગણાય. અનુવાદક અને પ્રકાશક આ સુંદર કૃતિને આટલી ઝડપથી ગુજરાતીમાં આપી શક્યા એ માટે માનના અધિકારી છે. કથાની સુવાચ્યતા અને સુંદર બાહ્ય દેખાવ તેમજ સ્વચ્છ અને ભૂલ વિનાનું મુદ્રણ આજકાલ ફૂગી નીકળેલા નવા પ્રકાશકો માટે ધડો લેવા સમાન છે.

**ચંદ્રગુપ્ત મૌર્ય :**

[ લે૦ ધૂમકેતુ. પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૧. મૂલ્ય : રૂ. ૫/– ]

આપણા સમર્થ સાહિત્યકારની ગુપ્તયુગનવલકથાવલિની પાંચમી નવલકથાનું ૭ વરસે થતું આ પુનર્મુદ્રણ છે. ઇતિહાસને ઉકેલવાની સાચી અને અભ્યાસુ દૃષ્ટિવાળા આપણા વયોવૃદ્ધ નવલકથાકારે ચૌલુક્યયુગની ચૌદ અને ગુપ્તયુગની દસ નવલકથાઓ આપી છે એટલે એની લોકપ્રિયતા તો ગણાય જ. તેમાંય હવે તો આ બધી નવલકથાઓ પૈકીની કેટલીક હિંદીમાં પણ અનુવાદિત થવા પામી છે, એ રીતે ભારતખ્યાત બની ચૂકેલી આ નવલકથાઓની મોટી અને લાંબી હારમાળા જ તેની સાચી જરૂરિયાત સમજાવે છે. ગુપ્તયુગને મૂર્તિમંત કરતી લાંબી નવલકથાવલિનો આ પાંચમો મણકો એ કારણે જ આપણાં વાચકોમાં પ્રિય થઈ પડશે એ નિર્વિવાદ વાત છે. હજુ પણ ગુજરાતને આવું ઉપયોગી સાહિત્ય આપણા આ વયોવૃદ્ધ અને અજોડ કલમકસબી આપતા રહે એવી અપેક્ષા અસ્થાને નહિ ગણાય.

**બાપુના પત્રો શ્રી છગનલાલ જોશીને :**

[ સંપા૦ છગનલાલ જોશી. પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. મૂલ્ય રૂ. ૪/–. ]

ગાંધીજીએ લખેલા જુદી જુદી વ્યક્તિઓ ઉપરના પત્રોના ૭ સંગ્રહો આ અગાઉ પ્રગટ થઈ ચૂક્યા છે. આ સાતમો સંગ્રહ એ બધા કરતાં જુદો તરી આવે છે. કારણ કે આ સંગ્રહના પત્રમાં વૈયક્તિક રસ ઉપરાંત સામુદાયિક જીવનસાધનાનો પણ રસ છે. સાબરમતી આશ્રમના મંત્રીને તેના સંચાલનમાં ઉપયોગી થાય એવાં સૂચનો ગાંધીજીએ પત્ર રૂપે કરેલાં એથી જ આ પત્રોનું અનેકગણું મહત્ત્વ છે.

શ્રી છગનલાલ જોશી ઉપરાંત શ્રી રમણીકલાલ મોદી પરના પત્રો પણ એ જ આશયથી આ સંગ્રહમાં સંઘ-રવામાં આવ્યા છે. પુરવણીરૂપે આ પુસ્તકમાં ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમનો પરિચય પણ આપવામાં આવ્યો



છે જે એક રીતે ગાંધીજીના અભ્યાસુને ઠીક ઠીક મદદરૂપ થઈ શકશે. શ્રી મગનભાઈ દેસાઈ જેવા વિદ્વાન અને ગાંધી વિચારસરણીના પીઢ આલોચકે આ પત્રોનું સંપાદન ઉપરાંત પ્રસ્તાવના રૂપે લખેલો 'સેવાનું દીક્ષાલય' નામનો લેખ પણ અભ્યાસુઓને ઠીક ઠીક મદદરૂપ થશે.

આ પુસ્તકમા પ્રગટ થયેલા ૩૦૪ જેટલા પત્રોમાં ગાંધીજીને સમજવાની વધુ ને વધુ સામગ્રી મળી રહેશે અને ગાંધી વિચારસરણીના અભ્યાસુઓને ઉપયોગી માર્ગદર્શન મળી રહેશે એ નિઃશંક છે.

**આકાર :**

[ લે૦ ચન્દ્રકાન્ત બક્ષી. પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. મૂલ્ય : રૂ. ૫/૫૦. ]

શ્રી. ચન્દ્રકાન્ત બક્ષીની એક વધુ નવલકથા એટલે 'આકાર'. પહેલી ત્રણ નવલકથાઓ વાંચી ન હોય એવા પ્રયોગશીલ વાચકોને ચીલાચાલુ શૈલી અને ચીલાચાલુ નવલકથા કરતાં કંઈક જુદી જ લાગે તેવી 'આકાર' તો જરૂર વાંચવી ગમશે જ. 'બૂર્ઝવા' વાચકો તો વિચારમાંય પડી જાય કે આમાં નવલકથા જેવું શું છે ?

પણ પ્રયોગમાં જ જીવતી દુનિયામાં આજે નવા ચીલાને, નવા લોહીને, નવતર પ્રયોગને એટલું જ મહત્ત્વનું સ્થાન છે જેટલું બળદગાડીમાંથી સ્પુટનિકને આવકારતા અને સંચાલન કરતા માનસને છે.

નવતર પ્રયોગશીલ વાર્તાકારોમાં આજે આંગળીને વેઢે ગણાય એવા લેખકોમાં શ્રી. બક્ષી આગળપડતા છે. આ અગાઉની ત્રણ નવલકથાઓ અને બે વાર્તાસંગ્રહો એની સાબિતી છે. તેમાંય 'આકાર'મા એક વધુ નવીનતા દેખાય છે તે પાત્રોનાં નામોની. નવાં નામો સાથે નવાં કામો પણ પાત્રો માટે લેખકે જાણે પૂરાં પાડ્યાં છે. નિહાર અને યશ બે સગા ભાઈઓ છે અને છતાં બન્નેના વિચારો બૂર્ઝવા અને નવીન જેટલા મોટા અંતર વચ્ચે ઝોલા ખાય છે. શિખાને આદર્શ ગૃહિણી ચીતરી છે એ વિષે શંકા નથી. રીમા અને પાવનની માતા અને નિહારની પત્ની તરીકેની તેની કામગીરી જ એ તો કહી આપે છે. યશની અને લીરાની એ ભાભી વૈધવ્યને પણ એવું જ 'પવિત્ર' રાખે છે જેવું એનું લગ્નજીવન હતું. દીપ યશનો મિત્ર છે. હર્ષ પણ થોડા સમય માટે યશનો મિત્ર હોય છે. પણ નીવાના પતિ દીપમાં જે ભટકુ વૃત્તિ લેખકે મૂકી છે એ યશ જેવા રખડુ યુવાનને પણ નથી જચતી. અને છતાં સરના જેવી કલાકાર યુવતી અને રેખા જેવી બજારુ યુવતીને દીપ ચૂસ્યા જ કરે છે—પીંખ્યા જ કરે છે. જ્યારે યશ બુલબુલ, સરના જેવી યુવતીઓ સાથે મૉજ માણે છે તેમાંય પુરુપાતન હોય છે. એ મૉજ બૂર્ઝવા નથી હોતી તેમ આધુનિકેય નથી હોતી. એમાં ખમીર ભર્યું હોય છે. યશનું પાત્ર એ રીતે લેખકને સાચો નાયક પૂરો પાડે છે જે ક્યાંય સ્ખલિત થતો નથી—બૂર્ઝવા રીતે તો એ સ્ખલનશીલ લાગે છતાં અણિશુદ્ધ જ રહે છે.

રાની જેવી વેશ્યા સ્ત્રીને પોતાના બાપની રખાત હોવાથી મા ગણવા તૈયાર થાય અને એ જ રાનીની છોકરી રેખાને એ જ ધંધામાં પડી હોવા છતાં બહેન માને એ તો યશ જેવો ખેલદિલ યુવાન જ કરી શકે. અને બુલબુલ જેવી એ ખાંજરામાંથી છટકી ચૂકેલી યુવતીને પોતે સહારો આપે, આશરો આપે એ પણ જેવી તેવી ખેલદિલી ન જ ગણાય. પેમલા–પેમલીમાં જ રાચતા આજની નવલકથાઓના નાયકોમાં કંઈક જુદી જ ખોપરી ધરાવતો 'આકાર'નો નાયક યશ ન૦ શાહ એક અચ્છો નાયક ગણાય. ભાભી અને બહેન પ્રત્યેની અપાર લાગણી ધરાવતો હોવા છતાં સાવ લાગણીશૂન્ય પણ બની બેસતો આ નવલનો યશ નવલકથાના અંતમાં આપણને સરના પાસે દેખાય છે. માણસ જિંદગીમાં ખત્તા ખાઈ ખાઈને જે નિર્ણય ઉપર આવે છે—Point of no returnનો —એ નિર્ણય તો યશ ન૦ શાહ જ કરી શકે, તે પણ શ્રી ચન્દ્રકાન્ત બક્ષીની નવલકથા 'આકાર'નો યશ ન૦ શાહ, બીજો કોઈ યશ નહિ જ.

લીરા એક માનસિક પરિતાપ ભોગવતી અને એવા જ



કોઈ ધક્કાથી મગજનું સમતોલપણું ગુમાવી બેઠેલી યશની બહેન છે. માનસોપચાર માટે એને એવા ક્લીનીકમાં રાખી હોવા છતાં એની જવાબદારી યશ સમજતો હતો ત્યારે જ તો કોલસાની ખાણોવાળા વેરાન વિસ્તારમાં પણ એ લીરાને લઈ ગયો હતો. પણ એ પોતેજ સ્વસ્થ નહોતો ત્યાં લીરાનું સ્વાસ્થ્ય ક્યાંથી આણી શકે?

કલકત્તાને જ દરેક નવલકથાનું ક્ષેત્ર બનાવતા શ્રી બક્ષીની આ નવલકથા એજ રૂપરંગી નગરીને મઢી લે છે. અને એ જ લટકતા અંતવાળી આ નવલકથાનો યશ કલકત્તાની રાતના અવાજો, અડધા ફાટી ગયેલાં હવામાં ફરફરતાં પોસ્ટરો, ગાડીઓ, તારાઓ જેવો કોઈ આકાર બનવા એક પણ સ્પન્દન મૂકયા વિના અદશ્ય થાય છે.

નવલકથાના આશક વાચકોને એક સારી નવલકથા વાંચ્યાનો સંતોષ 'આકાર' આપે એવી નવીનતાભરી આ નવલકથા લખવા બદલ લેખકને ધન્યવાદ.

**બાબલો :**

લે. સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય અનુ. ચન્દ્રકાન્ત મહેતા. પ્ર. આનંદ પબ્લિશર્સ, ૨૯૬ બઝારગેટ સ્ટ્રીટ, મુંબઈ ૧. મૂલ્ય : રૂ. ૩/—.

ગુજરાતી ભાષામાં બીજી ભાષામાંથી થોકબંધ અનુવાદો પ્રગટ થાય છે. પણ જે ગણનાપાત્ર ઉમેરો થાય છે તે તો જવલ્લે જ નજરે ચડે છે. 'બાબલો' નામની નવલકથા આવો ગણનાપાત્ર ઉમેરો ગણી શકાય.

બંગાળના બીજા લેખકો જેમ સૌરી દ્રમોહન મુખોપાધ્યાય પણ ગુજરાતી વાચકોને જાણીતા છે. પણ આવી બાલમાનસ રજૂ કરતી કૃતિ તેમની કલમમાંથી નીતરે એ તો ખરેખરા આનંદની વાત ગણાય. વાર્તાઓ-નવલકથાઓનાં થોકબંધ પ્રકાશનો થઈ રહ્યાં છે એમાં નવી નોખી અને સારી ભાત પાડતી આ કૃતિ એક નિર્દોષ કૃતિ એ કારણે જ બની શકી છે. માનવહૃદયના કોમળ ભાવોને આલેખવાની કુદરતદીધી બક્ષિસને લેખકે આ વાર્તામાં મોકળી મૂકી છે. સ્વાભાવિકતા અને નિર્દોષતાજન્ય ભાવોને આલેખવાની આ સૂઝ બહુ ઓછા લેખકોમાં દેખાય છે.

એક નાના કિશોરને નાયક તરીકે ગૂંથીને તેની મુગ્ધતા અને વેદનાઓના તાણાવાણામાં ગુંથાઈને જે માતૃવાત્સલ્યની સરવાણીઓ આ વાર્તામાંથી ફૂટે છે તે સાચા અર્થમાં પ્રશસ્ય ગણાય. પ્રો. ચન્દ્રકાન્ત મહેતા જેવા પીઢ અને અભ્યાસુ ગુજરાતી ભાષાની હથોટીવાળા અધિકારી અનુવાદકે આ ચોપડી ગુજરાતીમાં ઉતારી છે એ જ એની મૂલ્યસત્તા વધારે છે. આપણાં કિશોર-કિશોરીઓના હાથમાં ગમે તે પ્રકારનું વાંચન ચડી જાય છે એવે સમયે એક નિર્દોષ કૃતિને ગુજરાતીમાં રજૂ કરવા માટે અનુવાદક અભિનંદનના અધિકારી ગણાય. આ કૃતિ બેધડક કોઈ પણ જાતના સંકોચ વિના દરેકને વંચાવવા જેવી ગણી શકાય. અનુવાદક અને પ્રકાશકોની આ કૃતિની પસંદગી પાછળની ઉચિત દૃષ્ટિ આપણાં અન્ય અનુવાદકો અને પ્રકાશકોને પથનિર્દેશક બની રહે તો?

☆

'સરોદ'

## રજનીને લાખ લાખ અખિયાં—

રજનીને લાખ લાખ અખિયાં સાહેલડી,
દિનને તો એક જ આંખડી રે લોલ;
ડૂબતા સૂરજ સાથ ઝળહળતા વિશ્વની
કરમાતી છેલ્લી તેજપાંખડી રે લોલ

મનને છે લાખ લાખ અખિયાં સાહેલડી,
ઉરને તો એક જ આંખડી રે લોલ;
સારા સંસાર કેરું અજવાળું ડૂબતું
ખરતાં એ પ્રેમ કેરી પાંખડી રે લોલ.*

*F. W. Bourdillonના The night has a thousand eyesનો અનુવાદ



# ભારતી સંઘનાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| અઘોરમાર્ગે શ્રી ચુનીલાલ વ. શાહનુ રાજ્ય પારિતોષિક પ્રાપ્ત પુસ્તક | રૂ. | ૩–૨૫ |
| હૈયાનું ધ્યાન શ્રી. ચુનીલાલ વ. શાહની પ્રૌઢો માટેની નવી લાંબી વાર્તા | રૂ. | ૧–૦૦ |
| પાછલે બારણે શ્રી. પન્નાલાલ પટેલની ગ્રામ્યજીવનની નવલની નવી આવૃત્તિ | રૂ. | ૩-૨૫ |
| સંસ્કારની સુવાસ શ્રી. ઈશ્વર પેટલીકરના સંસ્કારપ્રેરક લેખોનો નવો સંગ્રહ | રૂ. | ૨–૦૦ |
| સર્વોદય પાત્ર શ્રી પીતાંબર પટેલની ગ્રામ્યજીવનની વાર્તાઓનો સચિત્ર સંગ્રહ | ન. પૈ. | ૦–૭૫ |
| શ્યામ શ્રી. સાને ગુરુજીની શ્રી. જયન્ત પરમાર અનુવાદિત નવી નવલકથા | રૂ. | ૮–૭૫ |
| ચીંથરે વીંટયાં રતન શ્રી વિજયકુમાર ત્રિવેદીકૃત સત્યકથાઓનું નવું પુસ્તક | રૂ. | ૩–૭૫ |
| ઉષા અને અરુણ શ્રી. ડાહ્યાભાઈ પટેલની દ૦ આફ્રિકાને સ્પર્શતી નવી નવલકથા | રૂ. | ૮–૭૫ |
| એકલ પંથ પ્રવાસી શ્રી. ચંદ્રહાસ શેલતે લખેલી નવી સામાજિક નવલકથા | રૂ. | ૩–૨૫ |
| માટીનું હૃદય શ્રી દેવશંકર મહેતાની ધરતીને સ્પર્શતી નવી વાર્તાઓનો સંગ્રહ | રૂ. | ૫–૫૦ |
| અધૂરાં અરમાન શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટની નવી સામાજિક નવલકથા | રૂ. | ૫–૫૦ |
| એક ડાળનાં પંખી શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટની જાણીતી નવલકથાની નવી આવૃત્તિ | રૂ. | ૬–૦૦ |
| મનુષ્ય પરવાર્યું નથી શ્રી. ગુલાબદાસ બ્રોકરકૃત સત્યકથાઓની નવી આવૃત્તિ | રૂ | ૩–૭૫ |
| રોગ અને આસન ડૉ. ભૂપતરાય દવે-ડૉ. શંકરલાલ દવેકૃત પુસ્તકની ન. આ. | રૂ. | ૬–૦૦ |
| સંસાર-સાગરને તીરેથી શ્રી. રંભાબહેન ગાંધીનો સંસારોપયોગી પત્રસંગ્રહ | રૂ. | ૪–૦૦ |
| જીવનમધુ શ્રી. જયન્ત પરમારકૃત જીવનમાં માધુર્ય પ્રેરતી વાર્તાઓનો સંગ્રહ | રૂ. | ૪–૫૦ |
| આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ આફ્રિકાના ગુજરાતી લેખકોની વાર્તાઓ | રૂ. | ૫–૦૦ |
| વેડફાતાં જીવતર શ્રી. બળવંત નાયકકૃત નવી સામાજિક નવલકથા | રૂ. | ૬–૦૦ |
| અસ્તરીનો અવતાર શ્રી. 'ગૌરીકાન્ત'ની ગ્રામ્યજીવનની નવી નવલકથા | રૂ. | ૪–૨૫ |
| ગુજરાત રાજ્ય પંચાયતધારો શ્રી. જી. મો. ઠાકોરકૃત પંચાયતોપયોગી પુસ્તક | રૂ. | ૧૦–૦૦ |
| શીનાશી આફ્રિકાવાસી બૅરિસ્ટર લેખક શ્રી ડાહ્યાભાઈ પટેલની વાર્તાઓનો નવો સંગ્રહ | રૂ | ૫–૦૦ |
| વિશ્વની શ્રેષ્ઠ સાહસ કથાઓ શ્રી. બળવંત નાયક : બા. ઓ. વ્યાસ સંપાદિત | રૂ | ૪–૫૦ |
| સંદેશની પરકમ્મા શ્રી ભાનુશંકર ઓ૦ વ્યાસકૃત આફ્રિકા ખંડ વિષેની પત્રમાળા | રૂ. | ૬–૦૦ |
| આ પાર પેલે પાર શ્રી ભાનુશંકર ઓ. વ્યાસકૃત નવી સામાજિક નવલકથા | રૂ. | ૮–૭૫ |
| પ્રેમની પાંખે શ્રી. બાબુભાઈ કે. પટેલકૃત નવી સામાજિક નવલકથા | રૂ. | ૪–૨૫ |
| સાથ વિનાનાં સંગાથી શ્રી ભૂપત વડોદરિયાની એક લઘુ નવલ અને દસ ટૂંકી વાર્તાઓનો સંગ્રહ | રૂ. | ૪–૦૦ |
| કંટકની ખુશબો શ્રી ધીરુ પરીખકૃત બાવીસ ટૂંકી વાર્તાઓનો નાવીન્યસભર સંગ્રહ | રૂ. | ૩–૭૫ |

—: અમારાં આ પ્રકાશનો તેમજ ગુજરાતી સાહિત્યનાં તમામ પુસ્તકો માટે :—

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ અમદાવાદ, ૧







# મીનાક્ષી

લેખક :

**શ્રી ડાહ્યાભાઈ પટેલ**

મૂલ્ય :

રૂ. ૫/—

[ રજિ. પો. રૂ. ૬/— ]

તેર વાર્તાઓના આ નવા સંગ્રહની પ્રો. હસિત બૂચે લખેલી પ્રસ્તાવનામાંથી નીચેનું લખાણ જ આ નવા સંગ્રહની મૂલ્યવત્તા સમજાવે છે :—

' વાર્તા–નવલકથાના આપણા વાચક વર્ગમાં અને સાહિત્ય–શોખીનોમાં આ વાર્તા સંગ્રહના લેખક આફ્રિકા નિવાસી ભેરિસ્ટર શ્રી. ડાહ્યાભાઈ પટેલનું નામ હવે અજાણ્યું ન ગણાય. વતનથી દૂર અને વ્યવસાય સાહિત્ય રસિકતાને વિકસાવવા પૂરતો સમય ન રહેવા દે એવો ખરો; પણ તેથી શું થયું ? એ બેઉ વાતે તો આ ભાવનાશીલ અને સંવેદનશીલ લેખકને સારી એવી સહાય કરી છે. આ સંગ્રહની મોટા ભાગની વાર્તાઓ એની સાક્ષી પૂરે છે. '



આપની નકલ મેળવવાનું મુખ્ય સ્થળ :

ગાંધી સાહિત્ય સંઘ પ્રા૦ લિમિટેડ ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ અમદાવાદ,

પૂઠું • દીપક પ્રિન્ટરી અમદાવાદ

